ફોરવાં    પુ. ૭ અંક ૬    જાન્યુઆરી ૧૯૪૬



# "આ દુન્યા"

ગુનાં—શોધમાં છે પરેશાન દુન્યા,
છે ખોટા વિચારોમાં હેરાન દુન્યા;
ને લજ્જાથી ખાલી આ હેવાન દુન્યા,
વિના અકલ્વાળી ને બેજાન દુન્યા.
  આ દુન્યા છે પૈસાજદારોની દુન્યા,
  ગરીબોનું જેમાં ઠેકાણુંય ક્યાં છે.

આ વીજળીના લેમ્પો ને દાંડાની દુન્યા,
આ કેકની, બિસ્કીટની, ઇંડાની દુન્યા;
આ પરચમની દુન્યા, આ ઝંડાની દુન્યા,
આ પોલીસની ને આ ડંડાની દુન્યા.
  આ દુન્યા છે પૈસાદારોનીજ દુન્યા,
  ગરીબોનું જેમાં ઠેકાણુંય ક્યાં છે.

આ પાઉડર લવંડર, ને મેકઅપની દુન્યા,
આ વાતોડીયાઓની, ગપસપની દુન્યા;
આ વિસ્કીની, શીશાની, ને કપની દુન્યા,
આ 'કમ ઓન'ની, ને 'હરી અપ'ની દુન્યા.
  આ દુન્યા છે પૈસાદારોનીજ દુન્યા,
  ગરીબોનું જેમાં ઠેકાણુંય ક્યાં છે.

આ પાટલૂન ને કોટ, મફલરની દુન્યા,
આ બંગલાની, બોટલની, બટલરની દુન્યા;
આ મિસની, મીસિસની ને મિસ્ટરની દુન્યા,
આ ચર્ચીલની, ટ્રુમનની, સ્ટેલિનની દુન્યા.
  આ દુન્યા છે પૈસાજદારોની દુન્યા,
  ગરીબોનુંય જેમાં ઠેકાણુંય ક્યાં છે.

(ઉર્દૂ ઉપરથી)    મઝાક-ચીસ્તી

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...ભેકાર...



## ન્યાય તોળાય છે?

જર્મનીના આગેવાનો પર "જાુઠ, પ્રપંચ, લૂટ, ખૂન" વગેરેના મૂકાએલા આક્ષેપો કોરટમાં પુરવાર થયા છે. પણ જે લોકોએ એ આક્ષેપો મૂકયા છે અને જે સજા આપવાને તૈયાર થયા છે, તેમનો હાલ તો લોકો પણ જાણે છે અને ભગવાન પણ જાણે છે. જે 'માનવતા'ના નામે એ ન્યાયનો નાટક ભજવાઇ રહ્યો છે તે 'માનવતા'ના ત્રાજવે ફરિયાદીઓ કે મેજીસ્ટ્રેટો પુરા ઉતર્યા છે? 'ફાવ્યો તે ડાહ્યો' એ ન્યાયે જીત્યા તે શાહુકાર અને હાર્યા તે ચોર ઠર્યા છે! માનવતાની એસી તેસી!

લોર્ડ જીસસક્રાઇસ્ટના જમાનાની એક વાત છે. એક પતિતા સ્ત્રીને તે સમયના આગેવાનો હઝરત-ઈસા પાસે લઇ ગયા ને કહ્યું કે "આ સ્ત્રી વ્યભિચારના ગુનામાં સપડાએલી છે, એને શી સઝા કરવી જોઇએ?" તે વખતે સમાજ ઘણો બગડી ગયો હતો, અને અનિતી તથા પાપ ધોળે દિવસે થતાં હતાં; જેથી તે લોકોને પાઠ અર્પવા ખાતર હઝરત-ઈસાએ ઘણીજ સરસ દલીલ પેશ કરી કે; "બેશક એ સ્ત્રી ગુનેહગાર છે, પાપી છે માટે એને સજા તો મળવીજ જોઇએ; પણ તે માણુસ એને સજા કરી શકે જેણે જીવનમાં કોઇ દિવસ વ્યભિચાર તો ઠીક, વ્યભિચારનો વિચાર પણ ન કર્યો હોય!" આ વાત સાંભળીને પેલા આગેવાનો ચોંકી ઉઠયા. એટલે હઝરત-ઇસાએ ફરમાવ્યું કે, "ભલે, એ સ્ત્રીને બીજી સજા ન કરતાં ફકત તિરસ્કાર જાહેર કરવા એના મોં પર થુંકવું જોઇએ. પણ તેજ માણુસ થુંકે કે જેણે ઝિંદગીમાં કોઈ દિવસ અનીતિ કે પાપ કર્યું ન હોય!" આ સાંભળીને પેલા સમાજના થાંભલાઓ શાંત થઇ ગયા. એટલે વળી પાછા હઝરત ઇસા બોલ્યા કે, "ભલે એના તરફ થુંકોય નહિ પણ ફકત એના પ્રત્યે તિરસ્કાર બતાવો, એની સામે ધિક્કાર વરસાવો, પણ તેજ માણુસ ધિક્કાર વરસાવી શકે જેણે ઝિંદગીમાં ધિક્કારવા યોગ્ય કોઇ કામ ન કર્યું હોય; જે સદા નેકી અને સદાચારને પંથેજ ચાલ્યો હોય?" કોઇ ચૂં કે ચાં કરી શકયું નહિ, શરમથી બધાવની ગરદનો ઝુંકી ગઈ, અને પોતપોતાના પંથે ચાલ્યા ગયા]

પણ આજે હઝરત મસીહનું કાર્ય કરી શકે એમ કોણ છે? કોણ એમ કહી શકે એમ છે કે "જેણે જીવનમાં કોઇ ગુન્હોજ ન ન કર્યો હોય તેજ ગુનેહગારોનો ન્યાય તોલે! બિચારી માનવતા, દાનવતાથી ભડકીને કોણ જાણે કયા ખૂણામાં લપાઇ ગઇ છે, અને ન્યાય, ન્યાયાધિશોના પાટલૂનના ગજવામાં ભરાઇ ગયો છે!

●

## વહેંચણી!

મોસ્કો ખાતે પરદેશ પ્રધાનો બેવીન, બાર્નેસ, અને મોલોટોવની મંત્રણા થઇ ચૂકી છે. બ્રિટનને અમેરિકા ગમે તેમ ડંફાસ મારતાં હતાં પણ અંતે રશિયાનુંજ ધાર્યું થયું છે.

એટમને માટે એક સંયુક્ત અંકુશ કમીટી નીમવાનું ઠર્યું છે. બાકી બાલકનનાં રાજ્યો રૂમાનીયા, બલ્ગેરીયા વગેરેની સરકારો બ્રિટન અમેરિકાને કબુલ કરવી પડી છે. એટલે રશિયાની મરજી મુજબ થયું છે. ફિન્લાંડમાં પણ તેવીજ મરજી મુજબ ઘાટ ઘડાશે, અને જાપાનમાં પણ રશિયાએ ટાંગ અડાવી છે. હવે એકલો અમેરિકાનો કારભાર નહિ ચાલે. રશિયન પ્રતિનિધિ પણ જાપાનમાં જશે. ઇરાનના સવાલને રખડતો મૂકયો છે, એટલે હવે અઝરબૈજાનમાં રશિયાની મરજી મુજબ ઘાટ ઘડાઇ જશે અને વખતે ઈરાની પ્રધાન મંડળને દાંતે તરણું લઇનેય મોસ્કો જવું પડે! તૂર્કીનું તાપણું પણ હોલવાયું નથી. ઇટાલી સબંધી હવે વિચાર થશે.

મતલબ કે શાંતિ તો સ્થપાઇ નથી પણ મુલકોની વહેંચણી થઈ ગઈ છે. બ્રિટનની હાલત તો ભેંસની પાછળ પાડી દોરાય તેમ અમેરિકાની પાછળ પાછળ ચાલવાની છે. આજે રશિયા ને અમેરિકા માતબર થઇ પડયાં છે. એક શક્તિના જોરે, અને એક પૈસાના જોરે. ત્યારે નબળો માટી જેમ બૈયરી પર શૂરો તેમ બ્રિટન પોતાના સામ્રાજ્યવાદના તાબૂતને ટકાવી રાખવા માટે નાનાં ને નબળાં, ઘરડાં ને અશક્ત પાડોશીઓને ડબાવી રહ્યું છે! જાવામાં ડચોની મદદે ઉપડી જાવા વાસીઓને મારી રહ્યું છે! હિંદી ચીનમાં ફ્રાન્સની હિમાયત કરી અનામીઓને ટીપી રહ્યું છે! અને વળી હવે સિયામની ગરદન ઝીલવાના પ્રયત્નો કરી રહ્યું છે! આમ બ્રિટને સાંઢ પાડા કે આખલાઓને નાથ પહેરાવવાને બદલે બકરાંઓને તથી ઘેટાંઓને નાથ ઘાલવા માંડી છે! પ્રો. લાસ્કીએ કહ્યું છે તેમ જાણી જોઇનેજ બીજા નંબરની સલ્તનત થવાનું બ્રિટને જાણે બીડુ ઝડપ્યુ છે! જો બીએ એવાં હોય તેને બીવરાવવામાં બ્રિટીશના વાઘો પાછા પડે એમ નથીતો? પણ જગત તો જાણી ગયું છે કે એ મોહરમના વાઘ છે!

## 'કલા ખાતર કળા!'

એ શબ્દ સમૂહ ઘણા ને કાને પડયો હશેજ? જેમ 'બોલવા ખાતર બોલવું' એ આજના ઘણા વકતાઓનો ઉદ્દેશ હોય છે; તેમ 'કલા ખાતર કળા' એ ઘણા કલાકારોનો ઉદ્દેશ હોય છે; અને તેથીજ એવી કલા બલાનું સ્વરૂપ લઇને બહાર પડે છે! જેમ 'લગ્ન ખાતર લગ્ન'માં લગ્નનો ઉદ્દેશ સચવાતો નથી તેમ! અલબત્ત છોકરાં થાય છે; પણ તેથી તો 'છોકરાં ખાતર લગ્ન' એવો પેલા રસિક વ્યાધેડોનો મુદ્દો ખરો પડે છે? હશે, પણ આજે તો એવુ બધેય જોવામાં આવે છે. 'નોકરી ખાતર નોકરી' બજાવનારા કારકૂનોનો આજે તોટો નથી! 'પેટ ખાતર વેઠ' કરનારા તો કંઇકે ઠીક ગણાય; પણ 'દેશ ખાતર દેશ'ની ગરદન મારનારાઓને શું કહેવું? 'સેવા ખાતર સેવા' કરનારાઓનો કયાં તોટો છે?

જેમ કેટલાક વાણી વીરો આજે 'બકવા ખાતર બકવું'નો સિદ્ધાંત ગ્રહણ કરી બેઠા છે તેમ કેટલાક કલમવીરો 'લખવા ખાતર લખવું'નું પણ લઈ બેઠા છે; પણ એ 'બકવા' કે 'લખવા'થી કોઇનું ભલુ થતું નથી. ઉલ્ટું શ્રોતાના કાન અને વાંચકની આંખને 'લકવો' થાય છે! કેટલાક 'દવા ખાતર દવા' ખાય છે ને ન માંદા હોય છતાં માંદા હોવાની જાહેરાત કરે છે. આજના શ્રીમંત કે સંસ્કારીના હાથમાં બાટલી (દારૂની નહિ પણ દવાની) ન હોય એ

## ઇલાહી ફર્માન—નબવી ફર્માન

જ૦ મૌ૦ અબ્દુર્રહીમ સાહેબ છેલ્લા એક પખવાડિયાથી મુંબઈ પધારેલા હોવાથી તેમજ મકરસંક્રાંતિ અંગે તા. ૧૩ થી ૧૬ સુધી પ્રેસમાં રજા હોવાથી આ અંકનું છાપકામ વહેલું પુરૂં કરવું પડયું છે. આ કારણોના લીધે આ અંકમાં પણ મજકૂર ફર્માનો પ્રકટ થઇ શકયા નથી, તે માટે દરગુજર ચાહીએ છીએ.

સંપાદક.

કલ્પનાજ અશક્ય છે! અખાડા કે દંડબેઠકની વાત તો અભણો અને જંગલીઓનેજ શોભે; છતાંય આજે ભણેલા અને સુધરેલા પણ 'અખાડા ખાતર અખાડા' કાઢી બેઠા છે, અને છતાંય શારીરિક શક્તિ તેમનાથી '' અખાડા '' કરી બેઠી છે! 'ખાવા ખાતર ખાનારા!' અને 'ગાવા ખાતર ગાનાર!' એનોય આ દેશમાં દુકાળ નથી! એકનું પેટ ફુલતાં ને બીજાનું ગળું ફુલતાં પ્રતિષ્ઠા વધે છે!

તો 'દાવા ખાતર દાવા' કરનારાઓનીય ક્યાં અછત છે? બલ્કે એ દાવાઓને છતા કરવા માટે પર્દા પાછળ કાવાદાવા કરતાંય અચકાતા નથીને? નવી નવી યોજનાઓ અને સ્કીમોને જોશો તો આ વાત સાબિત થશે. બાકી જેમ 'જાગવા ખાતર જાગવું' એ આજના પ્રગતિગામિઓનું સૂત્ર છે; તેમ 'ઉંઘવા ખાતર ઉંઘવું' એ પ્રગતિગામિઓનું લક્ષ છે! 'કહેવા ખાતર કહેવું' એ આજના ઉપદેશકોનું કર્તવ્ય છે; તેમ 'લેવા ખાતર લેવું' ને 'દેવા ખાતર દેવું' એ સરકારનું સુત્ર છે! અહીં 'લેવા' અને 'દેવા'ની ગુંચવણમાં કોઇ અટવાઇ ન જાય માટે ખુલાસો કરી લેવો ઠીક છે કે 'લેવા' એટલે કર-વેરા લેવાં અને 'દેવા' એટલે વચન ને કોલ દેવા; કે જાઓ 'આઝાદીને માટે બાપના બોલથી બંધાઇએ છીએ!' 'પણ તે, ક્યારે?' કે 'લાયક થશો ત્યારે!' બાકી 'ફેશન ખાતર ફેશન'નાં દર્શન તો તમને ડગલે ને પગલે થઈ રહેશે. એક ચૂલામાં પડે તો બીજાએય ચૂલામાં પડવું અને એક દરિયામાં પડે તો બીજાએય દરિયામાં પડવું એ 'ઘેટાં વરણ'ની મનોદશા હિંદમાં આટઆટલી યુનિવર્સિટિઓ સ્થપાયા પછી અને આટઆટલી આઝાદીની સંસ્થાઓ કાયમ થયા; પછી ગઇ નથી!

કેટલીક વખત 'જોડવા ખાતર જોડવું' ને 'તોડવા ખાતર તોડવું' થાય છે. કેટલીક વખત 'બાળવા ખાતર બાળવું' અનિવાર્ય થઈ પડે છે; તો કેટલીક વખત 'ટાળવા ખાતર ટાળવું' જરૂરી થઈ પડે છે! કેટલીક વેળા 'આપવા ખાતર થાપવું' પડે છે તો કેટલીક વેળા 'ઉથાપવા ખાતર ઉથાપવું' પડે છે. કેટલીક વેળા 'નાખવા ખાતર નાખવું' પડે છે; તો 'રાખવા ખાતર રાખવું' પડે છે. કેટલીક વાર 'નભાવવા ખાતર નભાવવું' પડે છે, તો 'ખપાવવા ખાતર ખપાવવું' પડે છે. કેટલીક વાર 'ભસવા ખાતર ભસવું' પડે છે તો 'ધસવા ખાતર ધસવું' પડે છે! કેટલીક વાર 'ભૂંકવા ખાતર ભૂંકવું' પડે છે, તો 'મૂંકવા ખાતર મૂંકવું' પડે છે. કેટલીક વખત 'લાગવા ખાતર લાગવું' પડે છે, તો 'ભાગવા ખાતર ભાગવું' પડે છે! કેટલીક વાર 'આંજવા ખાતર આંજવું' પડે છે, તો કેટલીક વાર 'લાજવા ખાતર લાજવું' પડે છે, ને કેટલીક વાર 'ગાજવા ખાતર ગાજવું'ય પડે છે! કેટલીક વાર 'બાઝવા ખાતર બાઝવું' પડે છે, 'દાઝવા ખાતર દાઝવું'ય પડે છે! આમ ઘણી વેળા જગતનાં કાર્યોમાં 'કલાની ખાતર કલા' અને 'બલાની ખાતર બલા' વહોર્યા વિના છુટકેજ થતો નથી. સુજ્ઞેષુ કિં બહુના. યાને કે થોડું લખ્યુ ઘણું કરીને વાંચજો!

## 'મહાગુજરાત ગઝલ મંડળ'

તા. ૨૭ ફેબ્રુઆરીએ મ. ગુ. ગઝલ મંડળનો એક મુશાએરો, સુરત 'નગીનચંદ હોલ'માં થશે. જેની ઉદ્‌ઘાટનક્રિયા સુરત કોલેજના પ્રાધ્યાપક અને જાણીતા સમર્થ વિવેચક પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કરશે.

—: પંક્તિ :—

"એક ઠોકર કોઈ વેળા માર્ગદર્શક હોય છે"

કાફિયદ–લાયક, નાટૂક, પ્રેરક વિ. રદીફ...હોય'છે.

## સાભાર સ્વીકાર

ગાંડીવ સાહિત્ય મંદિર: હવાડીઓ ચકલો: સૂરત તરફથી સને ૧૯૪૬ ના વર્ષનું બાર પાનાનું, ભીંતે ટાંગવાનું કેલેન્ડર, હિન્દુ-મુસ્લિમ-પારસી તારીખો સાથનું સુંદર અને ઉપયોગી કેલેન્ડર મળ્યું છે. શુક્રિયા

# મેહફિલ



[ મહાગુજરાત ગઝલ મંડળ સૂરતનો માસિક મુશાયરો તા. ૬-૧-૪૬ના રોજ મળ્યો હતો. તેમાં પ્રમુખપદે શ્રીયુત ખંડેરાવ માનાજીરાવ પવાર સાહેબ હતા. સ્થાનિક કવિઓ જ. અમીન આઝાદ, નઈમ, મસ્તહબીબ, ગની, હસી, અનિલ, કરીમ. આસી. વહશી વિગેરે શાયરોએ ભાગ લીધો હતો. તેમાં વંચાએલી ગઝલોમાંની થોડીક અત્રે રજૂ કરવામાં આવી છે. —સંપાદક.]

( ૧ )

આ મૃત્તિકાની દેહ મળી છે તમામને,
ભીતર નથી પ્રકાશ ફૂંકો દેહ નામને.
માથાનું દાન જો દઈ પામવા સ્વધામને,
"સ્વીકારજો - શહીદ અમારી સલામને."
કસ્તૂરીવાળા મૃગ સમો ભૂલી ભમે છે કાં!
તુંમાં તું રોજ ખોજ પ્રભુના મુકામને.
વિશ્વાસમાં તું શ્વાસ ભરી આશ પૂર્ણ કર,
નિશ્વાસમાં તું ફૂંકી ન દે તારી હામને.
હું, પર પ્રકાશ ચંદ્ર સમો ઝીલી ના જીવું,
સારો સ્વયં પ્રકાશ ખરો આપી જા, સને.
રાત્રિ થતાં બિડાઇ ગઇ પદ્મ પાંદડી,
અંકે લઇ સુતી તે ભ્રમર પ્રિય શ્યામને.
પ્રસ્વેદની કમાઇ અમોલી કમાઇ છે,
ત્યાગી તું દે 'પવાર' સદાનું હરામને.

—પવાર

( ૨ )

ક્રોધિત જો પ્રેમ કૃત્યથી કંટક મળ્યા મને,
મળવા ગયો તમોને મળી યાતના મને.
હું પ્રેમ, પણ કહે છે જગત વાસના મને,
સોદો કરે છે પાપ મળે છે સજા મને.
દુન્યાને છેતરી અમે નિંદ્રાની આડમાં,
તેઓ નવીન સૃષ્ટિમાં તેડી ગયા મને.
સાકી બનાવ એટલું, મુજ હોશ ક્યાં ગયા,
હું પી ગયો સુરાને કે પી ગઇ સુરા મને
એ રીતથી વિરહમાં કંઇક સાંત્વન મળ્યું,
રજની સુણાવતી રહી મારી કથા મને.
શું આપની દયાનું હું વર્ણન કરી શકું,
આવે છે, મારા હાલ ઉપર ખુદ દયા મને.
જાહેરી ગઝલના છોડને હું પાઉં છું 'ગની',
બદલામાં દઇ રહી છે ગઝલ નામના મને.

—ગની

( ૩ )

દેખાવ છે નજીક એ ત્યારે કજા મને,
જ્યારે કે આવતી નથી કો' કલ્પના મને.
પુષ્પો ને પથ્થરો લઇ મિત્રો ને દુશ્મનો,
ઊભા છે વિશ્વ ચોકમાં સત્કારવા મને!
મારૂં જુદું જગત ને પ્રભુનું જુદું જગત,
એ ત્યાં નહિ દે મારૂં જીવન જીવવા મને.
મળ્યો ગુલામી-વારસો છે પૂર્વજો થકી,
કર્યું છે પાપ એમણે, એની સજા મને?
ચાહું, મથું થવાને ભલો માનવી છતાં,
વ્યવહાર વિશ્વનો નથી દેતો થવા મને.
મારી ગઝલનાં શેર છે 'મંથનના મોતીઓ',
મળ્યું ન એકે 'મોતી' એ મંથન વિના મને!
હોલો 'અનિલ' ટુંકા જીવનમાં ગરીબ હું,
માફક ન જગની આવશે આબોહવા મને.

—'અનિલ'

( ૪ )

હે દિલ! વિરહમાં શાંત થવા દે જરા મને,
આવી રૂદે ન યાદ કો તડપાવવા મને.
છોડી શકી ન એક ઘડી કલ્પના મને,
વર્યો હું ભાવનાને, વરી ભાવના મને.

તડપીશ હું તો, આપ ભલે ચેનથી રહો!
વર્ષોના મંથને મળી વ્યાકુળતા મને.
ઝુલ્મો સહી સહીને સિતમગરના રાતદિન!
મન થાય છે ઘડીક સિતમગર થવા મને!!
બાળીશ એક આહમાં દુન્યા હૃદયની હું,
જો તારી યાદથી મળે ફુરસત જરા મને.
તૌબાજ ખેંચી ખેંચી મધુ પીક લઈ ગઈ!
મસ્તી ભરી શરાબ ન કાળી ધરા મને!!
ભડકે બળી રહ્યો છું હું અંતરની આગમાં,
ફાંફાં ન માર વીજ! હવે બાળવા મને.
જોજે નિરાશ થાય ન આશા જુદાઈમાં,
આળસ તજી દે ભાવના ઉઠ લઇ જવા મને.
દુન્યાને શોધતો હતો કાલે હું ઠેરઠેર,
ભટકે છે આજે દુન્યા 'હુઝ્રીં' શોધવા મને.

—હુઝ્રીં

(૫)

મઝહબના દૂર કર બધા ટટા અને ફિસાદને,
હોયે કદી લડાઇ રહીમભાઇ ને રામને?
સિંહણુ તણા ઓ બાળ તું કાં જાતને ભૂલ્યો,
યુધ્ધે થનારૂં મોત દિપાવે તમામને.
ભુલાય ક્યાંથી જેઓ મરીને અમર બન્યા,
ભુંસી શક્યો ન કાળ વીરોનાં નામને.
રાખી અતીત નામ અતીત હું થયો નથી,
સ્વતંત્રતાની ધૂણીમાં બાળી દે નામને.

—"અતીત"

(૬)

હં'સત બગાડી યુધ્ધે છે આખા જગતની તો,
કાળા બજારમાં કરે સૌ કાળું નામને.
ઓઇલ ગયું ને ફૂટે છે એ રૂસા રીછડાં,
ઇરાનમાં બ્રીટનના જુઓ નેક કામને.
ઇર્જીત કે નામ માટે ન રડતાં દીઠા કોઇ,
જે જોયા રડતાં, જોયા ફક્ત રડતાં આમને.

—હી. પટેલ

## ૧૯૪૫ ની ઉત્તમ ગઝલો!

મ. ગુ. ગઝલ મંડળના મંત્રી જણાવે છે કે, આગામી પુસ્તક, **૧૯૪૫ ની ઉત્તમ ગઝલો** એ નામે બહાર પડશે. તો સૌ કવિ સભ્યોએ તેમની ત્રણ ત્રણ ઉત્તમ ગઝલો જે ૧૯૪૫ માં લખાએલી, પ્રગટ અથવા અપ્રગટ હોય તે મોકલી આપવી.

કરવારોડ
સૂરત.

મંત્રી
મહા. ગુ. ગ મંડળ

# 'ગુજરાત લેખક મિલન' અને મુસ્લિમ સાહિત્યકારો

ગઇ તા. ૨૪-૧૨-૪૫ના અમદાવાદ ખાતે "ગુજરાત લેખક મિલન" યોજાઇ ગયું. પ્રસ્તુતજ મિલનમાં મુસ્લિમ સાહિત્યકારોને કેટલું પ્રતિનિધિત્વ પ્રાપ્ત થયું હતું એ તો સૌને વિદિત છે. ગુજરાત અને ગુજરાતીઓના નામે થતા આવા સમારંભોમાં મુસ્લિમ સાહિત્યકારોની સદંતર અવગણનાજ કરવામાં આવે છે, અને સાહિત્ય જેવા ક્ષેત્રમાં પણ વાડાબંધી તથા પક્ષા-પક્ષી જેવું વાતાવરણ પ્રવર્તે છે એ ખરેખર શોચનિય છે. ગુજરાતના સાહિત્યકારોમાં સંપર્ક અને ઐકયતા સાધવા જો આવા સમારંભો થતા હોય તો મુસ્લિમ સાહિત્યકારોને શા માટે બાકાત રાખવામાં આવે છે? મુસ્લિમ સાહિત્યકારોને યોગ્ય સ્થાન અને પ્રતિનિધિત્વ આપવાની જો વૃત્તિજ ન હોય, તો લેખક મિલનનો શું ધ્યેય છે? ગુજરાતના મુસ્લિમ સાહિત્યકારોની એ ફરજ છે કે એકત્ર બની આ અન્યાય સામે માથું ઉંચકી પોતાનો આવાઝ બુલંદ કરે.

પોરબંદર,
તા. ૩-૧-૪૬

"શાઅ્આ"

# સાહિત્યનું સરકસ!

: રજુ કરનાર :
' રીંગ માસ્તર '

"રેવાંચો શાઈરીની' લપાલપ એ,' શેઠજી;
પોલાદના ચણા છે એ ભજિયાં ગરમ નથી!"

એમ શ્રી. એકારે ૧૯૩૩ માં કહ્યું હતું; પણ 'ધૂમકેતુ' ૧૯૪૫ માં કહે છે કે "ગરમ ભજિયાં' જેવી નવલિકા હોય તો ચપોચપ ઉપડે!" એટલે કે ભલે શાઈરીને એકાર-પોલાદના ચણા ગણાવી શુક્રવારી દાળિયાની જેમ તેને સસ્તી કરી શકયા હોય; પણ શ્રી ધૂમકેતુ જેવા સફળ નવલિકાકાર તો નવલિકાને ગરમ ભજિયાં જેવી બનાવવાની વાતું કરે છે. બંગાળનાં વાસી ભજિયાંને તાજાં કરી ગુજરાતમાં વેચનાર આથી કંઈ ધડો લેશે કે? પણ આજે તો છપાએલાં કાટલાં કરતાંય ધડાના કાટલાં જ્યાં ને ત્યાં વધારે વપરાઈ રહ્યાં છે તેનું શું? અમારા એક મિત્રે તો વ્યાખ્યા બાંધી છે કે "જેનાં કંઇ ધડ કે પાયો ન હોય, જેમાંથી કંઇ સાર ન નીકળે, છતાં જે હોંસેહોંસે ટુંક સમયમાંજ વંચાય ને ટુંક સમયમાં ભૂલી પણ જવાય તેનું નામ ટુંકું નવલિકા!" અને "લાંબા સમય સુધી જેનાં દુઃખણું કરાવે; કેટલીય રાતના ઉજાગરા કરાવે, અને લાંબા સમય સુધી "ખર્ચાએલા પૈસાની યાદી પણ ન ભૂલવા દે એનું નામ લાંબી નવલકથા." લાંબી નવલકથા વાંચવા માટે આરામચેર કે પલંગ પર લાંબા થઇનેજ વાંચવું હિતકર છે, અને ટુંકી નવલિકા માટે દાઢી બોડતાં કે સીગરેટ પીતાં પીતાં, બેઠાં બેઠાં કે ઉભાં ઉભાં વાંચવુંજ ઠીક છે. બાકી નિબંધ તો ત્યારેજ વાંચવો કે જ્યારે ઉંઘવાનો વિચાર હોય!

●

શંકર પંડયા કહે છે કે "જ્યારે જ્યારે લેખકોને કંઈ કહેવાનું હોતું નથી ત્યારેજ 'ટેકનીક'ની ચર્ચા કરે છે. એટલે હેતુ પ્રધાન સાહિત્ય સર્જાવવું જોઇએ. 'ધૂમકેતુ'એ તણખા મંડળ સળગાવીને ફરીથી એકડો ઘુંટવો જોઇએ. હેતુ અને વસ્તુ એજ મુખ્ય વાત છે. શૈલીને બાળી મૂકો" આ વિષયમાં શું કહે છે શબ્દોના શિલ્પી શ્રી. છતુભાઇ? "બકુલેશ'ને પણ કંઇ કહેવાનું હોય તો કહે કારણ કે તેમણે તો શૈલીના ઘોડા દૂડાવીનેજ 'બંડખોર ગઢ' જીત્યો છેને? ધૂમકેતુને પુનઃ એકડો ઘુંટવો હોય તો ભલે ઘુંટે પણ કોઇ બગડો ન ઘુંટે! કારણ કે ભક્ત સત્તાર કહે છે તેમ;

"મહેતાજી નિશાળમાં શીખવે એકડે એક,
ને એકડે એકથી બગડે બેમાં બગડી ગયા અનેક!"

કોઈ કહે કે ન કહે પણ સાહિત્યના વાડામાં એકડા ને બગડા તો રહેવાનાજ! દિલ્હી અને લખનૌના શાઇરોમાં એકડા બગડા કયાં ન હતા! ગુજરાત ગઝલ મંડળ અને મહાગુજરાત ગઝલ મંડળના એકડા બગડા કયાં નથી? કવિશ્રી. ક. દા. અને ન્હાનાલાલના એકડા બગડા કયાં નથી? ઉલ્ટા એ એકડા બગડા વ્યવસ્થિત રીતે ઘુંટાય તો સાહિત્ય હિસાબે વધુ પાકા થાય. સંગઠન ને સહકાર, સરવાળા-ને ગુણાકાર શ્રેષ્ઠ તો છેજ પણ બાદબાકી અને ભાગાકારથીજ શેષની તેજસ્વિતા અંકાય છે! નેગેટિવ અને પોઝેટિવ વિના વિજળીનો તણખો ન થાય અને ઢાલ તથા તલ્વાર વિના યુદ્ધનો રંગ ન જામે. નરી તલ્વાર કે નરી ઢાળ કામ ન લાગે, સાહિત્યમાં ખેંચા ખેંચી અનિવાર્ય છે અને એ ખેંચતાણમાં જો 'ભાંડણકળા'નો ઉપયોગ ન થતાં સહનશિલતા કેળવાય તો જરૂર સાહિત્યનું ખેડાણ થાય છે.

ખેડાણની વાત આવી તો જણાવવાનું કે આપણી જમીન ઉપર છેલ્લા ખેડાણથી અને જુના હળદાંડાને પ્રતાપે રસ-કસ વિનાની થની જાય છે તો નવાં ખાતર-પાણી અને નવા

ટ્રેકટરદ્વારા સાહિત્યની ખેતી થવી જરૂરી છે. બીજ તો જુની વખારોમાં પણુંય પડયું પડયું સડી રહ્યું છે!

●

બાબુભાઇ વૈદ્ય કહે છે કે, "વસ્તુ, સંવેદન, અને શૈલી એ ત્રણેય વાર્તા માટે તો જોઇએજ." વાત ખરી છે પ્રણયત્રિકોણ વિના તો ફિલ્મ પણ પાસ થતી નથી! બ્રહ્મા–વિષ્ણુ ને મહેશ્વર જે ત્રણના ત્રિકોણથીજ જગતનું મંડાણ થયું છે; એટલે ત્રિકોણનું મહત્વ કેમ ભૂલાય? આપણા રાજકારણમાંય લીગ–કૉંગ્રેસ ને કૉમ્યુનિસ્ટોનો પ્રણયત્રિકોણ છે! બહારના રાજકારણમાં પણ એટલી–ટ્રૂમેન ને સ્ટેલિનનો પ્રણયત્રિકોણ છે! ઇરાનમાં પણ ત્રણ ગોરાં રાજ્યોએ પ્રણયત્રિકોણ જમાવ્યો છે ને જાવામાં પણ દેશીઓ, વલંદા ને બ્રિટીશરોએ પ્રણયત્રિકોણ બનાવ્યો છે! પ્રણયત્રિકોણ વિના તો મઝાજ ન પડે! પછી ભલેને એ ત્રિકોણ વિષમ બાજુ હોય? 'કદાપિ' પણ પ્રણયત્રિકોણથીજ અમર થયોને?

રતિલાલ છાયા કહે છે કે; "આપણી આગળ સાધન રૂપે હાલ લેખનકળા છે. તેને ઠેકાણે કથનકલા હોવી જોઇએ." એ હિસાબે આજના લેખકો કરતાં કાલના ભાટચારણો અને હજામો વધુ 'માર્ક' લઈ જાય. પણ એ બધાયના ત્રિફળા–ચૂર્ણ જેવો તો આજનો એડીટર છે! તે સર્વગુણ સંપન્ન છે. દ્રષ્ટાંતની જરૂર હોય તો તેની સામે સીધી રીતે કામ પાડી જુવો. બાકી સમાજને જેમ મારવાડીઓ, યહુદીઓ, મહાજનો કે શાહુકારોની જરૂર છે તેમ સાહિત્યકારોને પ્રકાશકોની તો જરૂર રહેવાનીજ. અને પ્રકાશક તો એડીટર કરતાં પણ વધુ સર્વગુણસંપન્ન ગણાય છે! લેખક પ્રકાશકના સંબધો સનાતન હોવા છતાં એક બડભડીયા મિત્રના કથનાનુસાર, "નાતરાનાં ધણી–બૈરી જેવા સંબંધો છે!"

ઇંદ્રવદન દવે કહે છે કે, "આપણા એકકે લેખકમાં 'Genius' 'જીનીયસ'નું તત્વ ઝાઝું દેખાતું નથી." અલબત્ત, વાત ખરી છે. લેખકોને 'જીનીયસ' તત્વની દિક્ષા લેવી હોય તો 'જીનીયસ કીંગ' શ્રી. કિશોરબાબુ પાસે જાય. કોકા પંડિત તો બિચારો નાહકમાં બદનામ થઇ ગયો! જયંતિ દલાલ કહે છે કે; "વાર્તાનું સ્વરૂપ આપોઆપ ઘડાતું હોય છે. વકતવ્ય એજ ઘડી આપે છે. તે સિવાયનું લખાણ ઉછીનું, ચોરેલું, ને નકલિયું હોય છે." ભલે પણ આજે તો એ 'ઉછીનું', 'ચોરેલું' ને 'નકલિયું' કુપણ પણ રૂપણ બની જતું લાગે છે! પેલા વાતોડીયા ગોબેલ્સે ઘણાય પગ ઠોકી ઠોકીને રેડીયો પર નથી કહ્યું કે "નબળું વખત એકનું એક જુઠ બોલવાથી તે સાચ બની જાય છે!" તેમ એ કુપણના વધારે વપરાશથી રૂપણ બની ગયું છે, જેમ અસલ ઘી કરતાં નકલ ઘીનું મહત્વ વધી ગયું છે તેમ!

શ્રી. ચુ. વ શાહ કહે છે કે "સ્વ. મટુભાઇ કાંટાવાળા ટૂંકી વાર્તાને 'લેમન ડ્રૉપ' સાથે સરખાવતા" તે જમાનામાં લેમન ડ્રૉપની નવી નવી શરૂઆત થઈ હતી પણ આજે તો ઘણા નવલિકાને 'વ્હીસકી ડ્રૉપ' સાથે સરખાવે એવા છે! દારૂના ડ્રૉપ વિના કવિતા–કે નાટક નજ લખાય–એવા ઘણાય લેખકો, કવિઓ ને મુન્શીઓ હજી હયાત છે! સુરાલયનું બીલ ચૂકવવાનાં દોકિયાંને અભાવે 'ગાલિબે' લખ્યું છે કે;

"કૂર્ઝ કી પીતે થે મય, લેકિન સમઝતે થે કે 'હાં;
રંગ લાયેગી હમારી ફાકામસ્તી એક દિન!"

અને આજેય 'ઉધાર' પીને 'રોકડું' સાહિત્યસર્જન કરનારાઓનો તોટો તો નથીજ? ભલે 'ગાલિબે' નૈતિક–શરાબની વાત કરી હોય; પણ આજના તેના સીધા વારસદારો તો –શરાબનેજ અપનાવી રહ્યા છે! સંભળાય

છે કે 'નર્મદ'ને પણ નશા વિના પ્રેરણા થતી ન હતી. આપણું તો માનવું છે કે નશાથી પ્રેરણાનો મેળ થાય; પણ ગંધાતી પ્રેરણા મળે, સુવાસિત નહિજ!

●

કાઠિઆવાડમાં પહેલાં બાજરો બહુ પાકતો હતો, હવે જમીનનો રસકસ ઓછો થતાં બાજરો ઘટ્યો છે; પણ તેનો બદલો બીજી રીતે વળી ગયો છે. સાહિત્યની ખેતી આબાદ થતી જાય છે. ભાવનગર, ધોરાજી, જેતપુર, પોરબંદર, કુતિયાણા વગેરેનાં સાહિત્ય સરકલોમાં રાંદેર-સુરતની જેમ 'શાયરી'નો ફાલ તો વધુ ઉતરતોજ ગયો છે; પણ હવે તો વાર્ષિકો ને માસિકોય વધી રહ્યાં છે. લેખન ભૂખની સાથે વાચન ભૂખ પણ ઉઘડી છે. બાંટવાથી 'વરિદ' અને કાસમ દાદા, કુતિયાણાથી 'માંડવિયા', પોરબંદરથી 'ઉન્મત્ત' ને 'શમા', તો ભાવનગરથી 'ચમકાર' ને 'કિસ્મત' સાહિત્ય પ્રવૃત્તિમાં બ્હાર પડયા છે. હસ્તલિખીત સાહિત્ય હવે છપાઇને પ્રગટ થઈ રહ્યું છે અને આમ કાઠિઆવાડનું સાહિત્ય સર્કલ બિંદુમાંથી સિંધુનું રૂપ પ્રગટ કરી રહ્યું છે. હાલ તો પ્રાર્થના કરવી રહી કે એ સાહિત્ય કુસુમ અકાળે કરમાઈ ન જતાં પ્રસરે, પાંગરે અને ફૂલે-ફૂલે. એકલા પ્રકાશ પામવાના કોડ નહિં; પણ દિલી ધગશ સાથે કામ થશે તો ધ્યેય ફળીનેજ રહેશે. એને માટે તો સંશયને સ્થાનજ નથી.

●

## સાલેહભાઈને ત્યાં.......

ખોલવડ સાથે મહાગુજરાત ગઝલ મંડળનું નામ સદાને માટે સંકળાએલુંજ રહેશે. એ નાનકડા ગામે વસ્તીના પ્રમાણમાં સર્વ કરતાં વિશેષ સભ્યો નોંધાવ્યા છે. તા. ૩૦-૧૨-૪૫ના રોજ મહાગુજરાતના માનનીય સભ્ય શેઠ મોહંમદ ઇબ્રાહીમ સાલેહભાઇના નેક ફરઝંદ મૂસાભાઈની શાદીના શુભ પ્રસંગે મી. મોહંમદ ઇસ્માઇલ સતુજીની સિફારસથી શાદીના પ્રસંગને દીપાવવા એક શાનદાર મુશાયરો યોજાયો હતો.

મુશાયરાના પ્રમુખસ્થાને ગઝલ સમ્રાટ જનાબ-'શયદા' સાહબ બિરાજ્યા હતા, અને મુશાયરાનું સંચાલન-'બેકાર' સાહબે શોભાવ્યું હતું. પ્રથમ જુદી જુદી સંસ્થા તરફનાં માનપત્રો અને મુબારકબાદીઓ પેશ થયા પછી મુશાયરાનો આરંભ ૧૦ વાગે ખાસ ઉભા કરેલા મંડપમાં થયો હતો. ત્રણેક સાડાત્રણ હજાર પ્રેક્ષકોએ મુશાયરામાં ભાગ લીધો હતો.

ગઝલ સમ્રાટના અસરકારક કલામો, 'બેકાર' તથા 'શેખચલ્લી'ના હાસ્ય કટાક્ષો, 'સીરતી' તથા મસ્તરંગીન કવિ 'અમીન' આઝાદ'ની કાંતિ ઝરતી કવિતાઓ, 'ગની'નાં દર્દીલાં કાવ્યોએ શ્રોતાઓને આનંદમાં તરબોળ કર્યા હતા. ત્યારે 'વહશી', 'દર્દી', 'નઝીમ', 'અનીસ', 'પંવાર', 'શરર' વગેરે પણ ઓછા ઉતર્યા ન હતા. 'રઝા કાઝી', 'આસી'ની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી. અમલદારો, વહેપારીઓ અને સંભાવિત ગૃહસ્થો સારા પ્રમાણમાં હતા.

મુશાયરાના પ્રોગ્રામથી શાદી ખરા અર્થમાં શાદી સરીકેજ દીપી ઉઠી હતી. નાહલાભાઇ બોટે એ ઉત્સાહપૂર્વક મુબારકબાદી આપી હતી. ઠેઠ રાતના બે વાગે આનંદનો અવસર ખતમ થયો હતો. વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી. શાદીના પ્રસંગે સાલેહભાઇ શેઠ રાંદેરની એમ. એમ. પી. સંસ્થાને પણ વિસરી ગયા ન હતા. બીજે દિવસે શાયરો પોતપોતાને ગામ ગયા હતા.

### મુબારકબાદ

સુરતના રેશનીંગ ઓફિસર જનાબ આર. એમ. મલેક સાહેબને નામદાર સરકાર તરફથી નવા વર્ષની લહાણીમાં ખાનસાહેબનો ખિતાબ મળ્યો છે, તે માટે અમે જનાબ મલેક સાહિબને મુબારકબાદી પેશ કરીએ છીએ. —તંત્રી.

# વિંધાએલો મૃગ

ઓહ !........ન અટકાવ........ન અટકાવ.......આ તારૂં રસભર્યું સંગીત આવી રીતે ન અટકાવ..........આ સંગીતના રસમાંજ મને મરવા દે........આ સંગીતના તાનમાં મને મરવાનું........આહ !........મોક્ષથી પણ મોંઘું લાગે છે.... કેવું મીઠું છે આ મોત........?

આહ !....હજી બીજા લાખો તીર ફેંક....તલવારોના ઘા કર....પણ....આ સંગીતને અટકાવી મને દુઃખી ન કર.......હૃદયમાં રસની ધૂમ મચી ગઇ છે.... આખું જગત રસમય ભાસી રહ્યું છે.......રસ.......રસ.... ...અને રસ....

આહ !.......આને ભલે તું....મૃત્યુ ગણી....તારા દિલમાં દયા આણે...? પરંતુ.....પરંતુ.....પ્રેમ અને અમૃતના વરસાદમાં મારે આજે દિલ ભરીને ન્હાવું છે !...મને ન્હાવા દે !....આ સંગીતનો દરિયા....ગરજે છે....અને રસનો વરસાદ વરસે છે.......આંખો બંધ કરી જોઉં છું તો.......તો મને લાગે છે કે હું આજે ભાગ્યશાળી થયો છું..........

આ પૃથ્વી પર બહુ ફર્યો....આ ગિરિશૃંગ ઉપર પણ ઘણું આથડયો છું.... પણ....પણ........હર્ષવર્ષણનો પુરંદર તો આજેજ તું મને મળ્યો છે....! ! મારી વ્યથા જોઇને દિલમાં દયા....દયા ન લાવ....અરે, અરે, મારા મૃત્યુ વખતે તારૂં આ સંગીત....આ તારૂં દિલહર સંગીત....બંધ ન કર....આ સંગીતના કારણે હું તો તારી પાસે મરવા આવ્યો છું.......! ! !

હાં, હાં, હાં,........મારા માંસ માટે તું અધીરો....અધીરો ન બન........ અને આ સારંગી....આ રંગભરી સારંગી તારા કરથી ઘડી માટે પણ દૂર ન કર....બાણ પર બાણ ફેંકી એના અવાજનો તાલ....લઈ....તું....તું....ગાન કર, એ પણ ઇચ્છવા જોગ છે....આ પારાવાર પ્રેમમાં ન્હાતાં....મરણ....મરણ....પણ મને.... મીઠું....લા....ગે....છે...........! ! !

"મુસાફિર"

# દેશીને સંબોધન

(મુસદ્દસ)

એક સંદેશો આજ કહું છું,
ત્હારા લાભને કાજ કહું છું.
ભારતની ગઈ લાજ કહું છું,
કરતુતો ત્હારાજ કહું છું.
સાંભળ વાતનો સાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

સૌ વૈભવને દૂર કરીને,
દેશની દિલમાં દાઝ ધરીને,
પ્રત્યેક ત્હારા સંહાર કરીને,
રણભૂમિમાં ધામ કરીને,
નૌકાને કર પાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

ત્હારી ભૂમી કંચન ત્હારૂં,
એની માટી અંજન ત્હારૂં,
કર કુરબાની તું જીવન ત્હારૂં,
તૂટે ગુલામી બંધન ત્હારૂં.
કેમ થયો લાચર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

તારૂં ભારત આજ બળે છે,
તું નિરાશ એક એક પળે છે,
શત્રુ તુજને રોજ દળે છે,
તોયે ન ત્હારૂં ધ્યાન વળે છે.
કરમાં ધર તલ્વાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

ભારત તુજને યાદ કરે છે,
યાદ કરે ને સાદ કરે છે,
સાદ કરી ફર્યાદ કરે છે,
શત્રુ જો બરબાદ કરે છે.
કંઇ તો કર ઉપગાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

જો, જીવનમાં આગ છે ત્હારા,
આગ છે ત્હારા દાગ છે ત્હારા,
શત્રુ ધોળા નાગ છે ત્હારા,
તોયે ન દિલમાં લાગ છે ત્હારા.
ઉઠ સૌને પડકાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

કાલે તું રણધીર હતો, હા!
ધીર હતો શુરવીર હતો, હા!
ત્હારી તું તકદીર હતો, હા!
વિંધતો શત્રુ શીર હતો, હા!
પાછો કર ચમકાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

કાલે પ્રાણ દઇ ગયો તું.
આજે કાયર થઈ ગયો તું,
હસ્તીને ભયમાં લઇ ગયો તું.
શું, શું હતો શું થઇ ગયો તું.
કર કૈં એનો વિચાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

આપસમાં તકરાર છે જામી,
કેવી કેવી વાતો નકામી,
છે એ જીવનમાં મોટી ખામી,
દફનાવી દે ત્હારી ગુલામી.
તોડ એ બંધન તાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

તુજને તારૂં વતન છે પુકારે,
ધરતી ધ્રુજે ગગન છે પુકારે,
આજે તારૂં પતન છે પુકારે,
કરી 'ઇંગાર' નમન છે પુકારે.
થઇ જા રક્ષણહાર તું દેશી,
ઉજ્વળ કર સંસાર તું દેશી.

—'ઇંગાર'




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

●

**સવાલ**–સલાતુત્તસ્બીહની નમાઝની ફઝીલત અને તરકીબ બયાન કરશો કે કેવી રીતે પઢવી જોઇએ ?

**જવાબ**–તસ્બીહની નમાઝની ફઝીલત અને સવાબ હદીસોમાં ઘણી બયાન થઇ છે. એ નમાઝ મુસ્તહબ છે. તિર્મિઝી શરીફમાં હઝરત ઇબ્ને અબ્બાસ (રદી૦)થી રિવાયત છે કે નબી (સલ૦)એ પોતાના કાકા હઝરત અબ્બાસ (રદી૦)ને શીખવી હતી અને ફરમાવ્યું હતું કે "હે મારા કાકા એના પઢવાથી બધા ગુનાહ માફ થઇ જાય છે. આગલા પાછલા, નવા અને જૂના. અગર તમારાથી થઇ શકે તો દરરોજ એકવાર એ નમાઝ પઢયા કરો. નહિ તો અઠવાડિયામાં એક વાર. નહિ તો આખા મહિનામાં એક વાર. અને એ પણ ન થઈ શકે તો આખી ઉમરમાં એક વાર." આટલી બધી ફઝીલત જાણવા છતાં જો કોઇ માણસ એ નમાઝ ન પઢે તો ખરેખર તે દીનની કંઈ ઇજ્જત કરતો નથી. ફિકહની માતબર કિતાબ "શામી"માં પણ એની ઘણી બુઝુર્ગી વર્ણવવામાં આવી છે. અને ચાર રકાત હઝરત (સલ૦)થી સાબિત છે. બે સલામથી પણ પઢી શકે છે. પરંતુ ચારે રકાત એક સલામથી વધુ બેહતર છે. એ ચારે રકાતમાં હઝરત ઇબ્ને અબ્બાસ (રદી૦)થી ખાસ સુરતો પણ પઢવી સાબિત છે. પહેલી રકાતમાં "સુરએ અલ્હાકો મુત્તકાસોર" બીજીમાં "વલ અસરે" ત્રીજીમાં "કુલ યા અય્યોહલ કાફેરુન" ચોથીમાં "કુલ હો વલ્લાહ" એ સિવાય બીજી સુરતો પણ પઢી શકાય છે. તસ્બીહની નમાઝ પઢવાની તરકીબ આ મુજબ છે. મેં આ ઇરાદો કર્યો કે ચાર રકાત નમાઝ તસ્બીહની અલ્લાહ માટે પઢું છું. તકબીરે તહરીમા કહી હાથ બાંધે અને "સુબ્હાન.કલ્લા હુમ્મા" પઢી પંદર વાર આ તસ્બીહ પઢે **"સુબ્હાનલ્લાહે વલહમ્દો લિલ્લાહે વલાએલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર"** ફરી "અઉઝો બિલ્લાહ" અને "બિસ્મિલ્લાહ" પઢી "અલ્હમ્દો" અને સૂરત પઢે. એ પછી ઉપલી તસ્બીહ દસ વાર પઢે ફરી રૂકુઅમાં રૂકુઅની તસ્બીહ પછી દસ વાર પઢે ફરી રૂકુઅથી ઉભો થાય ત્યારે તેની ખાસ દુઆ પઢી દશ વાર પઢે, ફરી પહેલા સજ્દહમાં સજદહની તસ્બીહ બાદ દસ વાર પઢે, બન્ને સજદહની વચ્ચે બેસવામાં આવે છે ત્યારે દસ વાર પઢે, ફરી બીજા સજદહમાં પણ એ મુજબ દસ વાર પઢે, બીજો સજદહ કરી બીજી રકાત માટે ઉભો થઈ જાય અને પહેલી રકાત મુજબ અમલ કરે. એક રકાતમાં પંચોતેર વાર થાય છે. ચારે રકાતોમાં કુલ્લે ત્રણસો વાર તસ્બીહ થાય છે. બીજી રીત આ છે કે 'સુબ્હાન કલ્લાહુમ્મા' પછી આ તસ્બીહ પંદર વાર ન પઢે બલ્કે "અલ્હમ્દો" અને સૂરત પછી પંદર વાર પઢે. અને બીજા સજદહ પછી દસ વાર આ તસ્બીહ પઢી બીજી તથા ત્રીજી રકાત માટે ઉભો થાય એટલે એક રકાતમાં આવી રીતે પણ પંચોતેર વાર થાય છે. પહેલા કાયદામાં "અત્તહય્યાત" પછી પઢે. બીજા કાયદામાં "દરૂદ શરીફ" પછી પઢે. ઉપર મુજબ બન્ને રીતેથી સાબિત છે. જોઇએ તે રીત ઉપર અમલ કરે. પરંતુ કદી પહેલી રીત મુજબ અને ફરી બીજી રીત મુજબ અમલ કરવામાં આવે તે વધુ બેહતર છે. જેથી બન્ને રિવાયતો ઉપર અમલ થાય. નમાઝથી ફારિગ થઈ અલ્લાહ તઆલાના દરબારમાં ખૂબ દુઆ માગે.

**સવાલ**-મેં જાતે પોતે મારી પોતાની ઔરતને ફારગતી આપી, ફારગતીના શબ્દો ઉચ્ચારતી વખતે મારી ઔરત ઘરમાં ન હતી. આ શબ્દો મારી ઔરતે સાંભળ્યા નથી. અને મજકૂર શબ્દો શરાબના નશાની હાલતમાં ઉચ્ચાર્યા હતા. મને કંઇ ભાન ન હતું, આ શબ્દો મારી ફોઇએ સાંભળ્યા હતા. તેનણે મારી ઔરતને ખબર કરી કે મેં તેને ફારગતી આપી છે. જેથી મારી ઔરત તેનાં બાપના ઘેર ચાલી ગઇ. મજકૂર સૂરતમાં તલાક પડશે કે નહીં?

**જવાબ**-દરેક આકિલ બાલિગની તલાક પડી જાય છે જો કે નશાની હાલતમાં દીધી હોય. હિદાયાહમાં છે કે દરેક આકિલ બાલિગની તલાક પડી જાય છે જો કે નશાની હાલતમાં હોય. પણ પૂછેલી સુરતમાં તલાકની ગવાહી આપનાર એકજ ઔરત છે અને એક ઔરતની ગવાહીથી તલાક સાબિત નથી તેથી તલાક પડશે નહિં. ઔરત નિકાહમાંથી નીકળશે નહિં ફરીથી નિકાહ કરવાની જરૂરત નથી. ખુદા તઆલા વધુ જાણનાર છે. (ફતુબે ફિકહ.)

**સવાલ**-છોકરાના અકીકાના બે બકરા એકી સાથે કાપવા જોઇએ કે અલગ અલગ બીજે દિવસે પણ કાપી શકાય? અને તેનું ગોશ્ત માબાપ ખાઇ શકે છે?

**જવાબ**-અલગ બીજે વખતે પણ કાપી શકે છે પરંતુ એક સાથે બંને કાપવા અફઝલ અને બેહતર છે. અકીકાનું ગોશ્ત તેના માબાપ, દાદા દાદી, નાના નાની બધા ખાઇ શકે છે. કેટલાક આમણ લોકોમાં આ ખોટો રિવાજ મશ્હૂર થઈ ગયો છે, કે માબાપ વિગેરે ખાઇ શકતા નથી. એ અકીદો તદ્દન ખોટો અને બાતિલ છે.

**સવાલ**-મારી ઔરત ગુજરી ગઇ છે તેના કપડાં અને ઝેવરમાં તેણીના માબાપને વારસો પહોંચે કે નહિ? કપડાં મેં મારા પૈસાથી બનાવી આપેલાં અને ઝેવર મંગણી વખતે આપેલું હતુ.

**જવાબ**-આમતોરથી આપણા મુલ્કમાં દસ્તુર એમ છે કે કપડાં અને ઝેવર ઔરતને ધણી તરફથી માત્ર પહેરવા માટે આપવામાં આવે છે અને તેનો માલિક ધણી રહે છે માટે મજકૂર ઝેવર અને કપડાં ધણીનો માલ છે. એમાં કોઇનો હક પહોંચતો નથી.

**સવાલ**-મારી માની ઉંમર ૭૦ વરસની છે અને શરદીના દીવસોમાં ફજર ઠંડા પાણીથી વુઝૂ કરવામાં હાથોમાં કસતર થાય છે અને પાણી ગરમ કરવામાં વાર થવાથી આફતાબ તુલૂઅ થઈ જાય છે એવી હાલતમાં તયમ્મુમ કરી નમાઝ પઢી શકે છે કે નહીં.

**જવાબ**-જો ઠંડી વધુ હોય અને પાણી વાપરવાથી કોઇ અઝવ (અવયવ) હલાક થવાનો અથવા બીમારી પૈદા થવાનો ડર હોય અને ગરમ પાણી તે વેળા ન મળી શકતું હોય તો તયમ્મુમ કરી નમાઝ પઢે.

**સવાલ**-અમારા ગામમાં કોર્ટ કચેરી હોવાના કારણે લોકોની આવ જા વધારે થાય છે અને તે મુસાફિરો મસ્જિદમાં સુવે છે. પહેલાં દસ્તૂર એમ હતો કે લોકો પોતાને ત્યાં શાદીના પ્રસંગે મસ્જિદમાં ગોદડાં સારૂં મદદ આપતા હતા અને તેજ પૈસાના ગોદડાં બનતા હતા. હવે તે ગોદડાં ફાટી ગયાં અને લોકો પણ હવે પૈસા આપતા નથી તો મસ્જિદના પૈસાથી લોકોના સુવા માટે ગોદડાં અને તકયા બનાવી શકીએ કે નહીં!

**જવાબ**-મસ્જિદના રૂપીયાથી લોકોના સુવા માટે ગોદડાં કે તકયા બનાવવા જોઇએ નહીં. મસ્જિદના નાણાં મસ્જિદનીજ ઝરૂરતોમાં વાપરવા જોઇએ. મસ્જિદના ખાદિમો માટે બનાવી શકો છો.

# ગુલામ સાહબ

ન સમજો એને તમે થીએટર છે પ્રેમીઓનું એ ધામ સાહબ,
હજારો આવે જ્યાં નિત્ય કરવાને દેવી-દર્શન પ્રણામ સાહબ.
તમેજ લઈ જઇ શહેર માંહિ બનાવી બાઇને શ્રીમતીજી;
તજીને ફેશન ફરીથી બનશે શું બાઇ આવી તે ગામ સાહબ.
ગયો જમાનો તે પ્રેમ કેરો કે પ્રાણ સાટે થતી મહબ્બત,
ગલી ગલીએ મળે છે માશુક હવે તો ખર્ચો જો દામ સાહબ.
અછૂતનો કોણ થાય બેલી નસીબ જોગે થયા હરિજન!
બની છે દુનિયા તમામ દુશ્મન થયા છે વૈરી ઇમામ સાહબ.
મળ્યું શું તમને બનીને સર યા દિવાન બહાદુર કે રાય સાહબ;
ઘણું ઘણું તો બની ગયા છો **ગુલામમાંથી ગુલામ સાહબ.**
તપી ગયા વાતમાં એ એવા કે સાંભળીને હું થઈ ગયો -છક-!
"કવી છું ગુજરગિરાનો હું પણ શું સમજી બેઠા હજામ સાહબ!"
મળે તો મસ્જિદ કે મંદિરોમાં! શરાબખાના કે પીઠાઓમાં,
નથી અમારા એ શેખજીનો કયાંય નિશ્ચિત મુકામ સાહબ.
રમી ન શકશો ફરી કદિ પણ જરા જો ભૂલ્યા "હુઝીં" તમે તો,
જીવનના પાસા વિચારી ચાલો નથી એ ચોસર કે દામ સાહબ.

—"હુઝીં"

---



## સ્વીકાર સમાલોચના

**તુષાર:**-સંપાદક-બચુઅલી જી. પટેલ. પ્રકાશક:-ભાવનગર મુસ્લિમ વિદ્યાર્થી મંડળ કિં. રૂા. ૧)

કાઇદે આઝમની વર્ષગાંઠના દિવસે ઉપરોકત મંડળના સંચાલકોએ 'તુષાર' નામે અંક બહાર પાડયો છે. તેમાં નસીમ, અમીન આઝાદ, ઘાયલ, હરજીવન કાલિદાસ, ચાંદસુત, સ્પષ્ટ-દ્રષ્ટા, અને ચમકાર વિગેરે લેખકો અને કવિઓના સહકારથી તેમજ સુંદર છપાઇથી અંક દીપી ઉઠે છે. અમે તેમની સફળતા ઇચ્છીએ છીએ.

**અમર યાદ:**-સંપાદક 'બેતાબ.' પ્રકાશક-રૂપબાની સાહિત્યાલય બાંટવા. કિં. રૂા. ૦-૮-૦

ઉપરોકત પુસ્તકમાંનો કેટલોક ભાગ 'હઝરત હુસૈનનું બલિદાન' નામે પુસ્તકમાંથી લેવામાં આવ્યો છે. તેમાં તેમની શહાદતનો ચિતાર સુંદર રીતે દોરવામાં આવ્યો છે. અમે તેમના સાહસની કદ્ર કરીએ છીએ.

**ચિત્કાર:**-લે. ઉન્મત્ત-પ્રકાશક-મખઝને અદબ 'સાહિત્ય ભંડાર ડાઉન બઝાર પોરબંદર કિંમત રૂા. ૧-૮-૦

સાહિત્યની સેવા અર્થે ઉપરોકત મંડળ સ્થાપવામાં આવ્યું છે. તેની સંસ્થાનું પ્રથમ પુસ્તક ચિત્કાર બહાર પાડવામાં આવ્યું છે. તેમાં મુસ્લિમ સંસારને લાગુ પડતી એવી આઠ કથાઓ રજુ કરવામાં આવી છે. છેલ્લી વાર્તામાં લેખકે ઠીક ચમક બતાવી છે પુસ્તકના ૧૨૨ પૃષ્ઠ અને કાચી બાઇંડીંગ જોતાં અમને કિંમત વધુ પડતી લાગે છે. અમે તેમની સફળતા ઇચ્છીએ છીએ.

**કાઇદે આઝમ ઝીન્નાહ સા૦ની વર્ષગાંઠના દિવસે**-મુસ્લિમ સ્ટુડન્ટસ લીગ ધોરાજી તરફથી મુસ્લિમ નવયુવાનોને ઉદ્દેશીને ઉપરોકત પુસ્તિકા પ્રગટ કરવામાં આવી છે. તે ઉપકાર સહિત સ્વીકારવામાં આવી છે.

'T'

# કાવ્યવાડી

## કિનારે કરૂં છું!

દિલે યાદ તારી હું જ્યારે કરૂં છું।
નયન ભીના અશ્રુની ધારે કરૂં છું।
જખમ કારી દિલ પર વધારે કરૂં છું।
છતાં યાદ વારે ને વારે કરૂં છું।
જીવન છે, સુરા ને વિચારો છે સાકી
જીવન હું બસર એ સહારે કરૂં છું।
નઝર એક મીઠી કરો તો પછી હું,
કહો તો પરેશાન ક્યારે કરૂં છું?
અનોખી પ્રણયની અમારી છે દુન્યા,
કે વાતો બધી જ્યાં ઈશારે કરૂં છું।
ખીલે છે મહબ્બતના રંગીન પુષ્પો,
વદન રક્તનું એ વિચારે કરૂં છું।
રૂદન પણ કરીને રૂદન આદરે છે,
રૂદન હું કબરના કિનારે કરૂં છું।

—અરમાન

●

## આંસૂ

હું પાપી છું મુક્તિનો આધાર આંસુ!
હૃદય ડાઘ ધૂએ અમી ધાર આંસૂ!
હૃદયની તું દૌલત, નયનની તું શોભા;
પ્રણય ઝિંદગીનો તું શણગાર આંસૂ।
સિતમની તુ સુરત દયાનો તું સાગર;
તું દિપક કદી કયો તું મલ્હાર આંસૂ!
તને આશા છોડે નિરાશાય તો પણ;
ન છોડે જીવન સાથ દિલદાર આંસુ।
બને શોક સહચર અને હર્ષ સાથી;
'હૃદયનો ફક્ત તું વફાદાર આંસૂ।
હૃદય વારિધિની ઉછળતી તું ઉર્મિ;
જીવનની કવિતા તણો સાર આંસૂ!
પ્રણયની જીવનનો હૃદય ભેદ તુજમાં;
અખૂટ ભેદનો છે તું ભંડાર આંસૂ।

—એઝાર

## નાવને

પ્રેમ કેરી વેદના પ્રગટાવને;
દિલ તણી આતુરતા સળગાવને,
દિલ સુરાથી રૂપની મેહફિલ મહીં;
પ્રેમ કેરા જામ તું છલકાવને.

ભવના સાગરનો બનીને નાખુદા;
દે લગાવી પાર તારી નાવને.

રૂપના દુર્જય મનાતા ગઢ ઉપર;
પ્રેમ કેરી તૂં ધજા ફરકાવને.

દિલ અગારૂં છે સદા તારૂં નિશાં;
તીરને તું બેધડક અજમાવને.

તારા શેઅરોથી હવે 'શૌકીન' તું;
પ્રેમ કેરા સાગરો છલકાવને.

—શૌકીન.

●

## થઈ ગયાં

પળ મહીં વિપ્લવ અનેરાં, દિલની અંદર થઇ ગયાં,
બસ ખુશી માંહે ગમોનાં, રંગ મીશ્રિત થઇ ગયાં.
હું અને હુંપદ ગરૂરી, કોઇની રહેતી નથી,
કંઇ જનો એવા જગે નાબૂદ, સદંતર થઈ ગયાં.

ભાગ્યનાં ફરતાં તમે પણ, બુજ થઇ બેઠાં ફરી,
સુખના સાથી ખરેખર, દુઃખમાં પર થઇ ગયાં.
જોઇને મ્હારી દશા, દિલમાં દયા આણી નહીં,
કાળજાં કીધને તમારાં, શ્યામ પત્થર થઇ ગયાં.

કાલ જે જીવન વ્યતિત, અપમાનથી કરતા હતા,
આજ તે પ્રત્યક્ષ. દુન્યામાં ધુરંધર થઇ ગયાં.
કામ કર 'મુજરિમ', તજી સદા તણી તું રાહને,
સદા મહીં લાખો જનોના 'સો'ના પંદર થઇ ગયાં.

—મુજરિમ

ઉર્દૂ-સાહિત્યના

મુસ્લિમ

# મહાન શાઇરો

'દાગ઼', 'હસન',
અને 'હસરત'



**'હસરત' મોહાની સાહબ:** રઈસુલ મુત-ગઝઝલીન મૌલાના હસરત મોહાની ઇ. સ. ૧૮૭૫માં મોહાન જીલ્લે ઉનાઉમાં પૈદા થયા. સૈયદ ફઝ્લુલહસન નામ-'હસરત' ઉપનામ-સૈયદ અઝ્હર હસનના પુત્ર એ નિશાપુરી સાદાતના દીપક છે. પોતે કહે છે કે:-

"ક્યૂં ન હો ઉર્દૂ મેં હસરત હમ નઝીરીકી નઝીર;
હૈ તઅલ્લુક હમકો આખિર ખાકે નિશાપૂરસે."

દાદા સૈયદ મહમૂદ નિશાપુરીએ વતન ત્યાગી કસ્બે મોહાનમાં રહેવા લાગ્યા. પ્રાથમિક શિક્ષણ ઘરમાંજ પ્રાપ્ત કર્યું વધુ અભ્યાસ અર્થે અલીગઢ કોલેજમાં દાખલ થયા. ત્યાંથી બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી. આપ લખનૌના મશ્હૂર શાઇર જનાબ **'તસ્લીમ'** સાહબના શાગિર્દ છે. અને હઝરત 'તસ્લીમ' હઝરત **'નસીમ'** સાહબના શાગિર્દ અને હઝરત 'નસીમ' હઝરત **'મોમિન'**ના શાગિર્દ થાય છે.

હસરતે લખનૌનું ઋણ એ રીતે અદા કર્યું કે ભાષા લખનૌની અને રંગ દિલ્હીનો ગ્રહણ કર્યો. જેથી પોતેજ કહે છે કે:—

"હૈ ઝબાને લખનૌમેં રંગ દિલ્હીકા નમૂદ;
તુઝસે હસરત નામ રૌશન શાઇરીકા હો ગયા.
'ગાલિબ' વ 'મસહફી' વ 'મીર' વ 'નસીમ' વ 'મોમિન'
તબ્અ 'હસરત'ને ઉઠાયા હૈ હર ઉસ્તાદસે ફૈઝ."

મૌલાનાને સિયાસતનો પણ શોખ છે. કેટલીયે વાર આપે જેલની કઠનમાં કઠન મુસીબતો સહન કરી છે. પરંતુ આપે કોઈ દિવસ પણ કમજોરી બતાવી નથી. ઘણા ઓછા એવા થઈ ગયા છે કે જેમણે અડગતાની સાથે વચન અને કાર્યને એક કરી દેખાડયું હોય. મૌલાના હસરતની ખૂબી એવા શાઇરોમાં થાય છે કે જેમણે અશ્આરો (પંક્તિઓ)માં તગઝ્ઝુલનો વિચાર રાખ્યો છે. તેમની એ ટેવ તેમના કલામની એક બાજુ (પહેલુ) છે. હસરતે દૈનિક ઝિંદગીને પણ એટલી હસીન (સુંદર) બનાવી મૂકી છે કે ઘરેલું જીવન પણ એક રૂમાની જીવન જણાય છે. ઘણી સાદગી અને ટૂંકી શૈલિના અશ્આરોમાં તેઓ હુસ્ન (સૌંદર્ય) અને ઇશ્ક (પ્રેમ)ની વાતોને ઘણી ખૂબીની સાથે રજુ કરે છે. ખુદાતઆલાએ આપને એવું દર્દ-મંદ દિલ આપ્યું છે કે જે ચલુ યુગને ગર્વ સમાન છે. આપના કલામ (અશ્આરો), સાફ વિચારો, ખરો જોશ, ઉંચ વિચારો, એ સર્વ એક સાહિત્યના નમૂનારૂપ છે. એ કહેવામાં જરાયે સંકોચ નથી કે 'હસરત'ની ગઝલો ઉર્દૂ સાહિત્યને માટે ગર્વ સમાન છે.

જુઓ તેમની શાઇરીના થોડાક અશ્આરો:-

"વોહ શરમાઇ સૂરત વોહ નીચી નિગાહેં,
વોહ ભૂલેસે ઉનકા ઇધર દેખ લેના.
નઃ ભૂલેગા વોહ વકતે રૂખસત કિસીકા,
મુઝે મુળકે ફિર એક નઝર દેખ લેના."

° ° °

"આપને મેં વોહ દેખ રહેયે બહારે હુસ્ન,
આયા મેરા ખ્યાલ તો શરમા કે રેહ ગયે."

° ° °

"બાર બાર આતા હૈ યેહ: કિસકા ખ્યાલ;
બેખૂદી બતલા મુઝે ક્યા હો ગયા."

° ° °

રાત વહી રાત હૈ, દિન વોહી દિન હૈ,
જો તેરી યાદમેં ગુઝર જાયે."

° ° °

"હુંરને જે પરવાકો ખૂબીન વ ખુદ આરા કર દિયા;
ક્યા કિયા મૈંને કે ઇઝહારે તમન્ના કર દિયા."

° ° °

"રાતભર ઉન્કે તસવ્વુરસે હવાકી બાતેં,
ક્યા હી આરામસે ગુઝરી શબે ફુર્કત મેરી."

° ° °

"ગમ, આરઝૂકા 'હસરત' સબબ ઔર ક્યા બતાઉં;
મેરી હિમ્મતોંકી પસ્તી મેરે શૌકકી બલંદી."

° ° °

**મીર 'હસન' દહેલ્વી સાહબ:**—મીર ગુલામ હસન નામ-'હસન' ઉપનામ-દહેલીના રહેવાસી. તેમના વડીલ (દાદાના બાપ) મીર ઇમામી ઇરાનથી દહેલી આવ્યા. ઇ. સ. ૧૭૨૭માં દહેલીમાં પૈદા થયા. પિતાનું નામ મીર ગુલામ હુસૈન 'ઝાહક' હતું. મીર હસને પોતાના પિતાથી પ્રથમ ઇસ્લાહ લેવા માંડી. જે એક પ્રખ્યાત શાઇર હતા. પછી મીર 'દર્દ'ના શાગિર્દ થયા જ્યારે દહેલીની પડતી થઇ તો યુવાનીમાંજ પોતાના પિતા સાથે ફૈઝાબાદ ગયા. જે તે સમયમાં અવધની રાજધાની હતી. પરંતુ જ્યારે આસિફ્-દૌલાએ લખનૌ વસાવ્યું અને લખનૌની ઉન્નતિ થવા માંડી તો ત્યાં ગયા. દહેલીથી ગયા પછી 'મીર' અને 'સૌદા'ના રંગમાં શાઇરી કરવા માંડી મીર હસનની શાઇરીમાં તસવ્વુફ અને રૂહાનીયત પણ મૌજૂદ છે. શાઇરી તો બુઝુર્ગોનો વારસો છે. ગઝલોમાં પણ તેજ પ્રેમી રંગ, સાદગી, દિલફરેબી જોવામાં આવે છે. મીર હસન ઇ. સ. ૧૭૮૬માં લખનૌમાં મરણ પામ્યા. 'મસહફી'એ તારીખ કાઢી છે કે:—

"શાઇરી શીરીંઝબાં."

મીર હસનની પ્રખ્યાત કૃતિ "તઝકિરએ શોઅરાએ ઉર્દૂ" ફારસીમાં છે, જે ઇ. સ. ૧૭૭૭માં આપે લખી છે. દીવાન અને મસ્નવી પણ પ્રગટ થઇ ચુક્યા છે. કુલ્લીયાત મળવી દુર્લભ છે.

મસ્નવીની બાદશાહત જન્મથીજ મીર હસનના નામે લખાઈ હોય એમ લાગે છે. જેમને 'મસ્નવી સહરુલ બયાન' લખી જન સમૂહનો તાજ અને હંમેશ કાયમ રહે એવો તખ્ત પ્રાપ્ત કર્યો વાત એમ છે કે મીર હસનની ઝિંદગીનો રાઝ (ભેદ) ન તો ગઝલ છે ન તો કસીદા છે. ફક્ત મસ્નવીજ છે. મસ્નવીને તે એવાની સાથે ઉર્દૂ દરબારમાં રજુ કરી કે બધા શાઇરોને તે સ્વીકારવુ પડયું. ઉર્દૂ સાહિત્યમાં એ રીતની કોઇ મસ્નવી લખાઇ છે ન તો ભવિષ્યમાં લખાશે. એ મસ્નવીની બરાબરીમાં ઉર્દૂમાં કોઇ બીજી મસ્નવી નથી. તેમાં બે નઝીર અને બદરે મુનીરની વાત છે. એ મસ્નવી ઇ. સ. ૧૭૮૫ માં લખાઈ. અને નવાબ આસિફ્ દૌલાને અર્પણ કરવામાં આવી. એ મસ્નવીના કારણે તેમનું નામ હંમેશ કાયમ રહેશે. મૌલાના આઝાદ કહે છે કે "જમાનાએ તેની સહરુલ બયાની (જાદુઇ વાત) પર બધા શાઇરો અને વિવેચકોથી યાદગાર શહાદત લખાય." અને જાહેરમાં તો મીર હસનની સૌથી મોટી ખૂબી તો તેમના દ્રશ્યોના વર્ણન પર છે. ભાષા એટલી સાદી અને સરળ વાપરી છે કે સેંકડો વરસ પછી પણ તેને શોખથી વાંચી શકાય. ખરેખર તેમણે સૌંદર્યની પુરી તસ્વીર ખેંચી છે.

જુઓ એમની શાઇરીના થોડાક નમૂના—

"મન ન દિલ ઉદાસસે મેરે,
ઉઠ ગયા કૌન પાસસે મેરે."

° ° °

"મેં હશ્કો કયા રોઉં કે ઉઠ જાતેહી તેરે,
બરપા હુઈ મુજપે કયામત તો યહીં ઔર."

o o o

"ક્યા હંસે અબ કોઇ ઔર ક્યા રો સકે,
દિલ ઠિકાને હો તો સબકુછ હો સકે."

o o o

"શમ્અસા અપનીહી હસ્તીસે સિતમ હમને સહે,
અપનીહી આહોંસે જલે અપનેહી અશ્કોંસે બહે."

o o o

"અશ્કોં કે તસલસલને છુપાયા તને ઉરયાં,
યહ ખ્વાબે રવાંકા હૈ નયા પેહરન અપના."

o o o

**'હફીઝ' જાલંધરી સાહબ:**–અબૂલ અસર હફીઝ જાલંધરી તા. ૧૨ મી જાન્યુઆરી ઈ. સ. ૧૯૦૦માં પંજાબના એક શહેર જાલંધરમાં પૈદા થયા. એમનો સંબંધ ચૌહાણ સરજવંશી રાજપુતની એક શાખથી છે. જે આજથી લગભગ ૨૦૦ વરસ પહેલાં મુસલમાન થયા હતા. હફીઝે પ્રાથમિક કેળવણી જાલંધરમાંજ મેળવી. નાનપણથી શાયરીનો શોખ હતો. ફક્ત ૧૧ વરસની ઉંમરથીજ ગઝલો રચવા માંડી, અહિં લગી કે તેને રોજની એક આદતજ પાડી લીધી. મતલબકે રોજ ચીતરવા મંડી પડયા. મશહુર શૌઅરા મૌલાના ગુલામ કાદિર '**ગિરામી**' જેવા ફારસીના ઉસ્તાદ અને શાઈરથી ઇસલાહ લેવા માંડી. તેમનેજ પોતાના ઉસ્તાદ બનાવ્યા. ઇ. સ. ૧૯૨૫માં ખૈરપુર (સિંધ)ના નવાબ સાહેબે પોતાના દરબારી શાઇર તરીકે બોલાવ્યા. પરંતુ તેમને એ ઝિંદગી પસંદ ન પડી અને છેવટે ખૈરપૂરને ત્યાગી લાહોર આવ્યા. લાહોરથીજ તેમના કાવ્ય સંગ્રહનું પ્રથમ પુસ્તક 'નગ્મએ ઝાર' બહાર પાડયું જે બહાર પડતાંજ તેમની ખ્યાતિ વધુ ને વધુ થવા લાગી તે પછી આપે શાઇરીના બળે ઇસ્લામની સેવા કરવા તરફ ધ્યાન આપી '**શાહનામાએ ઇસ્લામ**'ને નઝમમાં રજુ કરી. ઇસ્લામની ખરેખર સેવા કરી તેના ત્રણ ભાગ અત્યાર લગીમાં પ્રગટ થઇ ચૂકયા છે.

હફીઝે 'શાહનામાએ ઇસ્લામ'ના બળે ઇસ્લામની જુની જાહોજલાલીને નવી દુન્યા સમક્ષ રજુ કરવાની કોશિશ કરી અને તેમાં તેમને ખ્યાતિ પણ મળી. 'હફીઝ'નું આ કાર્ય સોનેરી અક્ષરોથી લખવામાં આવે તો ખોટું તો નજ કહેવાય. શાહનામાએ ઇસ્લામ પછી હફીઝ દુન્યાના માનીતા શાઇર થઇ ચૂકયા. 'મેરા સલામ લેજા' એ નામથી રચેલ નઝમ જે હફીઝે વર્ષો થયા 'સરકારે મદીના'ના નામે લખી તે આજે હિંદના ખૂણે ખૂણે ગવાય છે. 'સોઝોસાઝ'ના નામે એક ગઝલ સંગ્રહ બહાર પડયું છે.

જુઓ તેમની શાઇરીની થોડીક કંડીકાઓ:–

"રસુલુલ્લાહ કે રૂએ મુબારક પર તબસ્સુમ થા,
ઝબાં ખામોશથી, લેકિન નિગાહોમેં તકલ્લુમ થા.
મુજાહિદ મુન્તઝિર થે બખ્ત કિસ ખુશ બખ્તકા જાગે,
કે ઇતનેમેં અલીયુલ મુર્તુઝા સબસે બઢે આગે.
નિગાહે મુસ્તુફાસે મુર્તુઝાને હોંસલા પાયા,
મહબ્બત નઝર ગુઝરાની, મહબ્બત હીસીલા પાયા.
પયે તા'ઝીમ ઝુક કર ઔર હાદીકી રઝા લેકર,
બઢે શેરે ખુદા મેદાનમેં નામે ખુદા લેકર.
નસીને પર ઝિરાહથી ઔર ન સર પર ખુદ પહના થા,
ફકત તલ્વારથી, તલ્વાર હી મરદોંકા ગહન થા."

(અપૂર્ણ)

# છબીલી ભઠીયારી

—: મૂળ લેખક :—
જ. બેરિસ્ટર આસિફઅલી

અનુ:—
જ. સાલેહ બકીલી સાહબ

**કૈદી**—જી હાં, પહેલાના જમાનામાં એને કિસ્મતની ગરદિશ 'અથવા દુર્ભાગ્ય માનવામાં આવતું હતું, પરંતુ ચાલુ સમયમાં એને સુભાગ્ય સમજવામાં આવે છે. રાજકિય કેદીના ગળામાં ફુલોના હાર અને કંઠા પહેરાવવામાં આવે છે. અને કેદ થવા માટે મુબારકબાદ આપવામાં આવે છે બેશક, સમયના પરિવર્તનનોજ એ પ્રતાપ છે કે બધા લોકો કેદખાનામાં આવતી વખતે હમદર્દી દર્શાવે છે.

**એક અમલદાર**—છેવટે અમે પણ આજ ભૂમિની માટીમાંથી બનેલા છીએ. અમારા પણ સીનાઓમાં દિલ છે તો શું અમે એટલાથીએ ગયા કે હમદર્દી તો દર્શાવીએ!

**કૈદી**—ખૈર, એ તો થયું અને થતું રહેશે, પરંતુ આ તો ફરમાવો કે દિલ્હી જેલના ઇતિહાસની પણ આપને જાણ છે?

**અમલદાર**—એટલું તો હું જાણું છું કે જ્યારથી બ્રિટીશ હુકૂમત આવી છે, આ જેલ આજ સ્થળે કાયમ છે.

**કૈદી**—એ તો માત્ર જેલની સ્થાપનાનો ઇતિહાસ થયો. આ ઇમારતનો ઇતિહાસ, જેમાં કે આ જેલ કાયમ થઈ. હવે તો નાશ થવાને લગભગ છે. પરંતુ કદાચ આપે ધ્યાન આપ્યું હોય તો ગુમ્બદની બહારના દરવાજા ઉપર મહેરાબની નીચે એક બારી છે અને એ બારીની બન્ને તરફ નાની મેહરાબને ડાબે જમણે "અલ્લાહ" ઉપસેલા અક્ષરોમાં આજે પણ મૌજૂદ છે. આ ઇમારત ખાનએ ખુદા તો છે નહિં. પરંતુ તે દૌરની યાદગાર છે, જ્યારે પ્રાચીન દિલ્હી—જે ફીરોઝશાહ તુગલકના ઝમાનામાં બન્યું હતું.—આબાદ હતું. તે મોટો દરવાજો જે જેલની સામે સડકની આ તરફ—છે અને જેને લોકો ખૂની દરવાજો કહે છે, ખરી રીતે પુરાણા શહેરનો દરવાજો હતો. ફીરોઝશાહનો કોટલો શાહી મહેલ અને કિલ્લો હતો અને પુરાણું શહેર લગભગ આજ સ્થળે વસેલુ હતું, જ્યાં આજે નવુ દિલ્હી આબાદ થયું છે. પુરાણા કિલ્લાની આજુબાજુ અને સામે જુના શહેરની વસ્તી હતી. આ કહેવું તો કઠીન છે કે તે ઇમારત જેમાં જેલખાનું છે, કયારે બની, પરંતુ ઇમારતની ઢબ બતાવે છે કે તે ઘણું કરીને મુગલોના આરંભિક દૌરમાં મૌજૂદ હતી. કહેવાવાળા કહે છે કે તે સરાય હતી. અને તેની માલિક છબીલી નામે એક ભઠીયારી હતી. સાચુ જુઠું તો કહેનારાની ગરદન ઉપર. કહેવાય એવું પણ છે કે તે એક લાવણ્યમય, લલિત વદન, મધુરભાવી, ચંચળ, ચતુર, હાજર જવાબ અને બુદ્ધિશાળી ઔરત હતી. તે દિલ્હીના ગવર્નર આસિફખાનની પ્રિયતમા હતી. વાત તો ગોઠવેલી જણાય છે પરંતુ છે એટલી દિલચસ્પ કે તે ન વર્ણવવી સાહિત્યનો ગુનાહ ગણાશે. આ તેજ આસિફખાન છે, જેની બહેન મલિકા–મહારાણી નૂરજહાં થઇ. અને જેની પુત્રી અર્જમંદબાનૂ મલિકા મુમતાઝ મહેલ હતી. જેનો રોઝો "તાજમહેલ" ના નામે જગ–વિખ્યાત અને ઇન્સાની કળાનો ચમત્કાર છે. કહો કેવી રીતે યકીન આવે કે આસિફખાન જે એક સમયે દિલ્હીનો ગવર્નર

અથવા "સુબેદાર" મુકર્રર થયો હતો અને જે પાછળથી વઝીરે આઝમ અને શાહી સૈન્યોનો સિપહસાલાર થયો, પોતાના દિલ્હીના વસવાટ દરમિયાન છબીલી ભઠીયારીનો દીવાનો હતો, અને છતાંએ બીજી ભઠીયારી ભઠીયારીજ રહી. પરંતુ કહેનારા કહે છે કે જો એ ન હતું તો પછી કોણે આવી શાનો શૌકતની સરાય જોઇ છે. એ તો કોઇ અમીરુલ ઉમરાની મંઝૂરે નઝરનોજ કરિશ્મો હોઇ શકે છે ખૈર બનાવ ખરો હોય કે ખોટો, મામલો સાચો હોય કે જુઠો, પરંતુ ઝાહિરમાં તો એમાં બધી દિલચસ્પીઓના ચિન્હો જણાય છે.

કહાણી આવી રીતે શરૂ થાય છે કે તે કાફિલો, જેમાં મિર્ઝા ઇનાયતુલ્લાહ અને તેમનો કુટુંબ પરિવાર ઇરાનથી સફર કરીને આવ્યો હતો જ્યારે દિલ્હી પહોંચ્યો ત્યારે શહેર પનાહમાં પ્રવેશીને આ સરાયમાંજ મુકામ કર્યો, જે ખૂની દરવાજાની પાસે હતી. આ દરવાજો તે જમાનામાં કાબુલી દરવાજો કહેવાતો હતો. ઇરાન અને અફગાનિસ્તાનના કાફિલા એજ દરવાજામાંથી શહેરમાં દાખલ થતા હતા. મિર્ઝા ગિયાસ, આગળ ચાલીને વઝીરે મુમલિકત બન્યા અને એતેમાદુદ દૌલાનો ખિતાબ પામ્યા, એમની પુત્રી નૂરજહાં શહેનશાહ જહાંગીરની મલિકા અને એમનો પુત્ર આસિફખાન વઝીરે આઝમ બન્યો.

ઇતિહાસમાં તે દિવસ લખાએલો નથી પરંતુ મિર્ઝા ગિયાસ, જે દિવસે સરાય (મુસાફિરખાના)માં આવીને ઉતર્યા, છબીલીની વય અગ્યાર બાર વર્ષની હતી. અને આસિફખાને હમણાં હમણાંજ યુવાનીમાં પ્રવેશ કર્યો હતો. મેહરુન્નીસા (મલિકા નૂરજહાં) તો હજુ થોડાક અઠવાડિયાની દૂધ પીતી બાળા હતી. કહેવાય છે કે છબીલીની મા તે શહેરની ભઠીયારીઓમાંથી હતી, જેને સાત ભાષા જાણવાનો ફખ્ર હતો.

ઝાહિર છે કે ઇરાન, તુરાન, બલ્ખ, બુખારા, સમરકન્દ, કાશગર, ચીન, માચીન બલ્કે પુરૂં પૂછો તો યૂનાન (ગ્રીસ) સુધીના કાફલા એ ઝમાનામાં અહિંઆજ આવતા હશે; મધ્ય એશિયા, ચીની તુર્કસ્તાન, ઇરાન અને અફગાનિસ્તાનના કાફિલાઓની અવરજવર તો ઇતિહાસોથી સાબિત છે." આ કારણે એ પણ ઝાહિર છે કે તે ઝમાનામાં મોટા ભાગની ભઠીયારીઓને પણ કેટલીએ ભાષાઓ ફર ફર બોલવી પડતી હશે. વળી તે ઝમાનાની ભઠીયારીઓને બત્રીસ દાંતો વચ્ચે ઝબાનની પેઠે રહેવું પડતું હશે. વેપારીઓથી લઇને લુટારાઓ સુદ્ધાનું રહેઠાણ સરાઓજ હતી. જ્યાં જાત જાતના જાનવર ખોલી બોલતા હતા અને ઘાટ ઘાટના પાણી પીધેલા મુસાફિરો ઉતરતા હતા. એજ ભઠીયારીઓ તે ઉમરા અને રઇસોની પણ ખાતર બરદાસ્ત કરતી હતી, જે શાહી દરબારમાં મુજરો અર્ઝ કરવાને હાઝિર થતા હતા અને તે વેપારીઓની પણ જે શાહો પછી ધનાઢ્ય અને શ્રેષ્ઠ પદ ધરાવતા હતા. અને વળી તે રખડુઓની પણ જેમનો ધંધો લૂંટમાર અને ચોરી ચીકારીનો હતો. એક તરફ આ ભઠીયારીઓ વિશ્વાસુપણામાં અજોડ હતી તો બીજી તરફ મજલિસના આદાબમાં આદિત્ય એમની વાકચાતુર્યતા અને જાદૂબ્યાની એમની ખાસ વિશેષતા હતી. એમના સર્વરંગી સ્વભાવ મનુષ્ય પરીક્ષામાં નિપૂર્ણ અને યુક્તિપ્રયુક્તિઓમાં અનુભવસિદ્ધ હતા. જ્યાં તે શરીફો અને વિદ્વાનો સાથે શ્રેષ્ઠ સપાટીની વાતચીત કરતી અને વાકચાતુર્યતામાં બાઝી લઇ જવી પોતાની કળાનો કમાલ સમજતી ત્યાં તે નીચા પ્રકારની ગપસપ અને બાઝારી હાજરજવાબીમાં હલકા લોકોને હરાવવા પોતાની કામયાબીનો ભેદ માનતી હતી. હવે જો એવા વાતાવરણમાં એક રૂપસુંદરી ઉતરી આવે અને તેની સ્વભાવિક

ચંચળતા, ચાતુર્યતા અને સમજદારી તેનો સાથ આપે તો, જો તે "ખુબસુરત બલા" ન બને તો શું બને?

છબીલીની માએ તો તેનું નામ અર્જમન્દ રાખ્યું હતું અને કદાચ જો કિસ્મત પલ્ટો ન ખાત અને જો તે ભોળી અને કદરૂપી હોત તો ઘણું કરીને તે રજી અથવા અર્જમન્દી કહેવાઇનેજ રહી જાત. પરંતુ એની ચંચળતા અલબેલાપણાનીજ અદાઓએ મુસાફિરોના દિલોને એવી રીતે લુભાવી લીધા કે શેરશાહના એક રંગીલા પહાણે પાંચ સાત વર્ષની વયથીજ તેને છબીલી પોકારી પોકારીનેજ આજ નામ પાડી દીધું. કહેવાય છે કે છબીલીને તુર્કી અને ફારસીની ખાસ તઅલીમ આપવામાં આવી હતી. હઝારો ફુદકતા શેઅરો મોઢે કરાવ્યા હતા. અને લતીફા-ટુચકાઓનો બેશુમાર ખઝાનો છબીલીની માએ ખૂદ તેને વારસામાં આપ્યો હતો. દસ વર્ષની વયથીજ છબીલી ચૌસર, ગંજીફા અને શતરંજ રમવા લાગી હતી અને બાર વર્ષની વય થતાં તો તે પોબારા કરતી હતી. દરેક મુસાફિરને જેમ ગંજીફા અથવા ચૌસરનો શોખ હતો તેને એકવાર તો નીચું દેખાડીનેજ મૂકતી હતી. ઇરાની કાફિલામાં મિર્ઝા ગિયાસના નવયુવાન પુત્રને શેતરંજ રમવાનો ઘણો ગર્વ હતો. એમણે સાંભળ્યું કે છબીલી આ કળા પણ શીખી રહી છે, તો એક દિવસ એજ બહાનાએ તેમણે છબીલીની મા સાથે એવી ઢબે વાતચીતનો આરંભ કર્યો કે તેણીએ એમની ગિન્નત ખુશામદ કરી અને એમને આ માટે રાજી કરી લીધા કે છબીલીને શેતરંજ શિખવતા રહે. એજ દિવસે સાંજના આસિફખાને બી છબીલીને દાવત આપી કે બીજેજ દિવસથી શેતરંજની બિછત બીછાવીને કિલ્લાબંદીનો બંદોબસ્ત અને હારજીતની વ્યવસ્થા શીખવી શરૂ કરે. શેતરંજ મુગલોની ખાસ બેઠકોની કોઇ કાયમી દિલચસ્પીની સામગ્રી અને શાહી દરબારો સુધી પહોંચવાની જાણે સીડી હતી. મેહલાત અને શાહી ખાનદાનની ખાનગી બેઠકોના કેટલાક ઐતિહાસિક બનાવો ઉપરથી તો એવું પણ જાણવામાં આવે છે કે શેતરંજમાં બાઝીઓ પણ રમવામાં આવતી હતી. હારજીત માત્ર રમતનીજ ન હતી, બલ્કે બીજા પણ વારાન્યારા થતા હતા. દિલારામવાળો કિસ્સો કોને ખબર નથી! બાદશાહે દિલારામ કનીઝને બાઝીમાં લગાડી દીધી અને જ્યારે તે હરાવા લાગી ત્યારે દિલારામેજ બાઝી બચાવી લીધી. કિસ્સો મશહૂર છે કે જ્યારે બાઝી ગુંચવાઈ ત્યારે તે કનીઝ જે ઘણીજ ચતૂર અને કવિત્વ શકિત ધરાવતી હતી, બોલી ઉઠી:—

"શાહા દોરૂખ બદેહ વ દિલઆરામરા મદેહ,
અસ્પ વ પિયાદા પેશકુન વરીલ કુશ્ત માત."

આવી રીતે બાદશાહ બાઝી પણ જીતી ગયા અને દિલઆરામને પણ હાર્યા નહિં. કહેવાય છે કે બીજે દિવસે સરાયના એક એકાંત અને શાન્ત ખુણામાં બી છબીલીની શતરંજની તઅલીમ શરૂ થઇ. દરરોજ નવી ચાલો ને નવા નકશા ગોઠવાવા લાગ્યા. છેવટે એટલે દરજ્જે વાત પહોંચી કે મિર્ઝા ગિયાસના સાહબઝાદા સાહબ

બાઝીઓ હારવા લાગ્યા બી છબીલીએ એવો નકશો જમાવ્યો કે દિલની બીછતનો શાહરીન ચર્ખ થઇને રહી ગયો. મહબ્બતનો અગ્નિ વધવા લાગ્યો અને ધીમે ધીમે આ આગ બન્ને તરફ ભડકવા લાગી બન્નેની એવી સ્થિતિ થઈ ગઈ કે જો એમને નવાબ મુસ્તફાખાન 'શેફતા'નો શએર સમય પહેલા મઅલૂમ થઇ ગયો હોત તો રાતદિવસ એજ ગણગણ્યા કરત કે —

શાયદ ઇસીકા નામ મહબ્બત હૈ 'શેફતા',
એક આગસી હૈ સીનેકે અન્દર લગી હુઇ"

ખૈર આરંભ તો આની રીતે થયો એક દિવસ સાહેબઝાદા સાહબે છબીલીને વચન આપ્યુ કે જો કદાચ કદી અમારા દિવસો ફર્યા અને અમે એ લાયક થયા તો એક એવી આલીશાન સરાય તમારે માટે તૈયાર કરીશુ કે જેને આકાશની આંખોએ પણ જોઇ ન હશે

ખુદાનું કરવુ એવુ થયુ કે છેવટે તે દિવસ પણ આવી ગયો અને આસિફખાન શહેનશાહ જહાંગીરના વઝીરે આઝમ તથા સિપહસાલાર થઈ ગયા એનાથી પહેલા દિલ્હીના સુબેદાર પણ બન્યા હતા છબીલી કયા ચૂકનારી હતી મૌકો જોઇને જુનુ વચન યાદ અપાવ્યુ અને આ સરાયનો પાયો નાખવામા આવ્યો આજે આ જેલખાનુંજ સહી, પરંતુ આ ઇમારતે ન જાણે કેવા કેવા દિવસ અને કેવી કેવી રાતો જોઇ હશે એની અંદર ન જાણે કયા કયા દેશના ઉમરા અને રઇસો અને કેવી કેવી શાનોશૌકતના વ્યાપારીઓ અને ખત્રીપૂર્વક ડાકુઓ પણ આવ્યા ને થોભ્યા હશે ખુદા જાણે એમા કેવી કેવી સૌંદર્ય અને પ્રેમની દાસ્તાનો અને કેવી કેવી દિલ ધડકાવનારી શાહી અને ગદાઇની કથાઓ પરિણમી હશે મને તો કેટલીક વાર આ વિચાર આવ્યા કરે છે કે, જ્યારે રાતના સન્નાટામા "સુએ સંસાર અને જાગે પાક પરવર દિગાર" બુર્જવાળો નબરદાર કેદીઓની ગણત્રી પૂછે છે અને નબરદાર "ચલ બાદ' 'તીસની સખ્યા, ચાર મુદ્દતી, બધુ બરાબર,' કહે છે, ન જાણે કઈ કઇ રુહોના ઓળા સુતેલા કેદીઓ ઉપર પડતા હશે

અમલદાર તમે તો અજીબ કહાણી સભળાવી

કેદી-ખૈર જનાબ કોણુ રહ્યુ છે અને કોણુ રહી જશે છેવટે બસ "રહે નામ અલ્લાહકા."

# બે ગઝલો

## ગુલ્શનમાં

નવિન રંગ જે ભરવા ચહું છું જીવનમાં,
નથી તે રંગ ગુલોમાં કે કોઇ ગુલ્શનમાં.

જવાની આવતા જીવન પડયું છે ઉલઝનમાં,
વસંતે આવી લગાવી છે આગ ઉપવનમાં.

જીવનના એક રૂપો જોવુ છું હું જીવનમાં,
ઉડે છે એક ગગન પર, છે એક બંધનમાં.

ખુદાની યાદના બદલે તમારી યાદ આવી,
પુરાની ઝંખના જાગી છે પાછી જીવનમાં.

મિલન ઘડીએ સનમ વાતે વાતે રીસાયા,
તમામ મનની ઉમગો સમાઇ ગઈ મનમાં.

હતો સુશાની ગઇ કાલ જેની નૌકાનો હું,
કરે છે ગણતરી આજે તે મારી દુશ્મનમાં.

પડીને ધરતી પડે આગ ના લગાવી દે,
ટપકતાં અશ્રુઓ ઝીલી રહ્યો છું દામનમાં.

હરમને દહેરમાં, શી ઘેલછા વિકાસી છે,
જગત ભમે છે વિંટાળીને ફની ગરદનમાં.

લખેલું ભાગ્યમાં થઇને રહેશે ઓ 'ઐય્યાશ',
પડે ન ફેર કદી તલનો ભાગ્ય લેખનમાં.

—ઐય્યાશ

## ઝંખના કર

જફા પર તું તેની હંમેશા વફા કર;
પ્રણય—રીતને એજ રીતે અદા કર.

મિલનમાં મઝા છે નથી પ્રાપ્તતો તું;
વિરહ—દાગથી દિલ—સદન ખુશનુમા કર.

રુદન હોય સંગીતે તેની સભામાં;
તો આલાપે તારું રુદન સર્વદા કર.

અનેરા જગે વાસ કરવા તુ ચાહે;
તો આદમની પેઠે વિલક્ષણ ખતા કર.

નયન બાણુ સતપ્રેમ—દર્શક દિપાવ્યા;
તું દિલ—પર્વતે કોઇ ઉડી ગુફા કર.

સઝામાં મઝા છે! મઝામાં સઝા છે!
ઉભયથી જુદી તું સઝા દિલરૂબા કર.

છે રજ રજમાં મારી નઝર પાર દર્શક;
તું રહેવાને અન્યે ભલેને જગા કર.

વચન છે કે મળશે પછી શિદ નિરાશા!!!
અહર્નિશ તું તેની સતત ઝંખના કર.

'શમીમ' પાઇ તૂષાર—અગ્નિ ,સુમનને;
અતિ તિવ્રતર કંટકો તું બધા કર.

—શમીમ

લે : 'દિલાવર'

# તંત્રીની રોજનીશી

[મુંબઈની ચોપાટી પર રવિવારે ચણા ફાંકતા 'શબાબ' નામના અઠવાડિક અને માસિક પત્રના તંત્રી રાજની ડાયરીમાંથી મળી આવેલી હકીકત. અત્રે રજૂ કરવામાં આવી છે. —સંપાદક.]

---

તા. ૭ ઓક્ટોબર

રાજકોટ
તા. ૫-૧૦-૪૫

ભાઈ યૂનુસ

સલામ બાદ, તારી શાદીની તૈયારીઓ થઈ રહી છે, આજે તારી ભાભી કહેતી હતી કે તારા માટે એક "યુવતી" શોધી કાઢવામાં આવી છે. એનું નામ "ઝરીના." ફરીદાના કહેવા મુજબ તે કંઈક સામળા વર્ણની છે. અને થોડું ભણેલ પણ છે. તારા સૌંદર્ય-પીપાસુ હૃદયને એનું રૂપ ગમશે! અને તારા સાહિત્ય, તથા પત્રકારીત્વમાં તે સહાયક તો ભાગ્યેજ થઈ શકે. મિત્ર તરીકેની મારી ફર્જને હું અંજામ આપી રહ્યો છું, આ પત્ર લખીને.

લી. તારો
અમીન.

યૂનુસે બીજા વદને બીજો પત્ર ઉઠાવ્યો.

રાજકોટ
તા. ૫-૧૦-૪૫

વ્હાલા ફરઝંદ યૂનુસ

આજે તારી સગાઈ થઈ ચૂકી છે. છોકરીનું નામ ઝરીના એના પિતાનું નામ યાકૂબ, થોડુંઘણું ભણેલી છે, બલ્કે આપણા ગામમાં એના જેટલું ભણેલી અને બુદ્ધીશાળી છોકરી અન્ય કોઈ નથી" એમ તારી બહેન કહે છે. શાદી તા. ૨૧મી સુધીમાં પતાવી લેવા વિચાર છે, માટે એકાદ-બે દિવસમાં અહીં આવવાની કોશિશ કરજે. બસ સલામ.

લી. મુરબ્બી
ઇબ્રાહિમના વરસલામ

બન્ને પત્રોના વિષયને વાંચી એનું દિમાગ ચકરાવા લાગ્યુ. શું કરવું? પિતાજી એક અજાણ સ્ત્રી સાથે મારા ન........'સાહેબ પ્રૂફ જોઈ લીધા?' કરતો એક ચાકર એના ટેબલ પાસે આવી ઊભો.

યૂનુસના વિચારો અટક્યા. 'ક્યા છે પ્રૂફ?' એને પ્રૂફ દેખાયા નહીં.

"આ રહ્યા સાહેબ" પાંચ-સાત કાગળો ઉપર હાથ મુકતાં ચાકરે કહ્યું.

"ઠીક છે તુ જા હું હમણા તપાસી લઉં છું." કાગળો ઉઠાવતાં યૂનુસે ચાકરને આજ્ઞા આપી, અને તે પ્રૂફ તપાસવા લાગ્યો. પા કલાકમાં એણે આખા ફાર્મમાંથી ત્રણેક ડઝન ભૂલો પકડીને તેણે કાગળીયા કમ્પોઝીટરને મોકલાવી દીધા.

"મશીન બંધ છે. આમ ઢીલ થશે તો..."

"હા. હા. હમણા આવે છે મેટર, પ્રૂફ તપાસાઈ ચૂક્યા છે. સુધારો થઈને હમણા આવી જશે, અઠવાડીક કાલે બહાર પાડવાનો દિવસ હતો અને છપાઈમાં ઢીલ થઈ રહી હોવાથી મેનેજર એ વિષે સુચના આપવા યૂનુસ પાસે આવ્યો હતો. તેને ગાડ સમજાવ્યું.

યૂનુસ 'શબાબ' (માસિક, અઠવાડિક)નો તંત્રી છે. તે બી. એ. સુધી ભણીને બેરીસ્ટરી અને સરકારી ચાકરી પ્રત્યે સુગ આવવાથી આ લાઇનમાં પડ્યો છે. શરૂમાં એના પિતાને આ લાઇનમાં યૂનુસનું પડવું ઠીક નહતું લાગતું પણ પુત્રને ખુશી રાખવા ખાતર તેમણે પોતાની સંમતી આપી હતી પણ પાછળથી પેપર-દુકાન અને પત્ર સંચાલનમાંથી ઠીક-ઠીક પ્રાપ્તિ બનાવી પિતાને ખુશ કરવામાં યૂનુસ સફળ નીવડ્યો છે.

અત્યારે રાત્રીનો સમય છે. યૂનુસ પોતાના રૂમમાં બેસી વિચાર કરી રહ્યો છે. ખૂબ વિચાર અંતે એણે કલમ ઉઠાવી લખવા માંડ્યું.

મુંબઈ તા. ૮-૧૦-૪૫

મુરબ્બીજી,

સલામ બાદ આપનો તા. ૫-૧૦-૪૫નો પત્ર મળ્યો, વાંચી રંજ થયો. મને પૂછ્યા વગર મારી સગાઈ શા માટે કરી? હું હાલ ત્યાં

શકવાની સ્થિતિમાં નથી અને વિશેષ મને આ શાદી માન્ય નથી એટલે નહીં જ શકું. મને રંજ છે કે હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરી રહ્યો છું। પણ એ લાચારી નથી.

લી૦ આપનો આજ્ઞાંકિત

યૂનુસ

૧૦ ઑક્ટોબર

યૂનુસે એની કચેરીમાંની ટપાલના ઢગલાને બાજુ આપી આજના દૈનિકો ઉથલાવી સમાચારોનું નિરીક્ષણ કરી "સમાલોચના" કાજે આવેલા માસિકના પાના ઉથલાવ્યાં. તે બનતાં સુધી અન્ય પત્રકારોની જેમ પુસ્તક અથવા સામયીકોને નિહાળ્યા વીનાજ સમાલોચના આપતો નહીં. તેની દ્રષ્ટિ "ચાંદ"ના પૃષ્ઠો ઉપર ફરી ગઈ.

"સ્ત્રીની મહત્તાઃ ઇસ્લામમાં.

લેખિકાઃ-મિસ યાકૂબ (રાજકોટ)"

કુર્આન અને હદીસના ટાંચણો ટાંકીને લખાએલા આ લેખે યૂનુસને ગમવાથી અધીક તો વિચારોમાં આવરી લીધો. તેની સરળ ભાષા, અસરકારક શૈલીએ યૂનુસને જકડી લીધો. કોણ હશે આ મિસ યાકૂબ? પિતાજીએ લખ્યું હતું ઝરીના યાકૂબની પુત્રી, એ તો ન હોય!...પિતાજી ભૂલ્યા તો...

'સાહેબ આ પ્રૂફ તપાસી આપજોને? બોયે હાથમાં કાગળીયાં લઇને ટેબલ પાસે ઉભા રહી કહ્યું. પરગ દિવસે મચેલી ધમાધમી ઉપરથી યૂનુસે એને ચેતવણી આપીનેજ પ્રૂફના કાગળીયાં ટેબલ ઉપર મૂકવાની સૂચના આપી હતી. એ સૂચનાને એણે અમલમાં મૂકી પણ એથી યૂનુસને કંઇક રોષ આવી ગયો. તે કાગળીયાં મૂકી ચાલ્યો ગયો.

આજે યૂનુસનો દિમાગ ચક્કરમાં હતું. પ્રૂફ વાંચવામાં એને મઝા ન પડતાં તે કાસિમ કે જે "રાઝ" અઠવાડીકનો સહતંત્રી હતો તેની ઑફિસે મોકલી દીધા અને તે બહાર ચાલ્યો ગયો.

યૂનુસ ચાર વાગે ઑફિસ શરૂ થઈ ત્યારે આવ્યો હજુ તેના દિમાગમાં મિસ યાકૂબના વિચાર ખસ્યા ન હતા. ઑફિસમાં પ્રવેશતાંજ ટેબલ ઉપર પડેલા કાગળોના ઢગને જોઇ તેને ચક્કર આવી ગયા. તે મનોગત બબડ્યો આ તે કંઇ જીવન છે! આખો દિવસ ટપાલ જુઓ, વાંચો, તંત્રી નોંધ લખો. એણે બધી ટપાલ અડકાડયા વગરજ કાસિમની ઑફિસમાં મોકલી દીધી.

આ મિસ યાકૂબ બની શકે કે યાકૂબની બીજી ત્રીજી પુત્રી પણ હોય! શું એને એકજ પુત્રી હશે? તપાસ કર્યા વગર સંમતિ પણ કેમ આપી શકાય?

તે આગળ વિચારતોજ રહ્યો.

તા. ૧૨, ઑક્ટોબર

'સાહેબ આ પ્રૂફ મૂકું છું.' હજુ તો યૂનુસ કોટ કાઢતોજ હતો ત્યાં તો બોય "મોઅ-ઝ્ઝ્ન"ની જેમ કાગળીઆની એક થોકડી મૂકી ચાલ્યો ગયો.

યૂનુસે પ્રૂફ પડતાં મુકી ટપાલ ઉથલાવી. એમાંથી જુદા જુદા વિભાગના પત્રોને અલગ અલગ કરવા લાગ્યો. એમાંથી "અંગત"ની નોંધવાળા ત્રણ પત્રો નીકળ્યા તેને ખીસ્સામાં મૂકી બાકીના પત્રોને અલગ પાડવાનું કામ એણે ચાલુ રાખ્યું એના દિમાગમાં હજુ "મિસ યાકૂબ"ની યાદ ઘુમતીજ હતી. પણ કામકાજ બંધ કરીને વિચારોમાં તલ્લીન બની દિવસ વ્યતીત કરવાનું તો એનાથી બની શકે એમ ન હતું. ટપાલના ઢગને અર્ધા કલાકમાં વિભાગવાર વહેંચીને એને સ્થાને મોકલી દીધા પછી એણે પ્રૂફ ઉઠાવ્યા. પહેલાજ પ્રૂફ પાનાને જોઇ તેની આશ્ચર્યની સીમા રહી નહિ. એમાં લખ્યું છે.

'વિશ્વ-સંઘભણી'-લેખિકા મિસ યાકૂબ (રાજકોટ).

યૂનુસે બોયને બોલાવી તેને એ લખાણની મૂળ નકલ અને એની સાથેનો પત્ર કાસિમની ઑફિસમાંથી લઈ આવવા કહ્યું. એક પળમાં બોય પાછો આવ્યો અને તેણે થોડાક બ્લ્યુ રંગના કાગળીઆ યૂનુસના હાથમાં મૂક્યા. યૂનુસ એમાંથી એક પત્ર ઉઠાવી વાંચવા માંડ્યો.

રાજકોટ
તા. ૯-૧૦-૪૫

તંત્રી "શબાબ"

અસ્સલામુ અલયકુમ.

સાહેબ, આ સાથે "વિશ્વ-સંઘજાળી" નામે એક લખાણ છે. પસંદ પડે પ્રગટ કરીને અને નાપસંદ પડે તો પાછું મોકલી આભારી કરશો?

(મિસ) ઝરીના યાકૂબ

યૂનુસનું મન નાચી ઉઠયું, એના દિલમાં આનંદના પુર ઉમટવા લાગ્યા–તેણે પોતાના અંગત પત્રો ખીસ્સામાંથી કાઢયા. ઘડી પહેલાં એને આ પત્રો પ્રત્યે કંટાળો હતો પણ હવે? હવે તેનાથી આ પત્રો વાંચવાની તાલાવેલી રોકી ન શકાઇ.

રાજકોટ
તા. ૧૦-૧૦-૪૫

ફરઝંદ યૂનુસ

અસ્સલામુ અલયકુમ

તારો પત્ર મળ્યો. "આપનો આજ્ઞાંકીત" લખતાં શર્મ ન આવી તને? પત્રમાં લખવામાં શું વાંધો છે. વાંધો તો અમલ કરવામાં છે!

આ છેલ્લી સમજાવટ છે. તને અમે નક્કી કરેલી સગાઈ માન્ય ન હોય તો તું માની લેજે કે તારા માટે તારા માતા-પિતા ભાઇબહેન બધા મરણ પામ્યા છે, અને અમે પણ ગાંઠ વાળી લઇશું કે યૂનુસ નામનો કોઇ અમારો પુત્ર ન હતો. ખુદા આવા ફરઝંદ કોઇને ના આપો!

લી. ઇશ્હાક

યૂનુસે બહેનનો પત્ર ફોડયો એમાં પણ આ મુર્ખતા માટે ઠપકો હતો, અને પિતાની વાત માન્ય રાખી લેવાની સલાહ સાથે ઝરીનાના રૂપ, ચાતુર્યના વખાણ હતા. તેને અમીન પ્રત્યે ઘૃણા ઉપજી, એને થયું કે અમીનનો પત્ર જોયા વગરજ ફાડીને ફેંકી દેવું પણ એણે પોતાની બુદ્ધી વાપરી મનના ઉભરાઓને દબાવ્યા અને અમીનનો પત્ર ફોડયો.

રાજકોટ, તા. ૧૦-૧૦-૪૫

ભાઇ યૂનુસ,

સલામ બાદ, તારા તા. ૮-૧૦-૪૫ના પત્રથી તારા ભાઈ જાબિરે મને વાકેફ કર્યો. અને "ઝરીના"ને જોવામાં અમારી થએલી ભૂલની તારી બહેને ફરીદાને જાણ કરી.

ભૂલનો કિસ્સો અજીબ છે, તાપના દિવસોજ બે પડોશમાં રહેતી ઝરીનાઓની સગાઈ થઇ છે. ફરીદાને કોક સ્હેલીએ ઝરીનાનું મૉડેલ બતાવ્યું અને કહ્યું આની સાથે યૂનુસની સગાઇ થઇ. અને એના વિષે ફરીદાએ તપાસ કરી માત-પિતાના નામોની, નહીં અભ્યાસ, અને ચાલાકીની, પરિણામે તા. ૫ મીનો પત્ર લખાયો.

પણ આજે ખબર પડી કે તે ઝરીનાની સગાઇ તો ફરીદા અને તેની સ્હેલીના બાળમિત્ર યૂનુસ ઇશ્હાક સાથે થઇ છે. અને તારી સગાઇ તો બીજી એક રૂપાળી, ચાલાક, અને લેખિકા, ઝરીના સાથે થઇ છે.

મારી અને ફરીદાની ભૂલથી એક જબ્બર ઘોટાળો જાગી પડયો છે એ બદલ ક્ષમા યાચુ છું અને ફરીદાએ "ઝરીના" વિષે કહેલા મતને ટાંકુ છું.

તેના જેવી રૂપાળી, અને ચતુર આપણા ગામમાં બીજી એકાદ યુવતી હોય એ વાત અશકય છે. કયારે રવાના થાવ છે?

લી૦ તારો
અમીન

અજબ ભાઈ આ તો! યૂનુસ પત્ર પુરો કરી બીજા કાર્યોમાં ગુંથાયો.

તેનો મન માનતું ન હતું તે કાસિમની ઓફિસમાં ગયો. "કાસિમ મારે કાલે દેશ જવું છે, આ ઝરીના સાથે શાદી કરવા." તું ઓફિસનો બધો ચાર્જ સંભાળી શકીશ!"

કાસિમ–"હા, હુકમ ખુદાનો છે તો વાંધો નહિ આવે.

અને બીજે દિવસે સાંજે યૂનુસ દેશ તરફ રવાના થયો—

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

અનુ: તાજ

(ગતાંકથી ચાલુ)

શાહ સાહેબ અનેક કૃતિઓ ઉપરાંત ફારસી અને અરબી પત્રોનું પણ એક ભંડોળ યાદગાર રૂપે મુકી ગયા છે. એનું વાચન ઘણું રહસ્યમય છે. કેટલાક પત્રો ખાનગી છે. પરંતુ કેટલાક પત્રોમાં જુદા જુદા ઇસ્લામી મુદ્દાઓનું વિવરણ કરવામાં આવ્યું છે. એ પત્રોથી પણ શાહ સાહેબની વિદ્વતા, વિશાળ દ્રષ્ટિ અને ન્યાયીપણાના ભાવો સ્પષ્ટ રીતે તરી આવે છે. એક અરબી પત્રનું અનુવાદ દ્રષ્ટાંત રૂપે નીચે રજુ કરવામાં આવે છે. જે પોતાના મિત્રને લખવામાં આવ્યો હતો.

"જમાનાનો રંગ પલ્ટાઈ ગયો છે. અને ધર્મના ઝરણા ઢોળાઇ ગયાં છે. અને પ્રત્યેક પહેરવેશ જે મુસલમાનોને દેખાવામાં શોભા આપી રહ્યા છે. સત્ય તો એ છે કે એ ઇસ્લામ મુજબ નથી......તમો પાંચ પ્રકારના લોકોથી પોતાની જાતને બચાવો કે જેઓ ખરી રીતે માનવતાની મર્યાદામાં નથી.

(૧) બે હયા સૂફી કે જે પોતાની આપત્તીઓ ટાળવાને માટે ખોટા બહાના કરે છે અને પોતાના સ્વાર્થી કાર્યોમાં કદી પણ અચકાતો ન હોય.

(૨) વિખવાદી, અક્કલમંદ કે જે વહેમો શંકાઓ અને વિખવાદને ફેલાવે છે અને ખુદા તઆલાના ફરમાનોને કદી આધીન રહેતો ન હોય.

(૩) લડાઈખોર ફકીહ કે જે નિર્જીવ કથનો પર ખુશ રહે છે અને નબી (સલ૦) સાહબે પોતાની ઉમ્મત માટે જે વાતોની સ્પષ્ટતા કરી છે તેનું અનુકરણ નથી કરતો.

(૪) કટ્ટર ઝાહિદ કે જે ધાર્મિક કાર્યોમાં એટલી સખ્તાઇ અને જુલ્મીપણું કરે છે કે જાણે એને કોઇ પણ બાબતમાં અગત્ય ભરીજ નથી

(૫) છકેલો માલદાર–ધનવાન કે જે ચેહ્રાથી અને બનાવટપણાની સાથે અજમીઓનું (જે ઇરાન, અરબના રહેવાસીઓ ના હોય) સ્વરૂપ ધારણ કરે છે અને તેમની સાથે ખાવા પીવાનું ગર્વ લેખે છે.

વસ્સલામ"

**શાહ વલીયુલ્લાહની ખ્યાતી:--**

શાહ વલીયુલ્લાહ સાહેબની ઇલ્મી કારકીર્દી માટે એક જુદીજ કિતાબની આવશ્યકતા છે. પરંતુ એમની કૃતિઓ વિષે જે અમો આગળ લખી ચૂક્યા છીએ તે ઉપરથી અનુમાન કરી શકાય છે કે હિંદમાં બાકી બધા આલિમોની સરખામણીમાં શાહ વલીયુલ્લાહ સાહેબનું સ્થાન કેટલું ઉચ્ચ છે. શાહ સાહેબથી પહેલાં હિંદમાં હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.), ખ્વાજા મુઇનુદ્દીન અજમેરી (રહ.), શેખ નસીરુદ્દીન મહમૂદ ચિરાગ દેહલ્વી (રહ.), ખ્વાજા ગેસુદરાઝ (રહ૦) અને હઝરત સૈયદઅલી હમદાની (રહ૦); વગેરે પણાજ કાબિલ અને પ્રખ્યાત બુઝુર્ગ

હતા. પરંતુ એ સર્વ તરીકત પંથના હતા જે કે અલ્લાહવાળા, જ્ઞાની અને ઈલ્મના પ્રચારકો હતા. પરંતુ દીની તા'લીમની એમને તો શું પરંતુ હઝરત શાહ અબ્દુલ હક મોહદ્દિસને પણ એટલી બધી વાકેફીયત (જાણ) ન હતી જેટલી કે શાહ સાહેબને હતી અર્થાત શાહ વલીયુલ્લાહ (રહ૦) સાહબ તો ઈલ્મના દરિયા હતા દરિયા. ધર્મ અને ધર્મની પ્રત્યેક વાતોનો એમને ઈલ્મ હતો. ધર્મની દરેક બાજુઓ ઉપર એમની નજર હતી. પોતે ઇસ્લામી ઇલ્મના તમામ ઈતિહાસથી જાણકાર હતા. વળી એમનામાં વિશેષતા તો એ હતી કે દરેક વાતની ઉંડાણમાં પહોંચવાની ખુદા તઆલાએ એમને કાબેલીયત અર્પી હતી. પુરાતન આલિમો સંબંધી એ વાત પ્રચલીત છે કે તેઓ જરૂરી અને બીન જરૂરી, ઉસુલી અને બીન ઉસુલી વાતનો તફાવત પણ જાણતા ન હતા.

ઇલ્મ એમને માટે એક આવરણરૂપ હતો. તેઓ એક મસલાની બાબતમાં એટલા બધા ઊંડા ઉતરી જતા કે એની મૂળ અગત્યતા વીસરી જતા. એ કથન સત્ય ભલે હો પરંતુ શાહ વલીયુલ્લાહ (રહ૦) માટે એવુ માનવુ તદ્દન અસત્ય છે. પોતે જે જે મસલાની સંબંધમાં જે કંઇક લખતા તેના મૂળભૂત આદેશો અને તેની પ્રત્યેક બાબતોનો તેમને સંપૂર્ણ જ્ઞાન હતું, અને એના તત્ત્વોને તેમજ એના અરમાનો કદી પણ ભૂલ્યા નથી. ત્રીજી વિશેષતા તો એ છે કે એક વિદ્વાની ઈન્સાફ પસંદગી હતી. એટલે કે તેઓ એક વાત પર વિચારતા તો પ્રથમ એક દ્રષ્ટિબિંદુ સામે રાખી તેના માટે દલીલો શોધતા અને ન્યાયપણે એની તમામ બાજુઓનું વાચન કરતા અને એમાં જે સત્ય લાગતું તે વિના સંકોચે પ્રદર્શીત કરતા.

હિંદુસ્તાનમાં મુસલમાનોમાં ફક્ત ત્રણુજ બુઝુર્ગ એવા છે કે જે શાહ વલીયુલ્લાહ (રહ) સાહેબની હરોળમાં આવી શકે.

(૧) હઝરત મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) (૨) શાહ અબ્દુલ હક મુહદ્દિસ (રહ.) (૩) અલ્લામા ડૉ. ઇકબાલ સાહબ. ઇકબાલને પણ ખુદાએ શાહ વલીયુલ્લાહ (રહ.) સાહેબ જેવું મહાન દિલ અને દિમાગ અર્પણ કર્યું હતું. અને એણે ઇસ્લામની સેવા અર્થે એકને એ કાર્યમાં એટલા બધા લીન રાખ્યા કે જેટલા શાહ વલીયુલ્લાહ (રહ) સાહેબને. પરંતુ ઇકબાલે પોતાનું લક્ષ ઇસ્લામની ધાર્મિક બાજુઓ ઉપર વધારે રાખવા કરતાં એની આત્મીક અને ધાર્મિક બાજુઓ ઉપર વધારે આપ્યું, અને એ વાત તો સ્પષ્ટ છે કે ઇસ્લામની ધાર્મિક ઝિંદગીના મૂળ તત્ત્વોથી ઇકબાલ એટલા પરિચીત ન હતા કે જેટલા શાહ વલીયુલ્લાહ હતા. હઝરત મુજદ્દિદ અલ્ફે સાનીની ધાર્મિક સેવાઓ ઘણી અગત્યની છે. પરંતુ એ માનવું પડે છે કે ઇલ્મના વિશાળ ક્ષેત્રમાં તેઓ પણ શાહ સાહેબને પહોંચી શકે એમ નથી. પ્રાચીન આલિમોમાં શાહ અબ્દુલ હક મુહદ્દિસ એક એવા બુઝુર્ગ અને ઇલ્મના દરિયા હતા કે જેઓ આલિમાના ઇન્સાફ પસંદી અને ખુદાયે એમને આપેલી કાબેલીયતમાં તેઓ શાહ સાહેબના મુકાબલામાં આવી શકે છે. એમણે હિંદમાં હદીસનો ઘણો પ્રચાર કર્યો પરંતુ એમના એ આત્મીક પ્રયાસોમાં અંતે યુરોપનું ગંભીરપણું અને ફકીહી મઝહબની છાયા છવાઇ. જેથી શાહ વલીયુલ્લાહ સાહેબને હદીસનો પ્રચાર કરવો પડયો. જે સારે નસીબે સારો પ્રચાર પામ્યો. એ ઉપરાંત બે વાતોમાં શાહ સાહેબનું સ્થાન ઘણું ઉચ્ચ ગણાય છે. પ્રથમ તો એ કે કુર્આને મજીદનું આપે ભાષાંતર કર્યું. એ એટલું અગત્યનું હતું કે એ ધાર્મિક સેવાને લીધે એમને ભલભલા બુઝુર્ગો પર વિશેષતા આપીએ છીએ. બીજું કે શાહ સાહેબના ઇલ્મી પ્રયાસો એમનાજ સુધી મર્યાદીત રહ્યા નહિ, બલ્કે એમના વંશજોએ એક એવું ધાર્મિક બંધારણ ઘડી કાઢયું કે જે ઓગણીસમી સદીની મઝહબી ખેંચતાણમાં પણ તે અમારે માટે ઢાલ રૂપ થઈ પડયું.

—અપૂર્ણ.

# લયલા

: લેખક :
ગુલામયૂસુફ

બહાર મુશળધાર વરસાદ પડી રહ્યો હતો. વારે ઘડીએ મેઘની ગર્જના સંભળાતી હતી, ઓરડાની અંદર નીરવ શાન્તિ હતી, વાતાવરણ વિષાદ ભરેલું હતું, આખા ઘરમાં ગરીબાઇનું દર્શન થતું હતું, તૂટેલા ખાટલા પર એક પુરૂષ સૂતો હતો, માંદગીમાં તરફડતો. પાસે એક સ્ત્રી બેઠી હતી, ચિંતામાં-ઘેરાયલી બેચેન જેવી એની આંખો અશ્રુભીની હતી, મુખ ઉપર ગમગીની વ્યાપી હતી, એ હતી લયલા.

લયલાને ત્રણ રાતના અખંડ ઉજાગરા હતા તોય એની હિમ્મત ખૂટી ન હતીઃ રશીદની પથારી પાસેથી જરાયે ખસતી નહોતી. રાતદિવસ રશીદની સુશ્રુષા એ ખડે પગે બજાવતી હતી.

રશીદનો તાવ હજી ઉતર્યો ન હતો એનું આખું શરીર ધીખતું હતું. તાવના ઘેનમાં એ પડ્યો હતો. લયલા બેઠી બેઠી માથા ઉપર ભીના પોતા મૂકતી હતી એ સીવાય એની પાસે કોઈ બીજો ઇલાજ નહોતો. ડોકટરની દવા બે દિવસ થયા બંધ હતી ધાર્યા કરતાં રશીદની માંદગી વધુ લંબાઇ હતી, પાસેના પૈસા બધા ખૂટી ગયા હતા, ડોકટરનું બીલ પણ ઠીક ચઢી ગયું હતું એટલે લયલાને રોકડું પરખાવી દીધું હતું, કે "પૈસા વગર દવા મળશે નહિ." લયલા પાસે પૈસા નહોતા, એનું મન ખુબ મુંઝાતુ હતું, એને કશી સમજ પડતી નહોતી. ગરીબીના દુઃખ અને ભાઇની બીમારીની ચિંતાથી એનું હૈયું કોરાઈ જતું હતું.

બીજી તરફ રશીદની તબીઅત વધુ ને વધુ ખરાબ થતી જતી હતી, બીમારીનું જોર વધતું હતું. એ બચવાની આશા ધારતી હતી, પણ આશા અમર હોય છે. ભાઇને ખાતર લયલા ગમે તે કરવાને તૈયાર હતી. પૈસા ખલાસ થતાં ઘરની ઘર-વખરી વેચીને પણ લયલાએ દવા ચાલુ રાખી હતી, પણ હવે તો ઘરમાં પણ કંઇ વેચવા જેવું રહ્યું નહોતું. રશીદને આની કશી ખબર નહોતી. એ તો તાવની મૂર્છામાં પડ્યો હતો. બે દિવસ થયા એની મૂર્છા તુટી નહોતી આવા દુઃખના વખતે સંકટના સમયે મદદ કરનાર કોઈ નહોતું. એકલી અટુલી લયલા ભાઇના મુખ પર આશાની મીટ માંડી માથા ઉપર પોતા મૂકયે જતી હતી.

"પાણી...લયલા ..પણી" અખંડ બે દિવસ પછી લયલાએ આજેજ ભાઇનો કરૂણ સ્વર સાંભળ્યો.

રશીદને પાણી પાઈ લયલા પુનઃ ખાટલા પર બેસી ગઇ. હવે રશીદ કંઇક ભાનમાં આવ્યો હતો. એનું મન લયલા સાથે વાત કરવા તલસતું હતું.

'લયલા બ્હેન લયલા! હવે મારૂં હૃદય બહુ મુંઝાય છે, કયાંક ચેન પડતું નથી. દવાથી પણ કંઇ આરામ થતો નથી, કેહ હવે મારે શું કરવું"

"ભાઈ ધીરજ ધર, ગભરાવાની જરૂર નથી. ફાયદો તો થઇજ જતે, પણ હમણાં દવા બધ છે..."

"દવા કેમ બંધ છે? તારી પાસે પૈસા નથી શું?"

'હા ભાઇ! આટલા દિવસ તો જેમ તેમ ચલાવ્યું હવે શું કરવું?"

"ત્યારે લયલા તારૂં ખાવાનું પીવાનું?"

'એ તો બધું ઠીક! પણ દવા વગર ચાલે એમ નથી ડોકટર તો પૈસા વગર ચોકખી ના પાડે છે."

રશીદને આઘાત થયો! એ નીરાશાથી બોલ્યો! "ત્યારે હવે?"

"એક ઉપય છે!"

"કયો?"

"તમારો શેઠ મદદ ના કરે?"

"નહિ લયલા, એ વાત જવા દે. નઝીર ઘણો બદમાશ છે. એ એક પાઇ પણ ધીરે એવો નથી. હું એને બરાબર જાણું, છું."

"ભાઈ પ્રયાસ કરવામાં શું જાય છે! હું નઝીર પાસે જરૂર જઇશ. ગમે તેવો હોય તે માણસ છે. માણસના દિલમાં દયા તો હોયજને?"

બહેનનું અપુર્વ હેત જોઈને રશીદનું હૈયું પીગળી ગયું. એની આંખો જળભીની બની. કંઠ ગદગદ બન્યો. "લયલા બહેન, શા માટે તું આટલા બધા દુઃખ ઉઠાવે છે? તારે માટે તો હું કાંઈ કરી શકયો નથી. મારા મરણ પછી તારૂં શું થશે? હવે મારી જિંદગી થોડા સમય માટે છે. હુ તને દગો દઇને ચાલ્યો જઇશ..."

"ન બોલ! ભાઈ એવું ન બોલ! તારી બીમારી જોઇને મારૂં દિલ બળે છે એજ મોટું દુઃખ છે. મને આ ગરીબીથી કંઇ ઓછું નથી આવતું. મારી અખૂટ દૌલત તે તારો પ્રેમ છે ખુદા મારા હૃદયના વિસામાને આરોગ્ય આપે." આટલું બોલતાં લયલાની આંખમાંથી આંસુ ટપકી પડયા.

રશીદ એક નઝીર નામના શેઠને ત્યાં નોકરી કરતો હતો. તેને માસીક પગાર રૂપિયા ૩૦ મળતા હતા. લયલા પણ ઘેર કઇ નવરી બેસી રહેતી નહિ. તે પણ સીવણ, ગુંથણ વગેરે કામ કરી ભાઇને સહાયરૂપ બનતી હતી.

° ° °

નઝીર એક મોટો સોનાચાદીનો વેપારી હતો. એના ભૂતકાળ જાણનારા કહેતા કે નઝીર ભારે કાવત્રાખોર, દગાબાજ અને ઉપકારનો બદલો અપકારથી વાળનારો હતો. છતાંએ શેઠ હતો, એટલે પોતાની પૂંજીના હકદાર માલિક તરીકે તે મોજશોખમાં અને સુરા-સુંદરીઓ પાછળ પાણીની માફક પૈસા વાપરતો.

એની વીકારી દ્રષ્ટી લયલા ઉપર પણ પડી ચુકી હતી, લયલાના રૂપ ઉપર એ આંધળો બન્યો હતો એ બનાવ આકસ્મિક હતો. કોઇ કારણસર પાડોસણે લયલાને બૂમ પાડી એટલે લયલા બહાર આવી, એજ વખતે નઝીર રસ્તા ઉપરથી જતો હતો. લયલાનું રૂપ જોઇ નઝરિ અંજાઇ ગયો. અને તેજ દિવસથી એ રૂપેરી સુંદરીને, હાથ કરવાની ચિંતામાં નઝીર પડયો.

નઝીર અત્યારે પોતાના બંગલામાં બેઠો બેઠો ધુમ્રપાન કરતો હતો. એ લયલાનાજ વિચારો કરતો હતો. સહસા એની નઝર સામે ગઈ અને લયલા ઉંબરામાંજ ઉભેલી દેખાઈ.

"કોણ લયલા?" નઝીરથી બોલાઈ ગયું.

લયલા પોતાનું નામ સાંભળીને ગભરાઈ ગઈ.

લયલાને ગભરાયેલી જોઇ નઝીર નમ્ર સ્વરે બોલ્યોઃ—"અંદર આવ લયલા ગભરાવાની જરર નથી, કહે શું કામ છે?"

ડરતી, સંકોચાતી ભયાકુળ લયલા અંદર પ્રવેશી, ધ્રુજતી જબાને લયલાએ પોતાની વીનંતી કહી સંભળાવી નઝીર લયલાને તીરછી આંખે નીહાળી રહ્યો. એની મસ્ત આંખ પર લયલાને યૌવન-દેહ જોઇને મદ ચડયો. અંગેઅંગમાં કામની અગ્ની પ્રજ્વળી ઉઠી.

"લે લયલા! આ સો રૂપિયા, રાખી મૂક. તને કામ લાગશે." નઝીરે નોટ દેવા હાથ લંબાવ્યો.

"મને આટલા બધા નથી જોઇતા! ભાઇના પગાર જેટલા આપો?"

ગાંડી રે ગાંડી! લાભ મળે છે, ત્યારે શાને ગુમાવે છે? હું કયાં પાછા માંગવાનો છું. આમ કહી નઝીર આગળ વધ્યો.

પળવારમાં લયલા બધું સમજી ગઇ, પણ એ મોડી પડી.

લયલા સાવધ બને, ભાગે, તે પહેલાં એની દેહલતા નઝીરના બાહુમાં જકડાઇ ગઇ.

° ° °

રશીદનું પ્રાણહિણ શરીર ખાટલા પર લાંબુ થઇને પડયું હતું. એનો આત્મા ઉડી ગયો હતો.

આ હૃદયભેદક દેખાવે લયલાના દુઃખી હૃદયને ચીરી નાંખ્યું લયલાના જીવનનો ખરો પ્રાણ ઉડી ગયો હતો. આશા તૂટી ગઇ હતી. તેની નજરમાં જમીન ફરવા લાગી આંખોએ તમ્મર આવી ગયાં અને એકદમ ચક્કર ખાઇને લયલા જોરથી જમીન ઉપર પડી ગઇ ને તેનો આત્મા આ દુન્યામાંથી ઉડી જઈ બીજી દુન્યામાં ચાલ્યો ગયો.

બહાર વરસાદનું એક જોરદાર ઝાપટું તૂટી પડયું, મેઘની ગર્જના વધારે ભયંકર બની.

(સંપૂર્ણ)



# આઠ-ઊર્મિઓ



### આત્મ-સંતોષ

હજારો નિત નવા પાપો કરું છું!
હમેશાં પાપ-સાગરમાં તરું છું!
છે કિન્તુ આત્મને સંતોષ 'ઉન્મત્ત'!
કરૂં છું પાપ પણ રબથી ડરું છું!

●

### સ્નેહ-ઉચ્છેદ

દગામાં-દંભમાં નિત રાચનારા!
ઘડીમાં સ્નેહને ઉચ્છેદનારા!
હજારો મિત્ર 'ઉન્મત્ત' જોઇ લીધા!
ન જોયા અંતરોને વાંચનારા!

●

### જીવન-સંગી

નથી હું માંગતો વૈભવ-વિલાસો!
નથી હું યાચતો જીવન-ઉલ્લાસો!
જીવન-સંગી રહ્યો માંગી હું 'ઉન્મત્ત'!
જે આપી દે મને દુઃખમાં દિલાસો!

●

### નિશ્વાસ

જિગરની હું બુઝાવા પ્યાસ માંગું!
પળે-પળને હું શ્વાસે-શ્વાસ માંગું!
સિતમગારોનો કરવા નાશ 'ઉન્મત્ત'!
અસરકારક ફકત નિશ્વાસ માંગું!

### સત્ય-સંબોધન

દુઃખોમાં ના સબર થાયે તો રોજે!
છતાં બદલાના તું ના બીજ બોજે!
કરી અપકાર પર ઉપકાર 'ઉન્મત્ત'!
ખુદાની લાકડીની રાહ જોજે!

●

### પશ્ચાતાપ

જગે જન્મી હજારો પાપ કીધાં!
એ ધોવા પાપ કોટી જાપ કીધાં!
ન એ ધોવાય 'ઉન્મત્ત' પાપ દાગો!
રડ્યું અંતર ન પશ્ચાતાપ કીધાં!

●

### એટલું કર

ન થાયે તો ભલે ના તું ભલું કર!
કરી લે થાય તુજથી તેટલું કર!
બધું કર, એ બધું કરવામાં 'ઉન્મત્ત'!
બુરું ના કોઇનું કર, એટલું કર!

●

### વિશ્વાસઘાત

કરીને માનવી વિશ્વાસઘાતો!
કરે છે ગર્વથી ફૂલાઇ વાતો!
ગણે છે ગર્વ 'ઉન્મત્ત' આખરે એ!
થતો હડધૂત જગની ખાય લાતો!

—ઉન્મત્ત

● ખામોશ –

# બુઝાતો દીપક

"ત્હારી કફોડી હાલત જોતાં મને દયા આવે છે. યુસુફ! ત્હારા જીવનને કોણે પડી નાંખ્યું? મારાથી નથી જોઈ શકાતું એ..."

"અહમદ! ન પુછ એ વાત. મારામાં કહેવાની શક્તિ નથી, મ્હારી અવનતિ શાથી થઈ તેનું નિરૂપણ કરવાની શૈલી મારામાં નથી."

"અહર્નિશ મ્હારો આત્મા ત્હારી વિટંબણા માટે શંકાશિલ રહે છે. પ્રતિક્ષણે ત્હારી આકૃતિ મ્હારી સામે ભમ્યા કરે છે. યૂસુફ ત્હારે નિરૂપણ કરવુંજ પડશે."

"અત્યારે હું સામર્થ્ય વિહોણો છું મારી પાસે વાત કરવા જેટલું પ્રાગલ્ભ નથી. પ્રસંગ દ્વારા હું મ્હારી માર્મિક વાત સાંભળવાની ત્હારી તૃષ્ણાને જરૂર છિપાવીશ."

"સારૂં તો હું જઇશ."

ટાવર ચોકના મકાનોની હારમાળામાં એક તે મકાનનો પણ સમાવેશ થતો, જેમાં યૂસુફ નામની વ્યક્તિ રહેતી. જેને બે નાના ભાઇ અને એક બહેન હતી જેની સંભાળ તેઓની વૃદ્ધ મા ઝુલેખા રાખતી યૂસુફના પિતા પરલોક સિધાવ્યા પછી ઘર નિર્વાહ ચલાવવાનો બોજો યૂસુફને ઉપાડવો પડયો. તે સિલોન ગયો, એક કાપડીયાની દુકાને, જ્યાં તેને અઢીસો રૂપીયાના વાર્ષિક પગારથી નોકરી મળી તેમાંથી રૂપીયા દસ લેખે તે માસિક ખર્ચ દેશમાં મોકલતો... સમયના પ્રવાહમાં બાર 'માસ' વિત્યા. ખર્ચી મોકલવાની યૂસુફની - પદ્ધતિનો અંત આવ્યો. મહીનાના પહેલા અઠવાડિયામાં આવતી પહોંચનાં રૂપીયા દસને વિલંબ થયો. એક માસ ખાલી ગયે, બીજાની ખર્ચી મોડી મળી.

તેજ યૂસુફે આજે સિલોન છોડી ત્રણ દિવસ થયા દેશમાં કદમ મૂકયા. જેની મુલાકાતની અભિલાષા તેના મિત્ર અહમદમાં જાગ્રત થઈ, અને તે આવ્યો યૂસુફને ભેટવા! યૂસુફ ઉપર નજર પડતાં અહમદની વેદના તીવ્ર બની. બેઉ સ્નેહીઓએ સળગતા પ્રશ્નોનું વિવેચન કર્યું, અને છેવટે યૂસુફનો ઉપરો જવાબ સાંભળી જીજ્ઞાસુ અહમદે ઘેર જવાની રજા માંગી.

° ° °

નવના ટકોરા થયા યૂસુફ જમી પરવારી ફળીયામાં ખાટલા પર લાંબો થયો તેની નજર, સામેથી આવતા કોઇ માણસનાં હાથમાંની સર્ચ લાઇટ ઉપર પડી. તે બેઠો થયો. સામાવાળાએ તેના કરચલીઓથી ઘેરાએલા મોઢા પર બત્તીનો પ્રકાશ ફેંકયો. યૂસુફ બોલી ઉઠયો "કેમ અહમદ અત્યારે? શા માટે તસ્દી લીધી?"

"તારી નોંધપોથીના પાના ઉથલાવવા!" ખાટલા ઉપર બેસતા અહમદે જવાબ આપ્યો તારે આજે યથાસ્થિત વર્ણન મારી પાસે કરવુંજ પડશે."

"મને ન હતી ખબર કે સહેજ શાન્તિ પાછળ સર્જાઈ રહેલી અશાન્તિ મને નજરે પડશે. અહમદ! જ્યારે હું સિલોન ગયો, તેના દસ માસ પછી મારા જીવનમાં પલટો આવ્યો. મારા શેઠનું પ્રતિરોધ હોવા છતાં હું નોકરી છોડી મારા નવા મિત્રો સાથે મેં દલાલીનું કામ શરૂ કર્યું. પ્રતિદિન માણસોની સંગત તેડી અનાયાસે સમૃદ્ધિ મેળવતા હું તેઓનો મદદનીશ બન્યો. દીનપ્રતિદીન હું નવો અનુભવ મેળવતો થયો. પ્રત્યેક દલાલ મારી સાથે

મિત્રાચારી સુધી મારા માટે એક નવી દુનિયા સર્જાઇ.

રોજ રાત્રે અમારી પરિષદમાં કંઇક વાતચીતની આપલે થતી. અને જાતજાતના ઠરાવો પસાર થતા, જેમાંના ઘણા એવા પણ હતા કે આપણે કાલે રીગલમાં જઇશું મીસ મેરીનો ડાન્સ જોવા! પરમ દહાડે કાર્નિવલની મોજ માણશું! અને આજે તો આપણને 'તેણી'નું આમંત્રણ છે!" પછી અમારા વચ્ચે હાસ્યનો ફુવારો ફુટતો અને અમે એક બીજાની છેડતી કરતા, પણ મને કયાંથી ખબર કે આ ઘડાઇ રહેલી વિલાસ ઘડીઓ પાછળ શો ભેદ છુપાએલો છે!

હું પણ તેઓની સાથે અનિષ્ટ કાર્યોમાં ઉન્મત્ત રહેતો. મારા સ્વાનંદ ખાતર હું ઘણા પૈસા વેડફી નાખવા તૈયાર થતો, પણ મને ન હતું ભાન કે આનું પરિણામ કેવું આવશે! લોકોપણાના લોભી અમે, જ્યારે પોપલીનની ધજાઓ, જર્મન ડીરોની ખમીસો અને દુશટના ડગલા વડે અમારું શરીર ઢાંકતા, ત્યારે અમને ન હતું દેખાયું કે આ શોખના પડદા પાછળ રમી રહેલી ચિંતા, એકઠીંગ કરતું દુઃખ અને ઘેરાતા ઘનઘોર વાદળો અમારા ઉપર તૂટી પડશે." યુસુફ શાંત થયો. તેની આંખો ભીંજાવા લાગી. વાતને અપૂર્ણ છોડી અહમદના ખોળામાં તે ઢળી પડયો.

° ° °

અહમદ તેનો મિત્ર હતો. બેઉ એકજ મોહલ્લામાં રહેતા. તેનો બાપ સુલેમાન ઘણી વખત યુસુફને પોતાને ત્યાં, અહમદ સાથે જમાડતો. યુસુફનો બાપ અબ્દુલ્લા જ્યારે યુસુફ દસ વરસનો હતો, ત્યારે આ ક્ષણભંગુર દુન્યા તજી ગયો હતો. તેના ગયા પછી યુસુફની મા બીમાર પડી. બાપે સંચય કરેલું ધન ઝુલેખાની દવાદારૂમાં ખર્ચાઇ ગયું. શેઠ સુલેમાન પાસેથી સો રૂપીયા ઉછીના લીધા તેમજ બીજાએ પણ થોડી મદદ કરી. આજે ઝુલેખાંની માંદગી બીજા વરસમાં પ્રવેશી હતી. ઘર માલિકે ભાડાની માંગણી કરી, પણ ત્યાં હતું શું કે યુસુફ તો આપે? જળ વિનાની તડફડતી માછલીની જેમ યુસુફનું કાળજું નોકરીની શોધમાં તળવળતું હતું. પણ કયાંએ તેના માટે સ્થાન ન હતું.

અહમદ મુંબઈ ગયો, તેના બાપની દુકાને. ત્યાંથી તે બાપની ગેરહાજરીમાં યુસુફને કાગળો લખતો. રાતનો સમય હતો. પોતાની ઓફીસમાં તે આરામ ખુરસી પર લાંબો પડયો હતો. તેના દિમાગમાના વિચાર-ખંડમાં અનેક પ્રકારના વિચારો રમી રહ્યા હતા જેમાંનો એક આ પણ હતો કે "આજે હું યુસુફને કાગળ લખું...પણ તેમાં લખું શું?" એટલામાં ઓફિસની મધ્યે ટાંગેલું ફાનુસ હોલવાઇ ગયું. જેથી ચારેકોર અંધારું છવાઇ ગયું. અને ઓફિસની અંદર આવવા ઇચ્છતો માણસ, ઓફિસના પ્રવેશદ્વાર પાસે ઠોકર ખાધી. તે ઉપરાંત બહાર રસ્તા ઉપર ચાલવું અતિ મુશ્કેલ બન્યું, અહમદે બીજું ફાનુસ મંગાવ્યું અને યુસુફને કાગળ લખી પોસ્ટ કર્યું.

° ° °

ઘણા દિવસો પછી યુસુફને પોસ્ટમેનની જગ્યા પોરબંદરમાં મળી જ્યાં તેને માસિક પંદર રૂપીયા મળતા. પણ તેમાં વળે-શું? આખા માસમાં તેને રખડવું પડતું હૃદયનું રક્ત સીંચી ઘર રૂપી વૃક્ષને નિભાવવું પડતું. રૂદનની જ્વાળા તેના દેહમાંના પ્રત્યેક અવયવોમાં સળગી ઉઠી હતી: કયાંએ તેને ચેન પડતું નહી આજે "તેહવાર" હોવાથી પોસ્ટ ઓફીસ બંધ હતી. દરિયા કિનારે ફરવા આવેલ

માણસો પોતાને ઘેર જઇ રહ્યા હતા. સૂર્ય પડદા પાછળ છુપી રહ્યો હતો. પણ યુસુફ ત્યાંથી ખસ્યો નહિ.

અંધકાર વ્યાપ્યો. યુસુફના મગજરૂપી થિએટરમાં "ભ્રષ્ટ વિચારો" નામની ફિલ્મ ચાલુ થઇ. જેમાં તેણે પોતાની ઝિંદગીના ભયંકર દૃશ્યો નિહાળ્યા તે વિનાશક વિચારમાળાએ યુસુફને પાણી તરફ ધકેલ્યો.

"હું આજે મારી ઝિંદગીનો અંત આણવા પાણીના ઉછળતા મોજામાં સમાઇ જાઉં... પછી મને કોઇ સતાવી શકશે નહીં...મારે કોઇ દુઃખ વેઠવું પડશે નહિં...કોઈ સંકટ મારો સામનો કરશે નહીં .." વિનાશના આરે ઉભેલા તે યુવાન પાણી તરફ આગળ વધ્યો!

શા માટે ?

ગર્જના કરતા પાણીના મોજાને ભેટવા... ઉભરતા સમુદ્રમાં સમાઇ જવા...મોત સાથે બાથ ભીડવા...મૃત્યુને શરણે થવા...!

કોઇની પરોણાગત કરતી વખતે જેટલી ખુશી ઉદભવે, તેટલી ખુશી આજે દરિયાનું પ્રત્યેક મોજું અનુભવી રહ્યું હતું સુરજ પણ તેમાં ભાગ લેવા પોતાના કિરણો દ્વારા વાતો કરી રહ્યો હતો. સાચેજ કોઈ પરોણાનું સ્વાગત કરવાનું હોય, આકાશ પણ કોઇની ઇન્તેઝારીમાં સ્વચ્છ બની ઝુકી રહ્યું હતું. અંધકારે પોતાની સત્તા જમાવવી શરૂ કરી.

તે દોડયો પાણી તરફ...પાસે જઈ અટકયો...અહમદ તેને યાદ આવ્યો...સાથે તેનો પત્ર પણ...જે ગઇ કાલે મળ્યો હતો...પણ યુસુફે તે વાંચ્યો ન હતો...અત્યારે તેનું મન થયું તે પત્ર વાંચવાને...છેલ્લી ઘડીએ અહમદને સાંભળ્યો...પત્ર ખોલ્યો, અને વાંચ્યો!

વિચારના ચક્રો ગતિમાન થયા. પત્રને ખિસ્સામાં ઘાલી ઘરનો રસ્તો લીધો!

• • •

અહમદે લખ્યું હતું!...

મુંબઈ..............

પ્રિય યુસુફ

મારી ઓફીસમાં જે ફાનુસ છે, તેનો પ્રકાશ બહાર રસ્તા ઉપર પણ પડે છે. અને તેથી રાહદારીઓને ત્યાંથી પસાર થવામાં કાંઇ પણ મુશ્કેલી નડતી નથી...પાંચ મિનિટ પહેલાં તે ફાનુસ હોલવાઇ ગયું. આખી ઓફિસમાં અંધકારનું મોજું ફરી વળ્યું. તેમજ બહાર રસ્તા ઉપર પણ ચાલવું મુશ્કેલ બન્યું. અને ઓફિસની અંદર આવવા ઇચ્છતો માણસ, ઓફિસના પ્રવેશદ્વાર પાસે ઠોકર ખાધી. જે જોતાં મારામાં એક વિચાર જન્મ્યો કેઃ—

"આપણું જીવન પણ એક દીપક સમાન છે. જેના બુઝાઈ જવાથી, આપણા પ્રકાશ તળે જીવતા અન્ય માનવીઓને ઠોકરો ખાવી પડે છે!"

લી. તારો મિત્ર

અહમદ.



▲ રિફાઈ-સાબેરી.

# ગરીબોની હજ

(ગતાંકથી ચાલુ)

જુમ્આના દહાડામાં એક વખત એવો આવે છે કે જો તે વખતે જે કંઇ દુઆ માંગવામાં આવે છે તે ખુદાપાક કબુલ કરે છે: આ વખત કયો છે તેને માટે ઇખ્તેલાફ છે જે નીચે મુજબ છે:--

(૧) સવારનો વખત જ્યારે સુરજ નીકળતો હોય (૨) ઇશરાક અથવા ચાસ્તનો વખત (૩) ઝવાલનો વખત બપોરના (૪) જ્યારે જુમ્આની અઝાન દેવામાં આવે છે તે વખત (૫) અઝાન થઈ ગયા પછીનો તુરતનો વખત (૬) જ્યારે ખતીબ ખુત્બો પઢવા મિમ્બર ઉપર બેસે તે વખત (૭) હઝરત અબુ અબ્દુલ્લાહ બિન સલામ (રદી.) ફરમાવે છે કે:-જુમ્આના દહાડાનો છેલ્લો વખત એટલે અસર અને મગરેબ વચ્ચેનો વખત (૮) સુરજ ગુરૂબ થતો હોય તે વખત કારણ કે એજ વખતે હઝરત આદમ (અ. સ.)ને પેદા કરવામાં આવેલા.

હુઝુરે (સલ૦) ફરમાવ્યું છે કે:-જુમ્આને દહાડે શૈતાનો માણસો તરફ દોડે છે અને તેઓને બજાર તેમજ બીજી જગ્યાઓએ ખેંચી લઈ જાય છે કે તેઓ નમાઝ વગેરેથી મહરૂમ થઈ જાય અને ફરિસ્તાઓ મસ્જિદ તરફ આવે છે અને જેઓ મસ્જિદમાં દાખલ થાય છે તેઓના નામો નુરાની કલમથી લખે છે:

જેઓ ચુપચાપ બેસી ખુત્બો સાંભળે છે તેઓને જેવી રીતે સવાબ મળે છે તેવીજ રીતે જેઓ ખુત્બો થતો હોય ત્યારે વાતચીત કરે છે તેઓને ગુન્હો મળે છે: જો કોઈ વાતચીત કરતા હોય તેઓને તેમ કરતા રોકવું અથવા કહેવું કે ચુપ રહો એ પણ બેહુદા વાત કરવા બરાબર છે. (બેહતર એજ છે કે પોતે ચુપચાપ બેસી ખુત્બો સાંભળે.)

જેઓ જમાઅત સાથે જુમ્આની નમાઝ પઢે છે તેઓને હજ્જે મકબૂલનો સવાબ ખુદાપાક આપે છે અને જેઓ એજ દહાડે અસરની નમાઝ જમાઅત સાથે પઢે છે તેને "ઉમરા"નો સવાબ મળે છે અને જેઓ મગરેબ સુધી મસ્જિદમાં બેસે છે તેઓ જે કંઈ દુઆ માંગે છે તે ખુદાપાક કબુલ કરે છે (મગરેબની નમાઝ પણ જમાઅત સાથે પઢવી જોઇએ.)

જે માણસ જુમ્આને દહાડે રોઝો રાખે અને ઇમામ સાથે જુમ્આની નમાઝ પઢે, અને કોઇના જનાઝાની નમાઝમાં શામિલ થાય, અલ્લાહ માટે કોઇ ચીજ પૈસા વગેરે સદકો આપે, કોઇ બીમારની ખબર અંતર લઈ બની શકતી મદદ કરે, કોઇના નિકાહમાં હાજર રહે તો તેને માટે જન્નત વાજિબ થશે એટલે તેને જન્નતમાં દાખલ કરવામાં આવશે.

જુમ્આનો દહાડો જાણે નેકીઓનો ખજાનો અને ખાણ છે. (જેનાથી જેટલી નેકી લેવાય તેટલી લઇ શકે છે.)

હુઝુરે (સલ૦) ફરમાવ્યું છે કે:—હઝરત મૂસા (અ. સ.)એ ખુદાપાકથી અરજ કરેલી કે યા અલ્લાહ મને અને મારી ઉમ્મતને શનીવારનો દહાડો આપવામાં આવ્યો છે; તેવી રીતે હઝરત મોહંમદ (સલ.) અને તેમની ઉમ્મતને કયો દિવસ અતા કરવામાં આવશે અને તેનો કેવો દરજ્જો હશે? જવાબ મળ્યો કે "એ મૂસા (અ. સ.) અમો જુમ્આનો દહાડો અતા કરીશું અને તમારી ઉમ્મત શનીવારે લાખો નેક કામ કરશે અને લાખો રહમત નાઝિલ થશે તેનો જે કંઈ સવાબ તમારી ઉમ્મતને આપીશું તેના કરતાં વધારે અને અફઝલ સવાબ અને બદલો

ઉમ્મતે મેહંમદ (સલ૦)ને તેઓની ફક્ત એજ રકાત નફિલના બદલામાં આપીશ ત્યારે હજરત મુસા (અ સ.)એ અરજ કરેલી કે "એ રબ મને પણ તેમની (સલ.)ની ઉમ્મતમાં કરી દે

જે માણસ જુમ્આને દહાડે સદકો (ખિરાહ) આપે છે, પછી ભલેને રોટીનો ટુકડો પણ હોય, તો ખુદાપાક આસમાનથી તેને કહે છે કે "એ બંદા, એ મારા દોસ્ત તેં તારૂં કામ પુરૂં કર્યું અને મેં પણ તેના બદલામાં તને બખ્શી દીધો છે.

જુમ્આને દહાડે દરદ શરીફ પઢવાની બહુ તાકીદ કરવામાં આવી છે જે બધી વીગતવાર "દીદારે રસુલ (સલ)"માં લખવામાં આવી છે.

હુઝુરે (સલ.) ફરમાવ્યું છે કેઃ—જે માણસ જુમ્આને દહાડે સુન્નત સમજીને (સુન્નતની નિય્યતથી) ગુસલ કરે છે તો પાણીના દરેક કતરા અને તેના બદનમાં જેટલા બાલ છે તેટલી નેકીઓ તેને ખુદાપાક અતા કરે છે. અને ૭૦ ફરિસ્તાઓ કયામતને દહાડે તેને માન ઇજ્જતથી લેવા આવશે અને તેના દરેક બાલમાંથી નૂર નિકળશે કે જેનાથી મેદાને મહશર રોશન થઇ જશે અને તેને જન્નતમાં હજાર દરજા ખુદાપાક ઇનાયત કરશે અને તેને મશરેકથી મગરિબ સુધીના મોટા આલીશાન એક હજાર મહેલો અતા કરશે. ત્યારે તે બંદો તાજુબ થશે કે કયા કામના બદલામાં મને આ બધું ઇનાયત કરવામાં આવ્યું છે. ત્યારે ફરિસ્તાઓ તેને કહેશે કે "એ અલ્લાહના બંદા શું તને ખબર નથી કે જુમ્આની નમાઝ પઢવા તેં જે ગુસલ કરેલું તેના બદલે આ તને ઇનાયત કરવામાં આવ્યું છે અને એ ઉપરાંત એથી પણ વધુ ખુદાપાકનો બેહદ ફઝલ તારી ઉપર છે.

હુઝુરે (સલ.) ફરમાવ્યું છે કેઃ—કયામતને દહાડે જુમ્આ ઇન્સાનની સુરતમાં, તે માણુસ પાસે આવશે જેણે શૌકથી ગુસલ કરી નમાઝ જમાઅત સાથે પઢી હશે, તેના માથા ઉપર હજાર ખુણાનો તાજ હશે અને તે પેલા માણસને પુછશે કે તે મને ઓળખ્યો? પેલો માણસ કહેશે કે "નહીં" ત્યારે તે કહેશે કેઃ— હુ જુમ્આની તે નમાઝ છું કે જે તેં ગુસલ કરીને પઢી હતી. તું મારી સાથે ચાલ. તારે માટે જન્નત સજાવી તૈયાર કરવામાં આવી છે. પેલા માણસને સાથે લઇ જન્નતમાં જશે અને તેને એવો ઉમદા જન્નતી પોશાક પહેરાવશે કે જેની ઉપર નજર કરશે નહીં.

હુઝુરે (સલ.) ફરમાવ્યું છે કેઃ—જુમ્આને દહાડે જે માણસ ખુશબૂ લગાડે છે તેણે અલ્લાહની રાહમાં ગુલામો આઝાદ કર્યા બરોબર સવાબ ખુદાપાક તેને આપે છે.

જુમ્આની નમાઝ પહેલાંની પાંચ સાઅત (વખત) છે જેમાં મસ્જિદમાં જનારાઓને તે મુજબ સવાબ મળે છે તે નીચે મુજબ છેઃ—

(૧) સવારની નમાઝ પછી (૨) સુરજ થોડો બુલંદ થાય તે વખત (૩) ચાસ્તનો વખત (૪) પહેલા ઝવાલથી (૫) જુમ્આની નમાઝનો વખત.

અમુક અમુક સાહેબોના કહેવા મુજબઃ—

(૧) ઝવાલનો વખત અઝાન પહેલાંનો (૨) અઝાનનો વખત (૩) અઝાન પછીનો વખત (૪) ઇમામ ખુત્બો પઢવા મિમ્બર ઉપર બેસે તે વખત (૫) નમાઝનો વખત પહેલી રકાત અથવા બીજી રકાતમાં શામિલ થય તે વખત.

જુમ્આની નમાઝથી ફારેગ થઇ:—"કુલ્યા એયોહલ્કાફેરુન; સુરએ ઇખ્લાસ; સુરએ ફલક; અને સુરએ નાસ" દરેકને "બિસ્મિલ્લા" સાથે

સાત સાત વખત પઢશે તો તેને શૈતાન વસ્વસા આપી શકશે નહીં.

હુઝુરે (સલ) ફરમાવ્યું છે કેઃ—(૧) જે માણસ જુમ્આની અઝાન સાંભળી પોતાના બધા કામકાજ ધંધાને છોડી મસ્જિદમાં જાય છે તો તેના માલમાં ખુદાપાક બરકત અતા કરે છે, ખુદાપાક તેને ગની કરે છે અને તેને જન્નતમાં દાખલ કરે છે. (વેચવું તેમજ ખરીદવું બંને છોડી દઇ મસ્જિદમાં જનાર માટે મઝ્કુર બદલો છે નમાઝ વગેરેનો બદલો જુદો મળે છે)

(૨) જે માણસ દરેક જુમ્આએ ગુસલ કરે છે તેના ગુન્હા ખુદાપાક માફ કરે છે અને તેને કહેવામાં આવે છે કેઃ—હવે નવેસરથી તારા અમલ શરૂ થાય છે.

(૩) જુમ્આની નમાઝ પહેલાં ચાર રકાત નફિલ જેની દરેક રકાતમાં "ફાતેહા એક એક અને ઇખ્લાસ" અગીઆર અગીઆર વખત પઢી સલામ ફેરવીઃ—

**લાહવ્લા વલાકુવ્વતા ઈલ્લા બિલ્લા હિલ અલીય્યીલ અઝીમ.**

એકસો વખત પઢશે તો ખુદાપાક તેનું ઇમાન સલામત રાખશે એ નમાઝ એકી સાથે ચાર રકાતનો કોલ બાંધી ફિક્રે ઇમાનની નિય્યત કરી પઢવી જોઇએ.

મશાઇખો (રેહ.)ના ફરમાવ્યા મુજબઃ—જે કોઇ જુમ્આને દહાડે ફરજ પહેલાં ચાર રકાત નફિલ જેની દરેક રકાતમાં "ફાતેહા" એક એક વખત, "આયતુલકુર્સી" એક એક વખત અને "ઇન્ના આઅતૈનાકલકૌસર" પંદર પંદર વખત પઢી સલામ ફેરવીઃ—

**સુબ્હાનલ્લાહે વલ્હમ્દોલિલ્લાહે વલાઇલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર વલા હવ્લા વલા કુવ્વતા ઇલ્લાબિલ્લાહિલ અલીય્યીલ અઝીમ.**

એકસો વખત પઢશે તો જાણે તેણે ૪૦ વરસ સુધીની તેની જે નફિલો છુટી ગઈ હશે તે પઢવા બરાબર થશે.

હુઝુરે (સલ.) ફરમાવ્યું છે કેઃ—(૧) જે માણસ જુમ્આને દહાડે સુરજ એક નેઝા જેટલો નિકળે ત્યારે અથવા તે પહેલાં બે રકાત નફિલ "દોહા"ની અથવા ચાર રકાત નફિલ ઇમાનની સલામતી માટે સવાબ સમજીને પઢશે તો અલ્લાહ તઆલા તેને માટે બસો નેકી લખશે અને બસો બદી દૂર કરશે.

(૨) અને જે માણસ સુરજ બુલંદ થયા પછી ચાર રકાત નફિલ પઢશે તો કયામતને દહાડે ખુદાપાક તેને ચારસો દરજા જન્નતમાં અતા કરશે.

(૩) અને જે કોઈ આઠ રકાત નફિલ મઝ્કુર વખતે પઢશે તો ખુદાપાક તેને બેહદ દરજા (મહેલ વગેરે) જન્નતમાં અતા કરશે અને એ ઉપરાંત તેના બધા ગુન્હા બખ્શી દેશે.

(૪) અને જે કોઇ બાર રકાત નફિલ પઢશે તો તેને બે હજાર નેકી ખુદાપાક અતા કરશે અને તેની બે હજાર બદીઓ નાબૂદ કરશે. મઝ્કુર નમાઝની દરેક રકાતમાં "ફાતેહા" એક એક વખત અને "ઇખ્લાસ" ત્રણ ત્રણ વખત પઢવી.

(૫) જે માણસ જુમ્આની સવારની નમાઝ જમાઅત સાથે પઢશે અને સુરજ નિકળે ત્યાં સુધી ત્યાંજ બેસી યાદે ઇલાહી કરશે તો ખુદાપાક તેને જન્નતમાં સીત્તેર દરજા અતા કરશે એ દરજા એવા હશે કે એક દરજાથી બીજા દરજા સુધી જો કોઇ ઘોડેસવાર રાત દહાડો સીત્તેર વરસ સુધી ઘોડો દોડાવશે તો બીજા દરજાએ પહોંચશે (એવીજ રીતે

૭૦ દરજ્જાનું સમજી લેવું.)

(૬) જે કોઇ માણુંસ જુમ્આની નમાઝ જમાઅત સાથે પઢશે તો ખુદાપાક તેને જન્નતમાં પચાશ દરજ્જા (નંબર ૫ માં લખ્યા મુજબ) અતા કરશે.

(૭) જે માણુસ જુમ્આને દહાડે અસરની નમાઝ જમાઅત સાથે પઢશે તો જાણે તેણે હઝરત ઇસ્માઇલ (અ. સ.)ની ઔલાદમાંથી ચાર ગુલામો આઝાદ કર્યા બરોબર સવાબ મળશે.

(૮) અને જે માણુસ જુમ્આને દહાડે મગરેબની નમાઝ જમાઅત સાથે પઢશે તો હજ્જે પાક અને મકબુલ હજ તથા પાક અને મકબુલ ઉમરા કર્યા બરોબર સવાબ ખુદાપાક તેને અતા કરશે.

(૯) જે માણુસ જુમ્આને દહાડે ઝોહર અને અસરની વચ્ચે બે રકાત નફિલ જેની પહેલી રકાતમાં "ફાતેહા" એક વખત, "આયતુલ કુર્સી" એક વખત અને "કુલ્આઉઝો બેરબ્બિલફલક" પચ્ચીશ વખત અને "કુલ્અઉઝો બેરબ્બિન્નાસ" એક વખત અને બીજી રકાતમાં "ફાતેહા" એક વખત "ઇખ્લાસ" એક વખત "કુલ્આઉઝો બેરબ્બિલફલક" વીસ વખત અને કુલ્આઉઝો બેરબ્બિન્નાસ' એક વખત પઢશે અને સલામ ફેરવી:—

"લાહવ્લા વલા કુવ્વતા ઇલ્લાબિલ્લાહિલ અલીય્યીલઅઝીમ."

પચાસ વખત પઢશે તો જ્યાં સુધી રબ્બુલ ઇજ્ઝતને અને જન્નતમાં પોતાની જગ્યા ખ્વાબમાં જોશે નહીં ત્યાં સુધી તે મરશે નહીં (દર જુમ્એ પઢતાં રહેવું જોઇએ.)

## નમાઝ એવઝે જુમ્આ

એક દહાડો, એક એઅરાબી (જંગલમાં રહેનાર) હુઝુર (સલ.) પાસે આવ્યો અને અરજ કરી કે "યા રસુલુલ્લાહ! હું દૂર જંગલમાં રહું છું જેથી મદીના મુનવ્વરામાં જુમ્આની નમાઝ પઢવા આવી શકતો નથી અને એના સવાબથી મહરૂમ રહું છું. આપ (સલ) કોઇ એવો રસ્તો બતાવો કે જે કરવાથી મને જુમ્આનો પુરેપુરો સવાબ મળે. આપે (સલ.) ફરમાવ્યું કેઃ-જુમ્આને દહાડે સવારે સુરજ નિકળવા પછી બે રકાત નફિલ પઢજો જેની પહેલી રકાતમાં "અલ્હમ્દ" અને "કુલ્આઉઝો બેરબ્બિલફલક" એક એક વખત પઢવી અને સલામ ફેરવી "આયતુલ કુર્સી" સાત વખત પઢવી એ પછી ચાર ચાર રકાતની નિય્યતથી આઠ રકાત નફિલ જેની દરેક રકાતમાં "અલ્હમ્દ" એક વખત "કુલ્યા ઐયો હલ કાફેરુન' એક વખત અને "ઇખ્લાસ" પચ્ચીશ વખત પઢવી અને એ નમાઝથી ફારેગ થઇ તુરત:—

"લાહવ્લા વલા કુવ્વતા ઇલ્લાબિલ્લાહિલ અલીય્યીલ અઝીમ."

એકસો વખત પઢશે તો એ એઅરાબી કસમ છે તે પાક પરવરદીગારની કે જેના કબ્જામાં મોહંમદની (મારી) જાન છે અગર કોઇ પણ મરદ અથવા ઔરત (મારી ઉમ્મતમાંથી) આ નમાઝ પઢશે તો તેને જન્નતમાં લઇ જવા હું ઝામિન થાઉં છુ અને ખુદાપાક તો તથા તેના માબાપને, જો તેઓ શિયાને પાક અને મુસલમાન હશે તો, બખ્શી દેશે અને અર્શની નીચેના ફરિશ્તાઓ તેને નિંદા કરશે, કે 'એ અલ્લાહના નેક બંદા ખુદાપાકે તને બધી રીતે બખ્શી દીધો છે."

—સંપૂર્ણ.

# કાવ્ય-ગુલશન

## અપરંપાર પી!

રંગ દાયક જોઇને મધ ધાર પી;
ખંતથી પી પ્યાસ બારોબાર પી.
શોધવા પરલોક કેરો સાર પી;
ને કરી આ લોકમાં તકરાર પી.
શૌર્ય પ્રસરી જાય નસનસમાં અસીમ;
ઘૂંટ એવી તિવ્ર લઇ બે ચાર પી.
પંથમાં વટોળ છે તૂફાન છે;
પાર થાવાને તું અપરંપાર પી.
તારી મસ્તી જોઇ મસ્તીખોર વ્યોમ;
સર્વ વિસરી જાય નિજનો પ્યાર પી.
તોડી દે સત્વર ગુલામી બંધનો;
ને કફસના તોડ દ્વારે દ્વાર પી.
વીર છે તો વીર થઈ વસ વિશ્વમાં;
છોડ કાયરતા બધી પીનાર પી
પાજે એવી વિસરે દુઃખ શ્રમજીવીઓ;
પ્રાપ્ત કંઇ શાંત્વન કરે લાચાર પી.
તારા કોમળ હસ્તથી હું પણ પિયું;
તું નિકટ બેસી જરા પાનાર પી.
લક્ષ્યબિંદુ એજ તારો રાખ એક;
છું નશામાં પણ અતિ હુસ્યાર પી.
નીતરાવી કાવ્ય—રસથી જામને;
સૌનેપા 'બિસ્મિલ' પછી એકવાર પી.

—બિસ્મિલ

✦

## મઝદારે લખ્યું!

નામ કુદરત તેં ગગન પારે લખ્યુ!
તે લઇ મેં દિલને થડકારે લખ્યું!
કાળજે ઘોંચી કલમ દુખરા લખ્યા,
ચાક નાસીપાસ તેં જ્યારે લખ્યું!
અર્શ પર જે જોડલાંનું નામ છે,
મેં ગણી મારૂં, નયન દ્વારે લખ્યું!
આપદા તુજને પડી ખુબજ કઝા,
માફ કર મુજ મોત મઝધારે લખ્યું!
નાં તું આવી કેમ? સત્કારે કઝા,
જ્યારે આમંત્રણ આ બીમારે લખ્યું!
મારૂં જીવન વાંચવા મન્થન ન કર,
એ તો ઉન્હા આંસુની ધારે લખ્યું!
પંક પંકજને ભ્રમર મિલન કર્યા,
રીણુ સાથે જગને કાસારે લખ્યું!
વિશ્વનાં ઇતિહાસમાં ચમકાવવા,
મૃત્યુ તે મન્સૂરનું દારે લખ્યું!
માર્ગદર્શક વાક્ય "ઇશ્કલાહ"નું
"યૂસુફ" એનાં કફન તારે લખ્યું!

—યૂસુફ

✦

## સજાઓ છે ને હું છું

વફાઓ પર વફાઓ છે ને હું છું,
જફાઓ પર જફાઓ છે ને હું છું.
નજર થંભી નથી શકતી કોઇ પર;
પ્રણયમાં ઘેલછાઓ છે ને હું છું.
જીવન વ્યતિત કરૂં છું એમ નિશદીન,
વિરહની વેદનાઓ છે ને હું છું.
મળે છે ઝખ્મ પર બસ ઝખ્મ મુઝને;
અરે! કાતિલ અદાઓ છે ને હું છું.
સિતમ પણ એક ક્યાં? લાખો સિતમ છે;
સજા ક્યાં છે? સજાઓ છે ને હું છું.
વટી જવાને જોજન દિલ યદી કંઇ;
નિરાલી મંત્રણાઓ છે ને હું છું.
અમસ્તો હરત ક્યાં "મજબૂર" ઉર પર;
છુપી ત્યાં કંઈ વ્યથાઓ છે ને હું છું.

—મજબૂર.

અનુ.: અહમદ મુહમ્મદભાઇ પટેલ

# મહાન તૈમૂરનો ઇસ્લામ-સ્વીકાર

(ગતાંકથી ચાલુ)

"પણ યુવરાજ આ વૃદ્ધની ગુસ્તાખીનું શું? તેનો ફેંસલો થવો જોઇએ." બેગમ ઉમ્મતુલ હબીબે કહ્યું.

"હાં થશે–પણ બેગમ આજે અમે કોણ જાણે કયા કારણસર હદપારના ખુશ છીયે, અને ઇચ્છીયે છીએ, કે આજે અમારા હાથોથી કોઇને ઇજા ન પહોંચે"

"પણ યુવરાજ, અગર આવા પ્રકારની ગુસ્તાખીઓને સાંખી લેવામા આવી તો તેનું પરિણામ ભયંકર આવશે, અને મને ભય છે કે ચંગેઝી પ્રભાવ ઓસરી જશે."

"તમે ખોટું કહો છો, ઉમ્મતુલ હબીબ! અમારી રગોમાં ચંગેઝી ખૂન વહે છે, અમારા અંતિમ શ્વાસ લગી અમારો પ્રભાવ ઓસરી શકે એમ નથી. હે ગુસ્તાખ મુજરિમ! અમે અમારા વિશ્વાસ કાસિદો દ્વારા મુનાદી પીટાવી દીધી હતી, પછી તારી બદનસીબ ઘડીયોએ હમારા ગઝબનાક કહેરને શાદને છછેડયો!"

"શાહઝાદએ આલમ! ગુલામ..."

"યુવરાજને સજદો કરીને જવાબ આપ, ગુસ્તાખ!"

ઉમ્મતુલ હબીબ ફરી ગર્જી ઉઠી તે આગળ બોલી કે, "તને ખબર નથી કે ચંગેઝની ઔલાદ પોતાના કાનૂનો સખ્તી અને ચિવટાઇપૂર્વક પળાવવાને ટેવાઇ છે."

"શાહઝાદી સાહેબહ! ગુલામ તે માટે મજબૂર છે, કેમકે તે ગુલામાને મુહમ્મદીનો શરફ હાસિલ કરવાને ભાગ્યશાળી થયો છે, એટલે તે અલ્લાહ સિવાય કોઇની પણ આગળ સજદો કરી શકવા અસમર્થ છે."

"જો હવે ચંગેઝી આજ્ઞા ન પળાઇ, શિસ્ત ન જળવાઇ તો તારૂં આ મગરૂર શિર તારા ધડથી પળવારમાંજ અલગ થઇ જશે." ઉમ્મતુલ હબીબનો ક્રોધાગ્નિ પ્રજળી ઉઠયો.

"જો શાહઝાદીનો ક્રોધાગ્નિ તેથી શાંત થતો હોય તો મારૂં મસ્તક હાજિર છે."

"તો શું તારો ઇન્કારજ છે!"

મૌલાના ખામોશ થઈ ગયા.

"સિપાહીઓ આ ગુસ્તાખ વૃદ્ધની ગરદન ઉડાવી દો." ઉમ્મતુલ હબીબે આગ ઝરતી આવાઝે આજ્ઞા કરી.

"થોભો, ઉમ્મતુલ હબીબ!" તૈમૂરે આગળ વધતાં કહ્યું.

"વૃદ્ધાવસ્થાના આ સફેદ વાળોમાં યુવાનીની ગરમી અને હિમ્મત લપેટાયલી છે, જે તૈમૂરને સજદો કરવાનો ઇન્કાર કરે છે, એ કોઇ સામાન્ય વ્યક્તિ તો નથીજ, અપરાધીયે અત્યાર લગી અમારા સવાલનો તો જવાબજ આપ્યો નથી."

"યુવરાજ, ગુલામ પ્રથમ તો હાનીગુલનો રહેવાસીજ નથી. ગુલામ આજેજ કનકથી અહિં આવ્યો છે. તમામ રાત્રિ અને દિન ચાલી ચાલીને થાકીને ચૂર થઈ જવાથી વૃક્ષ હેઠળ બેઠો હતો, તેને તૈમૂરી આજ્ઞાની મુદ્દલે ખબર ન હતી."

"તારા જેવો બહાદુર માણસ કદી જૂઠું બોલી શકતો નથી, એનો અમને સંપૂર્ણ વિશ્વાસ છે, પણ અમારી હુઝૂરમાં સજદો કરવાની આનાકાની અને તેના કારણમાં દર્શા-

વેલા કારણથી અમને મુદ્દલે સંતોષ થતો નથી, જો હવે પછી એવી ગુસ્તાખીનું પુનરાવર્તન થયું તો અમારાથી કોઇપણ વધુ ભયંકર નથી, આટલી વખત તમારી બહાદુરી અને સત્યતાની કદર શનાસ્ત કરીને જતા કરીએ છીએ."

"મને યુવરાજની આ પ્રકારની નર્મીથી શિકાયત છે." ઉમ્મતુલ હબીબની ધીરજ હવે ખૂટી ગઇ ને બોલી, કે "જે શખ્સ અમારા કૂતરાથીય અધિકતર નીચ છે, તે આવી રહમને પાત્ર થઇ શકતો નથી."

"ખૂબ!" તૈમૂરે ભયંકર કટાક્ષયુક્ત અટ્ટહાસ્ય કર્યું.

"અમારી ઉમ્મતુલ હબીબ તો હવે કવિયત્રી થતી જાય છે, મુજરિમ અમારા સવાલનો સ્પષ્ટ જવાબ આપો નહિતર યકીન માનો કે તમારી સજા અતિ ભયંકર હશે? બોલો તમે સારા કે અમારો કૂતરો?"

"યુવરાજ!" મૌલાનાએ નમ્રતાપૂર્વક કહ્યું. "જો ગુલામ ઇમાનની દૌલતથી માલામાલ છે, તો આપના કૂતરાથી બેહતર છે, જો તેમ નથી તો તે તેનાથીય અધિકતર બદતર છે."

"શું ?-શું કહ્યું તમે? અમે સમજી શકયા નહિ."

"ગુલામની અર્જ એ હતી કે જો તે ઇમાનની દૌલત ધરાવે છે, તો કૂતરાથીય બેહતર છે."

'ઇમાન-? એ કઇ ઝબાનનો શબ્દ છે, જે અમારા કાનોથી ટકરાય છે, મુજરિમ!"

મવ.એ બુલંદ અવાજે કહ્યું, "ઈન્સાનને ખુદાએ પૈદા કર્યો છે, યુવરાજ તેની ફર્જ છે, કે તે માત્ર તેનેજ સજદો કરે. તેના સિવાય અન્ય કોઇને પણ નહિ, તેનેજ પોતાનો મઅબૂદ ગણે, ને તેનેજ સજદો કરે. શરીઅતની પારિભાષિક ભાષામાં એનેજ ઇમાન કહેવામાં આવે છે. જેઓ આ સિદ્ધાંતનું પાલન કરે છે, તેમનેજ ઇમાનદાર કહેવામાં આવે છે."

"શું કહી રહ્યા છો? આ જગતનો સરજનહાર સૂર્યદેવતા છે. દુન્યા તેનેજ લઇને ગુજરમાં આવી છે."

"ગુલામ, આપના મંતવ્યથી સહમત થઇ શકતો નથી"

"તમારો મઝહબ? તમે કયો મઝહબ પાળો છો?" તૈમૂરે હૈરાન થઇને પુછયું.

"ગુલામને ગુલામોને મુહમ્મદીમાં દાખિલ થવાનો શરફ હાસિલ થયો છે."

"સ્પષ્ટ કહો-તમારો મઝહબ કયો છે?"

"ઈસ્લામ—!"

"તમે મુસલમાન છો?"

"યુવરાજ, આપે બજા ફરમાવ્યું."

"અમે સમજી ગયા. ચંગેઝી ઔલાદમાંના ઘણાં તેમાં દાખલ થઇ ગયા હતા, પણ-હાં! તે સર્વેને કત્લ કરી દેવાયા હતા. અમને યાદ છે—પણ અમે હંમેશાં વિચારતા હતા કે અમારી આટલી બધી મુખાલિફતો અને અમારા તેમના પરના હદપારના અત્યાચાર છતાં કોણ જાણે કેમ ઈસ્લામ સ્વીકારતા હતા?"

"અપરાધી, તમારું નામ શું છે?"

"ગુલામને જમાલુદ્દીનના નામે પુકારવામાં આવે છે, યુવરાજ!"

"તો, જમાલુદ્દીન અમે એકાંતમાં હંમેશા એજ વિચારીયે છીયે કે ચંગેઝી ઔલાદનું ગરમ મિઝાજ ખૂન તમારા ઇસ્લામને સ્વીકારી શકયું? તેના પર ઘણો વિચાર કર્યા છતાં અમે કશા પણ પરિણામ પર અદ્યાપિ પર્યંત પહોંચી શકયા નથી. અમે જાણવા માંગીએ છીએ કે, ઈસ્લામ શું છે?"

"યુવરાજ! ગુલામ તે કહેશે, પણ એક તો તે વૃદ્ધ છે ને પ્રવાસથી થાકેલો છે, જો તેને બેસવાની પરવાનગી આપવામાં આવે તો સારી વાત છે." તૈમૂરે એક નજર ઉમ્મતુલ હબીબ પર નાંખી પછી સ્મિતસહ બોલ્યો, કે "ઉમ્મતુલ હબીબ નારાજ છે, પણ અમે ઘણાજ ખૂશ થયા છીએ, જો ઇસ્લામ સમજવાનો

# પૂર્ણિમા

—શાગ્મા

શ્યામ રાત્રીઓનો અંધકાર યુગ વિતી ગયો છે.
જગતને ડારનારા કાળ-રાત્રીના દેખાવ સમી ગયા છે.
કાળી-મશ રાત્રીઓએ વિદાય લીધી છે.

શુક્લ-પક્ષની રાત્રિઓનો સોનેરી સમય જગતને ઉજાળી રહ્યો છે. પૃથ્વી પરના માનવીઓ પૂર્ણિમાના સુંદર અવસરની પ્રતિક્ષા કરી રહ્યા છે.

° ° °

સંધ્યાનો સોનેરી સમય છે, રવિનાં છેલ્લા કિરણો સંતાઈ જવાની તૈયારીમાં છે, પશ્ચિમમાં ક્ષિતિજ તરફ સુરખિ પથરાઇ રહી છે, ચંદ્રને સત્કારવાની તૈયારીઓ થઇ રહી છે, આકાશ સ્વચ્છ બની રહ્યું છે. ધરતી અધીરી થઇ રહી છે, અને તારામંડળ પણ પોતાની તૈયારીઓમાં પ્રવૃત્ત છે.

° ° °

એ ધન્ય ઘડી આવી પહોંચી—

અંધકાર યુગને વટાવતો, જગતમાં અજવાળાનાં ઓજસ પાથરવા ચંદ્ર ફરી પોતાના પૂર-બહાર ભભકા સહિત ચમકી ઉઠયો.

સોનેરી, સુહામણી, સુહાગભરી-રજની આવી પહોંચી આજે રજની કંઇક અનેરા આનંદમાં હતી. તેણીએ આજે આસમાની રંગની સોનેરી કોરવાળી સાડી પરિધાન કરી હતી.

થનક...થનક...પડતી પગલીઓ, લટકાળી ચાલ, અને અનોખી અદા જોઇ "ચંદ્ર" પોતાનું સર્વ તેમ ન્યાચ્છોવાર કરવા તત્પર હતો.

રજનીએ હૃદય-વેધક મુખ મલકાવ્યું. ચંદ્ર જાણે કે પૃથ્વી પર સરી પડવાની તૈયારીમાં હતો.
પણ એ ભાન ભૂલેલાને ફરી ભાન આવ્યું અને તે જરા ગંભીર થયો.
પૃથ્વી પર શીતળ ચમર ઢોરાવા લાગ્યો.

ધરતીએ પોતાની વિશાળ-છાતી પર ઓજસ અને અજવાળાંને સહર્ષ ઝીલી લીધું
જગત પર અમીનો જાણે વરસાદ વર્ષી રહ્યો

કવિઓને પ્રેરણા થાય, લેખકોને લખવાની ઉત્કંઠા જાગે. ગવૈયાઓને આલાપ કરવાનું મન થાય, એવી એ ધન્ય ઘડી અને એવો એ અનૂપમ અવસર હતો.

° ° ° °

પોતાના શ્રીરંગી સાથીઓ સાથે જોબનમાં મદમસ્ત ઝુલ્તો-અભિમાની-નશાવાળી આંખો સહિત રાત્રી રાણીનો રાજા ચંદ્ર ગગનના વિશાળ સિંહાસન ઉપર આરૂઢ થયો.
તારલાઓ તાલ પાડી પાડીને ગરબી લેવા મંડયા.
વાદળાઓ પણ મસ્ત થઈ રૂમઝુમ રૂમઝુમ ઝુલ્વા લાગ્યા.
"રાતરાણી"ના પુષ્પોમાંથી ખુશ્બુ બહાર મ્હેકી રહી.
પપૈયાઓએ સંગીતની છોળો ઉડાડવા માંડી.

ધરતી તો અમીના મીઠાશથી નિર્ભાન થઈ ગઈ.

નવયૌવનામાં ઝુલ્તી રજની ચંદ્રના તેજોમય પેહલુમાં ઓતપ્રોત થઇ ગઈ.

તિતર પક્ષીઓ તીણા અને બુલંદ અવાજે વાતાવરણના શાંત્વનમાં ખલેલ પહોંચાડવાની ધૃષ્ટતા (!) કરી.

જગત પરના માનવીઓ શાંત નિદ્રાના ખોળે પોઢી ગયા હતા. શમનમે વાતાવરણમાં મૃદુતા પાથરી દીધી.
શીતળ અજવાળાના ફૂવારાઓ ચો તરફ ઉડી રહ્યા.
એ વખતે હૃદયમાં કંઇક અનોખી ભાવના થવાથી મયૂરે ટેહુંક...ટેહુંક...કરી ટહુકાર કર્યો.

# ગૌસુલ આ'ઝમ




સદાકત તણા નૂરને સાથે લાવી;
મિટાવી જહાલતને દુન્યામાં આવી.
સુતાનોને વણીમાં નિજની સંગાથી;
નેંરી એક દુન્યા જગતમાં રચાવી.

પ્રભુ – તેજને જગમાં ફેલાવનારા;
હતા ગૌસુલ આઝમ નબીના દુલારા!

પ્રસરી જ્યાં હતી રૌજ જગમાં જહાલત;
મનાતી જહાલત હતી જ્યાં શરાફત.
ગઇ છૂપી લારે હતી જ્યાં સદાકત.
બતાવી ત્યાં આવી ખુદાની કરામત.

દિલોને ખુદાની તરફ ફેરનારા;
હતા ગૌસુલ આઝમ નબીના દુલારા!

ફકીરોના આકા, ગરીબોના વાલી;
ન ત્યાંથી ફરે કોઇ હાથોથી ખાલી.
ફરાવો પુરી આશ હું છું સવાલી;
કે, મઝહબ તણા છો તમે બાગ-માળી!

નિરાશામાં આશને ચમકાવનારા;
છો તમ ગૌસુલ આઝમ નબીના દુલારા!

થઇ શી દશા આજે બરબાદ આવી!
કરો મુસ્લિમોની તમ ઇમદાદ આવી.
ન આપો તમે જો મને દાદ આવી;
તો પકડીશ દામન હું બગદાદ આવી!

ન છોડીશ તેને હું અય મારા પ્યારા;
થઇ 'ખામોશ,' દર્શન કરીશ હું તમારા!

"ખામોશ" કુતિયાણવી.

# પૈગંબર (સલ્લ૦)ની પ્રારંભિક વાણી.

મૌલાના:-અબ્દુર્રહીમ 'સાદિક' સાહબ

[ નોંધ-અંતિમ નબીના આગમન પહેલાં અરબ દેશ જહાલતના અંધકારમાં સબડતો એક ખુદાને છોડી હજારો પૂજનો ધરી રાખ્યા હતા. મારામારી, કાપાકાપી, શરાબ, જુગાર, નિંદ વ્યભિચાર વગેરે દુષ્ટ કામો કરવાને ટેવાયલા હતા. અલ્લાહે નબી સલ્લ૦ને જ્યારે પૈગમ્બર નવાજિશ કરી ત્યારે આપે તે હઠીલા અભિમાની મક્કાવાસીઓને સંબોધી જે મધાળુ શબ્દે ઈસ્લામનો પ્રચાર કર્યો તે અત્રે આલેખવામાં આવ્યો છે. ]

હે મારી કૌમ ! હે અઝીઝો ! સાંભળો ! આ સકળ સૃષ્ટિનો માલિક મારો તમારો ઉત્પન્નકર્તા એક પૂજ્ય અલ્લાહ છે. તે આદિ અનાદિ છે. જુઓ જગતની પ્રત્યેક તેણે પોતાની સંપૂર્ણ કુદરત વડે હસ્તીમાં આણી છે

સાંભળો ! સાંભળો ! આ સૂર્ય, ચંદ્ર આકાશ ને પૃથ્વી તેના પ્રભાવ અને પ્રત સ્પષ્ટ ચિન્હો છે. તેજ આકાશથી મેઘની વૃષ્ટિ કરે છે. તેજ ધરતીમાંથી અમારા તમારા સર્વે પ્રાણીઓ માટે જાતજાતના ફળો અને અનાજ ઉગાડે છે. તેજ મનુષ્યોને પેદા કરે અને તેના નિર્માણ વખતે મારે છે. તે સર્વવ્યાપી હોઇ દરેક વખતે અમારી સાથે હોય અને અમારા સર્વે કામોને નિહાળે છે. અમારી બધી વાતોને સાંભળે છે. એટલુંજ નહિ અમારા અંતરની વાતો અને વિચારો સુદ્ધાંને સંપૂર્ણ રીતે જાણે છે. આહ . હું તમને કહું કે તે કેવો છે. અઝીઝો ! તે એવો છે કે આ વિશ્વમાં તેના સમાન કોઇ વસ્તુ નથી ઉદાહરણ આપી શકાય. તે નિરાકાર છે, માટે તેના સિવાય અન્ય કોઇ મૂર્તિઓ અ પોતાનું માથુ ટેકવો નહિ.

સાંભળો ! સાંભળો ! હે વહાલાઓ ! તમારૂ મસ્તક તેનાજ આગળ નમવા પાત્ર જેણે તેને બનાવ્યું. તેણે પોતાની સંપૂર્ણ કૃપા વડે તમને માનવ બનાવ્યા. નીકર જુઓ ઉત્પન્ન કરેલા હજારો પ્રકારના પશુઓ પણ છે. જે બોલી શકતા નથી, પોતાનું દુ વર્ણવી શકતા નથી તમો તેઓ પર પોતાના બોજો લદો છો, કોઇ પર સવાર થાઓ કોઇનુ દૂધ પીઓ છો. તે પરવરદિગાર સર્વ કારીગરો અને બનાવનારાઓ કરતાં અતિ કળાકાર અને રચનાર છે. હે અઝીઝો ! તે ખુદાપાકની કારીગરીને સમજો અને વિચાર કારણ કે આ વર્ણિત વાતોમાં વિચારવતો માટે ઘણું મનન કરવાનું છે.

બંધુઓ ! તમને શી રીતે સમજાવું આહ તમને ખબર નથી કે એક સમય આવી રહ્યો છે, જે પિતાને પુત્રથી, પુત્રોને માતપિતાથી, મિત્રોને મિત્રોથી વિખુટા પડી કિલ્લેબંધોનાં કિલ્લા . તથા તકબ્બાજોના સઘળા તર્કો છિન્નભિન્ન થઇ જશે. પરંતુ ધન્ય તેઓને જેઓ કંઈ સમજ્યા અને જીવનની કદર કરી.

હે અઝીઝો ! તે સમયે ન ધન-દોલત તમને બચાવી શકશે ન ભલામણ કરનાર ત કામ આવશે, અને ન પિતા પિતામહ ન ભાઇ ભાંડુ ન કોઇ મિત્ર તમને રોકી શકશે; જો તમારી કરણી સારી હશે, તો તમો ખુદાના . દરબારમાં આનંદ પામશો. અને ત

કદરશીની કદર કરી તેના બદલામાં ઘણું ભેટ આપવામાં આવશે. કારણ કે ખુદાપાક સદાચારીઓને દોસ્ત રાખે છે.

હે લોકો! જો તમારી ચાલચલગત સારી ન હશે તો ત્યાં ઘણા દુખો વેઠવા પડશે. આહ ત્યાંની શિક્ષા પણ સખત છે. પાપીઓ માટે જહન્નમ સ્થાન છે પણ જેઓ સદાચારી છે તેમના માટે સ્વર્ગના વાડીઓ છે. તે સ્વર્ગ એવી હશે જ્યાં દૂધ અને મધની નીકો વહેતી હશે. સેવા ચાકરી માટે સંખ્યાબંધ દાસો અને દાસીઓ હશે. રહેવા માટે તેઓના મહેલો, હીરા, માણેક, નીલમ વગેરે નંગોના હશે. બલ્કે તેથી પણ અતિ શ્રેષ્ઠ હશે. ધન્ય છે તે સજ્જનોને જેમણે ખુદાના હુકમોને સાંભળી દિલથી માન્યા અને તેને પ્રાણથી પ્રિય ગણ્યા.

બંધુઓ! હું તમને કોઈ નવા ધર્મ પ્રત્યે નોતરતો નથી. આ તો એજ ઇસ્લામ ધર્મ છે જેને મારાથી પહેલાં ઇબ્રાહીમે માન્યો. નૂહે તેનો ઉપદેશ કર્યો. મૂસાએ તેનું શિક્ષણ આપ્યું અને ખુદાના પવિત્ર બંદા ઇસા પણ તેજ દીનના પુનિત પાઠો ભણાવતો પાછો ફર્યો. પરંતુ અફસોસ કે નાદાનોએ તેમાં જાતજાતની ખરાબીઓનું મિશ્રણ કરી નાખ્યું. ખુદાના પવિત્ર સાચા ધર્મને કંઇને કંઈ બનાવી દીધું. આહ, કેવો અન્યાય કે ઇસુ મસીહને તેમના અનુયાયીઓ ખુદાનો પુત્ર ઠેરવી બેઠા.

અફસોસ યહૂદીઓએ પણ એવીજ મહાન ભૂલો કરી અને ખુદાના કોપને પાત્ર બન્યા. ખુદા સરકશો અને નાફરમાનોને ઝલીલ કરે છે પણ હું ખુદાના હુકમથી તેજ ભૂલોને સુધારવા આવ્યો છું, તો તમો લક્ષપૂર્વક સાંભળો અને સમજો હે અઝીઝો! જો જો તમે પણ એવી ભૂલો કરી અને અન્ય કંઇ ન સમજી બેસતા. હું તમારી માફક ખુદાનો બંદો છું. મારાથી પહેલા આવનાર પેગમ્બરોના જેવો ઇન્સાન છું. હું પણ તમારી માફક ચાલુ ફરું છું, સુવું છું અને જાગુ છું. મને પણ વ્યાધિ પહોંચે છે અને હું તેનો ઉપાય કરૂં છું.

અઝીઝો! મારી અને તમારી વચ્ચે માત્ર એટલોજ તફાવત છે, કે હું તેનો મોકલેલો પ્રતિનિધિ અને રસુલ છું. તેના પવિત્ર સંદેશા જે મારી પાસે વહી દ્વારા આવે છે, તેને વધઘટ વગર પૂર્ણ તમને સંભળાવું છું માટે ખુદાઇ આજ્ઞા સાંભળો અને તેને તન-મન, ધન બલ્કે સર્વસ્વ ચીજને કરતાં અધિક પ્યાર કરો.

બંધુઓ! કોઇ પર અત્યાચાર ગુજારો નહિ; કારણ કે અત્યાચારીનો અંતે વિનાશ થાય છે. કોઈની હાંસી કરો નહિ કારણ કે હસનારની અંતે હાંસી થાય છે. કોઈનો માલ છેતર-પીંડીથી કે બળાત્કારે પચાવી પાડો નહિ, એવો માલ ખાનારને અંતે ઓકવું પડે છે.

બંધુઓ! ખુદા કોઇના પોશાકને કે સ્વરૂપને જોતો નથી. તે કોઈના રૂપરંગને જોઈ તેને પ્યાર કરતો નથી; તે તો માત્ર દિલોને બલ્કે દિલોમાંહેની તે વસ્તુઓને જુવે છે, જે તેનાથી ડરી ખુદાપરસ્ત ઇન્સાન હૃદયે રાખે છે.

હે અઝીઝો! ખુદાની આગળ નાના મોટા સર્વે બરાબર છે. પરંતુ તે પરહેઝગારો અને પ્રમાણિકોને ચાહે છે. અને એવા નેક બંદાઓ તેના દરબારમાં ઉંચ સ્થાન ભોગવે છે તો અવશ્ય તમો પણ પરહેઝગારી ધારણ કરી, તેના દરબારમાં મહાન દરજ્જો પ્રાપ્ત કરો.

નોને ટીપાને પણ પાંસરા કરવાની નીતિ સમજુ માણસોને તો જરૂર સાલે એવી છે. મારામારી કરવાથી કોઈની નીતિ પલટાવાતી નથી? એ માટે તો હૃદય પલટાની જરૂર છે! આગો કે ગાળો એ પ્રચારનાં હથિયાર નથી! કોઈ પણ દીર્ઘદર્શી અને સમજુ મુસલમાન આવી વાતોથી નાખુશ થાય! આગેવાનો શા માટે આવી બાબતોને ઉગતી જ ડામવાનો પ્રયત્ન કરતા નથી?



બિચારા શિક્ષકો ૫૯ વરસ થયાં બિચારા જ રહ્યા છે. ૫૯ વરસ પહેલાં જે ગ્રેડ હતો તેજ હજી કાયમ રહ્યો છે. છેલ્લાં ૨૩ વરસથી અરજીઓ, વિનંતિઓ, અને અપીલો કરી કરીને થાક્યા છતાં શિક્ષકોના અવાજે બ્હેરા કાનો પર શંખની જ ગરજ સારી છે! શિક્ષકોનો પગાર ગ્રેડ એટલો હલકો છે કે સમાજમાં તેનું સ્થાન છેક જ હલકું બની ગયું છે. આજે તો પટાવાળાઓની હાલત પર એ ગરીબ શિક્ષકો કરતાં સારી હશે! એમની દાદ કે ફરિયાદ કોઈએ ન સાંભળી ત્યારે ન છુટકે એમણે 'હડતાળ'નું અહિંસક હથિયાર ઉગામ્યું છે. ૪૫૦૦૦ હજાર શિક્ષકો હડતાળ પર ઉતરતાં મુંબઈ ઇલાકાના ૧૫૦૦૦૦૦ બાળકોની કેળવણી અટકી ગઈ છે. આમાં કંઈ ગોરાઓનાં બાળકો અભણ રહી જવાનાં નથી કે સરકાર પક્ષને ઉતાવળ કરવાની હોય! પણ જેમનાં બાળકોની કેળવણી થંભી ગઈ છે; તે મુંબઈ ઇલાકાનાં વાલીઓ કાહડા માટલાં જેવાં બનીને બેઠા છે. શિક્ષકોની વાજબી માગણીને સંતોષવા માટે, અને હડતાલનો નીકાલ કરવા માટે ગામે ગામ અને શહેરે શહેરમાં વિરોધ સભાઓ ભરાવી જોઈએ અને કેળવણી ખાતાના સલાહકાર ટોનરન સાહેબના ટેબલ પર વિરોધની અરજીઓ અને તારોનો ઢગલો કરી દેવો જોઈએ. વાલીઓના વિરોધનો વંટોળ નહિ ઉઠે ત્યાં સુધી હડતાળનું કંઈ પરિણામ આવવાનું નથી. સમજો અત્યાર સુધી તો શિક્ષણની સામે જોયુંજ નથી; પણ હવે તો જુવે? પોતાના બાળકોની કેળવણી માટે તો કંઈક વિચાર કરે! કોણ કહે છે કે આપણો પ્રજામત કેળવાયો છે? જો પ્રજામત કેળવાયલો હોય તો પ્રાથમિક કેળવણીના આવા હાલહવાલ થાય?



મહાગુજરાત ગઝલ મંડળનું નામ ગુજરાતના આમ અને ખાસ વર્ગમાં ખૂબ ચર્ચાઈ રહ્યું છે. ગઝલોથી સુગાતો વિદ્વાન વર્ગ પણ હવે એના સમારંભોમાં રસ લેતો થયો છે. એનાં સંમેલનોએ લોકોના હૃદયમાં સ્થાન જમાવ્યું છે. તા ૩૧ મી માર્ચે એનાં બે વરસ પૂર્ણ થાય છે. બે વરસમાં એણે ગજા ઉપરાંતની સાહિત્ય સેવા બજાવી છે. સાથે સાથે પોતાની સ્થિતિ પણ સદ્ધર બનાવી છે. એની ગઝલ સેવા માટે બે મત છેજ નહિ. અનેક સામયિકોએ તથા અનેક સાહિત્યકારોએ એની સેવાને અંજલિઓ અર્પી છે. એના કામનું સીધું પરિણામ ગુજરાતને જોવું હોય તો થોડીક ધીરજ રાખવી પડશે. '૧૯૪૫ની ગઝલ સમૃદ્ધિ' ને એનું નવું પુસ્તક થોડા વખતમાં પ્રસિદ્ધ થશે. એમાં નવાંજુનાંને ઉત્તેજનની દ્રષ્ટિ નહિ હોય; પણ ગઝલોનું ઉત્તમ ધોરણ અવલોકી શકાશે. ગઝલકારોને પણ ગઝલકૃતિઓને જોશે. પોતાના ધ્યેયમાં મંડળી વણજાર અચૂકપણે આગળ વધી રહી છે. એની સાહિત્યકારોના વધુ ને વધુ સહકાર અને સાહિત્ય રસિકોની બની દુઆઓ સહિત હજુય આગળ વધવાની તમન્ના સેવી રહી છે. ખુદા એના કાર્યકરોને વધુ શક્તિ અને તંદુરસ્તી અર્પે.



# મેહફિલ

## પીવા માટે

: કાવ્ય :

ખોઉં છું કૈંક પામવા માટે,
હારૂં છું કૈંક જીતવા માટે.
મારૂં ખસવું એ કાયમી વસવું,
હું મરૂં છું, તો જીવવા માટે.

✕

હાસ્ય વેરૂં છું હું બધા માટે,
છે રૂદન મારા એકલા માટે.
માર્ગ મુજ કાં સરળ બને ન પછી?
વિઘ્ન આવે છે વારવા માટે.
તું ભલો થઇને નિત ભલો થાજે,
હું તો કહું છું તને ભલા માટે.
જો ખુણે ખાંચરે હશે દિલમાં,
ના બીજે જા તું ગોતવા માટે.
યત્ન કરજે નહીં તું, ઉપચારક!
દર્દ પામ્યો નથી દવા માટે.
આપ પંપાળશો કદી દિલને,
દર્દ વ્હોર્યું છે એટલા માટે.
તારે માટેજ છે તું આવી જા,
જિંદગી કૈં નથી કઝા માટે.
એ ખબર કાસદ ન આવ્યા કૈં,
આવ્યાં પણ હાય! ખરખરા માટે.
પ્રાણને પુણ્ય–પાપ કઈ મેં કસ,
મૃત્યુ આવ્યું છે તેડવા માટે.
સાવ 'બેફામ' થઇ ગયો છું હું,
તોય તરસી રહ્યો પીવા માટે

—"બેફામ"

## હાય દિલ

વાત વાતે કાં વળ ખાય દિલ;
શું કરૂં તરૂ હવે શું થાય દિલ!
થઇ હશે કંઇ ભૂલ તારી જો વિચાર;
પ્રેમ ભેદો આમ ના ચર્ચાય દિલ.
જિંદગી બગડેલી સુધરી જાય પણ;
ભૂલ તારી જો તને સમજાય દિલ.
નાઝ, નખરા, આંખઅદાઓ જોઇને;
રૂપ પર તું વ્યર્થ ના લલચાય દિલ.
રોજનું છે રડવું ગુસ્સે થવું;
જિંદગી એમાંજ વીતી જાય દિલ.
રક્ત પાઈ આશને પોષી રહ્યું;
પણ રમકડું આશનું કહેવાય દિલ.
યાદ તુંને કોની છે આવી રહી;
કેમ આજે ઊર્મિઓ ઉભરાય દિલ.
દિલ લઇને દાદ પણ દેતા નથી;
હું પુકારૂં છું હમેશાં હાય દિલ.
પ્રેમ કથની સાંભળી 'ઐય્યાશ'ની,
પ્રેમીઓના પ્રેમઘેલા થાય દિલ.

—"ઐય્યાશ"

## દિવ્ય તરંગો!

જીવનમાં સદા કૂચ-ગીતો ગાતો ફરૂં છું;
પણ હરપળે હું ઠોકરોને ખાતો ફરૂં છું.
સંકટને વેઠી જગ મહીં આશાઓને ગ્રહી;
મૃત્યુ વડે જીવનને હું ટકરતો ફરૂં છું!



સુખ જોઇને હું દિલ મહીં ફુલાતો નથી;
હું તે વડે મનમાં કદિ હરખાતો નથી.
જો કોઇ પળે સુખની હવાનું ઝોકું—
આવે તો પ્રણય-ગીતને હું ગાતો નથી!

—"ખામોશ"

# મોંઘી મતા મારી

ગઇ કોઇની વારે ફ્રદ-ગણનામાં નિશા મારી;
રડી તુષાર જોઇ પ્રાતઃકાળે અવદશા મારી.

નથી સન્માન મારૂં સ્નેહીઓની એ પરિષદમાં;
કે જેમાં વ્યક્ત થાતી અંતરે મોંઘી મતા મારી.

નિરંતર ગમ અને આહો મહીં જીવન ગુઝારીને;
વિરહ-ત્રાસે વ્યતિત થાએ છે પ્યારી હર નિશા મારી.

નિરંતર એશમાં મનને વ્યતિત કરનાર શું સમજે ?
કે કેવાં કષ્ટ વાદળથી છવાએલી છે ઘટા મારી.

ગમન ગામી થનારા પ્યારમાં સુણને જરી સહચર;
હરી લીધી ઇશારે ઝાલિમે સ્વતંત્રતા મારી.

નયનના તીર ઝીલું છું. છતાં હું ઉફ નથી કરતે;
ઝઝુમે છે નિરંતર મૌનથી જીવન-લતા મારી.

ઉઠો હે વૈદ-વિદ્વાનો જગતમાં ડોળ કરનારા!
વિલક્ષણ રોગ છે મારો, વિલક્ષણ છે દવા મારી

મહીરતી કરૂં છું પાચના નિશદિન કચેરીમાં;
સુમનનાં બાગ સાથે છે વ્હાલી આ સુરા મારી.

પરીમલ પુષ્પ સચે હે! 'શમીમ' આ વિશ્વ ઉદ્યાને;
થઇ છે શું કહું ? કોઇની શોધે અવદશા મારી.

—'શમીમ' ધોરાજવી

મહાગુજરાત ગઝલ મંડળ સુરતના ત્રીજા વર્ષની નવી ચુંટણી માટેની જનરલ સભા રવિવાર તા. ૩૧-૩-૪૬ ના રોજ સાંજે સાત વાગે મી. મીસ્ત્રીના મકાનમાં રાખવામાં આવી છે. તેમાં દરેક સભ્યને હાજર રહેવા વિનંતી છે. બીજા વર્ષનો વાર્ષિક હિસાબ પણ રજુ થશે.

'અમીન આઝાદ'
મંત્રીઃ ગ. ગુ. ગ. મંડળ, સુરત.

# સીરતની સૂરત

●

રજુ કરનારઃ-'એકાર'

[ અંજુમને ઈસ્લામ ડુંગરી (ભરૂચ) તરફથી યોજાએલા યૌમુન્નબીના જલ્સામાં પ્રમુખ સ્થાનેથી જ. 'એકાર' સાહબે રજુ કરેલુ મનનીય, અને કટાક્ષપૂર્ણ ભાષણ અત્રે 'કારવાં' ના વાંચકોની સેવામાં સાદર રજુ કરવામાં આવે છે. આશા રાખવામાં આવે છે કે વાંચકોને એ રસદાયક અને બોધદાયક થઈ પડશે. —તંત્રી ]

આકાએ નામદારના ચાહકો અને કુફના દાહકો, જ્યાં મારી આજુબાજુ ઈલ્મના દરિયાઓ લ્હેરી રહ્યા છે, નબીયે આખિરૂઝઝમાનના મુબારક જીવનના અભ્યાસીઓ બિરાજી રહ્યા છે; તેમની વચ્ચમાં મારા જેવા એક ટોલ્લામારૂને તકરીર માટે ફરજ પાડવી એ તો કોલસાના વહેપારી પાસેથી કાપડનો તાકો માગવા બરાબર છે! આખી જિંદગી જ જેણે દુન્યવી બાબત પર કલમ ચલાવી હોય, જેણે લોકોને છોલવાનોજ ધંધો કર્યો હોય એવા અસ્તરાબાઝ-કલમધારી પાસેથી સીરત પર યોગ્ય સખુનો સાંભળવા, એ એક કુંભાર પાસેથી હીરા મોતીની અપેક્ષા રાખવા બરાબર છે! જેનું જીવન છેલ્લાં પચ્ચીસ વરસથી છિદ્રોજ જોવાને ટેવાએલું છે તેની પાસેથી ગુણદર્શનની આશા શા માટે રખાય? છતાં આગ્રહ અને પ્રેમ એવી વસ્તુ છે, કે તે ન સુધરનારને પણ પરાણે સુધારી દે છે! ખરેખર, તમારા પ્રેમેજ આ કાળી બાજુ રજુ કરનારને ઉજળી બાજુનો ઉપાસક બનાવ્યો છે, સાડીતેરસો વરસથી મુસલમાનો પોતાના મહાન પૈગંબર (સલ.)ના ગુણગાન કરતા આવ્યા છે, અને છેલ્લી પચ્ચીસીથી તો અન્ય બાદ્યબંધ કૌમના વિદ્વાનો પણ હઝરત મોહંમદ મુસ્તુફા (સલ.)ની સીરત પર પોતાના કીમતી અભિપ્રાયો જાહેરમાં વ્યક્ત કરી રહ્યા છે. આજે પણ મુસ્લિમોની સાથે સાથે હિંદુ, પારસી, ખ્રિસ્તી વગેરે કોમોના વકતાઓને ચાન્સ અપાયો હોત તો વધુ ઉચિત ગણાત, સેંકડો વરસો થયાં છતાં આપણો ભાષણ પ્રેમ, અને જલ્સા પ્રેમ દિવસે વધતો જ જાય છે: પણ અમલના નામે તો મોટું મીંડુંજ છે. મુસલમાનો જાગ્યા છે અને ખુબ જાગ્યા છે. બીજાઓની જેમ ખુબ આગળ પણ વધી ગયા છે અને તે એટલા બધા આગળ વધી ગયા છે કે હવે પુનઃ સાડી તેરસો વરસ એમને પાછળ હટાડવાનો સમય આવી લાગ્યો છે! કારણ કે મર્હૂમ અકબર ઈલ્લાહાબાદીના કોલ પ્રમાણે.

"કાબીલીયત તો બઢ્હ ગઈ મારા અલ્લાહ;
મગર અફસોસ યેહી હય કે મુસલમાં ન રહે!

●

"મુસ્લિમ હય મગર બાત નબીકી નહિ સુન્તા,"
બન્દા હય મગર અપને વલીકી નહિ સુન્તા,
હાં આપ જો ફરમાયેં તો સબ હૈં હમા તનગોશ;
આપસમેં અબ તો કોઈ કિસીકા નહિ સુન્તા!

●

"નણુવ્વતકા ઝમાના ઔર થા અબ ઔર ગુરસુટ હય;
વહાં સીનેમેં કુરઆં થા યહાં સીનેમેં બિસ્કુટ હય!"

●

મર્હૂમ અલ્લામા ઇકબાલ પણ પુછે છે કે;
"યું તો સૈયદભી હો, મિર્ઝાભી હો, અફઘાનભી હો,
સચ બતાઓ કે હકીકતમેં મુસલમાન ભી હો?"

એટલે કે આપણે મુસલમાન છીએ કે કેમ એ પણ શંકાની વાત છે! અને તે ખરીજ વાત છે કે કરબલાના મેદાનમાં ૭૨ મુસલમાનો લાખ્ખો વિરોધીઓ સામે ઉભા ત્યારે ઈસ્લામ ભયમાં ન હતો, જંગે ઓહદમાં ત્રણ હજાર મુસલમાનો એક લાખ વીસ હજાર રૂમીયોના મુકાબલામાં ઉભા હતા ત્યારે ઈસ્લામ ભયમાં ન હતો અને આજે જગતમાં ૪૦

કરોડ ઉપર મુસલમાનો હયાત છે છતાં ઇસ્લામ ભયમાં છે! ઇસ્લામ તો કદી ભયમાં હોઇ શકેજ નહિ! હા, આપણા જેવા નામના મુસલમાનો ભયમાં હોઇ શકે! હઝરત ઉમર ફારૂક (રદી૦) અને હૈદરે કર્રાર હઝરત અલી (કર૦)ના વારસદારો ભયમાં હોઇ શકેજ નહિ! વીર હમઝા (રદી૦) અને વીર ખાલિદ બિન વલીદ (રદી.)ના વારસદારો ભયમાં હોઇ શકેજ નહિ! ગાઝી સલાહુદ્દીન, ગાઝી મહમદ ગઝનવી, ગાઝી મુહંમદ બિન કાસિમ, ગાઝી અહમદશાહ અબ્દલ્લી અને ગાઝી ટીપુની ઔલાદ આટલી નિર્માલ્ય અને પણ હોઇ શકેજ નહિ! મુસલમાનો પોતાના ભવ્ય ભૂતકાળને ભૂલી શકે એમ નથીજ.

હમારી શાન દિલ્લીકે દરો–દીવારસે પુછો,
હમારી આન કુત્બુદ્દીનકે મીનારસે પુછો,
હમારા અદલ અકબરકે ભરે દરબારસે પુછો,
હમારા ઝોર આલમગીરકી તલ્વારસે પુછો!"

અને પછી "ઇસ્લામ ભયમાં છે! ઇસ્લામ ખતરેમેં હય!"ની બાંગ પોકારો. શેરના બચ્ચાંઓને મોઢે શિઆળવાં જેવા શબ્દો શોભતા નથી! હાય, અફસોસ પણ આ શેર એટલે વાઘ તે અસલ વાઘ નહિ પણ 'મોહરંમના વાઘ' બની ગયા છે! મુસલમાન દર ઘેર થયા નહિ પણ મુસલમાની દર કિતાબ જરૂર થઇ છે! કુર્આનના પઢનારા આજે અસંખ્ય છે હાફિઝ, કારીઓ અને મોલ્વીઓનો આજે આપણામાં તોટો નથી, છતાં આજેય આપણે મસ્જિદનો ઇમામ દુઆમાં શું માગે છે; તે સમજ્યા વિનાજ 'આમીન! આમીન!' હોકીએ છીએ. આપણે સમજી બેઠા છીએ કે વાઅઝ થઇ રહ્યા પછી મોલ્વીજી હાથ ઉઠાવે કે નમાઝ પુરી થયા પછી ઇમામ હાથ ઉઠાવીને દુઆ માંગે ત્યારે આંખો મીંચીનેજ 'આમીન! આમીન! સુમ્મા આમીન!' પઢવું.

મને એક પ્રસંગ યાદ આવ્યો. સુરત જેવા શહેરના એક જાણીતા મુસ્લિમ લત્તામાં એક મોલ્વી સાહેબ વાઅઝ ખત્મ કરીને હવે છેલ્લી દુઆ કરતા હતા. યાને કે રજીસ્ટર પારસલ તૈયાર કર્યા પછી તેની ઉપર લાખનો સિક્કો લગાવતા હતા કે એ દુઆ ચોક્કસ સ્થળે પહોંચી જાય! દુઆની શરૂઆતના શબ્દો આ પ્રમાણે હતા "યા ખુદા મુસલમાન બહોત કમઝોર હોતે જાતે હંય!" તો કે 'આમીન.' "બહોત ઝઇફુલ ઇમાન હોતે જાતે હંય!" તો કે 'આમીન.' "મુસલમાન નામકેહી મુસલમાન રહે હંય!" તો કે 'આમીન.' એટલે કે જ્યાં મોલ્વી સાહેબ જરાક અટકે ને દમ લ્યે કે સાંભળનારા 'આમીન' કહે. આમીન કહેવાનો મોકો છે કે નહિ તે વિચારે પણ નહિ! એનું એકજ કારણ છે કે આપણે કુર્આનને ફક્ત પોપટની જેમ પઢી ગયા છે. અર્થ કે ભાર જરાય સમજતા નથી!

આપણામાં સામાન્ય માન્યતા છે કે મરતી વખતે સૂરએ યાસીન પઢાવાય છે, હાફિઝજી કે મુલ્લાંજી આવીને સૂરએ યાસીન પઢે છે, તો પેલો માંદો માણસ મનથી ધારીજ લે છે કે 'હવે આપણા બાર વાગી જવાના છે!' એક વખતે એક ઇમામે નમાઝમાં સૂરએ યાસીન પઢી તો પાછળ એક મુકતદી મુર્છા ખાઇને બેભાન થઇને પડયો! 'તે જાણે કે હું હવે મરી જઇશ!' આવી છે આપણી માન્યતાઓ. આટલો બધો તા'લીમી પ્રચાર થયા પછી, લાખો વાઅઝો અને સેંકડો યૌમુન્નબીના જલ્સા થયા પછી પણ આપણે હતા તેના તે રહ્યા છે!

હજી સવા પાંચ રૂપિયાના ફાતેહા પઢીને ઝૂંગળામાં ભરી દેનાર પીરો આપણને ભરમાવી રહ્યા છે. હજીય મક્કાર મૌલ્વીઓ અને

ઢોંગી લીડરો આપણને બનાવી શકે છે ! એનું એકજ કારણ છે અને તે ઇકબાલના શબ્દોમાં કહીએ તો;

"ઉરકી ઉમ્મતકી સલામત તો કોઈ તુમમેં નહિ;
મયજો ઈસ્લામકી હોતી હય વોહ ઇસમુમે નહિ ?"

●

'કલ્બમેં સોઝ નહિ રૂહમેં એહસાસ નહિ;
કુચ્છભી પયગામે મોહંમદકા તુમેં પાસ નહિ !

●

જેનો કલ્મો ઝબાનથી પઢો છો તેને દિલમાં વસાવતા નથી, ઇસ્લામી કલ્ચરની મોટી મોટી વાતો કરો છો; પણ ઇસ્લામી કલ્ચરને બદલે ફિરંગી કલ્ચરને અપનાવી રહ્યા છે. મર્હૂમ અકબરે ખરૂંજ કહ્યું છે કેઃ

"વાસ્તા કમ હો ગયા ઈસ્લામકે કાનૂનસે;
હબ ગઈ આખિર મુસલમાની પેચી પતલૂનસે !"

●

'લિબાસો, ઈત્તેહાદો દીં વ ગૈરત એક હુકમેમેં;
નઈ તેહઝીબકા પેહ પેર હય યારબ કે મટકા હય ?"

●

'પ્રોફિટ ડે' ઉજવવા છે, સિરતુન્નબવી પર તકરીરો કરાવવી છે પણ નબીની સુન્નત પર કોઈને ચાલવું નથી !

ખેર ! ખુદા મને અને તમને બધાયને નેક તૌફિક અતા કરે !

માથા કરતાં પાઘડી વધુ મોટી અને ભારે થઇ ગઇ છે, છતાંય છેક ફેંકી દેવા જેવીય નથી એમ તો આપને ખાતરી થશે. કારણ કે આજેય તમે નબીના કેવાક ચાહક છો અને ખુદાના કેટલા ગ્રાહક છો તે કોઇ પુછતું નથી. અકબરના શબ્દોમાં કહીએ તોઃ

"નહિ હય ઈસ્કી પુરસિશ ઉલ્ફતે અલ્લાહ કિત્ની હય;
પેહી સબ પુછતે હેં આપકી તન્ખાહ કિત્ની હય ?"



આવાં માથાંભારે જમાનામાં માથા કરતાં પાઘડી મોટી હોય એ બનવા જોગ છે.

આ પવિત્ર રબીઉલ અવ્વલ માસમાં તમો જે કંઇ કરો છો, અને વિલાદત શરીફના શુભ પ્રસંગની યાદમાં જે ખુશાલી ઉજવો છો, તેની સાથે સાથે કંઇક માતમનો પણ ભાસ થાય છે. એનું કારણ એ છે કે આપણા મહાન પૈગંબર હઝરત મોહંમદ મુસ્તુફા (સલ.)નો જન્મ યાને વિલાદત અને વિસાલ પણ આ બાર દિવસની અંદરજ થયો છે. આ માસમાં ખુદાના તે મહાન પૈગંબરનો જન્મ થયો છે કે જેમણે પોતાનું સર્વસ્વ આપણને અર્પણ કર્યું છે. આપણા માટેજ જેમણે પોતાનું જીવન ફના કરી આપણને હેવાનમાંથી ઇન્સાન બનાવ્યા; તે વાતની ખુશાલી ઉજવવી વાજબી છે. પણ એમણે આપેલું તે સર્વસ્વ આપણે ખોઈ બેઠા છે, આપણા ઉપર રાખેલો ભરોસો આપણે ગુમાવી બેઠા છીએ, એ માટે માતમ કરવી જરૂરી છે !

તમે તમારાં ઘરોને મજલિસોથી આબાદ કરો છો; પણ કદી દિલની ગુફાનું દર્શન કર્યું છે ? આપણા તે મહાન પૈગંબરે કોહેહિરાની ગુફામાંથી જે કંઈ મેળવીને આપણને અર્પણ કર્યું તે આપણે બેખબરીથી ખોઇ દીધું છે. આપણા દિલના અંધારાને દૂર કરવા આપણે કંઈ પ્રયત્ન કર્યો નથી. શરીરનો મેલ ધોવા તો સનલાઇટ સોપ વાપરો છો પણ મનનો મેલ ધોવા કેમ પ્રયત્ન કરતા નથી ?

રબીઉલ અવ્વલની યાદ આપણા માટે ખુશીનો સંદેશ એટલા માટે છે કે આ માસમાં ખુદા તરફથી તેનો ખાસ બંદો જગત માટે રહમત બનીને આવ્યો; જેનાં મુબારક પગલાંથી જગતની તમામ બુરાઇઓ નષ્ટ-ભ્રષ્ટ થઇ ગઇ. ઝુલ્મ, ફિસાદ અને પાપોની અંધારી

ઘટા દુર થઈ, કુસંપ ગટયો, વરમોના તરો સંધાઈ ગઇ, ઇન્સાની ભાઇચારા અને એકતાએ દુશ્મની તથા ઝેર-વેરનો, દ્વૈષ-કલેશનો જડ-મૂળથી નાશ કર્યો. અને કુફ તથા ગુમરાહીની જગ્યાએ ન્યાયનું રાજ સ્થપાઇ ગયું.

પરંતુ એ સુખનુ સ્વપ્નું ઉડી ગયું અને દુન્યા પાછી દુઃખી બની ગઈ. ઇન્સાની જુલ્મો અને અનીતિનો અંધકાર, પાછો ખુદાઇ પ્રકાશને ઝાંખો કરવા ચોમેર ફરી વળ્યો. સત્યની આબાદ ખેતી જુલ્મના ઝંઝાવાતથી ઉજ્જડ થઇ ગઈ! મનુષ્યોના ભટકેલા ટોળાનું કોઇ માર્ગ-દર્શક ન રહ્યું. રક્ષકોજ ભક્ષક બની ગયા, ખુદાની ખાસ જમીન બીજાઓને સોપાઇ ગઈ, અને હક્કનો કલેમો પૃથ્વી પરથી મટી ગયો! **"ઝહરલ ફસાદો ફિલ બર્રે વલ બાહ્ર, બેમા કસબત અય દિનનાસ."** અર્થાત પૃથ્વીની સપાટી ઉપર જમીન અને સમુદ્ર બંનેમાં ઇન્સાનોએ ઉત્પન્ન કરેલ શરારતથી ફસાદ પથરાઇ ગયો! રબીઅનો અર્થજ બહાર ઉર્ફે વસંત છે. આ રબીઉલ અવ્વલ માસ, આપણા માટે ખુશીની બહાર માત્ર એટલા માટે હતી કે એ માસમાં દુન્યાની ગુમરાહીની પાનખર પલ્ટાઈ ગઇ અને કલમએ હકની 'મોસમે રબીઅ' યાને સાચી મઝહબી વસતનાં દર્શન થયાં! પણ આજે તો એ ઇસ્લામની વાડીની વસંતમાં ઝાંખરાંનાં દર્શન થઇ રહ્યાં છે! આજે ઇદે મીલાદને પ્રસંગે તમે જરા તમારા દિલની ખાતાવહીમાં જમા ઉધારનું પાસું તપાસી જુવો. જે ઇમાનની મૂડી તમને સોંપવામાં આવી હતી, જે શ્રદ્ધાની દોલત તમને અમાનત તરીકે અપાઇ હતી તે કયાં ગઇ! ઝિંદગીની રૂહ જે તમારામાં ફુંકવામાં આવી હતી તે કયાં ગઇ? અરો તમારો રિઝર્વ કરાવેલો ખુદા, ખુદ તમારાથી આજે કેમ રૂઠી ગયો! શું રબીઉલ અવ્વલમાં આવનાર તે મહાન પેગંબરે તમને ખુદાનો વાયદો પહોંચાડયો નથી કે "ઇઝ્ઝત માત્ર તમારેજ માટે છે અને પૃથ્વી ઉપર એ દોલતનો બીજો કોઇ વારસ નથી!" **"ઈન્નલ ઈઝ્ઝતા, લિલ્લાહે વલે રસુલેહી, વલિલ મોઅ્મેનીન, વલા કિન્નલ મુનાફેકીના લા યઅ્લમૂન."** એટલે કે 'ઇઝ્ઝત અલ્લા-હને માટે અને તેના રસૂલને માટે અને મોમિનોના માટે છે. પરંતુ જેના દિલ નિફાકથી ગુમ થયાં છે તેઓ એ ભેદથી અજાણ છે.

ફરી પાછો કેનો પટો આવ્યો? તમારાથી ઇઝ્ઝતે મ્હોડું ફેરવી લીધું અને ઝિલ્લત તમારી ઉપર સવાર થઇ ગઇ! શું **"વકાના હક્કન અલયના નસરૂલ મોઅ્મેનીન"** અર્થાત મુસલમાનોને ફતેહ-બક્ષવી અને મદદ કરવી અમને જરૂરી છે. એ ખુદાઈ સંદેશ તમને પહોંચાડવામાં ન્હોતો આવ્યો? ખુદા તો પોતાના વચનમાં દૃઢ રહ્યો છે; પણ તમે ખુદા સાથે કરેલો વાયદો પાળ્યો નથી; તેનું એ પરિણામ છે! તમેજ તેની સાથે બેવફાઈ કરી, ખુદાના 'પવિત્ર સંબંધ'ને ગફલત અને બુરાં કામોમાં પડી તોડી નાખ્યો. ખુદાની બંદગીને ત્યાગી નફસની બંદગી કરવા લાગ્યા, ખુદાના બંદા મટી વાસનાના ગુલામ બન્યા!

**"ઝાલેકા બે અન્નલ લાહા, લમયકો મોગય્યેરન નેઅમતા અનઅમહા, અલા કવમીન હત્તા યોગય્યેરૂ, મા બે અન ફોસેહિમ, વ અન્નલ્લાહા સમીઉન અલીમ."** ખુદા કદી કોઇ કોમને આપવામાં આવેલી નેઅમતથી મહરૂમ કરતો નથી; જ્યાં સુધી તે કોમ પોતે પોતામાં ફેરફાર કરે નહિ. ખરેખર, અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે. હમણા પણ ખુદા તમારા જ માટે છે; પણ શરત એ છે કે તમે પણ ખુદાને માટેજ, બીજાઓના મટી ખુદાના

થઇ જાઓ.

"ઈન તનસોરૂલ્લાહા યનસોરકુમ, વ યસબ્બિત અકદામકુમ." એટલે કે જો તમે ખુદાના કલમએ હકકની મદદ કરશો તો અલ્લાહ પણ તમારી મદદ કરશે. અને તમારામાં દ્રઢતા પેદા કરશે. અલ્લાહને 'હાઝર નાઝર' જાણીને કોર્ટમાં ધડાધડ જૂઠ બોલનારા આપણા બિરાદરો આથી કંઇ ધડો લેશે કે? આપણા કાનમીયા બિરાદરો ઘણી બાબતમાં સરહદના તાયફાવાળાથી મળતા આવે છે. કદમાં, દેખાવમાં, બહાદુરીમાં, જોહાલતમાં, અંદર અંદર ભાઇ ભાઇની ખૂનામરકી કરવામાં, મહેમાનદારીમાં વગેરે ઘણી બાબતમાં તો સરખા છીએ; પણ દુન્યાના વિશેષ લોભમાં પડવાથી આપણે ઇમાનની દ્રષ્ટિએ કમજોર બની ગયા છીએ; ત્યારે સરહદી બિરાદરો આપણા કરતાં ઇમાનમાં ઘણા મજબૂત રહ્યા છે બિવરલી નિકોલસ નામે એક ગોરા લેખકે હાલમાંજ હિંદ વિષે એક પુસ્તક લખ્યું છે; તેમાં હિંદની બારે વગોવણી કરી છે; પણ સરહદના પઠાણોના ઇમાનની ખૂબ તારીફ કરી છે. પઠાણ બચ્ચો એટલો સાચો હોય છે કે જો તે સરકારી નોકરીમાં હોય છે તો ઉપરી અધિકારી પાસે રજા માગે છે કે; "ફલાણા માણસનું મારે ખૂન કરવું છે માટે મારી પંદર દિવસની હકકની રજા મંજૂર કરો." કેટલું ભયંકર છતાં સાચું ઉદાહરણ! ખૂન કરવા રજા માગે અને તેના પરિણામની દરકાર પણ ન રાખે! આપણે તો આંકફરકના નંબર લગાવતાં પકડાઇ જઇએ કે દારૂ વેચતાં પકડાઈ જઇએ તો એક નહિ હજાર વાર જૂઠ બોલીએ. જુગાર હરામ, શરાબ હરામ, છતાં શીશાના શીશા ઢીંચી જવાય છે, અને શરાબનો ખાનગી વહેપાર પણ થાય છે! અફસોસ કે જીવતાં ઝમઝમ અને મર્યા પછી આબે કૌસર પીવાની તમન્ના રાખનાર મુસ્લિમો શું કરી રહ્યા છે?

અફસોસ કે ખુદાની વેહદાનીયતના ઠેકેદારો, બીજાઓની મૂર્તિપૂજાને તિરસ્કારનારાઓ કાગળ ને કામડાંનાં તાબૂતની પૂજા કરે છે, નઃપીર હોય તેની કબર પર લીલો ગિલાફ ચઢાવી પીર ઠેરવી તેની પૂજા કરે છે અને ઉર્સ કરી મેળા ભરી જુગારને આમંત્રણ આપે છે, સવાબે દારૈન હાસિલ કરવા સાંઢો નચાવે છે! આકાએ નામદારના નામ લેનારા, ખુદાની વહદાનીયતના સાચા શયદાઇના આ રંગઢંગ છે? દુન્યા એ રંગઢંગ જોઇને દંગ થઇ ગઇ છે! બીજાનાં આગણાં વાળવાની પછી વાત કરો પહેલાં પોતાનું ઘર સાફ કરો.

તમે મીલાદના જલ્સાઓ યોજો છો, આકાએ નામદારની સના, સીફત, અને ના'તના ગાણાં ગાઓ છો; પણ ભૂલથીય એ યાદ આવતું નથી કે તમારી છબ જેની યાદ માટે મોટા મોટા દાવા કરે છે; તે દાવાને તમેજ અમલથી જૂઠા પાડો છો! તેનું આગમન તો જગતમાં એટલા માટે થયું હતું કે એક માણસને બીજા માણસની બંદગીથી રોકવો, અને અલ્લાહની બંદગીના સીધા માર્ગે ચઢાવવો. મો'મીન ન તો કોઈ બાદશાહની ગુલામી માટે છે, ન કોઈ મનુષ્યની શકિત આગળ નમી જવા માટે છે. બલ્કે તેના શિરને ઝુકવા માટે એકજ ચોખટ અને તેના દિલને ઝુકવા માટે એકજ ઇશ્ક છે. તેના પગો માટે એકજ બેડી, અને તેની ગરદન માટે એકજ ઇતાઅતનો તોક છે! અલ્લાહ સિવાય મુસ્લિમ બીજા કોઇથી ડરી શકતો નથી. પણ આજે તો અલ્લાહના કામ માટે આંખ આડા કાન કરી, નબીના ફરમાનને ગજવામાં ઘાલી, અમલદાર બોલાવે તો દોડયા જાય છે! મઝહબ તો જાણે મસ્જિદના મુલ્લાઓ માટેજ ગિરો રખાયો

હોઈ, મોટા માણસો મોટાઇ મેળવવા, દુન્યવી શાન દેખાડવા, ખિતાબરૂપિ લયલાના મજનૂ બની સરકારની દેવડી પર ગરતક ઝુકાવે છે. અકબરના કહેવા પ્રમાણે તેમની નફ્ફટાઇ તો જુવો :

"દિલેરી સિખાતે હય હમકો યે કેહકર;
જહન્નમસે ડરના બડા બુઝદિલી હય!"

વાહરે! તમારી દીલેરી અને વાહરે તમારી હિંમત! તે હિંમતની કીંમતનો અહીં નહિં ત્યાં થશે!

આગેવાનોને ભરવાડ, અને અનુસરનારાઓને ઘેટાંની ઉપમા આપું છુ. જ્યાં આગેવાનોજ ધર્મથી કોરા હોય; ત્યાં અનુસરનારાઓની તો વાતજ શી કરવી? જગતના બધાજ મઝહબો પૂર્વથીજ પ્રગટયા છે; છતાં આજે તો એ હાલત છે કે ધર્મ પણ ધીરાણ પટે યુરોપ અમેરિકાથી આયાત થઇ રહ્યો છે. આજની હાલતનું વધુ તો શું વર્ણન કરૂં!

"ભાગી ગઈ મસ્જીદથી કાઉન્સીલમાં મુસલમાની,
વિદ્યાલયેથી નાસી હોટલમાં ગયા જ્ઞાની,
ધાંધલમાં પડીને સૌ જ્ઞાની થયા અજ્ઞાની;
ભેજું નથી સલામત ત્યાં બુદ્ધિ રહે શાની?"

●

'નારએ તકબીર' તો કે 'અલ્લાહો અકબર!' કહેવરાવીને ભડકાવનારા આપણા આગેવાનોની અંતરની અભિલાષા જાણો છો? ન જાણતા હોય તો સાંભળો!

"કૌમકે ગમમેં ડિનર ખાતે હેં હુક્કામ કે સાથ;
રંજ લીડરકો બહોત હય મગર આરામકે સાથ!"

દિલમાં તો કૌમની ચિંતા છે; જ્યાં અમલદારોની સાથે ડિનર પાર્ટીઓ અને ઓટહોમમાં પેટની પૂજા થાય છે! લીડરના મનની વાત કહું?

"અન્ન ખાયે રોટલા પકવાન બસ મુજને મળે,
રેશ દરિયામાં પડે મારી અભિલાષા ફળે,
જો જાએ મરકો કહે 'એકાર' કો' મોં પર મને;
રોજ સાહેબને નમું હું તોજ મુજને કળ વળે!"

●

"હું ખિતાબો કાજ હરદમ થાઉં છું ઉપર તળે,
રોજ છાપામાં છપાઈ નામ મારૂં નીકળે!
હું ચણું ના સાહેબોની ભક્તિથી નિશદિન કહી;
ચાલુ હોયે તો ભલે નિજસ્થાનથી મેરૂ ચળે!"

●

હું લીડરોની વાત કરૂં છું, તેથી કોઈ ભડકી ન જાય. જનાબ જિન્નાહ તો એકડો છે. એ એકડા સિવાયનાં પેલાં બીજાં ખિતાબધારી મીંડાંઓ છે; તેમની હું વાત કરૂં છું! જો તેમને ખિતાબ મૂકી દેવાનું કહેવામાં આવે તો લીડરીનેજ મૂકી દે! તેમની બંને તરફ વાગતી ઢોલક જેવી મનોદશા હું શું વર્ણવું!

"મહા સનમની ને મિત્રોની મ્હેર ચાહું છું.
અને બસ આઠ પ્રહર લીલા લ્હેર ચાહું છું,
બેઉ ટંક પેટ ભરી ધરવા સાર 'એકાર';
બસ ફક્ત એક હું આરામ ઘેર ચાહું છું!"

એવી એ આપણા નામના લીડરોની હાલત છે.

●

બંદગીને માટે એકને બદલે અનેક ખુદા પેદા કર્યા તેનુંજ આ પરિણામ છે! આ રબીઉલ-અવ્વલ માસ ઇન્સાનની આઝાદીનો પેદા થવાનો મહીનો છે, અને ગુલામીની મૌતની જાહેર યાદગાર છે. એ માસમાંજ કલેમએ હક્ક સજીવન થયો અને એમાંજ કુફ્રની લાનતથી પૃથ્વીને નજાત મળી! આજે તો આપણે એક ગુલામોના ટોળાસમાન છીએ! નફ્સની ગુલામી, વાસનાની ગુલામી, પૈસાની ગુલામી, અરે! અલ્લાહ સિવાયની બીજી બધીય વસ્તુઓની ગુલામી આપણે સ્વીકારી લીધી, અને પછી પેલા પીપળાને પુજનારાઓ તરફ સૂર્યને નમનારાઓ તરફ, પત્થર પર માથું અફળનારાઓ તરફ હસવાનો આપણને શો અધિકાર છે? કબ્રની પૂજા કરતાં કરતાં આપણેય હાલતી ચાલતી કબ્રો જેવા રહી ગયા છીએ. ન તો તમારામાં તે શક્તિ છે ન તો મહંમદી રૂહ છે! જગતના માર્ગમાં રોડાંની સમાન તમે અટવાઇ રહ્યા છો. 'ઉરવએ હસનહ'થી મોઢું ફેરવી લઇ, ઉલ્ટા પથે વિચરનારાઓ પોતાના ઘરમાં હીઝ માસ્ટર્સની રેકાર્ડોમાં શોખથી સાંભળી રહ્યા છે કે;

"હમસે બચ કરકે જન્નત કિધર જાએગી?"

લ્યો જાણે એમણે જન્નતનો ઠેકો લઇ લીધો છે? ચાલો હજી એય સારું છે કે ગ્રામોફોન અને રેડીઓવાળા આપણાં અંતરોને પામી જઇને કુર્આન ખ્વાનીનાં તો પ્રોગ્રામો પણ રાખતા થયા છે! ઠીક છે રેડીઓ ને ગ્રામોફોનદ્વારા પણ આપણી મુસલમાની તો જળવાઈ રહે છે? યાદ રહે કે 'ખુદા દાખડાને જોતો નથી પણ તેની અંદરના ઝવેરાતને જુવે છે તમે જાણે મોઢેથી કલ્મો પઢો પણ અંતરમાં નબીની ઉલ્ફતનો છાંટો ન હોય તો એ બધું નકામું છે. ખેર! ખુદા આપણને તેના નબીની તાબેદારી કરવાની નેક તૌફિક અતા કરે અને વિલાદતનો ખરો અર્થ સમજવાની શકિત અર્પે.

'બુખારી' 'મુસ્લિમ'માં હદીસ શરીફ છે કે "ખરો અને પુરો મુસલમાન તેજ છે કે જેની જીભ અને હાથથી મુસલમાનો બચેલા રહે." "એક મુસલમાન બીજા મુસલમાનનો ભાઇ છે, ને તેના ઉપર ઝુલ્મ કરે નહિ!" આ ખુદ આપણા પૈગંબર સાહેબે પોતાની ઝબાન મુબારકથી ફરમાવ્યું છે; પણ આપણે તો એક વેંતની ઓટલી માટે, ખેતરના સેડા માટે, કે ભેંસના ખીલા માટે લડી મરીએ છીએ!

રસુલ્લિલ્લાહે (સલ.) ફરમાવ્યું છે કે "કુસ્તીમાં પછાડે તે પહેલવાન નથી; પણ ખરો પહેલવાન તો તે છે કે જે ક્રોધ વેળા પોતાના જીવ પર કાબૂ રાખે. એક વખતે આં હઝરતને કહેવામાં આવ્યું કે "યા રસુલિલ્લાહ! મુશરિકોને માટે બદદુઆ કરો. તો આપે ફરમાવ્યું. કે હું બદદુઆ કરનાર બનીને આવ્યો નથી; પણ રહમત બનીને આવ્યો છું." એજ પ્રમાણે હરેક મુસલમાન જગત માટે રહેમત બનીને રહે ઝહેમત બનીને નહિ! "વમા તોફિકી ઇલ્લા-બિલ્લાહ!"

## યુવકને........!

અનુકૂળ ઋતુનો સહકાર સાધી
તે અવરોધના સઘળા પર્દાઓ ફાડી
જરા આંખ ખોલીને જો ઓ સુભાગી!
યુવાની ઉઠી આજ વળખાઇ પાછી

એ, ગૌરવ ભરી નવ તકો તું જતી કર!
જગત માંહે ક્રાંતીની ગુંજ ગાજતી કર!

ભલાઇનો જગ માટે પૈગામ લઇને
બુરાઇ સદંતર તું તરછોડી દઇને
તું નિજ કૌમનો સાચો સેવક થઇને
બલીદાન પંથે તુ દોડી જઇને

ઉઠ આપ, નવ જવાં ઘોર નિંદ્રા તજીને!
અમલ કેરા શણગાર દિલથી સજીને!

પડયા લીડરો અહીં ઇલેકશનમહીં જ્યાં
કવિ કૌમનો પડયો ફેશનમહીં જ્યાં
યુવાનો પડયા રૂપ-દર્શનમહીં જ્યાં
જીવન આવી પડયાં છે રેશનમહીં જ્યાં

પછી કૌમની કોણ નૌકાને તારે;
પછી કોણ એઓથી એને ઉગારે.

ખબર છે દશા શું થઇ ગાફિલોની
તે નમરૂદ, ફિરઔન સમ સંગદિલોની
રહી નવ નિશાની કે એ જાહિલોની
નસીહત લે જોઇ દશા બેસદ્દિલોની

યુવાનીની જોહર તું ચમકાવતો ઉઠ!
અમલથી એક આલમને શોભાવતો ઉઠ!

—'મુન્શિફ' (કંથારીઆ)

## "કિનારો કરૂં છું."

●

બુરાઇથી બચવા વિચારો કરું છું,
સુધરવા પ્રયત્નો હજારો કરું છું.

પછી કામ કોઇ નઠારો કરું છું,
ફરી એનો અફસોસ ધારો કરું છું.

છતાં બેખબર એજ ઇન્સાન છું કે,
અધમતાના પંથે પસારો કરું છું.

હું સમજું છું સમજીને ભૂલો કરું છું,
અને સાથે દુઃખને ઇશારો કરું છું.

નિરોગીપણું ક્યાંથી આવે શરીરે,
સંયમતા તજી રોગચારો કરું છું.

કરું છું ઘણા પાપ હું છાના છાના,
અને શાણપણનો સતારો કરું છું.

જીવનમાં મજા શું, એ જીવન વૃથા છે,
જો નિશદિન બદીમાં વધારો કરું છું.

કસમ છે સંયમ દિલને 'મુજરિમ' કરીતું,
કહી દે બદીથી કિનારો કરું છું.

●

—'મુજરિમ' જેતપુરી.

ઉર્દૂ-સાહિત્યના

મુસ્લિમ

# મહાન શાઇરો

'ફાની', 'હાલી', 'સીમાબ'
'સાઈલ' અને 'સાકિબ'



**'સાઈલ' દહેલ્વી સાહબ:**—નવાબ સિરાજુદ્દીન અહમદખાં નામ-અબૂ મુઅઝઝમ ખિતાબ-'સાઇલ' ઉપનામ-૨ શવ્વાલ હિજરી સન ૧૨૮૧ ઇ. સ. ૧૮૬૮માં પૈદા થયા. તેમની પૈદાશ વખતે મિર્ઝા 'ગાલિબે' ફારસીમાં કત્આત લખ્યા છે. જે તેમની ભવિષ્યની ઉજવળતા બતાવે છે. નવાબ મિર્ઝા શાહબુદ્દીન અહમદખાં 'સાકિબ'ના ત્રીજા પુત્ર-લોહારૂના જાગીરદાર. નવાબ ઝિયાઉદ્દીન અહમદખાં 'નૈયર'ના પૌત્ર થાય છે. તેમની વંશાવળી જોતાં મિર્ઝા 'ગાલિબ' મિર્ઝા ઝિયાઉદ્દીન અહમદખાંના બનેવી થાય છે. છ વર્ષના થયા હશે કે પિતા દુન્યાને છોડી ગયા. દાદા અને કાકા પાસે રહી તાલીમ લીધી. નવાબ ગુલામ હુસૈન 'મહવ', શાગિર્દ મિર્ઝા ગાલિબ અને રાહઝાદાં અબ્દુલ્લાખાંની 'અર્શદ' જેવા ઉસ્તાદોની શાગિર્દીનો લાભ મળ્યો. ૧૪ વરસની ઉમરમાં તો મુશાઇરામાં ગઝલો વાંચવા માંડી. ઉપનામની બાબતમાં એમ કહેવાય છે કે નવાબ સઅદુદ્દીન અને અન્ય સાહેબો બેઠા હતા તેવામાં એક શરીફ અને સવાલી સૂરતવાળા ઇન્સાને આવી સલામ કરી અને કહ્યું કે સાઇલ છું. ત્યારથી આપે પોતાનું ઉપનામ 'સાઇલ' રાખ્યું છે. ત્યારબાદ 'દાગ'ના શાગિર્દ થયા, આપ 'દાગ'ના જમાઇ પણ હતા. 'દાગ'થી મળતો ચહેરો છે. પોતેજ કહે છે કેઃ-

"શરીક કરતે હૈં એરાદ હમ તખલ્લુસ પર,
હુવરકો છોડકે નિસ્બતસે ખાકસાર હૂં મૈં.
'ઝહીરો' 'ગાલિબો' 'અર્શદ'કા હું જિગરગોશા,
જનાબે 'દાગ'કા તલમીઝ વ યાદગાર હૂં મૈં.
અમીર કરતે હૈં ઇઝઝત મેરી હું વોહ 'સાઇલ',
ગુલોંકે પેહલૂમેં રેહતા હું એસા ખાર હૂં મૈં.

આપ ૧૫ સપ્ટેમ્બર ૧૯૪૫ ના રોજ સવારના ૬ વાગે સદાને માટે આ દુન્યાથી કૂચ કરી ગયા છે ખુદા મર્હૂમને જન્નત નસીબ કરે આમીન.

'ગંદનફર' સોનપતીએ તારીખ કાઢી છેઃ—

'કે અબ હૈ દિલપે દાગે હિજ્રે સાઇલ'
૧૩૬૪ હિજરી.

'તમન્ના' બિજનૌરીએ પણ તારીખ કાઢી છેઃ-
'બ જન્નતે જાનશીને દાગે આસૂદ.'

ઈ. સ. ૧૯૪૫.

'સાઇલ' સાહબની ભાષા વિષે શું કહેવું? જુની પુરાતન દહેલીની ભાષાના નમુના રૂપ છે. શાયરીના યુગ પહેલાં ગઝલ કે નઝમને મુશાયરાઓ કે બીજી મેહફિલોમાં તરન્નુમથી વાંચવાનો રિવાજ ન હતો, પરંતુ આપે પ્રથમ શરૂઆત કરી જેનું આજે હિંદના બધાયે કવિઓ તેમનું અનુકરણ કરે છે. આપે એક લાખથી પણ વધુ શેઅરો લખ્યા છે. પરંતુ હજી લગી ન કોઈ દીવાન પ્રગટ થયું છે. શાઇરીની સેવામાં આપે ૬૬ વર્ષ વીતાવ્યાં છે.

તેઓ પોતે કહે છે કે ન તો મારી શાઇરીમાં ફિલ્સુફી છે ન તો ઉચ્ચ ગહનતા, ન તો પ્રેમના આડંબર, ન તો તત્વજ્ઞાન, હું તો ફકત મારા ઘરની અને શહેરની બોલીને ઓરિયા તુટયા શબ્દોમાં રજુ કરું છું. અત્યાર લગી આપનું એક પણ દીવાન પ્રગટ થયું

નથી, કે જેને વાંચી શાઇરીના મતવાલાઓ પોતાની તરસ છીપાવી શકે.

તેમના મરણની નોંધ લેતાં લાહોરના ઉર્દૂ માસિક 'આલમગીર'ના તંત્રી સાહબ પોતાના નવેમ્બર ૧૯૪૫ના અંકમાં લખે છે કેઃ— "જનાબ 'સાઇલ' સાહબ જુના રીતરિવાજના જીવતા ને જાગતા નમૂના સમાન હતા. આપના મરણથી મોગલ ખાનદાનનો અંતીમ દીપક પણ બુઝાઇ ગયો, અને જનતાની છેવટની યાદગાર પણ ખુદાએ લઇ લીધી, મર્હૂમ નવાબી ઝિંદગીમા ઉછર્યા હતા. તેથી તેમની શાઇરી પણ એજ રંગ પર છે. તેઓ વાંચકોને ભાષા અને મહાવરાનો પુષ્કળ ખજાનો છોડી ગયા છે, જેનાથી શાઇરીના ચાહકો ઘણા વરસ લગી તેનો લાભ ઉઠાવી શકશે."

જુઓ આપની શાઇરીના થોડાક નમૂનાઃ-

"ખ્યાલ ચાહિયે ઇન્સાંકો આબરૂકે લિયે,
નઃ પેટ કેઃ તિન્કે ચુને દિલકી આરઝૂકે લિયે."

× + ×

"સાઇલ સવાલ કરકે, ન ખોના આબરૂ તુમ,
દુન્યામે એક ચીઝ હૈ બસ આદમીકી બાત."

+ × +

"આસાન નઝર આયે હરએક મુશ્કિલે દુન્યા,
દે સાથ અગર હિમ્મતે મરદાના કિસી'કા."

× + +

"બેહબી કોઇ રોના હૈ કે દો અશ્ક ભર આયે,
આંખોમેં લહૂ બનકે દિલ આયે, જિગર આયે."

+ × ×

"હવા પર હુએ જિસ દિન મેરી ફરયાદકે ટુકડે,
ઉડા દાલેંગે ઇસ ચર્ખે સિતમ ઇજાદકે ટુકડે."

+ × +

"બન ગયે સાઇલ તો કયા શાને ઇમારત મીટ ગઇ,
દેખનેવાલે નહીં ખાતે હૈ ધોકા નામસે."

× + +

"દરબાનકો તાકીદ હૈ દરવાઝે પે રોકો,
આયન્દા કીસી બેસમે 'સાઇલ' અગર આયે."

× × +

**'સાકિબ' લખનવી સાહબઃ**—મિર્ઝા ઝાકિર હુસૈન કઝલબાશ નામ-'સાકિબ' ઉપનામ-લખનૌ વતન-ઈ. સ. ૧૮૬૯માં પૈદા થયા. વડદાદા હાજી આગાકઝલબાશ શાહ તુહમાસ્પ સફવી (ઇરાનના શાહ) ના ખાસ ઉમરાવોમાંના હતા. બસો વરસનો યુગ વીત્યા પછી હિંદ આવ્યા. પિતાનું નામ મૌલવી આગા મુહમ્મદ અસ્કરી કઝલબાશ જે પછીથી મિર્ઝા મુહમ્મદ હુસૈનના નામથી જાણીતા થયા. પ્રાથમીક શિક્ષણ જુના રીતરિવાજ પ્રમાણે મેળવ્યું. શાઇરીનો અભ્યાસ પણ લખનૌની શાળામાં કર્યો. 'સફી' અમરોહીથી ઇસ્લાહ લેતા. આજથી ૨૫ વરસ પૂર્વે તેમની શાઇરીની ચર્ચા આખા હિંદમાં થતી હતી. ઈ. સ. ૧૯૦૮માં રાજા સાહેબ મહમૂદાબાદને ત્યાં આવ્યા. સાદગી, સરળતા, ભાષાની શૈલી વગેરે તેમની કૃતિઓનાં જૌહર સમાન છે. હુસ્ન અને ઇશ્ક (સૌંદર્ય અને પ્રેમ)ની તકરાર ઇશારાઓ અને કિનાઅતોમાં કરવી એ આપનું મુખ્ય અંગ છે 'સાકિબ' સાહબ આજે ૫૬ વરસથી પોતાની શાઇરીથી ઉર્દૂ સાહિત્યની સેવા બજાવી રહ્યા છે. એટલી ઉમરમાં પણ આપની એજ ધગશ છે કે શાઇરીમાં ભાષા 'મીર'ના જેવી હોય, અને વિચારો 'ગાલિબ' જેવા હોય. આપનું દીવાન મહમૂદાબાદના રાજા સાહેબે ઘણી ખૂશીની સાથે પ્રગટ કર્યું છે.

જુઓ આપની શાઇરીના થોડાક નમૂનાઃ-

"ખળા હું હશ્રમેં કાતિલકા નામ યાદ નહીં,
દિલજબવાલે તૂહી એક ઝરા બતા દેના.
જહાંતક આંખમેં આંસૂ થે રોકે દેખ લિયા;
કે દિલકી આગકા મુમ્કિન નહીં બુઝા દેના.

મૈં અપને હાલપે રાતા હૂં જરાહતે દિલ;
વોહ તુજકો દેખને આયે તો મુસ્કરા દેના."

× + +

"જો એહલે દિલપે ગુજરતી હૈ તુજપેભી ગુજરી હૈ,
સુના દૂઆ જો કિસ્સા ઉસે સુનાઉં ક્યા?
તેરે બનાયે હૂએ નકશેકો ખિઆળ આયા,
કરીમ હશ્રકે દિન તુજકો મુંહ દીખાઉં ક્યા?

+ × ×

"ગુલશનમેં કહીં બૂએ હમસાઝ નહીં આતી;
અલ્લાહરે સન્નાટા! આવાઝ નહીં આતી!
બરગશ્તા હૂઈ દુન્યા રસ્મો રહે ઉલ્ફતસે,
એક મેરી તબીઅત હૈ જો બાઝ નહીં આતી."

× + +

જુઓ તેમની શાઇરીની થોડીક પંક્તિઓઃ–
"દેર તક ઇસ શુબહમેં દેખા કિલાસ,
મૈં: કિસ કાફિરકી અંગડાઇ ન હો."

× × ×

"એહલે મેહશર દેખલૂં, કાતિલકો તો પેહચાનલૂં,
ભોલીભાલી શિક્લથી ઔર કુછ ભનાસા નામથા."

× × +

**'સીમાબ' અકબરાબાદી સાહબ:—** આશિક હુસૈન નામ-'સીમાબ' ઉપનામ-હઝરત 'દાગ' દહેલ્વીના શાગિર્દ-આગ્રાના રહેવાસી. મૌલ્વી મુહમ્મદ હુસૈન સિદ્દીકીના પુત્ર-ઇ. સ ૧૮૮૦માં આગ્રામાં પેદા થયા. પૂર્વની વિદ્યા મેળવ્યા પછી ગવર્નમેન્ટ કોલેજ અજમેરમાં પશ્ચિમની વિદ્યા પ્રાપ્ત કરી. કેટલાય વર્ષો લગી આપે રેલ્વે ખાતામાં નોકરી કરી. પોતાની બાપાની સેવા તેમજ શાઇરીના શોખ કારણે લાચાર થઈ નોકરીને તિલાંજલી આપી. આગ્રા સ્કૂલનો પાયો આપેજ નાખ્યો છે. આપના અગણિત શાગિર્દો-શિષ્યો છે. નઝમ અને ગઝલ બંનેમાં આપ અજોડ છે. મૌલાના પોતાનાજ વિષે કહે છે કે-"હું શાઇરીમાં ફિલ્સફીની દકીક અને મઆરિફાના ચિન્હો પસંદ કરું છું. હું તે શાઇરીની વિરૂધ્ધમાં છું જે ફક્ત પ્રેમ અને ઇશ્ક તેમજ સુંદરતાના વખાણો વિષે હોય. મારી શાઇરીનો વિષય હુસ્ને મહઝ અને ઇશ્કે મહઝ છે." જાણે આ મિજાઝી દુન્યાથી હઝરત સીમાબને કંઇ સંબંધજ નથી. દુન્યાની મહબ્બતથી તેમને દિલ ચસ્પીજ નથી ફક્ત તેઓ જલ્વએ હક્ક ખુદાવંદીમાં પોતાને ગુમ કરી ચુક્યા છે. તેમનો દેશ વિસ્તારપૂર્વક છે, તથા તેમની નજરો સિતારાઓ અને આકાશોથી પણ ઉંચી દુન્યાની પ્રદક્ષિણા કરે છે. તેમના સંગ્રહો 'કારે ઇમરોઝ', 'સાઝો આહંગ', 'કલીમે અજમ'ના નામથી પ્રગટ થઇ ચૂક્યા છે.

જુઓ તેમની શાઇરીના થોડાક નમૂનાઓ:–
"હર ચીઝ પર બહારથી હર શયપે હુસ્ન થા;
દુન્યા જવાન થી મેરે એહદે શબાબમેં.

× + ×

"ઝબ્તસે ન આશના હમ, સબ્રસે બેગાના હમ,
અંજુમનમેં હૈં શરીકે ખિદમતે પરવાના હમ."

× + +

"કહાની મેરી રૂદાદે જહાં માલૂમ હોતી હૈ;
જો સુનતા હૈ ઉસીકી દાસ્તાં માલૂમ હોતી હૈ.

× + ×

"ઇન્સાનકા કોઇ કામ બાકી રેહ જાયે;
મરતેપે ભી દુન્યામેં નામ બાકી રેહ જાયે.
બાકી હૈ ફના કે બાદ ભી વોહ 'સીમાબ',
જિસકા દુન્યામેં નામ બાકી રેહ જાયે.

× × ×

"તઅય્યુનાતકે પરદોંમેં છુપકે બેઠ ગયે,
હિજાબકા પેહ ઉન્હેં ઔર ભી બહાના થા."

× × ×

"સીમાબ કિસને અર્શસે આવાઝ દી તુમ્હેં;
કેહ દો કે ઇન્તિઝાર કરેં આ રહા હૂં મૈં."

× × +

**'હાલી' પાનીપતી સાહબઃ**—શાઇરીના સુધારક સમ્રાટ જનાબ ખ્વાજા અલ્તાફ હુસૈન હાલી સાહબ ઇ. સ. ૧૮૩૭માં પાણીપતમાં પૈદા થયા. તેમનો વંશ હઝરત અબૂ ઐયૂબ અન્સારી, સહાબી રસૂલે કરીમ (સલ) થી મળે છે. તેમના પૂર્વજો શાહ બદ્બનના યુગમાં હેરાતથી હિંદુસ્તાન આવી પાણીપતમાં વસ્યા. બાદશાહે તેમની ઇઝઝત કરી, તેમને પાણીપતનો પ્રાંત આપી, ત્યાંના સૂબા તેમજ કાઝી તરીકે નિમણૂંક કરી.

હાલીને વિદ્યા પ્રાપ્ત કરવાનો ઘણો શોખ હતો તેથી દિલ્હી આવ્યા. શાઇરીમાં ઉસ્તાદ મિર્ઝા 'ગાલિબ'ના શાગિર્દ થયા. ત્યાર બાદ નવાબ મુસ્તુફાખાં 'શેફતા', થાનાદાર દહેલ્વીથી મિત્રતા બંધાઇ. અને એ મિત્રતાથી તેમની શાઇરી વધુ દીપી ઉઠી ઇ. સ. ૧૮૫૭ના બળવા પછી લાહોર ગયા. ત્યાં આપને ગવર્નમેન્ટ ડેપોમાં નોકરી મળી. અને લાહોરમાંજ જનાબ મુહમ્મદ હુસૈન 'આઝાદ'ની સાથે રહી નેચરલ શાઇરીને દીપાવી. થોડા દિવસ પછી લાહોરથી પાછા દહેલી આવી અરબી સ્કુલમાં શિક્ષકની નોકરી સ્વીકારી. અહિં આપનો સર સૈયદ અહમદથી મેળાપ થયો અને પછી તો ગાઢ મિત્રતા બંધાઇ. એટલુંજ નહિં પરંતુ થોડા દિવસમાં તો આપ સર સૈયદના જમણા હાથ સમાન ગણાયા. અને સર સૈયદની કૌમી ઉન્નતિના એક કાર્યકર્તા થઇ ગયા. પછી સર સૈયદની પ્રેરણાથી ઇ. સ. ૧૮૭૯ માં આપે 'મુસદ્દસે હાલી' લખી; જેણે મુસલમાનોમાં એક ઇન્કિલાબ ઉત્પન્ન કરી મૂક્યો. તેઓ ગફલત ભરેલ નિદ્રામાંથી જાગી ઉઠયા અને તેજ વખતથી હિંદુસ્તાનમાં કૌમી શાઇરીનો પાયો પડયો. ઉર્દૂ–સાહિત્યમાં 'મુસદ્દસે હાલી' એક પ્રખ્યાત અને જીવંત પુસ્તક છે. ગદ્યમાં પોતાના ઉસ્તાદ મિર્ઝા 'ગાલિબ'નું જીવન વૃત્તાંત 'યાદગારે ગાલિબ' અને સર સૈયદનું જીવન વૃત્તાંત 'હયાતે જાવીદ' નામે બે પુસ્તકો પણ લખ્યાં છે. નેક નફ્સી એમના ખરેખર પૂરી થાય છે. ઉર્દૂ–શાઇરીમાં જે રીતે સાદગી અને ફિતરી અદાઓ જોવામાં આવે છે તેના કર્તા તો 'હાલી'જ છે. તેજ કારણે 'હાલી'ને નવી શાઇરીના 'પયામ્બર' કહેવામાં આવે છે. વિધવા અને ગરીબાઇ પર તેમજ હીટલરશાહી પર સૌથી પ્રથમ હાલીએજ આંસૂ વહાવ્યાં. સ્ત્રીને શિક્ષણ આપવુંજ જોઇએ તેની તરફેણમાં આપ હતા ઈ. સ. ૧૯૦૪માં ગવર્નમેન્ટ તરફથી 'શમ્સુલ ઉલમા'નો ખિતાબ મળ્યો. આપ ઇ. સ. ૧૯૧૪ માં આ ફાની દુન્યાથી સદાને માટે કૂચ કરી ગયા.

શેફ્તાએ તેમની મિત્રતાના સંબંધમાં કહ્યું છે કેઃ—

"શાયદ ઇસીકા નામ મહબ્બત હૈ 'શેફ્તા';
એક આગસી હૈ સીનેકે અંદર લગી હુઇ."

જુઓ તેમની શાઇરીના થોડાક નમૂનાઃ—

"અય ખાસએ ખાસાને રસુલ વક્તે દુઆ હૈ.
ઉમ્મતપે તેરી આકે અજબ વક્ત પડા હૈ.
જો દીન બડી શાનસે નિકલા થા વતનસે,
પરદેશમે વોઃ આજ ગરીબુલ ગુરબા હૈ.
જિસ દીનને યે ગૈરોંકે દિલ આકે મિલાયે,
ઉસ દીનમેં ખુદ ભાઇસે અબ ભાઇ જુદા હૈ.
છોટોમેં ઇતાઅત હૈ ન શફક્કત હૈ બડોમે,
પ્યારોમે મહબ્બત હૈ ન યારોમેં વફા હૈ.
ગો કૌમમે તેરી નહીં અબ કોઇ બડાઇ,
પર નામ તેરી કૌમકા યાં અબભી બડા હૈ.
ડર હૈ કહીં યેહ નામભી મિટ જાયે ન આખિર;
મુદ્દતસે ઇસે દૌરે ઝમાં મેટ રહા હૈ.
જો કુછ હૈ વહ સબ અપનેહી હાથોંકે હૈ કર્તૂત,
શિકવા હૈ ઝમાનેકા નઃ કિસ્મતકા ગિલા હૈ.
ફર્યાદ હૈ અય કિશ્તીએ ઉમ્મતકે નિગેહબાં,
બેડા યેહ તબાહીકે કરીબ આન લગા હૈ

હમ નેક હૈ યા બદ હૈ આખિર હૈ તુમ્હારે.
નિસ્બત બહુત અચ્છી હૈ અગર હાલ બુરા હૈ.
તદબીર સંભલનેકી હમારે નહીં કોઇ,
હાં એક દુઆ તેરી કે મકબુલે ખુદા હૈ

× × ×

'ફાની' બદાયૂની સાહબઃ—દુઃખ. દર્દ; નિરાશા, પીડા વિગેરે શાઇરીના ઇમામ હઝરત 'ફાની' ઇ. સ. ૧૮૭૯માં પૈદા થયા. શૌકતઅલીખાં નામ-'ફાની' ઉપનામ બદાયૂંના રહેવાસી-આપના પૂર્વજો કાબુલથી શાહઆલમ બાદશાહના ઝમાનામાં દહેલી આવ્યા. તેમના દાદા નવાબ બશારતખાં બદાયૂં પ્રાંતના ગવર્નર હતા, અને પિતા શુજાઅત અલીખાં પોલિસમાં ઇન્સ્પેકટર જનરલ હતા. 'ફાની' ઇ. સ. ૧૯૦૧ માં બરેલીથી બી. એ. થયા. પછી અલીગઢથી વકીલાતની ડીગ્રી પ્રાપ્ત કરી, પરંતુ વકીલાતથી આપને દિલચસ્પી ન હતી શાઇરીનો શોખ ૧૧ વરસની ઉમરથી હતો. જો કે પિતા શાઇરીના વિરૂદ્ધ હતા. તેથી કોઇના શાગિર્દ થયા નથી. ઇ. સ. ૧૮૯૯માં એક ઓચિંતા બનાવથી ટકરાનાં આપે 'ફાની' ઉપનામ રાખ્યું. 'ફાની'ની ઝિંદગી ચિંતા, નિરાશા અને ઉદાસીનતાના એક સમુદ્ર સમાન છે. હમેશ દૈનિક ઝિંદગીમાં ચિંતામગ્ન રહ્યા. જેથી આપની શાઇરી પણ દર્દ અને ગમથી એ રીતે ભરપૂર છે કે 'મીર' પછી નિરાશા, ચિંતા વિગેરેનો ચિતાર 'ફાની'નીજ શાઇરીમાં મળશે. એથીજ આપ નિરાશા, દુઃખ, પીડાની શાઇરીના પરિણામે જનતામાં મશહૂર થયા છે. વાત એમ છે કે જ્યારે કોઇ એક પછી એક અને કઠિન ઠોકરોથી આસ સુકાઇ જાય છે તો પછી તેની ઠરેલી પણ એક આદત બની જાય છે અને નિરાશામાંજ તેને આનંદ આવે છે—પડે છે. 'ગાલિબ' પછી ઉચ્ચ વિચારો જો કોઈ શાઇરની પુરી શાઇરીમાં હોય તો તે 'ફાની'નીજ શાઇરીમાં છે. 'ફાની' જાણે 'ગાલિબ'ના દિમાગનું પ્રતિબિંબ અને 'મીર'ના દિલની તસ્વીર સમાન છે, અને એજ કારણે ચાલુ યુગના શાઇરોમાં ઘણા માનીતા છે-પ્રખ્યાત છે. તે સમય નજીક આવે છે કે 'ફાની'ની ખરી ઇઝઝત-પ્રખ્યાતી અને કિંમતીથી ઉર્દૂ સાહિત્યની દુન્યા જાણકાર થશે, અને તે વખતે તેમની શાઇરી વધુ ચમકી ઉઠશે અને હંમેશ ઝળતી રહેશે. 'મીર'ની જલન, 'ગાલિબ'ની ચિંતા, અને 'મોમિન'ના અંદાઝ વર્ણનનું બાંકપન ઉર્દૂ ગઝલ સાહિત્યમાં લુપ્ત રૂપ છે. આ ત્રણેના કરતાં 'ફાની'ની શાઇરીમાં એક મોટી ખૂબી છે. પરંતુ 'ફાની'નો વિદ્યા પ્રત્યે પ્રેમ જાતિય પરિણામ અને વિચાર. શાઇરીની ટેવ અને જિદ્દત તરાઝ તબીઅતે તેમની શાઇરી એવી બનાવી હતી કે એ માનપાનના ઉપરાંત તેમને અનુકરણીયા કહેવામાં આવતા નથી. ઇ. સ. ૧૯૪૧ માં હૈદ્રાબાદ-દક્કનમાં મરણ પામ્યા.

'બાકિયાતે ફાની' અને 'ઇર્ફાનીયાતે ફાની' નામે બે દીવાન પ્રગટ થઇ ચૂકયા છે.

જુઓ એમની શાઇરીના થોડાક નમૂનાઃ—

"એક ફસાના સુન ગયે, એક કેહ ગયે;
મૈં જો રોયા મુસ્કરાકર રેહ ગયે."

+ × ×

"અજલ બસ એકહી કાંટા નિકાલકર ચલદી;
ઠેર કર ખારે તમન્ના, અભી ખટકતા હૈ."

× + +

"ઝિક જબ છિડ ગયા કયામતકાઃ
બાત પોંહચી તેરી જવાની તક."

"મેરી હવસકો એેશે દો આલમભી થા કુબૂલ;
તેરા કરમકે તુને દિયા, દિલ દુખા હુઆ."

× + ×

"ના ઇબ્તેદા કી ખબર હૈ, ન ઇન્તિહા માલૂમ;
રહા યેહ વહમ કે હમ હૈ સો વોભી કયા માલૂમ."

—અપૂર્ણ.

— જ. મૌ. યુસુફ તરાજવી.

# ઈસ્લામની ઊન્નતિ તેની હક્કાનિયત અને સત્યતાના કારણેજ છે!

● ● ●

એ ચોક્કસ છે કે ઇસ્લામ પોતાની સત્યતા હક્કાનિયત અને પોતાના સિદ્ધાંતો અને કેળવણીની અનોખી પદ્ધતિ વિગેરે ક્રમ સોના કારણે હમેશાં દિલો અને દિમાગો પર લોહ-ચુંબક જેવી અસર કરતો રહ્યો. આમારા પ્યારા રસૂલ (સલ૰)ની કંગાળ અને ગરીબી રિથની છતાં જ્યારે ઇસ્લામનો પ્રચાર આદર્યો ત્યારે સઘળાં અરબો ખાસ કરી મક્કાવાસીઓ અને કુરૈશ આપના સખ્ત જાની દુશ્મન થઇ ગયાં. ઝાહિરમાં કોઈ સબબ એવો ન હતો કે જેથી આશા રાખી શકાય કે આપની કોશિશ સફળ થશે. પરંતુ ઇસ્લામની હક્કાનિયત અને સત્યતા એક એવી પ્રબળ શકિત છે કે જેથી મનુષ્ય જાતિના દિલો પર કાબૂ બેસતો ગયો અને મનુષ્યજાતિના ટોળેટોળાં આસપાસ તેમજ દૂરદરાઝના, ઇસ્લામમાં પ્રવેશતાં ગયાં. મક્કા મુઅઝઝમામાં ઇસ્લામના તેર વર્ષ અદમે તશદ્દુદ (અહિંસા)માં ગયા. ત્યારે પણ સેંકડો માણસો ઇસ્લામના આશિક બની ચુકયા હતાં. પરંતુ જ્યારે મદીનહ મુનવ્વરહ પોહચ્યા અને સુખ શાંતિ પ્રાપ્ત થવા પછી તો ઇસ્લામની ઊન્નતિની કાંઇ હદજ ન રહી. મદીનાવાસી-ઓએ અંત સુધી જાંબાઝી અને સરફરોશીનો સુબૂત પેશ કર્યો. જાતે પોતે ઇસ્લામની હક્કાનિયત અને સત્યતા જાણી, ઇસ્લામના પરવાના બન્યા અને અન્યોને બનાવ્યાં.

વફ્દ અબ્દુલકૈસનુ બહરૈનથી આવવું. સુમામા બિન ઊસાલ હનફીનું ઇસ્લામ લાવવું. અબૂ મૂસા અશઅરી અને તેમની પાર્ટીનું યમનથી હોડીઓ મારફતે સફર કરવું. અબુઝર ગિફારી અને તેમના ભાઇઓનું પોતાનું સઘળું કામકાજ પડતું મુકી પાક સેવામાં હાઝિર થવું વિગેરે વિગેરે એટલા બનાવો છે કે તેને વિસ્તારવાની ગુંજાએશ નથી. મક્કાવાસીઓએ મુસ્લિમો પર વીસ વરસ સુધી ઝુલ્મોના એવા એવા પહાડો તોડયા અને એટલી બેદર્દી અને બેરહમી ઝાહિર કરી હતી કે જેને જોઇ મનુ-ષ્યના રૂંવેરૂવાં ઊભા થતાં હતાં. પરંતુ ઇસ્લામે જ્યારે તેઓ પર વિજય મેળવ્યો ત્યારે બધને આઝાદ કર્યા, ન કોઇને કતલ કર્યા ન કેદ કર્યાં, ન ઇસ્લામ સ્વીકાર પર મજબૂર કર્યા. પરંતુ એજ ભારી ઉપકાર એક એવી વિજેતા તલ-વારની જગ્યાએ હતો કે તેણે બધાની ગરદનો ઇસ્લામની હક્કાનિયત આગળ નમાવી દીધી. અને તે બધા એકી વખતે મુસલમાન થઇ ગયા. આ બનાવ જોઈ સઘળાં અરબ કુટુંબોને ઇસ્લામની સત્યતામાં ભારે શ્રદ્ધા થઈ અને સને હિ૰ ૯માં ટોળેટોળા જાતે પોતે હાઝિર થઈ મુસલમાન થયા. એવી રીતે ઇસ્લામ દિવસે દિવસે ઊન્નતિ કરતો રહ્યો. "તવારીખે ફુતૂહે શામ" અને 'ફુતૂહે ઇરાક" ગિરસાા અભ્યાસીઓ સારી પેઠે જાણે છે કે કેવી રીતે રૂમીઓ, મીસ્રીઓ, પારસીઓના સરદારો ઇસ્લામના આશિક થતા રહ્યા, અને કેવા જોર-શોરથી અજમી અને રૂમી કોમોએ એશિયાઇ અને આફ્રિકાવાસીઓએ ઇસ્લામનો રાજીખુશીથી સ્વીકાર કર્યો છે. સને હિ૰ ૧૦૦નો જમાનો હતો. હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝની ખિલાફતનો સૂર્ય આખી જગતને જગમગાવી રહ્યો હતો. સુખ શાંતિનો ચારે દિશાએ ડંકો વાગી રહ્યો હતો. તેજ વખતે ખિલાફતનો ગવર્નર અદી બિન આરતાનનો પત્ર આવે છે

તેઓ વધુ સંખ્યામાં લોકો ઇસ્લામમાં પ્રવેશતાં જોઈ ગભરાઈ આ શબ્દો લખે છે. 'લોકો ઇસ્લામમાં વધુ સંખ્યામાં દાખિલ થઇ રહેલા છે, મને ભય છે કે આવક (ખિરાજ) ઓછી ન થઇ જાય" ખલીફએ વકત જવાબ આપે છે. "મને તમારો પત્ર મળ્યો, ખુદાની કસમ મારી આરઝૂ તો એ છે કે સઘળા માણસો મુસલમાન થઇ જાય અને એવો સમય આવે કે આવક ઓછી થઇ જવના કારણે હું અને તમો ખેતી કરીને પોતાના હાથોએ વાવેલું અનાજ ખાઇએ." તેજ વખતે ખુરાસાનમાં પણ એવોજ બનાવ બન્યો. ત્યાં પણ લોકો વધુ સંખ્યામાં ઇસ્લામમાં દાખિલ થવા લાગ્યા હતા અને હુકમ એ હતો કે જે લોકો મુસલમાન થઇ જાય તેનાથી જઝીયા (રક્ષણ ટેક્ષ) ન લેવામાં આવે કારણ કે એ ફોજી સેવાના બદલામાં ગેર મુસ્લિમ પાસેથી વસુલ કરવામાં આવતો હતો. ખુરાસાનના ગવર્નર જર્રાહને કેટલાક લોકોએ ભડકાવ્યા કે એ લોકો માત્ર જઝીયહ (રક્ષણ ટેક્ષ)થી બચવાના લીધે મુસલમાન થાય છે ખરી રીતે એ લોકોના દિલોમાં ઇસ્લામ પ્રવેશ્યો નથી એ લોકોના ઇસ્લામ સ્વીકારથી ખજાનાની આવક ઘણીજ ઓછી થઈ ગઇ છે. જ્યાં સુધી એ લોકો ખત્ના ન કરાવે, એમનો ઇસ્લામ માન્ય રાખવામાં ન આવે. ગવર્નર સાહેબે એ વાતને પસંદ ફરમાવી અને હુકમ કર્યો કે જ્યાં સુધી કોઇ નવમુસ્લિમ ખત્ના નહિ કરાવશે તેને ઇસ્લામમાં માન્ય રાખવામાં નહિ આવશે. પછી ખલીફા હઝરત ઉમ બિન અબ્દુલ અઝીઝને ખબર આપી. તે ઘણાજ દિલગીર થયા અને તરતજ લખી મોકલ્યું કે અલ્લાહ પાકે જનાબ રસૂલે ખુદા (સલ૦)ને લોકોને અલ્લાહ પાક તરફ બોલાવવાને મોકલ્યા હતા, ખત્ના કરવા નહિ મોકલ્યા હતા. તરત તે હુકમને ખેંચી લેવામાં આવ્યો અને ગવર્નર જર્રાહને બરતરફ કર્યો.

સને ૧૦૨ હિજરીમાં આફ્રિકાના ગવર્નર યઝીદ બિન અબી મુસ્લિમએ જ્યારે જોયું કે આફ્રિકાવાસીઓ ઇસ્લામ સ્વીકારતાજ જાય છે. અને પોતાના ગામડાઓ છોડી શહેરી વસ્તીમાં પ્રવેશતાં જાય છે. રક્ષણ ટેક્ષનું પ્રમાણ આવકની રૂએ ઓછું થતું જાય છે તો તેમણે હુકમ જાહેર કર્યો કે બધાં ગામડયા નવમુસ્લિમો પોતપોતાના ગામે પાછા ચાલ્યા જાય. અને ટેક્ષનું જે પ્રમાણ તેઓ પર આગળથી છે તેજ કાયમ રહેશે. આ હુકમના કારણે લોકોમાં ખળભળાટ ઊઠયો અને બળવો કરી ગવર્નરને કત્લ કર્યો. અને ખલીફા યઝીદ બિન અબ્દુલ મલિકને આ પ્રમાણેની અરજી લખી મોકલી. "અમે આપની તાબેદારીનો ઇન્કાર કર્યો નથી. વર્તમાન ગવર્નરે ખુદા અને ઇસ્લામને નારાઝ કરનારા જુલ્મો ગુઝાર્યા જેથી અમે તેને કત્લ કર્યો અને માઝી ગવર્નરને તેમની જગ્યાએ કાયમ કર્યો. ખલીફા સા૦એ તેમના આ કાર્યને બહાલ રાખ્યું અને લખી મોકલ્યું કે બરતરફ કરેલા ગવર્નરના તે કામોથી જે ખુદા અને ઇસ્લામના વિરૂધ્ધ હતા હું રાજી નથી.

સને હિ૦ ૧૧૦માં ખુરાસાનના ગવર્નર અશરસએ મધ્ય એશીયામાં ઇસ્લામના આમંત્રણ અને પ્રચારના માટે અલ્લામા સાલિહ બિન તરીફ અને અલ્લામા રબીઅ બિન ઉમરાનને નીમ્યા. તેઓએ શર્ત લગાવી કે નવમુસ્લિમોથી ટેક્ષ લેવામાં ન આવે, કેમકે એજ શાહી હુકમ હતો ગવર્નરે એને કબુલ્યું. જ્યારે બન્ને ઇમામોએ લોકોમાં ઇસ્લામનો પ્રચાર આદર્યો તો સમરકંદ અને તેની આજુ બાજુની કોમો અને કુંબો મુસલમાન થવા લાગ્યા અને ઇસ્લામનો ઘણોજ જોરશોરથી ફેલાવો થવા લાગ્યો. અહીંયા સુધી કે ખજાનાની આવકોમાં દદ ઉપરાંત કમી થવા લાગી.

સમરકંદના કારકુને ગર્વનરને ખબર આપી કે મુસલમાનનું પ્રમાણ ઘણુંજ વધતું જાય છે, જેથી ખઝાનાની આવક ઘણીજ ઓછી થઈ ગઇ. ગવર્નરે લખ્યું કે લોકોનું વધુ પ્રમાણમાં મુસલમાન થવું ઇસ્લામની પસંદગીના કારણે નથી, માત્ર ટેક્ષના કારણે છે. માટે તમો જજિયો એવા લોકોનો માફ કરો જેની ખત્ના થઇ હોય, નમાઝ પઢતાં હોય, કુર્આન શરીફની ઓછામાં ઓછી એક સૂરત મોંઢે યાદ હોય એના પછી સમરકંદના હાકિમોએ ખુરાસાનના ગવર્નર અશરસને લખી મોકલ્યું કે નવ-મુસ્લિમોએ મસ્જિદો બંધાવી છે, અમે તેમની પ્રત્યે કેવો વર્તાવ કરીએ ? ગવર્નરે હુકમ આપ્યો જેઓથી પહેલા ટેક્ષ લેવામાં આવતો હતો તે ફરીથી પાછા લ્યો. આ હુકમ શરીઅત વિરૂદ્ધ હોવા છતાં નવમુસ્લિમોથી પાછો ટેક્ષ લેવામાં આવ્યો જેથી ઘણોજ ખળભળાટ મચ્યો અને સાત હજાર નવમુસ્લિમોએ ટેક્ષ આપવાથી ઇન્કાર કર્યો અને બળવો થયો, છેવટે અશરસને બરતરફ કરવામાં આવ્યો, અને નસર બિન સય્યાર તેની જગ્યાએ આવ્યા જ્યારે પહેલો હુકમ પાછો ખેંચી લેવામાં આવ્યો ત્યારે શાંતિ થઇ. ખુલાસો એ કે ઇસ્લામના પ્રચારકોની વ્યક્તિગત અને સમુહી કોશિશોથી ઇસ્લામ મધ્ય એશીયામાં પ્રસરતો રહ્યો, તેજ સમયે રાજા કરાખાન પોતાના મંડળ સાથે મુસલમાન થયો. અને તેણે બલા-સાગુન, કાશકોરમ, ફારાબ, અસબિજાબ (તિરાઝ) વિગેરેમાં ઇસ્લામી હુકુમતનો પાયો નાખ્યો, એ હુકુમતનું નામ ખાનિયહ રાજ્યવંશમાં આવ્યું. અને એ લોકોની કોશિશોથી તુર્કસ્તાની કબી-લાના ટોળેટોળાં ઇસ્લામમાં દાખલ થતા ગયા. અહીંયા સુધી કે સને હિ૰ ૩૪૯માં ગેઝ કબીલાનો એક સરદાર સલજુક બે લાખ તુર્કી ખાનદાન સાથે મુસલમાન થયો, અને મધ્ય તુર્કસ્તાનથી હિજરત કરીને બુખારાના ઇલાકા જન્દમાં આવી રહયો. પછી ધીમે ધીમે ઉન્નતિ કરી તેજ કુટુંબના અગ્રગણી મહાન વકતાઓએ એશીયાએ કુચકમાં સલજુકી રાજ્યનો પાયો નાખ્યો. જે ઉસમાનિયહ રાજ્યના શરૂઆતના દિવસો સુધી તેની અતરાફમાં રાજ્ય કર્યું અને સને હિ૰ ૪૩૩ સુધીમાં તુર્કસ્તાનની આખિરી હદ સુધી ઇસ્લામ ફેલી ગયો, કબીલા બલગાર જે આખિરી હદ પર રહેનારો હતો તે પણ મુસલમાન થઈ ગયો. સને હિ૰ ૪૩૫ માં કબીલા તાતારના આશરે દસ હજાર કુટુંબો એકી વખતે મુસલમાન થઈ ગયા, તુર્કી કૌમ જેની વિરતા અને પ્રાક્રમનો ડંકો આખી પૃથ્વી પર ગગડતો હતો, જેની બરાબર તે સમયે કોઇ કૌમ બહાદુરીમાં લેખવામાં ન આવતી ન હતી. ઇસ્લામની હકાનિયત અને સત્યતાના કારણે હજારો નહિ લાખો મુસલમાન થતા હતા જેમને કોઈ તલ્વાર કે તાકત ડરાવી શકતી ન હતી. હલાકુખાનના પછી આઠમી સદીમાં તેના બધા છોકરા છૈયાં અને તેની સઘળી કૌમ અને લશ્કર ચીનની સરહદથી લઇ સિરિયા, ઇરાક સુધી અને ઉત્તર રશિયાથી લઇ ઇરાન સુધી કાબૂ ધરાવતું હતું જેના બળ સામે તે સમયે કોઈ રાજ્ય ટકી શકતું ન હતું અને જેમણે ખિલાફતે અબ્બાસિયહ અને અન્ય મુસ્લિમ રાજ્યોને છિન્નભિન્ન કર્યાં હતાં સઘળા મુસ્લિમ મહાન પંડિતો અને પ્રચારકોની પ્રચંડ કોશિશોથી અને ઇસ્લામની સત્યતાને લીધે મુસલમાન થઇ ગયા. એવી રીતે આખું મધ્ય એશીયા મુસ્લિમોનો દેશ થઇ ગયો અહિં કઈ ફોલાદી તલવાર હતી જેણે દુન્યાની સઘળી કૌમોને ઇસ્લામના શૈદાઇ ફિદાઇ બનાવ્યા હતા ? જેવી રીતે ઇસ્લામ મધ્ય એશીયા વિગેરેમાં મહાન વિદ્વાનો અને આલિમો સૂફી-ઓના પ્રયાસોથી પ્રસર્યો એજ રીતે હિંદુસ્તાનમાં

પણ તેમના અથુથક પ્રયાસો અને ઇસ્લામની હકકાનિયત, સત્યનાના કારણે મકબૂલ થયો.

સને હિ૦ ૩૯૫માં સૈયદ ઇસ્માઇલ લાહોરી (રહ૦) બુખારાથી પધાર્યા. આપ ઝાહિરી અને બાતિની વિદ્યા તેમજ ફિકહ તફસીર વિગેરેના ઇમામ હતા. પ્રથમ ઇસ્લામી પ્રચારકોમાંથી આપ હિંદુસ્તાન પધાર્યા. આપની વઅઝની સભામાં હજારો માનવીઓ આવતા અને ફૈઝ પ્રાપ્ત કરતા હતા. આપની વઅઝ (ભાષણ) એટલી અસરકારક થતી હતી કે દરરોજ સેંકડો માણસો ઇસ્લામ સ્વીકારતા હતા તેઓ પ્રથમ લાહોર પધાર્યા, પહેલીજ જુમ્માના આપે મિમ્બર પરથી ભાષણ કર્યું તો ૨૫૦ માણસો મુસ્લિમાન થઇ ગયા. બીજી જુમ્માના ૫૫૦ માણસોએ ઇસ્લામ સ્વીકાર્યો, ત્રીજી જુમ્માના એક હજાર કાફિરો અને મુશ્રિકો તૌહીદના વર્તુલમાં પ્રવેશ્યા. એજ પ્રમાણે આપના અનહદ પ્રયાસોને લઇ માનવજાતિના ટોળેટોળાં ઇસ્લામમાં દાખલ થતા ગયા. આપનું મૃત્યુ સને હિ૦ ૪૪૫ માં લાહોરમાં થયું. (તવારીખે ઔલિયા ભા૦ ૧ પૃ. ૩૨૩)

એવીજ રીતે હઝરત "ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી", હાજી હુદ ચિશ્તી, "શૈખ અલી રાવતી" વિગેરે અને તેમના ખલીફાઓ (અનુયાઇઓ)થી લાખો, કરોડો માણસો મુસલમાન થયા. દઅવતે ઇસ્લામ નામના પુસ્તકમાં માત્ર હઝરત ખ્વાજા મુઇનુદ્દીન અજમેરી (રહ૦)થી નેવું લાખ મુસલમાન થએલાની સંખ્યા લખેલી છે. અગર ઊલમાએ કિરામ અને ઔલિયાએ ઇઝામ (રહ૦)ની કારકિર્દી વર્ણવવામાં આવે કે જેમનાથી હિંદુસ્તાનમાં ઇસ્લામ ફેલાયો છે તો ઘણુંજ લંબાણ થઇ જાય. જેથી થોડાક દાખલાઓ ટાંકી બતાવ્યા છે.

આપણા પુર્વજોની વ્યક્તિગત અને સમુહ પ્રયાસો તેમજ ઇસ્લામી સત્યતા અને હકકાનિયતના કારણે માત્ર એક બે હજાર કે એક બે લાખ નહિ, બલ્કે કરોડો ખુદાના બંદાઓએ ઇસ્લામ જેવી કિંમતી વસ્તુને અપનાવી અને તે પણ હિંદુસ્તાનમાં; જે ભૂતકાળથી ધાર્મિક દેશ છે. પોતાનો ધર્મ ત્યાગ કરી ઇસ્લામ સ્વીકાર્યો. કોઇ પણ મુસલમાન બાદશાહે ન તલ્વારથી મુસલમાન બનાવ્યા અને ન ઇસ્લામ એવું શિક્ષણ આપે છે. બેશક ઇસ્લામની સત્યતા અને હકકાનિયતની તલ્વારે લોકોની ગરદનો હક અને સત્ય આગળ ઝુકાવી હતી.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ગવર્નરો અને બ્રિટિશ હાકિમો અને પાદરીઓએ હિંદુસ્તાની કૌમમાં ફાટફૂટ નાખી એવીજ રીતે ઇસ્લામથી ગુમરાહ કરવા માટે એવો ગંદો પ્રચાર કરે છે કે ઇસ્લામ તલ્વારના પ્રતાપે લોકોને ધર્મ બદલવા પર મજબૂર કરે છે, આખા જગતમાં આમ અને હિંદુસ્તાનમાં ખાસ કરી એવીજ રીતે મુસલમાન બનાવ્યા છે. કેપ્ટન હેમિલ્ટન એલેક્ઝાન્ડરનું સફરનામું જુઓ. તે કેવી રીતે ધાર્મિક સ્વતંત્રતા આખા હિંદુસ્તાનમાં અને ખાસ કરી સિંધ અને સુરતમાં દર્શાવે છે. હિંદુઓની તેમજ અન્ય ધર્મોની સંપૂર્ણ સ્વતંત્રા ઔરંગઝેબ (આલમગીર) બાદશાહના સમયમાં જોઇ આર્યબા ભરેલા શબ્દોમાં વખાણ કરે છે. એક સમય એ હતો કે આપના મહાન બુઝુર્ગોએ ઇસ્લામને આખી પૃથ્વી પર ફેલાવ્યો પ્રત્યેક જનાબ રસૂલ (સલ૦) માત્ર ચાર લાખ મુસ્લિમોને છોડી આ લોકથી પરલોકમાં સિધાર્યા પરંતુ ઊલમાએ કિરામના પ્રયાસે આજે જગતમાં ઇસ્લામનો કલેમો પઢનાર ચાલીસ કરોડ છે. પરંતુ એક મુદતથી હવાનું રૂખ પલટાયું છે. ઇસ્લામ જે દરયાના ઉછળતા મોજાંની પેઠે દિવસે દિવસે ઉન્નતિ કરતો હતો, તેની

ચાલ એટલી ધીમી અને મંદ પડી ગઇ કે જાણે એટલાંટિક મહાસાગરનો એક ભાગ છે. જુઓ આ આખિરી દોરમાં મુસલમાનોની વસ્તી ગણત્રીનું પ્રમાણ નીચે પ્રમાણે છે.

સને ૧૯૦૧=૬૨૪૫૮૦૮૮ કરોડ ૧૯૧૧=૬૬૬૪૭૨૯૯ સને ૧૯૨૧=૬૮૭૩૫૨૩૧ એટલે સને ૧૯૦૧ અને ૧૯૧૧ના ગાળામાં મુસલમાનોએ સેંકડે ૬/૭ ટકા તરક્કી કરી અને ૧૯૧૧ અને ૧૯૨૧ના ગાળામાં સેંકડે ૩/૧ ટકાની તરક્કી કરી હિંદુસ્તાનના બીજા ધર્મોની ઊન્નતિ સાથે ઇસ્લામી ઊન્નતિનો મુકાબલો કરવામાં આવે તો ઘણીજ દુઃખદ હાલત જણાય છે. ઈસાઈ ધર્મના આંકડા જુઓ. ૧૮૯૧માં ૧૫ લાખ સને ૧૯૦૧માં ૨૯ લાખ, ૧૯૧૧માં ૩૮ લાખ સને ૧૯૦૧ માં ૪૮૫૪૦૬૪.

એટલે સને ૧૯૦૧ અને ૧૯૧૧ ના ગાળામાં સેંકડે ૩૨/૬ ટકા તરક્કી કરી સને ૧૯૧૧થી ૧૯૨૧ સુધીમાં સેંકડે ૨૨/૭ ટકા તરક્કી કરી જે મુસલમાનોની તરક્કીના મુકાબલામાં સને ૧૯૧૧માં પાંચ ઘણીથી વધારે અને ૧૯૨૧માં સાત ઘણીથી વધારે છે.

આર્યસમાજની ઉન્નતિની હાલત જુઓ.

સને ૧૯૦૧માં ૯૨ હજાર, સને ૧૯૧૧માં ૨૪૩૦૦૦ સને ૧૯૨૧માં ૪૬૭૫૭૮ એટલે ૧૯૦૧ અને ૧૯૧૧ ના ગાળામાં સેંકડે ૧૬૩/૪ ટકાનું પ્રમાણ અને ૧૯૧૧થી ૧૯૨૧ સુધીમાં સેંકડે ૯૨/૧ ટકાનું પ્રમાણ આ ઊન્નતિ આગળ મુસલમાનોની ઊન્નતિની કોઇ હકીકત નથી. ઇસ્લામી ધર્મ જેના સઘળાં સિદ્ધાંતો ઘણાંજ ઉત્તમ અને શ્રેષ્ઠ છે. છતાં આવી રીતે પાછળ પડતો જાય છે અને તે ધર્મો કે જેના સિદ્ધાંતો ઘણાંજ નીચ, લચ્ચર અને પોચ છે તે આગળ આગળ તેઓના સાથે વધતો જાય છે.

ધ્યાન આપવા જેવું છે કે આખિર શું કારણ છે કે મુસલમાનો પાછળ ને પાછળ હઠતા જાય છે? મુસલમાનોના આચાર વિચારની પડતી, કમહિમ્મતી, ગફલત, અભણતા વિગેરે જોઇ બીજા ધર્મોને હિંમત થઇ કે મુસ્લિમો પર હુમલો કરવામાં આવે અને પોતાના પંજામાં શિકાર કરવામાં આવે, ઇસાઇ મિશનરીઓએ હિંદુસ્તાન તેમજ હિંદથી બહાર જુદા જુદા પ્રકારના ફાંસાઓ ગોઠવ્યા છે. મિસ્ર, સિરિયા, પેલેસ્ટાઇન, ઇરાક વિગેરેમાં એમના મિશનરીઓ કામ કરી રહેલા છે, તેમજ ઇરાન, એશીયાએ કુચક વિગેરેઇસ્લામી દેશોમાં પણ ભારે વિજયના સાથે મુસલમાનોને ફનાને ઘાટ ઉતારી રહ્યા છે. હિંદુસ્તાનમાં જે તનતોડ કોશિશથી ઇસાઈ બનાવવામાં આવે છે તેનો નકશો નીચે પ્રમાણે છે.

સને ૧૯૨૩ની રિપોર્ટના આંકડા જુઓ.

| | | | |
|---|---|---|---|
| ઇસાઇ મિશનરીઓ | ૧૧૮. | પ્રચારક કેંદ્રો | ૧૨૪૦ |
| પ્રચારકો | ૭૨૧૮ | ટ્રેનિંગ કોલેજ પ્રચારક શિક્ષણ માટે | ૬૧ |
| ગિરજાઓના પાદરીઓ | ૧૮૭૭૯ | ધાર્મિક પેપરો જુદી જુદી ભાષામાં | ૯૯ |
| પ્રેસ | ૪૨ | સન્ડે સ્કુલો | ૮૨૦ |
| હાઇસ્કુલો | ૬૧૦ | કોલેજો | ૫૦ |
| ખેતીવાડી સ્કુલો | ૯૦૮ | હુન્નરશાળાઓ | ૧૭૦ |
| વિદ્યાર્થીઓ | ૧૦૬૦૦૦૦ | માસ્તરો | ૪૮૦૪૪ |
| હોસ્પીટલો | ૪૦૮ | ડોકટર-નર્સો | ૧૫૯૮ |

સને ૧૯૧૩માં આખા હિંદુસ્તાનમાં ૧૩૨ મિશન ખાતાઓ હતા જેનો સારાંશ આ છે. અમેરિકા અને કેનેડાના પ્રચારક મંડળ ૪૧,

ઓસ્ટ્રેલિયાની પ્રચારક કમિટી ૮, લંકાની ૩, હિંદુસ્તાનની ૭, પરંતુ દસ વરસમાં એટલે ૧૯૨૩માં તેની સંખ્યામાં ૩૧ મિશનખાતાઓનો વધારો થયો. ૧૯૨૩ માં મિશનરીનો વાર્ષિક ખર્ચ (૫૨) કરોડ રૂપીયા હતો. એથી અડસટ્ટો કાઢી શકાય કે હાલમાં કેટલો ખર્ચ થતો હશે ઇન્જીલનો (બાઇબલનો) તરજુમો ૧૦૪ ભાષામાં થઇ ચુકયો છે. હિંદુસ્તાનમાં સને ૧૯૨૬માં ૮૫૦૦૦ ઇન્જીલ વેચાય અને વહેંચવામાં આવી. પરંતુ ૧૯૨૭ માં તેની ગણત્રી ૧૦૬૬૦૦૦ થઇ, આ દર્શાવેલા આંકડાઓ જુઓ અને વિચારો કે કેટલી જોરદાર રીતે હિંદુસ્તાનને ઇસાઇયત તરફ ઘસડી રહી છે. માત્ર હૈદ્રાબાદમાં એક વરસમાં ૨૦ હજાર માણસો ઇસાઇ થયા. એક તરફ ઇસાઇયત ઇસ્લામ તથા હિંદુસ્તાનમાં અન્ય ધર્મોને નુકસાન પોંહચાડી રહી છે, અને બીજી બાજુ આર્ય-સમાજ ઇસ્લામને નાબુદ કરવા અથાક પ્રયાસ કરી રહ્યો છે. ૨૫ ડિસેમ્બર ૧૯૨૬માં ઇંગ્લિશમેનમાં પ્રગટ થયું હતું કે સ્વામી શ્રદ્ધાનંદે ૨૦ લાખ મુસલમાનોને મુર્તદ બનાવ્યા. એપ્રીલ સને ૧૯૨૭માં પટનાની મહાસભાની બેઠકમાં એલાન કરવામાં આવ્યું હતું કે મહાસભાના પ્રયાસોથી આજ સુધી બંગાળમાં ૫૦ હજાર મુસલમાન મુર્તદ થયા છે.



## —: દુર્વેશ–વાણી :—

(૧) લોકોના મેણા સાંભળીને તમારૂં ભલું કામ કદી ના છોડો.

(૨) ના-મુરાદીથી ના-હિંમત ના બનો.

(૩) અમીરો પાસે દૌલત છે તો દુર્વેશો પાસે દુઆ છે.

(૪) દુર્વેશોની દુઆ એહસાન કરીને મેળવાય છે.

(૫) જુલ્મ તમારી દુઆની આડે આવે છે માટે કોઇ ઉપર જુલ્મ ના કરો.

(૬) "સૂફી" તે છે કે જેનાથી દરેક ચીજ સાફ થઇ જાય અને તેને પોતાને કોઇ ગંદુ ના કરી શકે.

(૭) જે ચીજ વેચાતી ન હોય તેનો વેપાર ના કરો.

(૮) પોતાની "કિસ્મત" પર શાકિર રહો, હા, પોતાના ભાઇ માટે વધારે ને વધારે કોશિશ કરો. ખુદા દુઆ સાંભળનાર છે.

(૯) "ગુનાહ"થી દુર રહો. જો "ગુનાહ" પર ફખ્ર કરશો તો ખુદાનો ગુસ્સો તમારા પર હલાલ થઇ જશે. અને જેની ઉપર ખુદા ગુસ્સે થાય તો તેનું સત્યાનાશ થવા વિના રહે નહિં.

(૧૦) "મુસીબત" ખુદા તરફથી આવે છે માટે બેસબર ના બનો. હિંમત કરી તેને સહન કરો. અને ખુદાના હુકમ મુજબ બંદગી કરી અને સબ્ર પકડી આ મુસીબત દૂર થવાની દુઆ માગો.

હ૦ બાબા ગંજે શકર (રહ૦)

## —: વતનની પુકાર :—

ઉઠી હર તરફ જો વતનકી પુકાર.
યપો પૂર્વમાં વીજ ચમકાર ! ઉઠ,
ન થઈ જાયે બરબાદ ઘરબાર ! ઉઠ,
ઉઠ, અય બેખબર ! થઇ ખબરદાર ! ઉઠ,
ઉઠ, હાથમાં લઇને તલવાર ! ઉઠ,
ઉઠી હર તરફ જો વતનની પુકાર.
ન વ્યાકુળ થશે તુજ જિગર, કયાં લગી ?
ન દિલ પર થશે કંઈ અસર, કયાં લગી !
તું બેહોશ રહેશે ! મગર, કયાં લગી ?
થવા દેશે પામાલ ઘર ! કયાં લગી ?
ઉઠી હર તરફ જો વતનની પુકાર.
ગરજ આભમાં વીજ-ચમકાર બન,
અનલ ઘેલી વર્ષા મુશળધાર બન,
ને તીરોની બોછાર, ભરમાર બન,
ઉઠ, અય હિંદ-સાવજ તું હુશ્યાર બન,
ઉઠી હર તરફ જો વતનની પુકાર.
ન થઇ જાયે બદનામ તુજ નામ, ઉઠ,
તજી વૈભવો એશ આરામ, ઉઠ,
પડી કયાં લગી રહેશે બેકામ, ઉઠ,
વિજયનો છે તુજ હાથમાં જામ, ઉઠ,
ઉઠી હર તરફ જો વતનની પુકાર.
જો તું જાગશે તો ચમન જાગશે,
કળી, કુંજ, બુલ્બુલ, સુમન જાગશે,
તરંગોમાં ડુબેલ મન જાગશે,
ને રગેરગમાં મનની લગન જાગશે,
ઉઠી હર તરફ જો વતનની પુકાર.
ઉઠી દેશ-બંધુને હુશ્યાર કર,
પ્રણયથી હૃદય પુષ્પ ગુલ્ઝાર કર,
ફરી આમ દુન્યામાં તું પ્યાર કર.
ને એક રાગ બંધુત્વનો તાર કર,
ઉઠી હર તરફ જો વતનની પુકાર.
નિજ આહોથી મેહફિલમાં ભડકા ઉઠાવ,
તિમિરતાને ભેદી સભા ઝગમગાવ,
હરએકને તું ભારતની ગૈરત અપાવ.
ભલે ખૂનના દિલથી દરિયા વહાવ,
ઉઠી હર તરફ જો વતનની પુકાર.

"હુઝીં" રાંદેરી.

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

અનુ : તાજ

(ગતાંકથી ચાલુ)

## શાહ અબ્દુલ અઝીઝ (રહ.)

આપની વિદ્વતા આપની અપૂર્વ શોધો ઉપરાંત આપ અરબી સાહિત્ય અને શાયરીમાં પણ અગત્યનું સ્થાન ધરાવતા હતા. આપે અરબી ભાષામાં અનેક કાવ્યો લખ્યાં છે. એક પત્ર પણ આપે અરબી પદ્યમાં લખેલ છે જે આપે પોતાના પિતરાઈ બુઝુર્ગ શાહ એહલુલ્લાહ ઉપર આલેખ્યો છે. જેમાં આપે પોતાના યુગના પ્રસંગો, મરાઠા અને શીખ કોમના હુમલાઓની રીતો અને ખૂબીઓ દર્શાવી છે. એક દિલચસ્પ કાવ્ય દહેલીના યશોગાનમાં લખ્યું છે. એક કસીદામાં આપે સુદાનના પ્રસંગો અને બનાવોનો ચિતાર રજુ કર્યો છે.

શાહ સાહેબના સંતાનોમાં કોઇ પુત્ર ન હતો. માત્ર ત્રણ પુત્રીઓ હતી. એકના લગ્ન મૌલાના હૈ થી અને બીજીના મૌલાના શાહ રફીયુદ્દીનના વડીલ પુત્ર મૌલ્વી ઇસા સાહેબથી અને ત્રીજીના શેખ મુહમ્મદ અફઝલ સાહબથી થયા હતા. એઓના બે પુત્ર હતા. મૌલાના મુહમ્મદ ઇસ્હાક સાહબ મહાજિર અને મૌલ્વી મુહમ્મદ યાકૂબ સાહબ. શાહ સાહેબની વફાત પછી લોકોએ મૌલાના મુહમ્મદ ઇસ્હાક સાહેબને આપના ગાદી વારસ બનાવ્યા. એમણે થોડા વરસો પછી કુટુંબ સહિત મક્કા શરીફ તરફ હિજરત કરી અને ત્યાંજ હિજરી સન ૧૨૬૨ એટલે ઇ. સ. ૧૮૪૫માં વિસાલ પામ્યા. (ઇન્ના)

શાહ અબ્દુલ અઝીઝ સાહબની વફાત ૭૯ વરસની વયે સાતમી શવ્વાલ હિજરી સન ૧૨૩૮ એટલે ૧૭ જુલાઇ ૧૮૨૩માં થઈ. 'મોમિન' કે જે પોતાના મૂળ નામ હબીબુલ્લાહથી નહિ બલ્કે શાહ સાહેબના રખેલ નામ મોમિનખાનથી વધુ ખ્યાતી મેળવી એમણે તારીખ કાઢી છે:—

"દસ્ત બેદાદે અજલસે બે સરોપા હો ગયે,
ફકરો દીં ફઝલો હુનર લુત્ફો કરમ ઇલ્મો અદબ."

## શાહ રફીયુદ્દીન (રહ):—

શાહ વલીયુલ્લાહના બીજા પુત્ર મૌલ્વી શાહ રફીયુદ્દીન હતા. આપ હિજરી સન ૧૧૬૩ એટલે ઇ. સ. ૧૭૪૯માં પૈદા થયા હતા. પિતાના આશ્રયમાં પ્રચલીત વિદ્યા પ્રાપ્ત કરી અને હદીસ શરીફની સનદ પણ એમની પાસેથીજ મેળવી. ફતવામાં પોતાના પિતા અને ભાઇનું અનુકરણ કર્યું. જ્યારે પોતાના મોટા ભાઈ શાહ અબ્દુલ અઝીઝ સાહેબ માંદગી અને અશક્તિને લીધે દિમાગી મહેનત અને તાલીમને તદરીસની સેવા ન કરી શકતા ત્યારે એ કાર્ય શાહ રફીયુદ્દીન સાહેબને હસ્તક સોપાતું. * આપની કેટલીક નઝમો અને

---

* એ મૌલ્વી બશીરૂદ્દીન સાહબ ઇબ્ને મૌલ્વી નઝીર અહમદ સાહેબનું કહેવું છે. જે સત્ય હોવું જોઇએ. પરંતુ એ વાત સુપ્રખ્યાત છે કે શાહ રફીયુદ્દીન શાહ અબ્દુલ અઝીઝથી પાંચ વર્ષ પહેલાં મરણ પામ્યા હતા.

કેટલાક લેખો પણ યાદગાર છે. પરંતુ સર્વથી ઉચ્ચતર આપે જે મહાન કાર્ય કર્યું તે કલામે મજીદનું અક્ષરસ ભાષાંતર છે. જે આજે પણ મકબૂલ છે. એ ઉપરાંત આપની અનેક કિતાબો છે. જેવી કે 'રાહે નજાત' અને 'દિમાગુલ બાતિલ.' આપ જીવંત લગી દીની સેવામાં રચ્યા પચ્યા રહ્યા અને ૭૦ વરસની ઉમરે હિજરી સને ૧૨૩૩માં મરણ પામ્યા અને આપના બુઝુર્ગ પિતાના ચરણમાં દફન થયા.

**શાહ અબ્દુલકાદિર સાહેબ (રહ):—**

શાહ વલીયુલ્લાહના ત્રીજા પુત્ર મૌલવી શાહ અબ્દુલકાદિર સાહેબ હતા. આપ હિજરી સન ૧૧૬૭ એટલે ઈ. સ. ૧૭૫૩ દુન્યામા પ્રકાશીત થયા. અને આપના અસ્તીત્વનો દુન્યામાં પ્રકાશ થયો. પ્રાથમિક વિદ્યા ઘરમાંજ પિતા પાસે પ્રાપ્ત કરી અને ઇલ્મે હદીસ, ફિકહ ને તફસીરમાં નામ પેદા કર્યું. વિદ્યા સમાપ્તી પછી અકબરાબાદી મસ્જિદના હુજરામાં આખુ જીવન વ્યતીત કર્યું ....... એકાંતવાસ આપને પસંદ હતો એજ કારણને લઇ આપે કિતાબો લખવા તરફ લક્ષ ન આપ્યું. પરંતુ કુર્આન શરીફનું બા મહાવરા તર્જુમા યા" મૌઝુલ કુર્આન" આપની અપૂર્વ યાદગાર છે. જે ખૂબીઓમાં હજારો કિતાબોથી શ્રેષ્ઠ છે. આ ભાષાંતર લોકોમાં ઘણું મકબૂલ છે. આપ હિજરી સન ૧૨૩૦ એટલે ઇ. સ. ૧૮૧૬માં ૬૩ વરસની ઉમરે મરણ પામ્યા. અને પોતાના બુઝુર્ગ દાદા શાહ અબ્દુર્રહીમ સાહેબના ચરણમાં દફન થયા

શાહ અબ્દુલકાદિર સાહેબનું ભાષાંતર હિજરી સન ૧૨૦૫ એટલે ઈ. સ. ૧૭૯૧માં સપૂર્ણ થયું. 'મૌઝુલ કુર્આન' એનું તારીખી નામ છે. શાહ રફીઉદ્દીન સાહેબના ભાષાંતર સબંધી એ નથી કહી શકતા કે એ પહેલાં અથવા એ પછી મકબૂલ થયું અને મહાવરાને લઈ 'મૌઝુલ કુર્આન બીજા ભાષાંતરમાં શ્રેષ્ઠ રહ્યું છે. એમાં બે મહાન ખૂબીઓ સમાએલી છે. એક તો એમાં શાહ રફીયુદ્દીન સાહેબનાં ભાષાંતરની જેમ ઉર્દૂ લીપીઓમાં અરબી વાકયોનું અનુકરણ નથી કર્યું. એના મૂળ અર્થના સાથે સાથે ઉર્દૂ મહાવરાઓનું પણ ધ્યાન રાખવામાં આવ્યું છે. ભાષાંતરમાં ઓછામાં ઓછા શબ્દોથી મૂળ ભાવાર્થ રજુ કરવામાં આવ્યો છે. શાહ રફીયુદ્દીનના ભાષાંતરમાં અરબી વ્યાકરણની નીતિ ધારણ કરવામાં આવી છે. એમાંના કેટલાક વકયો તો કર્ણને આશ્ચર્યજનક જેવા લાગે છે. પરંતુ એમના ભાષાતરમાં કેટલાક શબ્દોનો અનુવાદ શાહ અબ્દુલ કાદિર સાહેબના ભાષાંતરથી ઉચ્ચ અને યથાયોગ્ય છે.

આજ એ બેઉ ભાષાંતરે થી પણ ઉચ્ચ ભાષાંતરો થઇ રહ્યાં છે. પરન્તુ જ્યારે અમે એ વાત વિચારીએ છીએ કે ઉપરોક્ત ભાષાંતરો તે યુગમાં કરવામાં આવ્યા હતા કે જ્યારે ઉર્દૂ સાહિત્યના પુસ્તકો આપણે આંગળીના વેઢે ગણી શકતા હતા. અને જનતા પણ એ ભાષામાં લેખન અને અનુવાદ કરતાં પણ અચકાતી હતી. એ જોતાં ઉપરોક્ત બુઝુર્ગોની સમજ અને કર્તવ્યપરાયણતાને દાદ દેવી પડે છે કે તેઓ પોતાના પિતાના કદમે સાથે નવી ભાષામાં કુર્આન અને મઝહબનો પ્રચાર કર્યો.

**શાહ અબ્દુલ ગની સાહેબ (રહ.):—**

શાહ વલીયુલ્લા સાહબના ચોથા પુત્ર શાહ અબ્દુલ ગની હતા. એમના બનાવો ઘણા ઓછા નીકળે છે. જો કે તેઓ બીજા ભાઇઓ કરતાં ચડિયાતા ન હતા પરંતુ એમની એ ઉણપ એમના પુત્ર શાહ ઇસ્માઇલ શહીદ (રહ.)એ પૂરી કરી. જેમણે શાહ અબ્દુલ અઝીઝથી શાહ વલીયુલ્લાહની વિદ્યા પ્રાપ્ત કરી તેનો પ્રચાર કર્યો અને હિંદના મુસ્લિમોની મઝહબી તવારીખમાં એક નવા યુગનો આરભ કર્યો. સંપૂર્ણ.

[શાહ વલીયુલ્લાહ (રહ.)ની લેખમાળા આ અંકે પૂરી થાય છે આવતા અંકથી "અંતિમ સમયના આલિમો"ની લેખમાળા શરૂ થશે. —તંત્રી]

# કિરણો

### એ આવ્યા.

એ આવ્યા ને, આવી સસ્તી દિલમહીં,
આવ્યો રંગ પ્રેમની મેહફિલમહીં,
ઝૂમવા લાગી ગયા મયકશ બધા,
રંગ એવો શું હતો, કાતિલમહીં ?

### અસ્ત-જીવન.

ઝિંદગી મસ્ત ને, છે, મસ્ત જીવનની વાતો,
ઝિંદગી અસ્ત ને, છે, અસ્ત જીવનની વાતો,
ઝિંદગીમાંજ, તું, લૂંટી લે મઝાહ જીવનની,
ઝિંદગી મસ્ત ને, છે, મસ્ત જીવનની વાતો,

### અનોખી વાંછના.

દિલ ઉપર કોઈ નવો રંગ લગાવી લેજે,
ઝિંદગીમાં કો' નવું દર્દ સમાવી લેજે,
અન્યને જોઈ ખુશી થાજે ખુશી જગમાં તું,
ભાવના દિલમાં નવી કોઇ જગાવી લેજે.

### મઝાહ.

બોલ ઉર્મી ગીત તું, સંસારના,
ખોલ દિલના રાઝ કો' દિલદારના,
દર્દની જેવી મઝાહ હોજો તને,
તોલ દિલથી દિલને કો' મયખારના.

### અસર.

મઝાહ મળે છે, મને કોઈ વેદનાઓમાં,
ખુશી મળે છે, મને કોઈ વાંછનાઓમાં,
કઝાના નામથી ડરતો જરાએ આજ નથી,
અસર છે એવી ભરી મારી ભાવનાઓમાં.

### કંચન-બની જા.

બની જા ઝિંદગી કંચન બની જા,
અને કોનું તું મન રંજન બની જા,
જગતમાં જીવવું આસાં નથી કંઇ,
અનેરા હર્ષનું રંજન બની જા.

—"બેદાર"

# રંગુન-(બર્મા)ના ગ્રાહકોને

[ બર્મા જાપાનીસ શત્રુના હાથમાં પડયા પછી ટપાલ વ્યવહાર થંભી ગયો હતો. જે ગ્રાહકોનું લવાજમ જ્યાં સુધી પહોંચતું હોય ત્યાં સુધી તેમના અંકો અમાનત તરીકે રાખી મુકવામાં આવ્યા હતા. હિન્દ તરફ આવી ગયેલ સાહેબો પૈકી જેમણે હિન્દ ખાતેના સરનામા મોકલાવ્યા હતા તેમને તેમના અંકો રવાના કરી આપ્યા હતા. હજી નીચે મુજબના ગ્રાહકોના નવા સરનામા અમને મળી જશે તો તેમના અમાનત પડી રહેલા અંકો રવાના કરી શકાશે. આશા છે કે તેઓ નવા સરનામા મોકલી આપવા ચૂકશેજ નહિં. —મેનેજર ]

(૧) મેસર્સ એ એસ. છીવા એન્ડ કું.
૧૧૯, ચાઇના સ્ટ્રીટ રંગૂન
(૨) „ એ. દાદાભાઇ બ્રધર્સ (બર્મા)
લિ૦ ૨૮૨. એડવર્ડ સ્ટ્રીટ „
(૩) „ અલીમુહમ્મદ તૈયબ એન્ડ કું.
પો. બો. ૫૨૪ „
(૪) „ આઝમ આરિફ બ્રધર્સ.
૭૩૦, મરચન્ટ સ્ટ્રીટ „
(૫) „ ઇસુફ ઇસ્માઇલ અચ્છા બ્રધર્સ.
૫૩૦, ડેલહાઉસી સ્ટ્રીટ „
(૬) „ અહમદહુસેન અચ્છા એન્ડ કું.
પો. બો. ૮૨૧ „
(૭) „ એમ. ઇ. બાવા એન્ડ સન્સ.
(બર્મા) લિ૦ પો. બો. ૩૩૮ „
(૮) „ સુલેમાન દાદાભાઈ બ્રધર્સ લિ.
પો. બો. ૧૯૩ „
(૯) „ વઈ. એ. ગની સન્સ.
ચાઇના સ્ટ્રીટ, પો. બો ૩૧ „
(૧૦) „ હાજી બી. એમ. મોતીવાલા.
એન્ડ સન્સ. પો. બો ૩૨ „
(૧૧) „ એમ. આઇ. કીકીભાઇ એન્ડ કું.
ઘરનં. ૫૧, સ્ટ્રીટનં. ૨૮ પો.બો ૭૯ „
(૧૨) „ Hnitthah સયા એન્ડ કું
૫૨૧, ડેલહાઉસી સ્ટ્રીટ „
(૧૩) એચ. એ. જીનવાલા.
પો. બો ૨૩૧. ૬૦ ચાઇના „ „
(૧૪) ડી એમ. અચ્છા. ૧૩૨, એડવર્ડ સ્ટ્રીટ રંગૂન
(૧૫) સુલેમાન ઇસ્માઇલ મામસા
૨૫૪. મોગલ „ „
(૧૬) અહમદ ઇબ્રાહીમ માલમ.
૧૩૯, માઉટોલે „ „
(૧૭) અહમદ ઇસ્માઇલ અચ્છા.
૫૫,૫૮ ચાઇના „ „
(૧૮) ધી સેક્રેટરી યંગમેન મેમણ.
એસોસિએશન પો. બો. ૮૧૯ „
(૧૯) જુનુસ ઉસ્માન. „ „ ૯૫ „
(૨૦) મુહમ્મદ ઇબ્રાહીમ મુન્ના.
ઘર નં. ૬૬, સ્ટ્રીટ નં. ૨૫ „ ૧૩૪ „
(૨૧) ઇસ્માઇલ ઇબ્રાહીમ આરિફ.
ઘર નં. ૧૦૦, સ્ટ્રીટ નં. ૩૦ „
(૨૨) એચ. આઇ. એમ. એચ તૈયબ એન્ડ કું.
નં. ૫, Kouzoue રોડ બસીન
(૨૩) એ રી પટેલ ૬, Zegyaung રોડ „
(૨૪) ઇસ્માઇલ ઇસ્હાક ઓખાટ. ૭, „ „
(૨૫) સુલેમાન અબ્દુલ શકુર
રંગુન શોપ સ્ટ્રેન્ડ રોડ Bogale
(૨૬) ઉમર અબ્દુલ કરીમ.
કાપડના વેપારી સ્ટ્રેન્ડ રોડ „
(૨૭) હાજી ઇબ્રાહીમ પીરમુહમ્મદ.
Dawezu Quarter. Mergur
(૨૮) મેસર્સ આર અકુજી જાદેહ.
એન્ડ કું. પો. બો. ૫૮ „
(૨૯) „ ઇસ્માઇલ મુહમ્મદ સીમજી
એન્ડ સન્સ લિ. ૩૬, જવેલર્સ સ્ટ્રીટ Prome
(૩૦) નુરમુહમ્મદ ઉમર એન્ડ સન્સ
૬૧, લોવર મેઇન રોડ મોલમીન
(૩૧) અબ્દુલસત્તાર હાજી અલીમુહમ્મદ.
મારવાડી સ્કુલ સામે, ૨૮, રોડ-માંડલે
(૩૨) એમ. ઇ. ઉનીયા. Aungban
(P. S. S. બર્મા)
(૩૩) ઇસ્માઇલ ઇસુફ ભોલા. બઝાર સામે
Myingyan (U. Burma)
(૩૪) ઇબ્રાહીમ ઇસુફ પટેલ. જનરલ મરચન્ટ
Myittha (U. Burma)

'કારવાં'ના રંગુનના એજન્ટઃ—
M/S E. E. KAKA SONS.
472, Dalhousie Street, Rangoon.

# સાહિત્યનું સરકસ!

: રજુ કરનાર :
'રીંગ માસ્તર'

એ ઘણા જાણીતા નથી કે "અમેરિકાના જગવિખ્યાત લેખક **અપ્ટન સિંકલેર**ને ઘણાં વર્ષો સુધી પુરૂં ભોજન પણ મળ્યું ન હતું!" એકલાં કલમ પર જીવનારને અહીં પણ પેટપુર ખાવાનું મળતુ નથીજ એવું સ્પષ્ટ ઉદાહરણ **'પતીલ'** છે. તેઓ પોતાના શબ્દોમાં કહી ચૂક્યા છે. એકલાં કલમ પર જીવી ખાનારા ગુજરાતમાં થોડાજ છે! આ વખતે બીજાઓની વાત જવા દઇ 'અપનાવાલા'ઓનીજ વાત કરીએ. જુવો **'ભારત મારો દેશ!'** એ કાવ્યથી સ્ટેજને ધ્રુજાવનાર મસ્તરંગીન કવિ **'અમીન આઝાદ'**ને પેટિયું કાઢવા માટે સાઇકલનો ધધો કરવો પડે છે. પકચરો સાંધતાં સાંધતાં એ બિરાદર નવા કવિઓની ગઝલોની **'ઇસ્લાહ'** કરે છે. ઇસ્લાહનો અર્થ 'હજામત' કરવાની કોઇ ધૃષ્ટતા ન કેળવે? ઇસ્લાહ એટલે દુરસ્તી! ટાઇરમાં હવા પુરતાંય ઘણી વેળા એ બિરાદરને પ્રેરણા આવી જાય છે! પેચીયાંને ચાકી ફેરવતાં ફેરવતાં અનેક ગઝલોના કાફિયા યાદ આવી જાય છે. જો સાઇકલનો ધધો પડતો મૂકે તો બિરાદર 'અમીન આઝાદ'ને હવા પર જીવવું પડે! કારણ કે સ્ટેજ પરની તાળીઓ, 'વાહવા', અને 'દુબારા ઇર્શાદ' કે 'સરસ!'ના ઉચ્ચારોથી પેટ ભરી શકાતું નથી! આપણા દેશમાં કાવ્ય, એ અણમોલ ચીજ ગણાતું આવ્યું છે તેથીજ તો કવિઓને 'કદ્દાર'નું છેટું રહે છે! 'નાટક-સિનેમાના કવિઓ' અપવાદ રૂપ ગણાય.

બાકી મઝદૂર કવિ **'ગની'**ને કપડાં કાતરતાં કે બખીયા મારતાં યાને કે ટેલરીંગના ધંધાની સાથે સાથેજ શાયરીનો ધંધો ચલાવવો પડે છે. બટન ટાંકતાં કે કાચ બનાવતાં, કોલર જોડતાં કે આસ્તીન બનાવતાં એમને કાવ્યોની પ્રેરણા મળતી રહે છે જો તેઓ સિવવાનો ધંધો પડતો મૂકે; તો આપોઆપ શાયરી અદૃશ્ય થાય! કારણ કે પછી શાયરી કરવા જાય તો 'પેટમાં કૂવો ને વરઘોડો જૂવો' જેવું થાય! સીંગર મશીનના તાલસૂરની સાથે સાથેજ એમનું કવિતાનું 'ફ્રાક્ટ ધુન' જોડાએલું છે. કાતરના કાપની સાથે ગઝલનું માપ સંકળાએલું છે!

કટાક્ષ કવિ **'શેખચલ્લી'** બેડિંગમાં સુપરવાઇઝીંગ કરે છે, નામાના ચોપડાં લખે છે, શિક્ષક ને પોરિયાંની હાજરી તપાસે છે બબરચીને શું રાંધવું તેના હુકમો આપે છે, બિટિંગ માટેના સરક્યુલર કાઢે છે ને સાહિત્યમાં પણ ડોકીયું કરે છે! જો નામાના ચોપડા લખવાનું પડતું મૂકે તો એમની 'કટાક્ષ કવિતાઓ' પણ હવાઇ જાય! અકબર કે રાજા ભોજના જમાનામાં ભલે કાવ્યની એકાદ કંડિકા પર લાખો નિચ્છાવર થતા; પણ આજે તો કાવ્યની આખી વણઝાર રજુ કરો તોય કોઇ કોડી પરખાવતું નથી! જો **'શેખચલ્લી'** યુરોપમાં હોત તો ફૂટબોલની પેઠે હાથોહાથ ઉંચકાઇ જાત! બાકી અહીં તો અડીખમ-તંદુરસ્ત શરીર હોવા છતાં 'નરસિંહ' મહેતાની જેમ એકાંતુશું જીવન વિતાવી રહ્યા છે! **'અખા'** જેવા ધૂની છે; પણ એમની ધૂન 'મુલ્લાંકી દોડ મસ્જિદ તક'ની જેમ મિત્ર સર્કલમાંજ અટવાઇ ગઇ છે! એમના 'કવન'ની જેમ 'વિવેચન' પણ ગરમાળાની ગોળી જેવું છે; પણ મુસ્લિમ-ગુજરાતમાં લેખક-કવિ કે વિવેચક તરિકે પ્રકાશમાં આવવું એ બ્હેરાની આગળ શંખ ફુંકવા જેવી વાત છે? 'નિસાર' તરિકેય એ મશહૂર છે; પણ અખબારી સ્ટંટોની આવડતના અભાવે અને પ્રકાશમાં આવવાની લેશ પણ પરવા ન હોવાને લીધે એ અંધારા ખૂણામાં પડ્યા છે. સ્ટેજ પર તો એમને ઘણી

વેળા ઘરડીનેજ લઇ જવા પડે છે, અને કલમ પણ જોરજુલમથી પકડાવવી પડે છે! સમાજની ઉદાસીનતાએ એમની ઉદાસીનતા પર ઘેરૂં પડ ચઢાવ્યું છે.

**'સીરતી'** એક પુરાણા મશહૂર ક્રાંતિકારી કવિ છે; પણ કવિતામાં કોઈનીએ કમાણી વરસો થયાં કરી નથી. કદી લાકડાંનો વહેપાર કરે છે તો કદી ઘાસનો કોંટ્રાક્ટ રાખે છે! કદી ઈંડાં પકાવે છે તો કદી પોલ્ટ્રીફાર્મ ઉઘાડે છે! કદી વહેપારી બની જાય છે તો કદી દલાલ બની જાય છે, આમ અનેક ધંધા કરીને ગુજરાન ચલાવે છે ને વચ્ચે વચ્ચે વિસામો મળતાં કાવ્યો રચી લે છે. વળી ખેતી પણ કરે છે ને લેખો પણ લખે છે! જો એકલા લેખ કે કવિતા ઉપર એ બિનદર બેઠા હોત તો કયારનાય આ જગતમાંથી અલોપ થઈ ગયા હોત?

**'મુસા'** બના પુરાણા ગઝલકાર છે; પણ ખેતી કરીને નહિ પણ કરાવીને, કારણ કે જમીનદાર છે, અને મોટરો દેડાવીને નભી રહ્યા છે. બલ્કે મ્હાલી રહ્યા છે મુસા બનાની ખેતી અને મોટરથી બની છે એકલી કવિતાની મૂડી એમના હાથમાં હોત તો એમની તંદુરસ્તી બગડી જાત! કારણ કે ન તો કવિતાથી કોઇનું પેટ ભરાયું છે ન ભરાય! અલબત્ત કવિનાથી બીજાઓની જેમ એમનેય કીર્તિ વરી છે ને કીર્તિ જો ખાવા નહિ તો ઓઢવા-પાથરવાના કામમાં વપરાય તોય ભૌતિક લાભ થાય! બાકી 'ઇજ્જત ખાતર ઠીકરામાંય ખાવું પડે!' એ તળપદી કહેવત અનુસાર કવિતાનું ઠીકરૂં હાથ ધરનારને ઇજ્જતનો લાભ ખરો. કુર્આનની વાણીને કાવ્યમાં વહેતી કરીને એ કીર્તિ કમાયા હતા ખરી! હવામાં "વાદવા" પોકરાવનારાઓમાંના એ એક છે. લોકો એમની ગઝલોને વધાવે પ્રસંશે છે; છતાંય એકલી કવિતા ઉપર તો એય જીવી ન શકે!

**'આસી'** ગુજરાતના હાજી લકલક ગણાય. થોડાજ સમયમાં ખૂબ ખીલી ગયા છે. એમની હાસ્ય કવિતાઓ સભાને ખડખડાટ હસાવે છે; પણ ગુજરાન માટે તો એમનેય અરબી ભાષાની પંતુગીરી અને મુલ્લાંગીરી કરવી પડે છે. ઉર્દૂ શાળામાં અરબી શિક્ષક તરીકે કામ કરે છે, વળી એક મદ્રેસામાં પણ અરબી પઢાવે છે, વળી મસ્જીદમાં ઇમામત પણ કરે છે આમ ડબલ નહિ પણ ત્રબલ રોલમાં કામ કરે છે ને વચગાળામાં હાસ્યમય કવિતાઓ રચે છે. મતલબ કે કરુણ જીવનના સાંધા જ્યાં તૂટે છે ત્યાં હાસ્યરૂપિ કવિતાઓનાં થીંગડાં મારે છે. જો એઓ એકલું કવિ તરીકે જીવવા માગે તો......તો શું?

"પ્રણીઆ ભજી લેને કિરતાર આ તો સ્વપ્નું છે સંસાર!" જેવાં ભજનો ગાવાં પડે!

**'હુઝી'** શાસ્ત્રીય ગઝલકાર છે; પણ બાપ કમાઈ પર જીવી રહ્યા છે. કયાંય કયાંય મુબઇ જઇને ધંધો માંડે છે ને પાછા છોડે છે. શેરોની લેવડદેવડ કરે છે. શેરમાં વખતે કમાય છે પણ 'શે'ર'માં તો કશુંજ કમાતા નથી. 'નઈમ' પણ શેરદલાલને ત્યાં કારકુની કરતાં 'શે'ર' લખે છે એકલા શે'રનો ધંધો કરે તો પોતેય સિકિયોરિટીમાં જાય ને કુટુંબને પણ ખેંચી જાય!

ગઝલ સમ્રાટ **'શયદા'** જો એકલા ગઝલ પરજ જીવતાં હોત તો કયારનોય એમનો તાજ ઊડી ગયો હોત! એ ઘડીઓજના સંપાદક તરિકે અને એક સફળ નવલિકાકાર

ને નાટકકાર તરિકે કલદારનો સારો સહકાર મેળવી શક્યા છે; પણ એકલા ગઝલકારજ બન્યા હોત તો......તો શું ? ભભૂત લગાડી હાથમાં તૂમડી ઝાલી લલકારતા હોત કે "ગઝલમાં હું બન્યો ઘેલો ગઝલ ગુલ્તાન ગાવા દે !"

અને હઝલવાળા 'બેકાર' હઝલ કે ગઝલમાં એક કાણી કોડીય કમાતા નથી. પંતુજીગીરી કરી, લેખકગીરી કરી, અને થોડી ઘણી ઝમીન ખેડાવીને પેનિયાંની પલટણન નભાવી રહ્યા છે ! બાકી જો એકલું કવિતાને ખોળેજ એમણે માથું મૂક્યું હોત તો બાળકોને અનાથાશ્રમમાં પધરાવી, બૈરીને પીયર વળાવી એમને બાવાજ બનવું પડ્યું હોત !

જુવો '**નસીમ**' જેવા આધ્યાત્મવાદી કવિ પણ પત્રકારિત્વના ધંધામાંજ રોટલા ખાતર પડ્યા છે ઉંચામાં ઉંચાં આધ્યાત્મવાદનાં કાવ્યોએ પણ કશો ભૌતિક લાભ ન કર્યો તો લખી લખીને, તથા વાંચી વાંચીને જાડા કાચના ચશ્મા પહેરતા થયા ! સાહિત્યની વેદી પર આંખોને હોમી દીધી ! જો એકલી કવિતાથીજ કોઈનો ભૌતિક ઉધ્ધાર થઇ શકતો હોય તો એઓ ક્યારનાય માલદાર થઈ ગયા હોત. અને 'નસીમ'ની જેમ શિષ્ટ કવિઓમાં મોખરે હોવા છતાં 'સગીર'નેય કારકુનગીરી કરવી પડે છે. કવિતાની મૂડી એમનેય કામ ન લાગી. એમની શાસ્ત્રીય ગઝલોનીય કોઇએ કીંમત ન ચૂકવી ને 'લક્ષ્મી સરસ્વતિનો બારમો ચંદ્રમા' પુનઃ પુનઃ સાબિત કર્યો.

ગઝલ નરેશનું બિરૂદ પામેલા '**કલીમ**' વાહિદીએ એક જમાનામાં ગઝલની ટંકશાળ ઉઘાડવા છતાં ચલણી શિક્કાઓથી વંચિત રહ્યા ! એમના છાપરાના સમાર કામમાં કે બીમારીના ખાટલા પર કવિતાની મૂડી કામ ન લાગી. ગઝલના એ રાજા બન્યા; પણ એથી ગરીબી ન ટળી. ઇઝ્ઝત કમાયા પણ દોઢિયાંની મોહતાજી દૂર ન થઇ ! જો ગઝલ રોટી તરિકે ચવાતી હોત તો ગુજરાતનો કોઇ પણ શાઇર બીજો ધંધો કરવાની તકલીફજ ન ઊઠાવત !

'અસર' એમ. એ. થઇ કેળવણીખાતામાં ડેપ્યુટી તરિકે ઝળક્યા, તેથી વધુ ગઝલકાર તરિકે પ્રખ્યાત થયા; પણ ડેપ્યુટીનો ધંધો કૌટુંબિક પોષક બન્યો; ત્યારે ગઝલકારનો ધંધો તો ઓનરરીજ ગણાયો. 'અસર'ની અસર સાહિત્યમાં એક સાચા ગઝલકાર તરિકે સારી છે; પણ રૂપિયા, આના પાઇમાં કીંમત આંકવા જઇએ તો .....તો શું ?

" જીવ જાવું છે ખાલી હાથ
અંતમાં પાપ પુન્સ સંગાત !"

'**ઘાયલ**' કાવ્યો દ્વારા અનેકોને ઘાયલ કરે છે. હિંદુ બિરાદરોમાં પ્રમાણબદ્ધ ગઝલકાર તરિકે એ મોખરે આવ્યા છે છતાં; પેટિયા માટે તો એમનેજ પાજોદ દરબાર 'રૂસ્વા' સાહબના પ્રાઇવેટ સેક્રેટરી તરિકેની ફરજ બજાવવી પડે

## ગ્રાહકોને :—

'**કારવાં**' માટેના ન્યુસ-પ્રીન્ટ કાગળ મુંબઇના વેપારીઓ પાસેથી ખરીદવા પડે છે. સુરતમાં ન્યુસ-પ્રીન્ટ માટેના એકે વેપારી નથી. ગયા માસની મુંબઇની અશાંતિ અને શાંતિ સ્થપાયા બાદ રેલ્વે બુકીંગ બંધ હોવાના કારણે સમયસર કાગળ આવી શક્યા નહીં તેમ પ્રેસ-કામદારોની અછતના લીધે છાપકામ મોડે શરૂ કરવું પડ્યું હોવાથી તા. ૧૫મીને બદલે આ અંક મોડો પ્રગટ થયો છે. 'કારવાં'ની સાડા છ વર્ષની જિન્દગીમાં તે પ્રથમવારજ અનિયમિત થવા પામ્યું છે. ગ્રાહકો તે માટે માફી આપશે એવી આશા છે.

—તંત્રી.

છે. જો એ નોકરી પડતી મૂકીને એકલી કાવ્ય સેવાજ ગ્રહણ કરે તો એમનેય તૂગડી ઝાલવી પડે!

'મસ્ત હબીબ' શિક્ષકની નોકરી વડે રોટલા ખાઇને કાવ્યોમાં મસ્તી બતાવે છે. 'વલી' પણ એજ ધંધાને અપનાવીને કવિતા કરે છે. 'મઝાક' રેલ્વે ખાતામાં નોકરી કરતાં કરતાં ગઝલકારની ઓનરરી સર્વિસ બજાવે છે. 'સાબિર' વટવામાં ઝમીનદારી કરતાં કરતાં કાવ્યકણિકાઓ રજુ કરે છે. જો ઝમીનદારી ન હોત તો એમનાં કાવ્ય ઝરણાંઓ પણ ક્યાંક સુકાઇ જાત અને કવિતાનો અભ્યાસ હવામાં ઓગળી જાત. જમીનની કૃળદ્રુપતાએજ એમને સિદ્ધ હસ્ત ગઝલકાર બનાવ્યા છે! 'સૈફ' પણ હજી પિતાજીની કમાણી પર કાવ્યના પતંગો ચગાવે છે. 'ચમકાર' પણ બીજો ધધો કરતાં, જેમ સિનેમાના ઇન્ટરવલમાં રેકોર્ડો વાગે છે તેમ વચગાળાના વિસામામાં કવિતાઓ રચે છે! અને 'કિસ્મત' પણ સરસ્વતિ પ્રેસમાં પ્રુફરિડીંગ કરતાં કરતાં કાવ્યોની પ્રેરણા મેળવે છે. આમ આપણા બધાય કવિઓ બીજા ધંધાને આધારે જીવતા રહ્યા છે! કવિતાને આધારે રહ્યા હોત તો ક્યારના.......? જવા દોને હવે કફન-દફનના સામાનની મોંઘવારી પણ દસ ગણી વધી ગઇ છેને? માટે હાલ તો ગલિબના શબ્દોમાં આપણા બધાય કવિઓ માટે હોલસેલ દુઆજ માગવી રહી કેઃ

"તુમ સલામત રહો હઝાર બરસ;
હર બરસકે દિન હોં પચાસ હઝાર!"



## સાભાર—સ્વીકાર.

**ફ્રેસન્ટઃ**—તંત્રી-યુસુફ એ. કે. ફૈઝુલ્લાભાઈ.
કિં. રૂા. ૧-૮-૦

ધી સુરત સીટી મુસ્લિમ સ્ટુડન્ટ યુનીયન તરફથી દર વર્ષે એક ખાસ અંક કાઢવામાં આવે છે. આ વખતે પણ એક સુંદર અંક કાઢ્યો છે. તેમાં લેખોને ત્રણ ભાગમાં વહેંચવામાં આવ્યા છે. અંગ્રેજી, ગુજરાતી, અને ઉર્દૂ. કેટલાક કટાક્ષ ચિત્રોથી અંક દીપી ઉઠે છે. મુસ્લિમ યુવાનોને ઉદ્દેશીને કેટલાક લેખો લખાયા છે. આવો સરસ સુંદર અંક કાઢવા બદલ યુનીયન અને તંત્રીને ધન્યવાદ ઘટે છે. અમે તેમની સફળતા ઇચ્છીએ છીએ.

**જાગૃતીઃ**—સંપાદક-અકબર એફ. મરચન્ટ.
કિંમત રૂા. ૨-૦-૦

હીઝ હાઇનેસ નામદાર આગાખાનના હિરક મહોત્સવના પ્રસંગે એક ખાસ અંક કાઢવામાં આવ્યો છે. તેમાં નસીમ, બશીર, સફર, રતુ દેસાઈ, અંજારિયા અને કુ. કુલસુમ લાકડ વિગેરે લેખકો અને કવિઓના સહકારથી અંક દીપી ઉઠે છે. પાના જોતાં કિંમત વધુ પડતી લાગે છે. અમે તેના સંપાદકોની સફળતા ઇચ્છીએ છીએ.

# એમ. એમ. પી. રાંદેર સાભાર—સ્વીકાર

## દક્ષિણ આફ્રીકાના સદગૃહસ્થો તરફથી મળેલી મદદની યાદી.

| નં. | નામ. | | | પા. શિ. પેન્સ |
|---|---|---|---|---|
| ૧ | મી. એ. આદમ એન્ડ કું. | પી. ઓ. બોક્ષ | ૧ મ્યુનીક | ૨૫–૦–૦ |
| ૨ | ,, એ. આદમ એન્ડ કું. | પી. ઓ. બોક્ષ ૨૬૨, | પીટર્સબર્ગ | |
| ૩ | ,, એસ. એસ. મુન્શી | પી. ઓ. બોક્ષ ૨૬ | Duivals Kloof | ૨૫–૦–૦ |
| ૪ | ,, એમ. બાબા | પી. ઓ. ડેવીઝ | વીસા | ૭-૧૦-૦ |
| ૫ | ,, અહમદ ઇસપ | પી. ઓ. બોક્ષ ૧૦ | Mokeersi | ૧૦–૦–૦ |
| ૬ | ,, ઇબ્રાહીમ મુસા | પી. ઓ. | Tzaneen | ૧૦–૦–૦ |
| ૭ | ,, મુસા ઓલીઆ | પી. ઓ | ,, | ૭-૧૦-૦ |
| ૮ | ,, આમીસ સ્ટોર | પી. ઓ, ૨૬ | Duivals Kloof | ૨-૧૦-૦ |
| ૯ | ,, અહમદ મોહંમદ કાસમોદ | પી ઓ. બોક્ષ ૨ | Nylstroom | ૭-૧૦-૦ |
| ૧૦ | ,, એમ. મોસામ | પી. ઓ. બોક્ષ ૬ | ,, | ૧૨-૧૦-૦ |
| ૧૧ | ,, ઈ. બોડાનીઆ | બોક્ષ ૨ | ,, | ૫–૫–૦ |
| ૧૨ | ,, એચ. ઇ. રાવત | ,, | ,, | ૪–૪–૦ |
| ૧૩ | ,, મોહંમદ ફકીર | બોક્ષ ૬ | ,, | ૧–૧–૦ |
| ૧૪ | ,, સુલેમાન ઇસાક | બોક્ષ ૨ | ,, સી. એફ. | ૦-૧૦-૬ |
| ૧૫ | લીલાહ | | | ૩–૩–૦ |
| ૧૬ | ,, એચ જી. બાવા એન્ડ કુંo | બોક્ષ ૨૬૨ | પીટર્સબર્ગ | ૧૦–૦–૦ |
| ૧૭ | ,, ઇસ્માઇલ મોહંમદ એન્ડ સન્સ | | ,, | ૧૦–૦–૦ |
| ૧૮ | ,, એસ. એમ. લીમીટેડ | | ,, | ૧૦–૦–૦ |
| ૧૯ | ,, દાદુ ઉસ્માન | | ,, | ૧૦–૦–૦ |
| ૨૦ | ,, એ. સી. ટીલી | | ,, | ૫–૦–૦ |
| ૨૧ | ,, તીકલી એન્ડ કુંo | | ,, | ૫–૦–૦ |
| ૨૨ | ,, જી. એમ. કાસા એન્ડ કુંo | | ,, | ૧૦–૦–૦ |
| ૨૩ | ઉઘરાણા પેટે બાકી છે જે મી. ઇસ્માઇલખાં ગુલાબખાંએ ઉમેરેલા | | | ૨૦–૦–૦ |
| | | | કુલ ટોટલ | ૨૦૧–૧૩–૬ |
| | ડ્રાફ્ટ વિગેરે મોકલવાનો ખર્ચ | | | ૧–૧૩–૬ |
| | | | | ૨૦૦–૦–૦ |

સદરહુ પૈં. ૨૦૦–૦–૦ ના કુલ રૂા. ૨૬૪૩–૧૧–૦ અંકે રૂપીઆ બે હજાર છસો તેંતાલીસ આના અગીયાર પુરા. ઇસ્ટર્ન એન્ડ લી૦ મુંબઇ મારફત મી. ઇસ્માઇલખાં ગુલાબખાંએ મોકલ્યા તે.

# શેખ શરફુદ્દીન માનેરી.

— જનાબ "નસીમ" સા. [મુંબઈ.]

હિન્દુસ્તાન એ ફકીરો અને સંતોની ભૂમિ મનાતો આવ્યો છે. તે ઘણા લાંબા કાળથી સર્વ ધર્મોનું સંગમ સ્થાન રહ્યું છે. એની સંસ્કૃતિનો આત્મા, આત્માની ફિરસ્તીનું ગીત ગાય છે આત્મવાદી એશિયાની જેમ હિન્દુસ્તાન પણ આત્મવાદી છે અને મનુષ્યનાં ચારિત્ર અને ચાલચલગતની ઉજ્જવળતાનો એણે પોતાના ઈતિહાસકાળમાં સદાય આગ્રહ રાખ્યો છે. હિંદુસ્તાનની પ્રાચીન યુનિવર્સિટિઓમાં પણ વિદ્યાર્થીઓ માટે બુદ્ધિનો વિકાસ સાથે ચારિત્રના વિકાસ વિશે ખાસ લક્ષ આપવામા આવતુ હતું મધ્ય કાળમાં હિન્દુસ્તાનની બૌદ્ધ યુનિવર્સિટિઓ અને મોગલ કાળના મુસ્લિમ મદ્રેસાઓમાં નીતિનું શિક્ષણ અગત્યનું મનાતું હતું. મુસ્લિમ જીવનમાં 'ઇલ્મુલ અખ્લાક'નું વિશિષ્ટ સ્થાન રહ્યું છે એટલુજ નહિ પણ આત્મિક વિકાસની દિશામા 'અખ્લાક' નીતિની મહત્તા સ્પષ્ટ રીતે સ્વીકારવામા આવી છે. ઇસ્લામના અલ્લાહના વિકલ્પમાં તેનાં નામોને 'અસ્માઉલ હુસ્ના' કહેવામા આવ્યા છે આ સઘળાં નામો ખુદાનાં ગુણોજ વર્ણવે છે આત્મિક ઉન્નતિ માટે આ સિફાતી અને ઝાતી નામોનો ઝિક્ર કરવામાં આવે છે. હઝરત પૈગમ્બર (સલ૦)નાં જીવનરીતિને 'ઉસ્વએહસના' કહેવામાં આવે છે, જેનો સામાન્ય અર્થ "ઉજ્જવળ ચરિત્ર' થાય છે.

પરંતુ આજની આપણી આધુનિકતાએ–આપણી પાશ્ચાત્ય સંસ્કારથી પ્રભાવિત થયેલી આધુનિક સંસ્કૃતિએ આપણી જૂની સંસ્કૃતિ સાથેનો સંબંધ વ્યવહારુ રીતે તોડી નાખ્યો છે, એમ કહીએ તો કાંઈ ખોટું નથી.

સંસ્કૃતિના વિકાસમાં આપણી પુરાણી સપત્તિ અલબત્ત મૂળ પાયારૂપ હોવી જોઇએ અને આધુનિક કાળનાં તત્ત્વોથી તેનું જીવન સ્વરૂપ આપણે રચવું જોઇએ છે. પુરાણી સંપત્તિને તેનાં સ્વયં પૂરાયાં સ્વરૂપમાંજ જાળવી રાખવાની જૂનવાણી મનોદશા સંસ્કૃતિના વિકાસમાં બાધક થાય છે, તેમ કેવળ આધુનિક દૃષ્ટિ કેળવીને આપણે નવાજ રંગરોગાનથી રંગાઇને આપણે પોતાનું જૂનુ સ્વરૂપ ભૂલી જઇએ એ પણ પ્રશંસાજોગ નથી. આ બંને વસ્તુ સંસ્કૃતિના વિકાસ અને આપણી અસ્મિતા માટે હાનિકારક છે.

હિંદુસ્તાનમાં ઇસ્લામના ફકીરોએ સંસ્કારિતાને ઉજ્જવળ બનાવી છે. આપણી ધાર્મિકતાને નિર્મળ સ્વરૂપ આપ્યું છે. જીવન માટે ધર્મ કેટલો વાસ્તવિક છે, એ દેખાડયું છે પરંતુ આજના આધુનિકવાદમાં આપણે તેનું વિસ્મરણ કર્યું છે.

ઇસ્લામના સૂફીવાદમાં 'ફકીરો એક સંસ્કાર સંસ્થા છે. આપણે સામાન્ય રીતે ફકીરને ભિક્ષુક સમજીએ છીએ પણ તે વસ્તુત ભિક્ષુક નથી. પોતાની આત્મિક સંપત્તિના વિકાસ માટે સ્વાશ્રયથી જીવતા, જીવન અને જીવનની વાસ્તવિક તત્ત્વનું ચિંતન કરતા ફકીરને સાચો ફકીર કહેવામાં આવે છે.

એનું પોતાનું જીવન પોતાની માનવતાને ઉજ્જવળ બનાવવા અર્થે હોય છે, તેમ સમુદાયમાં પણ માનવતાનો ભાવ જાગ્રત કરવાનું એ દૃષ્ટિબિંદુ ધરાવે છે. ઇસ્લામ ભિક્ષા કે સન્યાસ જેવા આત્મિક પ્રયોજનમાં માનતો નથી. ઇસ્લામનો સાચો ફકીર ભિક્ષા માગતો નથી. સ્વાશ્રયથી જીવે છે પરંતુ, મોહ વિનાનું ઓછામા ઓછાં સાધનોથી નભતું ફકીરી જીવન ગાળે છે. દુન્યામાં પવિત્રતા અને માનવતાની ન્યૂનતા જોઇને તે દુન્યાનો ત્યાગ કરતો નથી દુન્યાથી દૂર રહીને તે જીવન શોધતો નથી પણ

દુન્યામાં રહીનેજ તે જીવનનાં તત્ત્વોનું શોધન કરે છે. એનું સન્યાસ, એની વિરકતી એનાં જીવનના અંતરભાવમાંજ હોય છે.

ઇસ્લામના મહાન પૈગમ્બર (સલ૦)એ "અલ ફક્રો ફખ્રી" ફકીરી મારે માટે ગૌરવ છે, એમ કહ્યું છે, એનો વાસ્તવિક અર્થ પણ એજ છે. ઇસ્લામના એક મહાન સૂફી ફકીર મૌલાના રૂમીએ કહ્યું છે કે બાળબચ્ચાઓનું લાલન-પાલન, કે ધનસંપત્તિ હોવી એ દુન્યા નથી પણ ખુદાનુ વિસ્મરણ એજ દુન્યા છે. એમાં પણ આ ભાવજ અંતરગત રહેલો છે. અરબસ્તાન, ઇરાન, તુર્ક, મિસર આદિ ઇસ્લામી દેશોમાં ઘણા ફકીરો થઈ ગયા છે. હિન્દુસ્તાનમાં પણ અસંખ્ય ફકીરો થયા છે. અત્રે ઇસ્લામના એક જીવન શોધનારા ફકીરનો પરિચય આપવાનો આશય છે.

"ઇસ્લામના આધ્યાત્મવાદ" નામની લેખમાળાના એક મણકા તરીકે "એક સૂફી ના પત્રો" એવા શીર્ષકથી એક પુસ્તક અંગ્રેજીમાં પ્રગટ થયું છે. આ પુસ્તકમાં શેખ શરફુદ્દીન માનેરીનાં જીવન અને તેમણે પોતાનાં શિષ્યોને લખેલાં પત્રોનો સારાંશ આપ્યો છે. આજના જડવાદ ભણી ધસડાતા યુગમાં આ વસ્તુ વિચારક થઇ પડશે એટલુંજ નહિ પણ હિન્દુસ્તાનના ઉત્તર મધ્યકાળનાં ધાર્મિક જીવનમાં કેવી ઊંચી દૃષ્ટિને અનુસરવામા આવતી હતી, એનો પરિચય આમાંથી મળી રહેશે.

શેખ શરફુદ્દીન માનેરીના મૂળ ફારસી ભાષામાં લખાયલા પત્રોનો અનુવાદ શ્રી બૈજનાથસિંગે કર્યો છે. તે એક સાત્તિક પ્રકૃતિના પુરૂષ છે. પોતાનાં પુસ્તકના અગ્રભાગમાં એમણે શેખ શરફુદ્દીન માનેરીનો સંક્ષેપમાં જીવન પરિચય આપ્યો છે.

શેખ શરફુદ્દીન માનેરી મખ્દૂમ-ઉલ-મુલ્કની સંજ્ઞાથી ઓળખાય છે. શેખ યહ્યાના એ પુત્ર હતા. બિહાર પ્રાંતમાં આવેલા પટણા નગર પાસેના એક ગામ 'માનેર'માં એમનો જન્મ થયો હતો. બાલ્યથીજ એમને 'ઇલ્મ' તરફ અત્યંત પ્રેમ હતો. ધાર્મિક જીવન જીવવાની તિવ્ર આકાંક્ષા તે રાખતા હતા. બાળપણથીજ તેમનાં જીવનનું આ વલણ દેખાઇ આવતું હતું.

એમના જીવનકાળના જાણીતા વિદ્વાન પ્રોફેસર અશરફુદ્દીન પાસે એમણે દુન્યવી શિક્ષણ પ્રાપ્ત કર્યું. જુવાન વયે પુગ્યા પછી એમણે પોતાનું વતન ત્યાગી દિલ્હી આવ્યા અને ત્યાં નજીબુદીન ફિરદૌસીના સમાગમમાં રહ્યા એમ અહિં આત્મવિદ્યા સંપાદન કર્યા પછી પોતાના મુર્શિદની આજ્ઞાથી ભાયારી રાજગીરિના ટેકરાઓમાં ઘણાં વર્ષો સુધી નિવાસ રાખ્યો. તે પછી પોતાના મિત્રોની સૂચનાથી બિહારમાં જઈ રહ્યા. ૭૮૨ હિજરીમાં તે અવસાન પામ્યા. ઇસ્વી સનના પંદરમા સૈકાનો આ સમય હતો. એમણે પોતાનાં જીવન દરમ્યાન કેટલાક પુસ્તકો લખ્યાં હતા, જેમાંના માત્ર ત્રણજ પુસ્તક પ્રગટ થયા છે. આ ત્રણે પુસ્તકમાં એમના 'પત્રો' આપવામાં આવ્યા છે, જે તેમણે પોતાના મિત્રો, પોતાના સહવાસમાં આવનારાઓ અને પોતાના શિષ્યોને લખ્યા હતા.

એમના પ્રથમ પત્રસંગ્રહનું નામ 'મકતૂબાતે સા'દી' રાખવામાં આવ્યું છે, જેમાં એકસો પત્રો અ રવામાં આવ્યા છે. એમણે આ પત્રો કાઝી શમ્સુદ્દીનને હિજરી ૭૪૭માં લખ્યા હતા. આ પત્રોમાં એમણે સૂફી જીવનના પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે.

બીજા પત્ર સંગ્રહનું નામ 'મકતૂબાતે બિસ્તોહસ્ત' છે જેમાં ૨૮ પત્રો આપવામાં આવ્યા છે. બલ્ખના શાહજાદા મુઝફ્ફરને આ

# શૈખ શરફુદ્દીન માનેરી.

← જનાબ "નસીમ" સા. [મુંબઇ.]

**હિન્દુસ્તાન** એ ફકીરો અને સંતોની ભૂમિ મનાતો આવ્યો છે. તે ઘણા લાંબા કાળથી સર્વ ધર્મોનું સંગમ સ્થાન રહ્યું છે. એની સંસ્કૃતિનો આત્મા, આત્માની ફિલસૂફીનું ગીત ગાય છે આત્મવાદી એશિયાની જેમ હિન્દુસ્તાન પણ આત્મવાદી છે અને મનુષ્યનાં ચારિત્ર અને ચાલચલણની ઉજ્જવળતાનો એણે પોતાના ઈતિહાસકાળમાં સદાય આગ્રહ રાખ્યો છે. હિંદુસ્તાનની પ્રાચીન યુનિવર્સિટિઓમાં પણ વિદ્યાર્થીઓ માટે બુદ્ધિનો વિકાસ સાથે ચારિત્રના વિકાસ વિષે ખાસ લક્ષ આપવામા આવતું હતું મધ્ય કાળમાં હિન્દુસ્તાનની બૌદ્ધ યુનિવર્સિટિઓ અને મોગલ કાળના મુસ્લિમ મદ્રેસાઓમાં નીતિનું શિક્ષણ અગત્યનુ મનાતું હતું. મુસ્લિમ જીવનમાં 'ઇલ્મુલ અખ્લાક'નું વિશિષ્ટ સ્થાન રહ્યું છે એટલુજ નહિ પણ આત્મિક વિકાસની દિશામા 'અખ્લાક' નીતિની મહત્તા સ્પષ્ટ રીતે સ્વીકારવામા આવી છે. ઇસ્લામના અલ્લાહના વિકલ્પમાં તેનાં નામોને 'અસ્માઉલ હુસ્ના' કહેવામાં આવ્યા છે. આ સઘળાં નામો ખુદાના ગુણોજ વર્ણવે છે આત્મિક ઉન્નતિ માટે આ સિફાતી અને ઝાતી નામોનો ઝિક્ર કરવામાં આવે છે. હઝરત પૈગમ્બર (સલ૦)નાં જીવનરીતિને 'ઉસ્વએહસના' કહેવામાં આવે છે, જેનો સામાન્ય અર્થ "ઉજ્જવળ ચરિત્ર' થાય છે.

પરંતુ આજની આપણી આધુનિકતાએ–આપણી પાશ્ચાત્ય સંસ્કારથી પ્રભાવિત થયેલી આધુનિક સંસ્કૃતિએ આપણી જૂની સંસ્કૃતિ સાંથેનો સંબંધ વ્યવહારુ રીતે તોડી નાખ્યો છે, એમ કહીએ તો કાંઈ ખોટું નથી.

સંસ્કૃતિના વિકાસમાં આપણી પુરાણી સંપત્તિ અલબત્ત મૂળ પાયારૂપ હોવી જોઇએ અને આધુનિક કાળનાં તત્ત્વોથી તેનું જીવન સ્વરૂપ આપણે રચવું જોઇએ છે. પૂરાણી સંપત્તિને તેનાં સ્વથી પૂરાણાં સ્વરૂપમાંજ જાળવી રાખવાની જૂનવાણી મનોદશા સંસ્કૃતિના વિકાસમાં બાધક થાય છે, તેમ કેવળ આધુનિક દૃષ્ટિ કેળવીને આપણે નવાજ રંગરોગાનથી રંગાઇને આપણે પોતાનું જૂનુ સ્વરૂપ ભૂલી જઇએ એ પણ ઇચ્છવાજોગ નથી. આ બંને વસ્તુ સંસ્કૃતિના વિકાસ અને આપણી અસ્મિતા માટે હાનિકારક છે.

હિંદુસ્તાનમાં ઇસ્લામના ફકીરોએ સંસ્કારિતાને ઉજ્જવળ બનાવી છે. આપણી ધાર્મિકતાને નિર્મળ સ્વરૂપ આપ્યું છે. જીવન માટે ધર્મ કેટલો વાસ્તવિક છે, એ દેખાડયું છે પરંતુ આજના આધુનિકવાદમાં આપણે તેનું વિસ્મરણ કર્યું છે.

ઇસ્લામના સૂફીવાદનાં 'ફકીરો એક સંસ્કાર સંસ્થા છે. આપણે સામાન્ય રીતે ફકીરને ભિક્ષુક સમજીએ છીએ પણ તે વસ્તુત ભિક્ષુક નથી. પોતાની આત્મિક સંપત્તિના વિકાસ માટે સ્વાશ્રયથી જીવતા, જીવન અને જીવનની વાસ્તવિક તત્ત્વનું ચિંતન કરતા ફકીરને સાચો ફકીર કહેવામાં આવે છે.

એનું પોતાનું જીવન પોતાની માનવતાને ઉજ્જવળ બનાવવા અર્થે હોય છે, તેમ સમુદાયમાં પણ માનવતાનો ભાવ જાગ્રત કરવાનું એ દૃષ્ટિબિંદુ ધરાવે છે. ઇસ્લામ ભિક્ષા કે સન્યાસ જેવા આત્મિક પદ્યમાં માનતો નથી. ઇસ્લામનો સાચો ફકીર ભિક્ષા માગતો નથી. સ્વાશ્રયથી જીવે છે પરંતુ, મોહ વિનાનું ઓછામા ઓછાં સાધનોથી નભતું ફકીરી જીવન ગાળે છે. દુન્યામાં પવિત્રતા અને માનવતાની ન્યૂનતા જોઇને તે દુન્યાનો ત્યાગ કરતો નથી દુન્યાથી દૂર રહીને તે જીવન શોધતો નથી પણ

દુન્યામાં રહીનેજ તે જીવનનાં તત્ત્વોનું શોધન કરે છે. એનું સન્યાસ, એની વિરકતી એનાં જીવનના અંતરભાવમાંજ હોય છે.

ઇસ્લામના મહાન પૈગમ્બર (સલ૦)એ "અલ ફુક્રો ફખ્રી" ફકીરી મારે મને ગૌરવ છે, એમ કહ્યું છે, એનો વાસ્તવિક અર્થ પણ એજ છે. ઇસ્લામના એક મહાન સૂફી ફકીર મૌલાના રૂમીએ કહ્યું છે કે બાળબચ્ચાઓનું લાલન-પાલન, કે ધનસંપત્ત હોવી એ દુન્યા નથી પણ ખુદાનું વિસ્મરણ એજ દુન્યા છે. એમાં પણ આ ભાવજ અંતરગત રહેલો છે. અફઘ-સ્તાન, ઇરાન, તુર્ક, મિસર આદિ ઇસ્લામી દેશોમાં ઘણા ફકીરો થઈ ગયા છે. હિન્દુસ્તા-નમાં પણ અસંખ્ય ફકીરો થયા છે. અત્રે ઇસ્લામના એક જીવન શોધનારા ફકીરનો પરિચય આપવાનો આશય છે.

"ઇસ્લામના આધ્યાત્મવાદ" નામની લેખ-માળાના એક મણકા તરીકે "એક સૂફી ના પત્રો" એવા શીર્ષકથી એક પુસ્તક અંગ્રેજીમાં પ્રગટ થયું છે. આ પુસ્તકમાં શેખ શરફુદ્દીન માનેરીનાં જીવન અને તેમણે પોતાનાં શિષ્યોને લખેલાં પત્રોનો સારાંશ આપ્યો છે. આજના જડવાદ ભણી ધસડાતા યુગમાં આ વસ્તુ વિચારક પ્રશ્ન પડશે એટલુંજ નહિ પણ હિન્દુ-સ્તાનના ઉત્તર મધ્યકાળનાં ધાર્મિક જીવનમાં કેવી ઊંચી દૃષ્ટિને અનુસરવામાં આવતી હતી, એનો પરિચય આમાંથી મળી રહેશે.

શેખ શરફુદ્દીન માનેરીના મૂળ ફારસી ભાષામાં લખાયેલા પત્રોનો અનુવાદ શ્રી બૈજનાથસિંગે કર્યો છે. તે એક સાત્વિક પ્રકૃતિના પુરૂષ છે. પોતાનાં પુસ્તકના અગ્ર-ભાગમાં એમણે શેખ શરફુદ્દીન મનેરીનો સંક્ષેપમાં જીવન પરિચય આપ્યો છે.

શેખ શરફુદ્દીન માનેરી મખ્દૂમ-ઉલ-મુલ્કની સંજ્ઞાથી ઓળખાય છે. શેખ યહ્યાના એ પુત્ર હતા. બિહાર પ્રાંતમાં આવેલા પટણા નગર પાસેના એક ગામ 'માનેર'માં એમનો જન્મ થયો હતો. બાલ્યથીજ એમને 'ઇલ્મ' તરફ અત્યંત પ્રેમ હતો. ધાર્મિક જીવન જીવવાની તિવ્ર આકાંક્ષા તે રાખતા હતા. બાળપણથીજ તેમનાં જીવનનું આ વલણ દેખાઇ આવતું હતું.

એમના જીવનકાળના જાણીતા વિદ્વાન પ્રોફેસર અશરફુદ્દીન પાસે એમણે દુન્યવી શિક્ષણ પ્રાપ્ત કર્યું. જુવાન વયે પૂગ્યા પછી એમણે પોતાનું વતન ત્યાગી દિલ્હી આવ્યા અને ત્યાં નજીબુદ્દીન ફિરદોસીના સમાગમમાં રહ્યા એમ અહિં આત્મવિદ્યા સંપાદન કર્યા પછી પોતાના મુર્શિદની આજ્ઞાથી ભાવારી રાજગીરિના ટેકરા-ઓમાં ઘણાં વર્ષો સુધી નિવાસ રાખ્યો. તે પછી પોતાના મિત્રોની સૂચનાથી બિહારમાં જઈ રહ્યા. ૭૮૨ હિજરીમાં તે અવસાન પામ્યા. ઇસ્વી સનના પંદરમા સૈકાનો આ સમય હતો. એમણે પોતાનાં જીવન દરમ્યાન કેટલાક પુસ્તકો લખ્યાં હતા, જેમાંના માત્ર ત્રણજ પુસ્તક પ્રગટ થયા છે. આ ત્રણે પુસ્તકમાં એમના 'પત્રો' આપવામાં આવ્યા છે, જે તેમણે પોતાના મિત્રો, પોતાના સહવાસમાં આવનારાઓ અને પોતાના શિષ્યોને લખ્યા હતા.

એમના પ્રથમ પત્રસંગ્રહનું નામ 'મકતૂબાતે સા'દી' રાખવામાં આવ્યું છે, જેમાં એકસો પત્રો આપવામાં આવ્યા છે. એમણે આ પત્રો કાઝી શમ્સુદ્દીનને હિજરી ૭૪૭માં લખ્યા હતા. આ પત્રોમાં એમણે સૂફી જીવનના પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે.

બીજા પત્ર સંગ્રહનું નામ 'મકતૂબાતે બિસ્તોહસ્ત' છે જેમાં ૨૮ પત્રો આપવામાં આવ્યા છે. બલ્ખના શાહજાદા મુઝફ્ફરને આ

પત્રો લખવામાં આવ્યા હતા. આ પત્રો પણ ઉપલા પ્રકારનાજ છે.

એમનો ત્રીજો પત્ર સંગ્રહ 'ફવાઇદે રૂક્નો' ના નામથી પ્રગટ કરવામાં આવ્યો છે. એમના મિત્ર શેખ રૂકનુદ્દીને પોતાના અભ્યાસ માટે આ પત્રો ટીકાઓ સાથે તૈયાર કર્યા હતા.

આ લેખમાં સૂફી શેખ શરફુદ્દીનના જે પત્રોમાંથી અગત્યનાં અવતરણો આપ્યાં છે, તે મોટે ભાગે 'મકતૂબાતે સાંદી'માંથી આપવામાં આવ્યા છે. જેનો અંગ્રેજી અનુવાદ શ્રી બૈજનાથે પ્રગટ કર્યો છે. આ પુસ્તકમાં જે વસ્તુની ચર્ચા કરવામાં આવી છે, તેનું તારતમ્ય આ પત્રોનાં અવતરણમાં આવી જાય છે. તે એમનાં જીવન અને ચિંતનના એક આછાં સ્વરૂપની વાંચકોને આછી ઝાંખી કરાવ્યા વગર રહેશે નહિ.

અમદાવાદનાં સસ્તું સાહિત્ય કાર્યાલયે 'મુસ્લિમ મહાત્માઓ'નાં શિર્ષક તળે એક પુસ્તક ગુજરાતી ભાષામાં કેટલાંક વર્ષો પૂર્વે પ્રગટ કર્યું હતું, જેમાં મોટે ભાગે અરબસ્તાન અને ઇરાનના સૂફી મહાત્માઓનાં જીવનચરિત્રો અને બોધવચનો આપવામાં આવ્યાં છે. ઈરાનના નામાંકિત સૂફી શેખ ફરીદુદ્દીન અત્તારના 'તઝકિરતુલ ઔલિયા' એનું મૂળ પ્રેરણાસ્થાન છે. મૂળ ફારસીના બંગાળી પરથી ગુજરાતીમાં આ પુસ્તક લખાયું છે, જ્યારે આ શેખ શરફુદ્દીન હિંદુસ્તાનના બિહાર પ્રાંતમાં થઇ ગયા છે. અને તે પણ એવાજ એક સૂફી મહાત્મા હતા. હિન્દુસ્તાનમાં એવા અનેક સૂફીઓ થઇ ગયા છે, જેમના પત્રો અને પુસ્તકોનું બહોળું સાહિત્ય પ્રાપ્ત છે પરતુ તે અરબી અને ફારસીમાં લખાયલું હોવાથી સામાન્ય જનતા સુધી પૂગી શકયું નથી. ગાંધીજીના પ્રથમ ગુરૂ શ્રી રાયચંદ કવિની 'આત્મ સિદ્ધિ'માં તેમના સાથે કેટલીક પત્ર વ્યવહાર આપવામાં આવ્યો છે, જેમાં એક સ્થળે મુસ્લિમ જાતિમાં અધ્યાત્મ દ્રષ્ટીઓ અને ઇશ્વર ચિંતકો ઉત્પન્ન થતા નથી. એના માટે આશ્ચર્ય અને ખેદ દર્શાવવામાં આવ્યો છે. શ્રી રાયચંદ કવિ ફારસી-ઉર્દૂથી અનભિજ્ઞ હોઇને તેઓ એવા સાહિત્ય કે પુરૂષોનાં પરિચયમાં આવી શકયા નહોતા અને એ કારણે તેમની એવી માન્યતા બંધાઇ હતી સુલ્તાનોના કાળમાં ગુજરાતમાં પણ જે સૂફી ઔલિયાઓ થઇ ગયા છે એનાં જીવન અને સાહિત્ય ફારસી ભાષામાંજ લખાયલાં છે. મુસ્લિમ વિદ્વાનોએ એવું સાહિત્ય ગુજરાતી ભાષામાં આણવું જોઈએ કે જેથી આધ્યાત્મ સાહિત્યની દિશામાં મુસ્લિમોએ કેવો ફાળો આપ્યો છે તેનો સામાન્ય પરિચય થઇ શકે.

આપણે હવે આ શેખ શરફુદ્દીને ચુંટી કાઢેલાં અમૃત વચનોની સુવાસ લઇશું: આ સુવાસ કોઈના માટે પણ ગ્રાહ્ય થઇ શકે એમ છે:

ઇશ્વરમાં એકતાર થઇ જવું એ ઇશ્વરવાદ છે, પરંતુ એમાં એકતાર થયા છીએ એવું આપણું અભિમાન જતું રહે એવી સ્થિતિ ઇશ્વિરનો નહાકાર છે. અનેક ઇશ્વરવાદીઓમાંથી ખુદા ઇશ્વિરવાદીઓને ઉત્પન્ન કરે છે. અશ્રદ્ધાવાનોમાંથી શ્રદ્ધાવાનોને ઉત્પન્ન કરે છે અને ગુનેહગારોમાંથી ભાવિકજનોને ઉત્પન્ન કરે છે.

દરેકને અંધારામાંથી બહાર સર્જવામાં આવ્યા હતા, અને દરેકને તેની પોતાની શક્તિ અનુસાર પ્રકાશમાં લઇ જવામાં આવે છે અને એ પ્રકારે તે આત્માના પ્રકાશથી તેજસ્વી બને છે.

●

બધા મનુષ્યો તેના (ઇશ્વિરના) દૈવી પ્રકાશના તણખાઓ સમાન છે. અને તે બધા તેમાંથી પ્રકાશ મેળવે છે.

●

"તું" અને "હું"નો ભેદ આપણામાં આ દુન્યાના નિવાસના અંગે છે. પ્રીતિપાત્ર (ઇશ્વર)ના માન્યમાં આ ભેદો હસ્તી ધરાવતા નથી. તે એકજ માત્ર વાસ્તવિક રીતે છે અને તેના સિવાય બીજા કોઇનું અસ્તિત્વ ભ્રમમૂલક છે.

●

જમીન ઇમારતના મૂળ પાયા સમાન છે તેમ પશ્ચાતાપ સઘળા આત્મિક ચણતરના પાયા સમાન છે. પોતાની ગુનાહિત પ્રકૃતિને બદલવાનું નામજ પશ્ચાતાપ છે. એક મનુષ્ય પોતાની પ્રકૃતિ બદલીને બીજી પ્રકૃતિ ધારણ કરે છે ત્યારે તે બીજો મનુષ્ય બનતો નથી પણ તેનો પ્રકૃતિ ગુણ બદલાય છે.

●

અંતરનું દર્પણ પોતાની અશુધ્ધિઓને સ્વચ્છ કરી નાખે છે ત્યારે તે ઇન્દ્રિઓથી પર હોય એવા પ્રકાશને નિહાળવાને શક્તિમાન બને છે. શરૂઆતમાં તેને તેનાં અંતરમાં ઊડતા તણખાઓ દેખાય છે પણ તેનું હૃદય શુધ્ધતર થતું જાય છે તેમ તેમ તે પોતામાં શક્તિ અને પ્રકાશનો ઓધ ચઢતો જૂએ છે.

●

મનુષ્ય બે પ્રકારના તત્ત્વોથી ઘડાયલો છે. જેમાંનું એક દૈવી અને બીજું આસુરી તત્ત્વ છે. લૌકિક શરીર રોગી બને છે તેમ તેનું પારલૌકિક સ્વરૂપ પણ રોગી બને છે. આ બંને રોગના તબીબો છે અને તે બંને પ્રકારના રોગોનું નિવારણ કરે છે.

●

વિશુધ્ધતાજ મનુષ્યને સ્વમાનશીલ બનાવે છે. અને તે દરેક પ્રકારના સદ્દગુણો અને આશીર્વાદોનું સંગ્રહસ્થાન છે પહેલા વિશુધ્ધિ શરીરની હોવી જોઇએ, જે ખોરાક અને પોશાકનાં નિયમનમાં રહેલા છે. બીજી વિશુદ્ધિ ઇન્દ્રિયોની છે, ગુનાહનાં કાર્યોથી તેનું રક્ષણ કરવું જોઈએ. ત્રીજી વિશુધ્ધિ હૃદયની છે, બધાજ દુર્ગુણોનો ત્યાગ કરવાથી તે પ્રાપ્ત થાય છે.

●

ઇશ્વર પ્રત્યેની શુશ્રુષાથી દુન્યાના રાજથી મુક્તિ અને સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે.

●

ઉમદા ગુણોનો પાયો જ્ઞાન અને અંતરદૃષ્ટિ ઉપર ચણાયલો છે જે અહંભાનથી પ્રેરાય છે, તે પોતાની પ્રકૃતિને વિશુધ્ધ બનાવવાની આશા રાખી શકે નહિ.

●

આશાવાદી અને આનંદી બનવું જોઇએ કારણ કે ઇશ્વરની કૃપાનાં દ્વાર નિત્ય ઉઘાડાંજ છે.

●

જેણે પોતાના અહંમભાવથી પોતાને મુક્ત બનાવ્યો છે. તે પોતાની જાત ઉપર કાબૂ રાખતા હોય છે. નર્કના સાત દરવાજાઓ અને સ્વર્ગના આઠ દરવાજાઓ તેને ઘેરી રાખવા માટે બહુજ સાંકડા થઇ જાય છે. માત્ર ઇશ્વરની વિશાળતાજ તેને આવકારવા પૂરતી છે.

●

જો સ્વર્ગનો આનંદ અને નર્કનો આનંદ લઇ લેવામાં આવે તો પણ ઇશ્વરના આત્મિક વિષયમાં કંઇજ ગુમાવવાનું રહેતું નથી.

●

જે પોતાના ભારથી મુક્ત બને છે, તે બધા ભારથી મુક્ત બને છે,

●

બની શકે તેમ એક દુર્વિશે ભિક્ષા માગવી જોઇએ નહિ કારણ કે ઘણી વખતે તે ભય-ભરેલું થઇ પડે છે.

જિંદગીમાંના પોતાના દરજ્જાને અનુસરીને દરેક જણે કાર્ય કરવું જોઇએ છે.

જે મનુષ્ય પોતાની કયામતની પ્રકૃતિ જાણવા માગતો હોય તેણે પોતાની જિંદગીમાં સામાન્ય રીતે આગળ તરી આવતી પ્રકૃતિ

નિહાળવી જોઈએ. આ પ્રકૃતિ ગુણુજ તેના કયામતનો નિર્ણાયક ગુણ છે. આ વસ્તુ નિહાળવી કાંઇ મુશ્કેલ નથી.

○

તારી કલ્પના કરતાં તારું કાર્ય વિશેષ મુશ્કેલ છે. આ દુન્યાના સઘળા આનંદ, દુ:ખ અને શોકમાં પરિણમે છે.

○

સઘળા સતપુરુષોનું જ્ઞાન પરાકાષ્ટાએ પુગે છે ત્યારે તેઓ પોતે કાંઇજ જાણતા નથી એવું આત્મજ્ઞાન અનુભવે છે

○

શોકની નોંધપોથીમાના વાચન જેવું કોઇ પણ પ્રકારનું બીજું વાચન ઉપયોગી નથી

એકાંતવાસ ગાળવનો વાસ્તવિક હેતું માનસિક એકતા પ્રાપ્ત કરવાનો છે—શરીરનું અળગાપણું નહિ.

એક શ્રધ્ધાવાન પુરુષ માટે મૃત્યુ આવકારદાયક છે. કારણ કે આ દુન્યાના જીવનના કેદખાનામાંથી અને તેના ત્રાસમાંથી તે મુકત બને છે.

○

શેખ શરફુદીનના આ બોધવચનો એમનાં પોતાનાં જીવન ચિંતનના પરિપાકરૂપ છે અને તે કોઇ પણ ધર્મના નીતિમાન મનુષ્ય માટે પ્રેરણાદાયક છે.

# કાર્ય.

બીજું પગથિયું કાર્યનું છે. ક્રિયાત્મક કાર્ય સિવાય માત્ર કલ્પના સુધી મર્યાદિત રહેલા આદર્શની કીંમત જગતની નજરે વાસ્તવિકતાની દ્રષ્ટિએ પાઇની પણ નથી. કોઇનું ધાર્યું ઇચ્છાથી જ તેનું ધાર્યું થઇ જતું નથી, પરતુ તે માટે યોગ્ય પ્રવૃત્તિને અમલી સ્વરૂપ આપવામાં આવે, તોજ કંઇ ફળદાયી પરિણામ નીપજે. વળી કાર્ય માટે અવિરત ઉત્સાહની પ્રથમ આવશ્યકતા છે, કેમકે ઉત્સાહની પણ ભરતિ-ઓટ હોય છે. સોડા-વૉટરના ફીણ જેવા ક્ષણિક અને ક્ષુદ્ર ઉત્સાહને વશ થઇને કરેલું કાર્ય આગળ જતાં ઉત્સાહનું બાષ્પીભવન થઇ જવાથી ગાડાના અડિયલ બળદની જેમ અધવચમાંજ અટકી પડે છે. કાર્યની સંપૂર્ણ સફળતા અંત સુધી તાજા રહેલા ઉત્સાહ પર અવલબે છે.

કાર્યમાં નિયમિતતા જળવાવી હોય, તો તો સોનાથી પણ પીળું, કારણ કે આજની અનિયમિતતા કાલે આળસને નોતરે છે, અને આળસની ભૂખ એટલી જબર હોય છે કે હજારો કાર્યોને ગડપ કર્યા પછી પણ તે તૃપ્ત થતી નથી. વળી કાર્યમાં અનુકરણ પણ એક મહા હાનિકારક રોગ છે: "ફલાણાએ એ કર્યું, તો હું પણ શા માટે ન કરૂં!"—આવા વિચારોથી ઘણા માણસો "ગાડરિયા પ્રવાહ"માં અંધ બનીને તણાય છે. પરંતુ તેમણે સમજવું જોઇએ કે બધા કાર્યો બધા માનવીઓ માટે એક સરખા હોતા નથી. કાર્યનું અનુકરણ ન કરતા કાર્ય કરવાની પદ્ધતિનું અનુકરણ કરવું જોઇએ. માનવી શું કરે છે, એ કરતાં કેવી રીતે કરે છે; એનું જ્ઞાન વધુ લાભદાયી છે. સુંદર કાર્ય-પધ્ધતિ હસ્ત-ગત થઇ ગયા પછી સર્વ કાર્યો સરળતાથી પાર ઉતારી શકાય છે.

માનવીએ જેમ બને તેમ દિવસનો વધુમાં વધુ સમય પ્રવૃતિમાં ગાળવો જોઇએ. મહાન વૈજ્ઞાનિક એડીસન-માત્ર ત્રણ કલાકની ઊંઘ લેતો, અને બાકીના એકવીસ કલાકોમાં એક એક કલાકના ત્રણ વચગાળાઓમાં આરામ લઇને બીજા અઢાર કલાક સુધી સતત પોતાના કાર્યમાં પડ્યો રહેતો. અને એનું પરિણામ કેટલું સુંદર આવ્યું—એ જગજાહેર છે. તેણે કરેલી શોધોની કીંમત અગીયાર અબજની કહેવાય છે!

આમ કાર્યશીલતા પણ ઉન્નતિનું એક પ્રધાન અંગ છે.

# તુજ શૂરવીરતાની વાતો પવન કરે છે!

જનાબ "કલીમ" સાહિબના કાવ્ય ઉપર

**તઝમીન**

તુજ પર યુગાન્તરો પણ આજે દમન કરે છે;
તો પણ નઃઅવદશાનું તું કંઈ મનન કરે છે;
તું તારી જાત કેરું ક્યારે જતન કરે છે;

"વૈભવ મહીંજ મુસ્લિમ તું નિત ગમન કરે છે
ને અન્ય જગ-સમાજો ઉન્નત ગગન કરે છે."

નિત ભૂત-ભવ્યતાની યાદ કરી કરીને;
મિથ્યા કરે છે વાતો આળસ મહીં રહીને;
કર્તવ્ય-પંથે કડવા નવ તું ગયો ધસીને;

"નિષ્ક્રિયતામાં તારું ગૌરવ બધું હણીને;
સ્વહસ્તથીજ સ્વનું શાને પતન કરે છે?"

ત્યાગીને ગ્રંથનોને આળસને ચાહનારા;
નિદ્રાને સુખ ગણીને ગફલતમાં ઊંઘનારા,
જાહોજલાલી સાથે સ્વશાન ભૂલનારા:

"સંકટ શિરે વહોરી ગફલતને પોષનારા;
તું તારી જાત પર આ કાતિલ દમન કરે છે."

આવી રહી છે શિર પર પાછી પ્રલય-ઘટા જો;
કંઇ ધ્યાન તું ધરીને તુજ પૂર્વની કથા જો;
તુજ પૂર્વજોના સાહસ ને શૂરવીરતા જો;

"કંઈ કાલની દશા જો, કંઇ આજની દશા જો,
કંઇ જ્ઞાન-ચક્ષુ ખોલી જો શું સહન કરે છે?"

તુજ રક્ષા કાજ તો કંઇ ચિંતા કરી જરી લે;
ઉઠ! ડૂબવાના વખતે થોડું ઘણું તરી લે;
તું તારી નાવડીને મોજાંમાં લાંગરી લે;

"લજ્જાસ્પદ દશાનું કંઇ ભાન તું કરી લે,
તુજ અવદશાજ તુજ પર અશ્રુ વહન કરે છે."

વિજયને તું નિરંતર વરતો હતો ખબર છે!
લાખોમાં એકલો બસ પૂરો થતો ખબર છે!
જ્યાં જ્યાં જતો ત્યાં શત્રુ સત્કારતો ખબર છે!

"સંગ્રામે સિંહ સમ તું કૂદી જતો ખબર છે!
તુજ શૂરવીરતાની વાતો પવન કરે છે."




બીજાના સંકટોનું કરવાને તું નિવારણ;
પર્વતથી બાથ બીડી ખૂંદી જતો રણે રણ;
જય-ઘોષણામાં તારી વ્યતિત થતી હતી ક્ષણ;

'દુન્યાના પારકા પણ પગ ચૂમતાં હતા પણ,
આજે એ પારકાને જઇ તું નમન કરે છે!"

તું શકિતહીણ ક્યાં છે બતલાવી દે બધાંને:
ને શૌર્યથી ભરી લે તું તારાં બાવડાને;
પછી દે તુજ લખેલા લેખો તણાં સફાને;

"ઉઠ! વ્યોમ ભોમ કેરાં પુનઃ જોડ ને કડાંને;
નિદ્રામાં શૂરશાને તુજ તન બદન કરે છે."

આ વિશ્વ કેરાં વૈભવ માંહિ પડ્યો રહીને;
ચિંતાઓ સૌ વિસરી ગફલતને તેં ગ્રહીને;
છે યાદ કિન્તુ "બિસ્મિલ" ભૂલ્યો બધું ચહીને;

"કુન" પર "કલીમ" કાલે "કાલૂ બલા" કરીને,
આજે તું ક્યાં સુધી એ પુરું વચન કરે છે.

"બિસ્મિલ".ધોરાજવી

# આત્મશ્રદ્ધા

ભલે ગમે તેટલા આદર્શ સેવ્યા હોય. ગમે તેટલો લાંબો વખત કાર્યોન્મત રહ્યા હોઈએ, તેમ છતાં જો આપણા હૃદયમાં આત્મ-શ્રદ્ધાનો અભાવ હોય. તો બધુંય પાકાની પીઠ પર પાણી જેવું છે, એની કંઇ સદ્દરતા નથી. જે માણસને પોતાની શકિત પર શ્રદ્ધા નથી હોતી, તે ભવિષ્યમાં કુદરતે તેનામાં નિર્માણ કરેલી નૈસર્ગિક કાર્ય-શક્તિને પણ નિર્મૂળ કરી મૂકે છે. અને ઘણીવાર એવું પણ બને છે કે આત્મ-શ્રધ્ધાની પ્રબળતાને લીધેજ અસંભવિત એવું કાર્ય પણ સભવિત બની જાય છે.

આત્મ-શ્રધ્ધા એ માનવીનું બીજું કિસ્મત છે. જેમ માનવીના પ્રારબ્ધમાં જે લખયું હોય, તે તેના જીવનમાં સ્વરૂપ પામે છે, તેમજ જે કાર્ય પાછળ માનવીની અખંડ આત્મ શ્રધ્ધા કામ કરી રહી હોય તે કાર્ય પણ લાભકારી સ્વરૂપ પામીને જ રહે છે.

આત્મશ્રદ્ધાથી મોટામાં મોટો ફાયદો એ થાય છે કે માનવી બીજાની સહાય વિના પણ પોતાના કાર્યને તેની અંતિમ વ્યવસ્થા સુધી આગળ ધપાવવાનું બીડું ઝડપી શકે છે. પોતાના નાના મોટા દરેક કાર્યમાં પારકી સહાયની માનવીમાં જે નિર્બળતા છે, તે પોતાનામાં જ્વલંત આત્મશ્રદ્ધાને પ્રતાપે નાબૂદ થઇ જાય છે.

અંતમાં કહીશ કે જો ઉપર વર્ણવેલી ચાર મુખ્ય બાબતોને પોતાની શકિતનું કેન્દ્ર કરી કોઇ પણ માનવી સમસ્ત સંસારના કોઇપણ અટપટા કે આસાન ક્ષેત્રમાં ઝંપલાવશે, તો મને ખાત્રી છે કે સફળતા તેના કદમો ચૂમતી રહેશે.

—"ફખરૂદીન"




મોલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલ:-એક બાઇના નિકાહ વર્ષ ૨૦થી થયા છે. અંદાજથી તેનીનો બે ત્રણ વર્ષ ઘર સંસાર ચલવ્યા પછી તેનો ધણી પરદેશ ગએલ છે અને તે વાતને આજે પંદર વર્ષ અંદાજે થયા છે. તેના ગયા પછી ન તો ખોરાકી પોશાકી વગેરે કાંઇ મોકલેલ ને રહેવાને ઘર પણ નથી. ન તો તેના મા બાપ છે હવે તે બાઇનું ગુજરાનનું શું થાય? તે ક્યાં રહે? તેના ભાવનગર ગામ સુધી સબાગે છે. અને બાઇ હવે તે આગલા ધણીથી જુદા થઇ લઇ બીજું ઘર કરવા માંગે છે. આગલો ધણી જે છે તેણે અંદાજ ૧૫-૧૬ વર્ષ થયા કાંઇ ખબર લીધી નથી. તો તે બાઇ તે ધણીના નિકાહમાં હવે રાજી નથી.

જવાબ: મજકુર બાઇ કોઇ મુસલમાન હાકિમ પાસે પોતાની મજબુરી વિગેરે કેસ રજૂ કરે અને મુસલમાન હાકિમ ન હોય તો પંચની સામે રજુ કરે. પછી એઓ બાઇના ધણીને કાયદેસર લખી જણાવે કે કયાં તો બાઇનો ખર્ચ પુરો પાડ અને તેણીને સાથે લઇ જા. જ્યારે તું રાખતો નથી તેમજ ખર્ચ મોકલતો નથી તો તલાક આપી દે નહીંતર અમો જુદાઇ કરી નાખીશું. એ રીતે પુરેપુરી તેહકીક કરવામાં આવે. જો બાઇનો ધણી આ લખવા છતાં તલાક ન આપે અને ખર્ચ પણ પુરો ન પાડે. મતલબ કે કોઇ પ્રકારનો બંદોબસ્ત ન કરે. તો મુસ્લિમ હાકિમ અને મજબુરીની હાલતમાં પંચ જુદાઇ કરાવવાનો હક ધરાવે છે. જ્યારે એઓ જુદાઇ કરી આપે તે બાઇ મુદ્દત ગુજરી ગયા પછી બીજા સાથે નિકાહ કરી શકે. એનીજ [illegible] તને. એક ફતવો ટુંક સમય ઉપર 'ફારાં' માસિકમાં પ્રગટ થઇ ચુક્યો છે. અને એ વિષે ખાસ એક કીતાબ "અલહીલતુન નાજેઝાહ." છપાઇલી છે. જેમાં હિંદના મોટા મોટા આલિમોના ફતાવા ઉપરથી દલીલ મુજબ પ્રગટ થઇ છે.

સવાલ:-જે ઇમામ દાઢી કતરાવતો હોય, અંગ્રેજી બાલ રાખતો હોય, નમાઝનો પાબંદ ન હોય. રોઝા ન રાખતો હોય, હલાલ હરામની તમીઝ ન હોય, ઇમામતની વિરાસતી હક ધરાવતો હોય, મસ્જિદનો માલ, સામાન, જેમકે લાકડાં, ઈંટ, પથ્થર વિગેરે પોતાના ઉપયોગમાં લેતો હોય. મસ્જિદના હુજરામાં એરીસ બાજી ફાલ, રમલ જોતો હોય, જોટા મસલા બતાવતો હોય, બેંકનું વ્યાજ ખાતો હોય તો શું એવા ઇમામ પાછળ નમાઝ જાઇઝ છે?

જવાબ:-અગર હકીકતમાં પેશ ઇમામ એવોજ છે જેવું તમે લખ્યું છે, તો તે ઇમામ ફાસિક છે અને ફાસિક પાછળ નમાઝ મકરૂહ થાય છે. જો એવા ઇમામને બરતરફ કરવામાં લડાઇ ટંટો ઉત્પન્ન થવાનો ભય ન હોય, તે તેને ઇમામતથી જુદો કરવો જોઇએ. અગર ઝગડાનો ભય હોય તે. બરતરફ ન કરે. તમો તેની પાછળ નમાઝ ન પઢો. કોઇ બીજા પરહેઝગાર ઇમામ પાછળ નમાઝ અદા કરો. ઇમામત કોઇનો વિરાસતી હક્ક નથી શરીઅતમાં ઇમામતનો હકદાર આલિમ છે. (નમાઝના મસલા સારી પેઠે જાણતો હોય) અને કુર્આન શરીફ સહીહ પઢી શકતો હોય. ફાસિક ફાજિર ન હોય, સુન્નતનો પાબંદ હોય. એવા માણસને ઇમામ બનાવવો જોઇએ. (દુર્રે મુખ્તાર, બહર, હિદાયહ.)

સવાલઃ-અગર કોઈ ફાસિક ફાજિર નિકાહ પઢાવે તો નિકાહ દુરસ્ત થશે કે નહિ?

જવાબઃ-અગર કોઈ ફાસિક ફાજિરએ નિકાહ પઢાવ્યા તો નિકાહ સહીહ થવામાં કાંઈ વાંધો નથી નિકાહ સહીહ થઈ જશે. પરંતુ બેહતર એ છે કે કોઈ પરહેઝગાર માણસ પાસે નિકાહ પઢાવવા જોઈએ.

સવાલઃ-રજબ તા. ૨૭ તથા શાબાન તા. ૧૫ની રાતે નફલ દરૂદ તસ્બીહ વિગેરે આખી રાત પડવુ કે કેમ? તે બે દિવસમાં રોઝો રાખવો જોઈએ? એ બે રોઝનો સવાબ હઝાર રોઝા કે લાખ રોઝા બરોબર છે તેમ માનવું કેમ છે?

જવાબઃ-શાબાનની પંદરમી રાતે, બન્ને ઇદની રાતે, ઇબાદત કરવાનો ઘણો સવાબ છે. એ રાતો ઘણીજ બરકતવાળી છે. એને બેકાર કામોમાં તથા બકવાસમાં પસાર ન કરવી જોઈએ. મજકુર રાતોમાં ખુદા તઆલા સૂર્ય આથમ્યા બાદ પહેલા આસમાન પર ઉતરે છે અને પોતાના બંદાઓને પુકારે છે કે છે કોઈ મારી માગનાવાળો તેને માફ કરી આપુ. છે કોઈ રોઝી તલબ કરવાવાળો તેને રોઝી આપું વિગેરે વિગેરે એવીજ પુકાર સવાર સુધી થાય છે. માટે મજકુર રાતોમાં બનતી ઇબાદત કરે તા. ૨૭ રજબ વિષે કોઈ ખાસ ફઝીલત સાબિત નથી.

સવાલઃ-અસર અને મગરેબ (ઝવાલ)ના વખતે સુવામા ગુનાહ છે? એમ હોય તો બીમારીની હાલતમા કેમ કરવું?

જવાબઃ-અસર અને મગરિબની વચમાં સુવાથી ગુનાહ થશે નહિ. પણ બુઝુર્ગો મના કરે છે. તેમજ હકીમો પણ મના કરે છે એનાથી બહેરાપણું પૈદા થાય છે.

સવાલ-જે લોટા પાયખાના (પાયખાના)માં લઈ જવામાં આવે છે તે લોટાથી વુઝૂ કરી શકાય?

જવાબ-બાજરના કામમાં લીધેલું વાસણ જ્યાં સુધી ખુલ્લી રીતે નાપાક ન થાય, વુઝૂમાં વાપરવુ દુરસ્ત છે કંઈ વાંધો નથી. શક વહેમ કરવાથી નાપાક થતું નથી.

સવાલ-જાનદાર ચીઝના ફોટા કપડામાં, રૂમાલમાં, કિતાબો (સ્કુલમાં આવતી)માં, ફરનીચરમાં તથા સિક્કામાં હોય તો શું કરવુ?

જવાબ ફોટા પડાવવું, પાડવું તેમજ મકાનમાં ફોટા લટકાવવા સર્વે કામ હરામ છે. અગર કપડામાં કિતાબોમાં ફોટા હોય તો તેનાથી બચવાનો ઇલાજ આ છે કે ફોટાના ચહેરા મિટાવી દે. અથવા ચહેરા ઉપર કાગળ ચોટડી દે. વગર જાનવાળાના ફોટા રાખવા જાઈઝ છે. કાંઈ વાંધો નથી. ફોટા પાડવાનો ધંધો. કરનાર માટે હદીસોમાં સખ્ત વઇદ આવેલી છે. કિયામતના દિવસે ખુદા તઆલા તે લોકોને કહેશે કે તમોએ મારી કુદરતનો મુકાબલો કર્યો છે. માટે એ ફોટામાં રૂહ ફુંકો એટલે ઝિન્દા કરો. જ્યારે ઝિન્દહ નહિ કરી શકશે તો સખ્ત અઝાબ આપવામાં આવશે.

સવાલ-કુર્આન શ૦ પઢવાનો શ્રેષ્ઠ મોકો કયો છે? રાતે કે દિવસે બારવામે ઇબાદત કરવામાં વાંધો છે?

જવાબ-કુર્આન શ૦ દરેક વખતે પઢી શકાય છે. એના માટે કોઈ ખાસ વખત મુકર્રર નથી. હાં નમાઝમાં કુર્આન શ પઢવાનો વધારે સવાબ છે.

સવાલ-લાલ તેમજ લીલા રંગની તઅ-ઝીમ કરવી જોઈએ?

જવાબ–લાલ અને લીલા રંગની તઅઝીમ (ઇઝ્ઝત) નથી આપવાના છે. અગાઉ લોકોના ઘડેલા મસઅલા છે. શરીઅતમાં એનો સુબૂત નથી.

**સવાલ**–વેપાર માટે જાહેરાત કરવા ઢોલક, ભુંગળા યા ઘંટ યા અવાજદાર ચીજોનો ઉપયોગ કરવામાં ગુનાહ છે?

જવાબ–વેપારની જાહેરાત કરવા માટે ફેરા પાડવા, ઢોલ, વાજાં વગાડવા જાઇઝ નથી. એ સર્વે કામ શરીઅતમાં હરામ છે. વેપારની જાહેરાત જાઇઝ તરીકે પણ થઇ શકે છે; હેન્ડબિલ છપાવી પોતાના વેપારનો પ્રચાર કરી શકે છે. (ફતુમે ફિકહ.)

**સવાલ**–જુઠી કસમ ખાવી અને જુઠી સાહેદત આપવી અને લોકોનું નાહક કરવું કેમ છે?

જવાબ–હદીસની મોતબર કિતાબ સહીહ બુખારી શરીફમાં છે કે હઝરતે (સલ.) ફરમાવ્યું છે કે મ્હોટા ગુન્હા આ છે. ખુદાપાક સાથે કોઈને શરીક કરવું. માબાપની નાફરમાની કરવી, નાહક કત્લ કરવું, જુઠી કસમ ખાવી. બીજી હદીસમાં છે કે હઝરતે (સલ.) ફરમાવ્યું કે ત્રણ માણસ સાથે અલ્લાહ પાક કિયામતના દીવસે વાત નહીં કરશે અને નઝરે રહમત ફરમાવશે નહીં. જે પોતાના આપેલા ઉપર એહસાન રાખે, જે પોતાના માલને જુઠી કસમ ખાઇ રિવાજ આપે, જે ઘુંટીથી નીચે ઇજાર લટકાવે. બીજી હદીસમાં છે કે જુઠી કસમ ખુદા સાથે શિર્ક કરવા સમાન છે. માટે જુઠી ગવાહી અને જુઠા કસમથી દૂર રહે નહિતર ખુદાના ગઝબ–કોપનો મુસ્તહિક બનશે.

**સવાલ**–અગ્યારમી મનાવવી અને હઝરત પીરાનપીરના નામના ચિરાગ જલાવવા સરઘસ કાઢવો, શું એથી પીર સાહેબની ઇઝ્ઝત વધે છે અને ઇસ્લામનો ફાયદો સમાયેલ છે?

જવાબ–માહે રબીઉલ આખર માસમાં હઝરત શેખ અબદુલકાદિર જીલાની (રદી૦)ના નામના દીવા બાળવા અને સરઘસ કાઢવો, નિશાન ફેરવવા, ઢોલ, વાજાં, નકકારા વગાડવા, તેમના નામની રાતિબની મન્નત માનવી, એ સર્વે શરીઅતે મુહમ્મદી (સલ૦)ના વિરૂદ્ધ છે અને સખત ગુન્હાના કામો છે અને એવા બાતિલ અકીદાઓ રાખવાથી ઇમાન ખોવાનો ડર છે.

## સમયનો અભ્યાસ

બીજું પગથિયું વર્તમાન પરિસ્થિતિના સુક્ષ્મ અવલોકનનું છે પવન કઇ દિશામાં ફૂંકાય રહ્યો છે, એનું જ્ઞાન હોવું અત્યંત ઉપયોગી છે. વ્યવહાર કુશળતાની એ ચાવી છે. વાણિજ્યની સફળતાનો સઘળો આધાર એના પર રહેલો છે.

સમયને અનુસરીને ચાલવામાંજ ચતુરતા છે. જીવનમાં કેટલીક કીંમતી તકો એવી હોય છે, જે વારંવાર ઉપજતી નથી. એવી સુવર્ણ તકોનો પૂરેપૂરો ઉપયોગ કરવા તત્પર અને સાવચેત રહેવું જોઇએ. કાન જેણે ખોલી રાખનાર આવી તકોનો માર્ગમાં સારો લાભ ઉઠાવી શકે છે અને પોતાની જિંદગીના આવનાર દિવસોના નિર્માણ માટે સુંદર તૈયારી કરી શકે છે.

આમ સમયનો અભ્યાસ પણ માનવીના ઉજ્જવળ ભવિષ્યના ઘડતર માટે સુંદર ફાળો આપે છે

—ફખરૂદ્દીન

ફોરવાં
પુ. ૭
અંક ૮
● એપ્રિલ ૧૯૪૬ ●



# આઘે જઈ શક્યા ના

જીવન હતું અલ્પ એટલું કે જીવનથી આઘે જઈ શક્યા ના,
ફના થઈ દેહ પણ કફન ને દફનથી આઘે જઈ શક્યા ના.

ખબર નથી વેદના કે ઉલ્લાસ કોની પાસે જિગર જતું'તું;
ફરી ફરીને હસ્યા અમે, પણ રૂદનથી આઘે જઈ શક્યા ના.

અહીં લપાયા, તહીં છુપાયા, સુદૂર આખર ગયા છતાંયે—
નયન-નિવાસી જઈ જઈને નયનથી આઘે જઈ શક્યા ના.

પ્રીતમ તરફનો એ રોષ, ઠપકો, એ ભાવ લજ્જા તણા ભલેને—
હૃદયથી નીકળી શક્યા પરંતુ વદનથી આઘે જઈ શક્યા ના.

રહ્યાં નહિ હાસ્ય, આશ, ઉલ્લાસ દિલની સાથે હળીમળીને;
પ્રણય, નિસાસા, વિષાદ પણ સંગઠનથી આઘે જઈ શક્યા ના.

વસંત ફરી વિદાય સાથે વિદાય લેવી હતી પરંતુ;
ગુલોની લાશો તજીને બુલ્બુલ ચમનથી આઘે જઈ શક્યા ના.

વરાળ થઈ વારિશશિ* નભમાં ચડીને વરસી પડયા ધરા પર,
મહાન ઉત્થાન આદર્યાં પણ પતનથી આઘે જઈ શક્યા ના.

વસુંધરાની હૃદય-ગુફામાં છૂપી મૂંઝાયેલ હીરલાઓ—
બની સિતારા ઉડયા છતાંયે ગગનથી આઘે જઈ શક્યા ના.

અખિલ જગમાં ભમી ભમીને પ્રવાસી અંતે ઘરે પધાર્યા,
વતનથી આઘે જનાર અંતે વતનથી આઘે જઈ શક્યા ના.

હજાર વર્ષો સુધી ઇબાદત ખુદાની, 'કિસ્મત !' કરી કરીને,
દુઆથી આગળ વધી શક્યા ના, નમનથી આઘે જઈ શક્યા ના.

કિસ્મત

*જળાશયોના જળભંડાર.

# હઝરત બીબી ખુદૈજાહ રદી૦



હવાબીબી બિન્તે હાજી
ગુલામ મુહમ્મદ આઝમ

આજે એ નામથી કોણ મુસલમાન મર્દ કે ઔરત વાકિફ નથી! એમની તનમન અને ધનની કુર્બાનીઓથી કોણ માહિતગાર નથી! પરંતુ એ બધું શા માટે! દુન્યવી માન મરતબા કે નામના માટે નહીં બલ્કે પોતાના સરતાજ અને બન્ને જહાનના સરદાર આકાએ નામદાર (સલ૦) અને દીને ઇસ્લામી માટેજ હતું. દુન્યામાં ખાવિંદનો હક પુરી રીતે સમજી અદા કરનાર પહેલા ખાતુન તે એજ! ઇસ્લામ પર ઇમાન લાવનાર પહેલા ખાતૂન તે એજ!

આપણાં નબી (સલ૦) વહેપારી ખાનદાનમાં પૈદા થયા હતા. તેથી આપ (સલ)એ ખુદ માટે વહેપારજ કરવાનું પસંદ કર્યું. તિજારતી માલનાં ખરીદ-વેચાણ માટે આપ (સલ૦)એ દૂર દૂરની સફરો કરી હતી. તે વખતમા મુસાફરી કરવી ઘણીજ કઠણ હતી. અરબમાં જ્યાં ન તો સડકોની હસ્તી હતી, ન માઇલો સુધી પાણી કે ન ઝાડ-પાનનો છાંયડો! ઊંટોની સવારી થતી એ છતાં રોઝી માટે આપ (સલ૦) મહીનાઓની મુસાફરી કરતા અને મુદ્દતો પછી ઘર વાપિસ તશરીફ લાવતા. લોકો પોતાનો માલ આપ [સલ૦]ને વેચવા આપતા તો પોતાના હીત વગર આપ [સલ૦] તેમને પૂરા નફા સાથે વેચી આપતા અને એના બદલામાં તેઓ જે કંઇ આપતા તે સ્વીકારી લેતા. એથી આપ સારાએ અરબમાં પોતાની અમાનતદારીને કારણે **અમીન**નાં લકબે ઓળખાતા. આપ [સલ૦]ની અમાનતદારીને લીધે મક્કાવાસીઓ પણ પોતાનો માલ આપ [સલ.] મારફતેજ વેચાવવાની કોશિશ કરતા. તે સમયે હ૦ ખુદૈજાહ (રદી૦)નો ઘણો મોટો વહેપાર ચાલતો એટલુંજ નહિ પણ ઘણા તવંગર-બાહોશ-ખુબસુરત અને પરહેઝગાર તરીકે પણ એકતા હતા દૌલતમંદ હોવા છતાં ઘણાંજ માયાળુ અને રહમદિલ પણ હતા અને તેથી કુરૈશ કબીલામાં આપ (રદી૦)ની ખૂબ ઇઝઝત હતી. આપ (રદી૦)ની ઉમ્મર જો કે ચાલીસ વર્ષની હતી છતાં આપ (રદી૦)ની તન્દુરસ્તી એટલી સારી હતી કે આપ (રદી૦) જવાન દેખાતા આપ (રદી૦) પાસે કામકાજ સંભાળનારા ઘણા ખાદિમો હતા છતાં જ્યારે આપણાં નબી (સલ૦)ની તારીફ સાંભળી ત્યારે પોતાનું કામ આપ (સલ૦)ને સપુર્દ કરવા વિચાર કરી પોતાનો માલ વેચી આપવા કહ્યું. અને તેના બદલામાં બીજાઓ કરતાં સારૂં મહેનતાણું આપવા કબુલ થયા આપ (સલ૦) એ એ વાત આપના કાકાને કહી અને તેમની મન્ઝુરી મળતાં આપે (સલ૦) કબુલાત આપી. હજરત ખુદૈજાહ (રદી૦) પોતાના એક વિશ્વાસુ માણસ સાથે આપ (સલ૦)ને પોતાનો ઘણો માલ હવાલે કર્યો અને નતીજો એ આવ્યો કે આપે (સલ૦) એ માલ ઘણાંજ બહોળા નફાથી વેચી આપ્યો જે માણસ હ૦ ખુદૈજાહ (રદી૦) તરફથી આપ (સલ૦)ની સાથે ગયા હતા તેમણે પાછા ફરતાં હ૦ ખુદૈજાહ (રદી૦) આગળ આપ (સલ૦)ની ઇમાનદારી અને સચ્ચાઇની એટલી તારીફ કરી કે હ૦ ખુદૈજાહ (રદી૦)નાં દિલમાં આપ (સલ૦)ની તરફ મહબ્બતને ઘર કરી લીધું એટલે સુધી કે આપ (સલ૦) સાથે નિકાહ કરવા કરદ કર્યો. એવી રીતે થોડીક મુદ્દત વીત્યા પછી હ૦ ખુદૈજાહ (રદી૦)એ નિકાહનો પૈગામ પહોંચાડયો. તે ઝમાનામાં ઔરતોને પોતાની શાદીની વાત કરવાનો પોતાનો હક હતો. તેથી હ. ખુદૈજાહ

(રદી૦)એ પોતાની બ્હેનને આપણા નબી (સલ૦) પાસે મોકલ્યા હતા. આપ (સલ.)એ પોતાના કાકાની મંજૂરી મેળવી અને ત્રણજ મહીનાના અરસામાં મેહર અને શાદીનાં ખર્ચની પૂરી પાનસો અશરફી જમા કરી નિકાહ કરી લીધા નિકાહ પછી આપ (સલ.) સાથે અજોડ મહબ્બત, મિલનસારી, તાબેદારી વગેરેથી આપ (રદી૦) એવી રીતે પેશ આવ્યા કે જેની મિસાલ આજદીન સુધી કિતાબો પૂરી પાડે છે. દિલી નેક અને સાચી મહબ્બતથી આપ (સલ૦)ની ખાલી બીબીજ નહીં પણ એક દાસી બની મરતાં દમ લગી સેવા કરનાર તરીકે હઝરત ખુદૈજહ (રદી.)નું નામ અમર છે. જેના પર મુસલમાનો ફખ્ર કરી 'મોમિનોની મા"ના ઈલ્કાબથી તેમને નવાઝે છે અને યાદ કરે છે. શાદી પછીનાં પંદર વર્ષ ખુશી અને અમનમાં ગુઝર્યા બાદ નબીયે કરીમ (સલ૦)ની ઉમર ચાલીસ વર્ષની થતાં આપ (સલ૦) પર વહી ઉતરી જેની સર્વેથી પ્રથમ ખબર હ ખુદૈજહ (રદી૦)નેજ થઇ અને તેવે સમયે પણ આપ (સલ૦)ને ખરા ઇતમિનાન બખ્શ મશ્વરા પણ એજ ખાતુને આપ્યા અને અલ્લાહની મદદની ખાત્રી આપી ઇસ્લામનો સ્વીકાર કર્યો અને તે પછી દાવતે ઇસ્લામ પહોંચાડવામાં ખરો સાથ આપ્યો. હ૦ ખુદૈજહ (રદી૦) મુસલમાન થયા પછી અનેક મુસીબતો અને તકલીફો વેઠવી પડી છતાં આપ (સલ૦)નો સાથ છોડયો નહીં. એટલુંજ નહીં પણ તેનો શિકવો પણ કોઇવાર કર્યો નહીં. દરેક સમયે સબ્રો ઇસ્તિકલાલથી શૌહરની ફરમાંબરદારી કરતા રહ્યા અને દુન્યા તેમ આકિબતમાં પોતાનું નામ અમર કરી ગયા. પોતાની દૌલત ગરીબ, બેવાઓ તથા યતીમો પાછળ ખર્ચ કરી-શૌહર પર કુર્બાન કરી-દુન્યાની ઔરતો માટે દાખલો કાયમ કરી ગયા કે ઔરતની ખરી ઇઝ્ઝત શૌહરની તાબેદારી, ફરમાંબરદારી કે ઇતાઅતમાંજ સમાયલી છે.

નબીયે કરીમ (સલ.)ને જેટલી ઔલાદ થઈ તે પણ હઝરત ખુદૈજહ (રદી.)થીજ થઇ હતી તેમજ એમની હયાતી સુધી આપણાં નબી (સલ.)એ બીજા નિકાહ પણ કર્યા ન હતા. હ. ખુદૈજહ (રદી) આપણાં નબી (સલ) સાથે આકદનાં ચોવીસ વરસ ગુઝાર્યા પછી ચોસેઠ વરસની ઉમરે જન્નત નશીન થયા (ઇન્ના લિલ્લાહ) કબ્રમાં ઉતરતા પણ નબી (સલ.)એ શિર્કત દઇ સાથ કાયમ રાખ્યો, અને એવી રીતે આપણાં નબી (સલ.)એ પોતાની મહબ્બત અને ચાહનો સુબૂત આપ્યો. હ. ખુદૈજહ (રદી.)ની આરામગાહ મક્કા મુઅઝઝમાના મશ્હૂર કબ્રસ્તાન 'જન્નતુલ બકીઅ'માં છે. મુસલમાનો ઝિયારત માટે જઇ ફાતિહા દુરૂદ પઢે છે, અને તેમની આપ (સલ.) તરફની તાબેદારીઓ અને ફરમાંબરદારીઓને યાદ કરે છે.

હ. ખુદૈજહ (રદી.) પછી આપણાં નબી (સલ.)ની બીજી ઘણી બીબીઓ થઇ પરંતુ હ. ખુદૈજહ (રદી)ને આપ (સલ) ભૂલી શકયા નહીં અને એમની યાદ આવતાં દિલ ભરાઇ આવતું જે નબી (સલ)ની આંખો મુબારકથી સાફ ઝાહિર થતું એટલુંજ નહી પણ ઝબાન મુબારકથી બોલાઇ જતું કે ખુદૈજહ (રદી.) જુદાઇ તેમ નથી, આપ (સલ) હમેશા કહેતા કે મ્હારા દરેક કામોમાં પહેલા ભાગ લેનાર હ. ખુદૈજહ (રદી)જ હતા અને ઇમાન લાવવામાં પણ તેઓજ હતા. તિજારતમાં પણ ખરો સાથ આપી મારી પૂરી મદદ કરી તેમજ દરેક મુસીબતોનાં

વખતમાં મારો સાથ આપનાર પણ ખુદૈજહ (રદી.)જ હતા.

બહેનો! હઝરત ખુદૈજહ (રદી)નો વાકિઓ આપણને શૌહરની તાબેદારી અને ફરમાંબરદારી ઉપરાંત દીને ઇલાહીની સેવાઓનો સબક આપે છે. આજે બે વસ્તુ આપણને દરરોજના જીવનમાં નઝરે પડે છે. એક તો શૌહર અને બીબીમાં પરસ્પરની મહુબ્બત અને ઇખ્લાસની કમી, બીજુ એક બીજાના હકો અદા કરવાની અને સમજવાની કોતાહી! શૌહરની તાબેદારી અને હકો અદા કરવાની ફર્ઝ અદા કરો તો દુન્યાની કોઈ તાકત એવી નથી જે શૌહરને તમારા હકો અદા કરવાથી રોકે.

દીને ઇલાહીની ખિદમત પણ દરેક બહેનો માટે તનથી, મનથી, અને ધનથી કરવી ફર્ઝ છે દીને ઇલાહીની ખિદમત એજ કૌમની ખિદમત છે અને ઇસ્લામ એજ શીખવે છે. ઇમાન મઝબૂત રાખો અને કૌમની સેવા કરો. શૌહરની તાબેદારી કરી તમારા ઘરને જન્નત બનાવો! હઝરત ખુદૈજહ (રદી.)ના પગલે ચાલવાની ખુદા પાક દરેક બહેનોને નેક તૌફીક આપે. આમીન.

●

## તાર તાર.

કાં છે નયન તું'ય રડે છે ઝાર ઝાર?
અશ્રુ રતનના પરોવી હાર, હાર!!
નેત્ર કેરાં તીર તાકે ગુલ-બદન;
દિલને જિગરમાં ઉતર્યાં આરપાર!!
પ્રેમની ઉર્મિઓ કહે છે, "નથી-
વિશ્વની વસ્તુમાં કંઈ સાર સાર!"
પ્રીતનું સંગીત અજબ છે પ્રિયે;
શાંતિ-સિતારોનાં તુટ્યાં તાર, તાર!!
પ્રેમની મસ્તીમાં ખૂલે મર્મ છે;
લોક. ભલે ને કહે, "બેકાર કાર!"
કરવા ફતેહમંદ જીવન - યુધ્ધમાં;
તે નેત્રની તલ્વારના બે, ચાર, વાર!!
ભાગ્ય - સિતારાને દે રોશની કરી;
તોડ નકામોનાં તારાં તાર તાર!!
મારૂં રૂદન જોઈ નભે વાદળી;
જોને રડે કેવી છે એ ઝાર, ઝાર!!
નૈયા ફસી દિલની, તરંગો મહીં—
દૂર કિનારો, છે તિમિર; 'તાર, તાર!!'
કરવા હકીકતને 'તરન્નુમ' બધાં;
હાર સ્વિકારે છે કાં શુક્તાર હાર!

"તરન્નુમ" ધોરાજવી.

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...એકાર...



## દિલ્હીને દરવાજે !

જેમ હીરો ઘોઘે જઇ આવ્યો ને સોના સાટ કરી આવ્યો હતો તેમ આજે હિંદના અનેક હીરાઓ સોના સાટ નહિ પણ સાટના સો કરવા જઇ રહ્યા છે. પહેલાં તો પક્ષો અને વિરોધ પક્ષોના આગ્રણીઓને રાજાઓને ને દીવાનોને મંત્રણા માટે બોલાવાયા હતા. પણ પછી તો ગાંગો તેલી કે બગલો વાણંદ પણ મિશન પોતાને બોલાવે ઇચ્છા વ્યક્ત કરી રહ્યો છે ! અરજણીઓ ભરવાડ પણ ઘેટાં ચારતાં ચારતાં ભરવાડોનું પ્રતિનિધિત્વ સાચવા દિલ્હી જવાની હામ ભીડી રહ્યો છે; તો પછી ઘોઘો કુંભાર ક્યાં બાકી રહી જાય ? જગલો ગોલો ને બગલો ઘાંચી, પીરૂ પાનવાળો ને મગદુ વાજાંવાળો આમ જેને ધૂન ચડી તે બસ દિલ્હી તરફ દોટ માંડી રહ્યા છે. વિલાયતથી ચાલી ચલવીને અહીં 'આઝાદી'ની પરબ માંડવા આવેલા પ્રધાન ત્રિપુટીએ પ્રથમ તો અમુક અકકેખાંઓનેજ મળવાની ઇચ્છા રાખેલી; પણ અહીં તો બધાંને મુલાકાતનો ઊભરો ચડી આવ્યો હોઇ પ્રધાન ત્રિપુટીએ પણ બધાંને માટે મુલાકાતનાં દ્વાર ખોલી દીધાં છે ! ભલે જેને આવવું હોય તે આવે અને 'પેટનો આફરો' કે 'બાફરો' ટાલવે !

દરેકની પીઠ થાબડી 'માગ માગે તે આપું'ની રામલીલાના રાજા જેવી નીતિ એ મંડળે ધારણ કરી છે. એ પ્રધાન ત્રિપુટીએ ઠીકજ કર્યું છે. અમે ધારીએ છીએ કે એ મુલાકાતોનો પુરો હેવાલ લખતાં અનેક ગ્રંથો બની જાય એમ છે ! અમારૂં તો માનવુંજ છે કે આખું ૧૯૪૬નું વરસ મુલાકાતો ને વાતોમાંજ પુરૂં થશે ! અને એ ત્રિપુટીને ખાતરી થઇ જશે કે હિંદમાં અનેક પક્ષો છે તે બધાંને ખરતું સ્વરાજ આપવા માટે તો ખુદ 'ગૉડ'ને અસી તકલીફ ઉઠાવવી પડે એમ છે ! અત્યારે છાપાંમાં સામસામે કાદવ ઉડાવવાની એવી ઝુંબેશ ઉપડી છે કે "તમે લોકો સો વરસ સુધી સ્વરાજ ભોગવવાને માટે લાયક નથી !" એવી મ્હોર છાપ મારીને એ મિશન કંઈ પાછું ચાલ્યું ન જાય ! લીગ કહે છે કે 'પાકિસ્તાન' વિના બીજું કશુંજ ન ખપે; તો કોંગ્રેસ કહે છે કે 'પાકિસ્તાન' અમને મુદ્દલ કબૂલ નથી. આમ લીગ ને કોંગ્રેસ ઉલ્ટાં મુખ રાખીને પ્રયાણ કરી રહી છે. અમારૂં માનવું છે કે એ મિશનનો ત્રણનો આંકડો અપશુકનીયાળ સાબિત થઇને રહેશે ! છાણમાં તસ્ત્ર મારી છાંટા ઉરાડનારાઓનો આ દેશમાં તોટો નથી, અને એ પણ ચોકકસજ વાત છે કે દેશમાં લીડરોની સંખ્યા પ્રજા કરતાંય વિશેષ છે. એટલે કે આ દેશમાં ઘેટાંઓ કરતાં ભરવાડોની વિપુલતા છે, અને એ 'બાર ભૈયા ને તેર ચોકા' જેવું વાતાવરણ રહેશે ત્યાં સુધી 'લે તારી છાલી ને દું તો મારી ચાલી !' કર્યા સિવાય પ્રધાન મંડળના એ મિશનનો છુટકોજ નથી. કારણ કે હિંદનો

એકેકએક અક્કલમંદ આગેવાન આજે એજ ઇચ્છિ રહ્યો છે કે 'ખાવુંય નહિ ને ખાવા દેવુંય નહિ!' ને મિશનની પણ મનમાં તો એજ ઇચ્છા હશે કે 'ભીખ નહિ આપવી ને પત્તર ફોડવું' તેના કરતાં અંદર અંદર ભીખારીઓજ લડી મરે ને ભીખનું ઠાકડું ફોડી નાખે તો સારું! જુઓ, હિંદની કમનસીબી તો જુવો કે 'આઝાદી' બારણાં ઠોકતી આવી છે ત્યારે અહીંના લીડરો બારણાં ઉઘાડવાનીય પરવા કરતા નથી ને અંદર અંધારામાં અરસપરસ બાથોડીયાં મારી રહ્યા છે!

કહેવાય છે કે જો ફેંસલો નહિ આવે તો છેલ્લે 'યુનો'માં લવાદી પર આ પ્રશ્ન મૂકાશે. અને તોય ફેંસલો ન આવે તો? તો એકજ ઇલાજ છે કે હિંદના બધાય લીડરોને એક સામટા પકડીને આંદામાન જેવા પૃથ્વીના 'સ્વર્ગ'માં ચઢાવી દેવા અને પ્રજાજનોને મસ્તકેથી લીડરીનો ભાર હળવો થવા પછી તેમને પોતાનો ઘાટ પોતાની રીતે ઘડવા દેવો. કારણ કે અત્યારે તો પ્રજાને બદલે પ્રજાના ધરાર પટેલોજ જ્યાં ત્યાં ટાંગ અડાવી રહ્યા છે. ખુદા, હિંદુસ્તાનને લીડરીના અજગરના બાહુપાશથી બચાવે!

●

હડતાળ યુગ!

જાણે હિંદમાં આજે હડતાળ યુગ બેઠો છે કે શું? કંઇક વિમાનવાળા હડતાળ પાડે છે, કંઇક તોપખાનાવાળા હડતાળ પાડે છે, કંઇક નાવિકો હડતાળ પાડે છે, કંઇક સરકારીઓ હડતાળ પાડે છે. કંઇક પોલિસો હડતાળ પાડે છે, કંઇક શિક્ષકો હડતાળ પાડે છે, કંઇક સરકારી છાપખાનાવાળા હડતાળ પાડે છે, કંઇક ટપાલીઓ હડતાળ પાડે છે, કંઇ કચેરીઓના કારકૂનો હડતાળ પાડે છે, કંઇક ઝાડુવાળા હડતાળ પાડે છે કંઇક કેદીઓ હડતાળ પાડે છે, આમ દિવસે દિવસે હડતાળનો પવન જોરથી ફુંકાઇ રહ્યો છે, અને તેનુ કારણ એ છે કે છેલ્લા યુધ્ધે મોંઘવારી ખૂબ વધારી દીધે છે અને બીજી બાજુ માલની અછત છે તેને પહોંચી વળવા નોકરો હડતાળરૂપિ તૂમડાંથી તરી રહ્યા છે અને એ સિવાય એમની પાસે બીજું પ્રતિકાર કરવાનું સાધન પણ શું છે?

એ બધાઓને હડતાળ પાડવાનો કંઈ અભખરો થઇ આવ્યો નથી; પણ પેટના પકારતુજ એ પરિણામ દેખાય છે. હંમેશ પડતી મીલ મજૂરો અને અન્ય કામદારોની હવે ઝાઝી હડતાળો દેખાતી નથી એનું કારણ એ છે કે તેમને લડાઇમાં સારું જેવું મોંઘવારી ભથ્થું મળતું હતું ને હજીય ઠીક ઠીક પ્રમાણમાં મળી રહ્યું છે. બધીય હડતાળોવાળા ઠીક ઠીક પ્રમાણમાં ફાવી રહ્યા છે; ત્યારે શિક્ષકોની હડતાળનું હજીય કશું પરિણામ આવ્યું નથી. શિક્ષકોની હડતાળ કસમયની છે એવું કહેવાય છે; કારણ કે શિક્ષકો પેટ વગરના છે! જો શિક્ષકો નકોરાળું પ્રાણી હોત તો ક્યારનીય એમની હડતાળ સફળ થઇ હોત જે શિક્ષકો બિચારા આખું જીવન વિદ્યાર્થીઓને શિખામણો આપી આપીને ઘરડા થયા તેજ શિક્ષકોને હવે ડાહીમાના દીકરાઓ ચો તરફથી સલાહો અને શીખામણો આપવા છુટી નીકળ્યા છે! ભાવિ નાગરિકોનું જીવન બગડે છે, બાળકોનું શિક્ષણ બગડે છે; એ બધુય ખરૂં પણ શિક્ષકનું પોતાનું આખું જીવનજ બગડી ગયું છે તે કોઇ જોતું નથી. એક કેદીને કેદખાનામાં રોજ એક રૂપિયો ભથ્થું મળે છે ને એક શિક્ષકને આખો દિવસ ફરજ બજાવ્યા પછી આઠ આના પગાર મળે છે. પેટમાં કુરકુરિયાં બોલતાં હોય, સમાજમાં એક પટાવાળા કરતાં પણ જેની દીનદશા હોય તે ઉંચો આદર્શ ક્યાંથી રાખે!

●

### રંગભેદનો ઉપાડો !

પ૬૨ કરોડના આફ્રિકા ખંડમાં પડેલા પાંત્રીસ લાખ ગોરાઓ આફ્રિકાનું આખું કોળું શાકમાં ગળવા તૈયાર થયા છે. સાઉથ આફ્રિકામાં હોસ્પીટલો અને ક્રિડાંગણો, ટ્રેનો અને મોટરબસો, થિએટરોને પબ્લીક સંસ્થાઓમાં જ્યાંને ત્યાં હિંદીઓ સાથે અછુતો જેવું વર્તન ચલાવ્યા છતાં આફ્રિકાના ગોરા ગીધોની નજર ધરાઇ નથી. ડરબનના હિંદીઓને ડામનાર પેપીંગ ઍક્ટ પછી આખા સાઉથ આફ્રિકામાંથી હિંદીઓની મિલકતો ખસેડવા માટેનો વ્યાપક કાળો કાયદો સ્મટ્સની સરકારે પાસ કર્યો છે. હિંદીઓ મુખ્ય બજારો કે મારકીટો આગળ મિલ્કતો ન ધરાવી શકે. શહેર બહાર પરાંઓમાં ઢુબળાં કે વાવરાંઓની જેમ છાપરાં બાંધીને ભલે પડયા પાથર્યા રહે! સાઉથના ઈંડીયનો એ નવા કાળા કાયદાની સામે સમસમી ઊઠયા છે. અરે! સાઉથમાંથી એક ડેપ્યુટેશન પણ હિંદમાં 'પોકાર' પાડવા આવી ગયું છે. હિંદી સરકારેય, સાઉથની ગોરી સરકાર સામે વહેપારી બહિષ્કારનું હથિયાર પણ ઊગામ્યું છે; છતાં ધોળા હાથીઓનું રૂંવાડુંય ફરકયું નથી. ઉલ્ટા કેટલાક ગોરાઓ વધુ ધગપછાડા કરી રહ્યા છે. સાઉથની ધારાસભામાંય રંગીન પ્રજાઓએ બેસવા ન દેવી ને જો 'યુનો' પરિષદમાં એ લોકો અપીલ કરે તો એમને પાંસરા કરી દેવા!

હિંદીઓ જાત મહેનત અને કરકસરીયા જીવનથી સાઉથ આફ્રિકામાં જે આબાદ થઇ રહ્યા છે તે ગોરાઓની અદેખી આંખોને ગમતું નથી! ઈંડીયનો આલીશાન ઇમારતોમાં રહે અને વહેપારમાં લાખોની ઉથલપાથલ કરે એ કેમ ખમાય? વેડીયાઓ, શેડીયા અને તે ઘમંડી આંખોથી કાયદાની રીતે શી જોવાય! ચારે તરફ ભીંતો ચણીને હિંદીઓને મુંઝવવાની વેતરણો થઇ રહી છે. જો હિંદીઓ 'યુનો'માં અપીલ કરશે તો તેય બ્હેરા કાને શંખની ગરજ સારે એમ જણાય છે. કારણ કે ત્યાંય શેરડીવાળાના ભાઇ ગડેરીવાળાઓના હાથમાંજ ત્રાજવાંની દાંડી છેને? માટે હાલ તો સાઉથના ઈંડીયનોએ પ્રાર્થના કરવીજ ઠીક છે કે:

**'દેખા કરો ભગવાન ગરીબોંકા તમાશા!'**

❂

### જગત ચકડોળ!

શાંતિ પરિષદની સ્થાપના થયા પછીય જગતમાં ક્યાંય શાંતિનાં દર્શન થયાં નથી. હિંદમાં તો રાજદ્વારિ જ્વર ઉછળી રહ્યો છે તેની સાથે ભૂખમરોય ડોકીયાં કરી રહ્યો છે. કલકત્તામાં પુનઃ માનવીની લાશો દેખાઇ રહી છે ઇરાનનું કોકડું ગુચવાયું હતું ને કયાંક ઉકળતું દેખાય છે. 'જીસકી લાઠી ઉસકી ભેંસ' એ ન્યાયે રશિયાને જે શરતો કરાવવી હતી તે ઇરાને નીચે મૂંડીએ કરી દીધી છે! આવીજ રીતે સલામતી પરિષદના બડેખાંઓ દુન્યાનું રક્ષણ કરવાના હશે કે? ત્રણ મહારીઓ અત્યારે જગતને નચાવી રહ્યા છે; એમનો નજરબંધીનો પદ્ધતિસરનો ખેલ, અને તેનું નામ 'સંયુક્ત રાષ્ટ્ર પરિષદ' વરૂઓ, વાઘો, સિંહો કે રીંછોએ ક્યાંય ઘેટાં કે બકરાંનું રક્ષણ કર્યું હોય એવું ઇતિહાસમાં તો શોધ્યું જડે એમ નથીજ! છતાંય 'આઝાદી'ના નામને ઠીક સસ્તું કરી મૂક્યું છે.

ઈંડોનેશીયામાં હજીય તાપણી સળગી રહી છે; છતાં ડૉ. વાનમુક બીતું સંકેલવાના પ્રયત્નો કરે છે. અને ચીનમાં તો હજીય **"વહી રફતાર બેઢંગી જો પહેલેથી એ અબભી હય!"** જેવું થઇ રહ્યું છે. મંચુરીયામાંથી રશિયાનો સરસામાન, મુદ્દામાલ અને બધી ઉપયોગી વસ્તુઓ સાથે બાંસડાપોટલાં બાંધી રહ્યા છે ને સોનામહોરો લૂટાઇ

ગયા પછી કોયલા પર ચોકી મૂકાય તેમ કબજો જમાવવા માટે ચીનની રાષ્ટ્રસેના અને સામ્યવાદીઓ પરસ્પર બાથડી રહ્યા છે. હુનાન પ્રાંત અને તેની આજુબાજુના ચીનાઈ પ્રદેશમાં લોકો ઝાડનાં પાંદડાં અને છાલ ખાઇને જીવી રહ્યા છે. યુરોપમાંય દુકાળ કહેવાય છે પણ તે તો બધા ગોરા હોઇ તેમને કેમ મરવા દેવાય! ભલે ચીના મરે, જાપાની મરે, કે હિંદી મરે? જાપાનીઓને રોજ પાશેર અનાજ પર જીવવું પડે છે! સિયામના ચોખા, ને ઓસ્ટ્રેલીયા કેનેડાના ઘઉં તરફ હિંદની અને એશિયાઇ જગતની મીટ મંડાઇ રહી છે. હાલ તો અનાજ સમિતિ પેટ ભરવાનુ છે. પછી તો અમેરિકાનું સદાવ્રતખાતું ભૂખડીબારસોને સ્હેજસાજ નભાવી લેશે! અત્યારે તો તમામ જગતે તારાપોરવાળાની જેમ હસ્તું મોઢું રાખીને વોશીંગ્ટન તરફ મીટ માંડવાની છે; કારણ કે જગતને ડારવાનું કે તારવાનું વોશીંગ્ટનના વહેપારીઓના હસ્તક છે!

●

## ન હળદર લાગે ન ફટકડી!

ઉપરોક્ત સૂત્ર અનુસારજ જગતનું ગાડું પરાપૂર્વથી ગબડતું આવ્યુ છે. ભૂતકાળની વાત પડતી મૂકી વર્તમાનનીજ વાત લઇએ. ધારાસભાના ઉમેદવારો મોટરોમા ફરે છે, વિમાનોમાં ઉડે છે, અને તેમના એજન્ટો તથા કેન્વાસરો હડખાયાં કુતરાંની ફણી એકબીજાને ડાચાં ભરે છે! હડતાળ પડાવનાર આગેવાનો તો પોતાના ઘરના છાપરા હેઠળ નિરાતે છાંયડામાં બેઠા હોય છે અને અનુસરનારાઓ ધોમધીકતા તાપ તડકામાં પગ અને તાળવું સેકાઇ જાય છતાં સરઘસો કાઢે છે ને લાઠી કે ગોળીના ભોગ પણ બને છે પછી તે[illegible]ળો [illegible]ની હાકડી ઉપર કે હોસ્પીટલના [illegible] હડતાળ પાડે છ[illegible]ને પેલા આગેવાન "સદાનુ[illegible]તાળ" દાં રેલાવે છે કે મોઢા જોઇ બતાવડી ઍસ પણ સારે છે!

કોઇ એકઝીબીટર સાથે પ્રથમથી સોદો થઈ જતાં ફિલ્મ પ્રોડયુસર પણ જલ્દી જલ્દી કચકડાનાં બંડલો બંધાવીને દાબડા જેમ બને તેમ વેળાસર એકઝીબીટરના ઘેર પહોંચાડી દે છે. પછી ભલેને તે કોથળીમાંથી બિલાડું નીકળે? ધરાર પટેલો, વકીલો, દલાલો, વિમા એજન્ટો વગેરે હંમેશાં એવાંજ કાર્યો કરે છે કે જેમાં એમને પોતાને કશુંય જોખમ ખેડવાનુંજ ન હોય, ન્હાવા કે નીચોવવાનું ન હોય! તન કે મનને કશુંય લાગે કે વળગેજ નહિ પછી હળદર કે ફટકડી લગાડવાનો તો પ્રશ્નજ ક્યાંથી બાકી રહે? આંતર રાષ્ટ્રીય મુત્સદીઓ પેપરના તંત્રીઓ. (પછી ભલેને તે દોઢ કે બે આનાનું ફરફરીયું કાઢતો હોય પણ જગતના કોઈ પણ મહારથીને સલાહ કે શિખામણ આપવાનો એને કુદરતી અધિકાર પ્રાપ્ત થયો હોય છે!) હજામો, ઘરડા મુરબ્બીઓ કે ડોસીઓ; વગેરે જગતને બોધ દેવાજ પેદા થયાં હોઇ; તેમનેય કોઇ દિવસ હળદ કે ફટકડી લગાવવી પડતી નથી!

●

## એમ એમ. પીપરડીવાળા ચેરિટેબલ ટ્રસ્ટ, રાંદેર.

છેલ્લા પચાસ વર્ષથી સારાયે ગુજરાતની મુસ્લિમ કેળવણીની તૃષ્ણાને છિપાવતી મજકૂર સંસ્થા બર્માના પતનથી છેલ્લા ચારેક વર્ષથી આર્થિક મુઝવણોમાં મૂકાઈ ગઇ છે. બર્માની હાલની પરિસ્થિતિ જોતાં સંસ્થાની પોતાની આવક માટે સારા ચિન્હો દેખતાં નથી. જ્યાં કરોડોનું માલમિલ્કતનું નુકસાન નોંધાયું હોય ત્યાંથી આવકની શી આશા રાખવી? આફ્રિકામાં વસવાટ કરતા મજકૂર સંસ્થાના 'બોર્ડ ઓફ' અને શુભેચ્છકોની ઇચ્છા અનુસાર 'કારવાં'ના તંત્રી અને સંસ્થાના એક ટ્રસ્ટી ટુંક સમયમાં આફ્રિકાના પ્રવાસે ઉપડી જશે. કેળવણીના ચાહકો મજકુર ટ્રસ્ટના વર્ષો જુની સેવાને લક્ષમાં લઇ આર્થિક સહકાર આપશે એવી આશા અસ્થાને નથીજ.

## જીવી લે!

# મોતની પ્હેલાં મરીને!

રડે છે મોત મુજથી થરથરીને.
રૂદનમાં હીબકે ડુમકાં ભરીને.
જિગરમાં ઝખ્મ હો, દિલ-વેદના હો;
ફક્ત અભ્યર્થના એ કરગરીને.

કઝા દેખી મ્હને ગભરાટમાં છે,
કઝા સમજી રહી મુજને, ડરીને.
મઝા ડુબી જવામાં જોઉં છું હું,
કરૂં શું વિશ્વ-સાગરમાં તરીને?

જમાનાથી જમાના હું ન જાણ્યું,
કહું અહીં આવને ડગલાં ભરીને.
રૂદનમાં અશ્રુઓ શાને વહાવું?
કરે આંસૂ બિચારાં શું સરીને!

દરદ મુજ સાદના ઉપચાર કેવા?
જીવું છું દર્દમાં દર્દે મરીને.
જીવું છું, ને મરી જીવું ફરીથી,
સજીવન રોજ નવજીવન કરીને.

સકલ સંસારને બાળીશ આગે,
રૂદનમાં આહ શ્વાસે દમ ભરીને.
મનાવીશ મોતને હું એક દાડો,
જીવનની ભેટ ચરણોમાં ધરીને.

'નયન'ની આગથી આલમ જલાવું,—
પ્રલય પૃથ્વી ઉપર પૈદા કરીને.

—'નયન' [રાણાવાવ]



: કાવ્ય :

અહીં હું નામ તારૂં લઇ રહ્યો છું,
અહીં દુન્યાને દિલ હું દઇ રહ્યો છું:
પ્રવાસી એક છું, છે પંથ બબ્બે,
ખબર પડતી નથી ક્યાં જઇ રહ્યો છું!

❋

# કિનારો દિલમાં

થઇ ગયો દર્દ તણો જ્યારે ઉતારો દિલમાં,
ચેન-આરામના લુટાયાં બજારો દિલમાં.
કો'ક દી ફાતેહા પઢવા તો પધારો દિલબર!
થઈ ગયા કૈંક તમન્નાના મઝારો દિલમાં.

ભય નથી આંધી-ખડકનો હવે ભવસાગરનાં,
પામી ગઇ મારી જીવનનાવ કિનારો દિલમાં.
રાત ઘનઘોર બની જામે જીવનનાં મારા,
કિન્તુ ઝળકાવજે એકાદ સિતારો દિલમાં.

જિંદગીમાં હું વહાવી શકું અમૃત-ધારા,
એજ કારણથી થયો ઝેર પિનારો દિલમાં.
જોઇ ઘટોળી નિરાશાના, જીવનમાં વાતાં,
ડગમગી જાય છે આશાનો મિનારો દિલમાં.

જે નિકળતાંજ પ્રલયનાદ ગજાવે જગમાં,
એવી એવી મેં સમાવી છે પુકારો દિલમાં.
દર્દ છે, ગમ છે, તમન્ના છે અને આશા છે,
એક દિલને છે ઘણાં દિલનો સહારો દિલમાં.

એટલે કરતો નથી દર્દની "બેફામ" દવા,
થાય છે દર્દ ઉપર દિલનો ગુજારો દિલમાં.

—"બેફામ"



# હૃદયના તારા

એક ભાવના

આલેખક:
જ. "નસીમ"

હું રજનીના પ્રશાંત પ્રહરોમાં મારા ઊરની બારી ઉઘાડીને બેસું છું ત્યારે તિમિર ઘેરા આકાશમાં જેમ તારાઓના ઝૂમખાં ઝબકારા કરે છે તેમ મારા હૃદયમાં હું વેદના-રૂપી તારાઓને ઝબકતા જોઉં છું

રજનીની તિમિરતાની જેમ મારા ઊર પ્રદેશમાં રાત્રિએ તિમિરતા વ્યાપેલી હોય છે. તિમિર ઘેરી રાત્રિઓમાં તારાઓ ઝગે છે તેમ મારા તિમિર ઘેરા ઊર પ્રદેશમાં પણ ઊરના તારાઓ પ્રકાશી ઊઠે છે. સૂર્યના પ્રકાશમાં દિવસે તારાઓ પોતાના સ્થાને હોય છે, પણ સૂર્ય કિરણોના બળવાન પ્રકાશથી અદૃશ્ય લાગે છે. પણ તે વસ્તુત અદૃશ્ય હોતા નથી.

ચાંદની રાતે પણ તારાઓ પોતાના સ્થાને ઝૂમખાબધ્ધ પ્રકાશતા હોય છે પણ તે ચન્દ્રના પ્રકાશથી અદૃશ્ય થતા નથી–દેખાતા બંધ પડતા નથી, પણ ઝાંખા ઝાંખા દૃષ્ટિએ પડે છે.

પણ તિમિર ઘેરી રજનીમાં તે પૂર્ણ કળાએ પ્રકાશે છે તેમ દિવસે મારા હૃદયના તારાઓ અદૃશ્ય થઇ ગયેલા લાગે છે એટલે મારા મનને ચિંતનની દશા પ્રાપ્ત થાય છે પણ ચિંતનની વૃત્તિ જાગતી નથી. ચાંદની રાતના રૂપાળાં વાતાવરણમાં રજનીને અંગે એ ચિંતન ઉદ્દીપિત થાય છે પણ તે ઝાંખું ઝાંખું લાગ્યા વગર રહેતું નથી. કદાચ ચાંદનીની રમ્યતા ચિંતન માટે અનુકૂળ નહિં હોય પણ અંધારી રજનીમાં સૂર્યનાં કે ચન્દ્રનાં કિરણો હોતાં નથી એટલે તે મારાં ચિંતન કાર્યમાં વિક્ષેપ પાડતા નથી. રજનીનું તિમિર ઘેરૂં વાતાવરણ અગ્નને સ્વચ્છ કરી દે છે. બાહ્યરૂપે એ તિમિરતા હોય છે પણ અંતર રૂપે ચિંતનના પ્રકાશને તે માર્ગ આપે છે. તિમિર ઘેરી રજનીમાં તારાઓ પ્રકાશી ઊઠે છે અને તેનાં નાજુક રશ્મીઓ તેની આસપાસ તેજનું વર્તુલ રચે છે.

વેદનાથી મારું અંતર કદાચ વિદીર્ણ થતું હોય, પણ વિદિર્ણતામાંથી ચિંતનનો પ્રકાશ ઊઠે છે. અને હૃદયના-નભને પ્રકાશના પુંજમાં ડુબાડી દે છે. હું મારાં હૃદયમાં થતી વેદનાથી એક પ્રકારની ગતિ અને જીવન નિહાળું છું. આ વેદનાનું જીવન મને દુન્યાના પ્રવાસ-માર્ગમાં જીવતો રાખે છે. અંતરમાં ઊઠતી એ વેદના મને પિયૂષનાં જળ પાય છે અને હું અનંતતામાં લીન થઇ જાઉં છું. આ વેદનાના ઝગતા તારાઓમાંથીજ હું જીવનનો પ્રકાશ નીકળતો જોઉં છું દુઃખ અને કષ્ટ મારા જીવનને જાગ્રત રાખે છે. અને હું તેના પ્રકાશમાં ચાલું છું વેદના મને જીવનદીપ દેખાડે છે અને હું જીવનપંથમાં આગળ વધતો જાઉં છું. મારા ધ્યેય તરફ એ મને લઈ જાય છે. મારા જીવનમાં વેદનાના અગ્નિનો સંચાર થતો ન હોત તો મારું જીવન ગરીબ બની ગયું હોત—મને આત્માનો પ્રકાશ જડયો ન હોત. સંસ્કૃતિના પ્રકાશની ભાળ લાગી ન હોત—માનવતાનો સાચો પારસમણિ મળી શકયો ન હોત.

જે મનુષ્યનાં હૃદયમાં વેદના નથી, તે હૃદય નથી. મનુષ્યનાં હૃદયનો શણગારજ વેદના છે. મનુષ્યમાં હૃદયનાં ફૂલ વેદનાજ છે. એનાં હૃદયનાં સુવાસને સુરભિ વેદના છે. વેદનાથીજ મનુષ્ય છે. વેદનાહીણો મનુષ્ય, મનુષ્ય પણ બની શકતો નથી–મનુષ્ય મટી જાય છે. માનવતા અને સંસ્કૃતિને વેદનાથીજ જીવન મળે છે. સંવેદનાનું ગીત એમાંથી ઊઠે છે–

એનો મિષ્ટરવ એમાંથીજ સંભળાય છે જો મારાં હૃદયમાં ઉલ્લાસ ભર્યો હોય તો તે કુંજના સુવાસ અને રંગ જેવો થઇ પડત. એના રંગ અને સૌન્દર્યના ઘેન જીવનમાં ઉતરી જાત. એની સુવાસ મારી લાગણીઓને મારી નાખત. હું દર્શનની આંખે ફૂલનાં સૌન્દર્યને સુવાસ જોઉં છું ત્યારે નિસર્ગની કૃતિનું મને ભાન થાય છે પણ હું તેને નિર્બળ માનવી તરીકે જોઉં છું-ત્યારે હું તેના સુવાસને રંગમાં ભૂલો પડી જાઉં છું-હું મારી જાતનું ભાન ખોઇ દઉં છું. એ સમયે મને ફૂલનાં કાંટા વાગે છે. મારી અંગુલિઓમાંથી લોહી ની ધાર ફૂટે છે—મારા અંતરમાં વેદનાનો ધ્વનિ રણકાર કરે છે અને હું ફરી જાગ્રત થઇ જાઉં છું. મારી વાસ્તવિક સ્થિતિનું તે મને ભાન કરાવે છે. મારા મનુષ્યત્વનું—મારા માનવની સ્વાભાવિકતાનું—હું દર્શન પામું છું. હું ફૂલના રંગ અને સુવાસમાં નિસર્ગનું રૂપ નિહાળવા મથું છું અને તે પણ વેદનાની આત્મદ્રષ્ટિથી જોઇ શકું છું. હૃદયમાં વેદના ન હોય, તે નિર્વેદન હોય તો તે માદક થઇ પડે છે અને એનું મદીલુ જીવન ઉલ્લાસમાં ડૂબીને મૃત્યુ પામે છે. હું વેદનાનાં સાતત્યને આવકારૂં છું કારણ કે વેદનામાં જીવન ભર્યું છે એમ હું માનું છું મારા હૃદયમાં વેદનાના તારાઓ પ્રકાશિત રહે—વેદનાનાં રશ્મિઓ તેજસ્વી રહે એમ હું યાચું છું. આ તિમિર ઘેરી રાત્રિઓમાં આકાશમાં ઝગતા તારાઓના તેજ કર્યાથી વેદના જીવનની અનંત વેદના મને પ્રિય છે. હૃદયના તારારૂપ વેદના—જીવનનું ભાન સતત જાગૃત રાખનારી વેદના, જીવનને માનવતા, નિસર્ગ અને ઉન્નત સ્થાનનું દિશા સૂચન કરનારી વેદના અમર તપો—અધાજ મનુષ્યનાં હૃદયમા એના તારલાઓ ઝગતા હોય! એમ સર્જનહારને યાચું છું.



આપણા વર્તમાન જીવન અને જીવન પ્રવૃત્તિ ઉપરજ આપણું ભવિષ્ય નિર્માયું છે. વર્તમાનને બેદરકારીપૂર્વક વેડફી નાખનારને ઉજ્વળ ભાવીની આશા રાખવાનો અધિકારજ શો છે?



નવયુગ ન જોયેલા એવા પિતાનાં પુત્રો નવયુગનાં કિરણો ઝીલતા હોય, પિતા અને પુત્રો વચ્ચે સંઘર્ષણ જામે, અને છતાંયે કુટુંબ સ્નેહનું ઝરણું ન સુકાય, સતત વહ્યાજ કરે, એવા કુટુંબ માટે આ નર્કરૂપી સંસાર સ્વર્ગ કરતાંયે અધિક સુખરૂપ નીવડે છે.



આજનાં સમાજ રચનાની મોટામાં મોટી ખામી એ છે, કે સમૃદ્ધિની વચ્ચે પણ અસંખ્ય યુવક યુવતિઓ અણવિકસ્યાં કરમાઈ જાય છે. વેદનાની સીમા નથી રહેતી, છતાં એક શબ્દ પણ ઉચ્ચારવાની પરવાનગી મળતી નથી. —'ગાફિલ'

# મુકદ્દરમાં!

નહીં જોટે મળે એનો તમોને આ જગતભરમાં,
ભરી રાખી છે જે દોલત મેં મારા નાના અંતરમાં.

સમજવા ચાહો તો સમજી શકો છો આપ પળભરમાં,
કે ચાહત આપથી રાખું છું કેવી મારા અંતરમાં.

અમારામાં નથી કંઇ ભાઈચારો વાત સાચી છે!
બળે છે આગ કંકાસોની આજે તો ઘરેઘરમાં!

વધારો પહેલાં આપસમાં તમો કંકાસ ને કજીયા,
હવે પસ્તાવ છો શાને લગાવી આગ નીજ ઘરમાં.

નજર જ્યાં જ્યાં ફરે મારી, નથી કંઇ અન્ય દેખાતું,
દગાખોરી, સિતમખોરી દીસે છે આ જગતભરમાં

ઝુકાવી દઉં છું ગરદન એક ઈશારામાં હું ઝાલિમના,
ચમક એવી અનોખી જોઇ મેં કાતિલના ખંજરમાં.

દુઃખો એક એક પછી આવે છે આ તે કેવી ગરદિશ છે,
ખુદા જાણે ખુદાએ શું લખ્યું છે મુજ મુકદ્દરમાં!

તું ખુદ પાપી છે નાપીને જાણે કેમ તું પાપી!
છુપાઇ છે ભલાઈ પણ તે પાપી કેરા અંતરમાં.

'મુસાફિર' આ જગતનો મોહ ક્યારે જાય છે દિલથી,
બધી મેહનત ગઇ છે વ્યર્થ મારી તો જીવનભરમાં.

જુનાગઢ ] —"મુસાફિર"

# અંતિમ સમયના આલિમો

અનુ : 'તાજ'

**રાજની પડતી**:—[ઇ. સ. ૧૭૦૮થી ઇ. સ. ૧૮૦૬ સુધી] ઔરંગઝેબ ઇ. સ. ૧૭૦૭માં મરણ પામ્યા તેમના મરણ પછી થોડાજ વર્ષોમાં મોગલ-સલ્તનતની પડતીના બી રોપાયા. ઔરંગઝેબ મરણ પામ્યા તે વખતે તેમની ઉમર ૯૦ વરસની હતી જ્યારે તેમનો પુત્ર ગાદીએ આવ્યો ત્યારે તે પણ વૃદ્ધાવસ્થાએ પહોંચી ચૂક્યો હતો. તે પાંચ વરસથી વધુ સત્તા પર રહેવા પામ્યો નહી. તેના યુગમાં પ્રથમ રજપૂતો અને પછીથી શીખોના શુરૂ બંડાએ મોગલ પ્રાંતો જીતવા માંડયા. રજપૂતોના બળવાને તો તે સમાવી શક્યો, પરતુ બંદાને ફર્રૂખસીયરે હરાવ્યો. જે ઈ સ. ૧૭૧૩થી ઈ. સ. ૧૭૧૯ સુધી સત્તા પર રહ્યો કેટલાક કારણોને લઈ તે હુશ્યાર, ચાલાક, અને બહાદુર બાદશાહ હતો, પરંતુ તેના યુગમાં મુસલમાનોમાં બે જાતિભેદ પડયા એટલે કે ઈરાની અને તુરાની (શીઅહ અને સુન્ની) તેમના અશુભ-નાવોએ ઇસ્લામી સલ્તનતને નાબુદ કરી. તુરાની ફિર્કા ટોળી-મતના આગેવાન અને કાર્યકર્તા નિઝામુલ મુલ્ક અને ઇરાની ફિર્કાના આગેવાન બે સૈયદ ભાઇઓ હતા. જેમના નામ અબ્દુલ્લાહ અને સૈયદ હુસૈન અલી હતા. તેઓ એક યુગમાં દક્કનના સૂબેદાર હતા. જ્યારે ફર્રૂખસિયરે સૈયદ ભાઇઓનો હારબાર ઓછો કરવા માંડયો તો હુસૈન અલીએ મરાઠાઓને પોતાની સાથે મદદમાં લીધા, અને તેમને વચન આપ્યુ કે બાદશાહથી તમને ચોથ અને સરદેશમુખીનો હુકમ અપાવશે મરાઠા લશ્કર લઈ તેણે દિલ્હી તરફ પ્રયાણ કર્યું. ફર્રૂખસિયર સ ચાર બની ગયો અને મરાઠાઓને દખ્ખણમાં ચોથ અને સરદેશમુખી વસૂલ કરવાની છૂટ આપી મોગલ સામ્રાજ્યની પડતીની પ્રથમ મંઝિલ-પગથિયું એજ છે. તે પછી તો સૈયદ ભાઇઓએ તો બાદશાહ બનાવવાનો ધંધો શરૂ કર્યો. એટલે કે એકને ગાદીએ બેસાડે, તેને ઉઠાડી બીજાને બેસાડે, એમ તેઓએ ૧૮ ફેબ્રુઆરી ૧૮૧૯થી ૧૪ ઓગષ્ટ ૧૮૧૯ સુધીમાં ત્રણ બાદશાહ બનાવ્યા. જ્યારે ઉમરાવોએ એમની એ નીતિ જોઇ તો બંનેને કત્લ કરી નાખ્યા. ત્યારબાદ કેટલાય બાદશાહો પછી મુહમ્મદશાહ ગાદીએ આવ્યો, તેણે ઇ. સ. ૧૭૨૦થી ૧૭૪૮ લગી સત્તા ભોગવી. તેના યુગમાં નિઝામુલ મુલ્કે રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાની કોશિશ કરી પરંતુ "રંગીલા બાદશાહ"એ તે માન્ય કર્યું નહિં, તેથી નિઝામુલમુલ્ક નિરાશ થઇ ઇ સ. ૧૭૨૪માં દખ્ખણમાં ગયા. ત્યાં તેમણે "હુકૂમતે આસિફિયા"ના પાયો નાખ્યો એ પછી મોગલ રાજ્યની પડતી દિનપ્રતિદિન થવા લાગી. મરાઠાઓ સિવાય જાટો અને રોહિલાઓએ પણ બળવા કરવા માંડયા. સૌથી વધુ આફત તો એ થઇ પડી કે ઈ. સ ૧૭૩૯માં નાદિરશાહે હિંદ પર સવારી કરી. નાદિરશાહે કેટલાય દિવસ લગી દિલ્હીને લૂટયુ, જ્યાં ત્યાં કત્લ ચલાવી, ખઝાનો પણ લૂટી લઇ લશ્કરને છિન્નભિન્ન કરી પાછો ફર્યો. તે પછી તો દિલ્હીના બાદશાહોમાં એટલીય શક્તિ ન રહી કે સ્વતંત્ર બની બેઠેલા સૂબાઓ અને દુશ્મનોનો તેઓ મુકાબલો કરી શકે. એજ કારણોને લઇ બંગાળમાં અલીવરદીખાન, દખ્ખણમાં નિઝામુલમુલ્ક અ સિફજાહ, અને અવધમાં સઆદતઅલીખાં સ્વતંત્ર થઇ બેઠા.

મુહમ્મદ શાહ ઇ. સ. ૧૭૪૮મા મરણ પામ્યો. તેના પછી અહમદશાહ ગાદીએ આવ્યો. તેના યુગમાં પાછા ઇરાની અને તુરાનીઓના ઝઘડાઓ વધી પડયા. હવે ઇરાનીઓના આગેવાન તરીકે અવધના બાદશાહનો ભત્રીજો સફદરજંગ અને તુરાનીઓના આગેવાન તરીકે નિઝામુલ મુલ્કનો પૌત્ર શહાબુદ્દીન હતા જેણે પોતાની સાથે મરાઠાઓને રાખી અનેક જાતના જુલ્મો ગુજાર્યા. ઈ સ. ૧૭૫૪માં અહમદશાહની આંખો ફોડી નખાવી અને તેની જગ્યાએ આલમગીર સાની ગાદીએ આવ્યો. પાંચ વર્ષ પછી તેને પણ મારી નાખવામા આવ્યો, અને શાહઝાદાને ગાદીએ બેસાડવામાં આવ્યો. ઇરાની અને અફઘાન ઉમરાવોએ અહમદશાહ અબ્દલીથી શહાબુદ્દીન અને તેના મરાઠા સાથીઓના શિકાયત કરી. અહમદશાહે લાહોર કબજે કર્યું પરંતુ મરાઠાઓએ તેના સુબને ત્યાંથી હાકી મૂકયો. હવે અહમદશાહ અબ્દલીએ હિંદ પર ચઢાઇ કરી, આ હુમલાના જવાબદાર ઇરાનીઓના આગેવાન સુજાઉદદૌલા ઇબ્ને સઆદતઅલીખાં અને અફઘાનોના આગેવાન નજીબુદૌલા હતા. મરાઠાઓની સાથે સૂરજમલ જાટ, ઈબ્રાહીમ ગાર્ડી અને બીજા સરદારો હતા. ઇ. સ. ૧૭૬૧માં પાણીપતના મેદાનમાં ભયંકર યુદ્ધ જામ્યુ. આ યુદ્ધમાં મરાઠાઓની હાર થઇ. અહમદશાહ અબ્દલીએ જો ધાર્યું હોત તો આ જીતથી તે હિંદમાં પોતાની સત્તા જમાવી લેત. પરતુ તે શાહ આલમને ગાદી સોંપી પાછો ફર્યો. પરંતુ શાહ આલમ રાજ્ય ચલાવવાને અશક્ત હતો. ઇ. સ. ૧૭૫૭માં પ્લાસીનું યુદ્ધ જામ્યું, અને બંગાળાનો પ્રાંત અંગ્રેજોએ પોતાના કબ્જામાં લીધો તેના થોડા વરસો પછી પૂર્વના પ્રાંતોની સત્તા ઇસ્ટ ઇન્ડીયા કંપનીને મળી. પરંતુ ઉત્તર હિંદમાં વધુ સત્તા મરાઠાઓની હતી. પાણીપતના યુધ્ધ પછી તેઓ પણ અશક્ત બની બેઠા. તેમનામાં એટલીયે શક્તિ ન હતી કે તેઓ અંગ્રેજોની સામે થાય. પરંતુ તેઓ એ કામના માટે લાયક હતા કે દિલ્હીના 'શાહી શેતરંજને' પોતાના કબ્જામાં રાખી શકતા એટલીજ એમનામાં શક્તિ હતી. શરૂઆતમાં તેમનું જોર બહુ ઓછું હતું. પરંતુ જ્યારે રોહિલાઓએ બંડ કર્યું અને ગુલામકાદિર રોહિલાએ બાદશાહની આંખો ફોડી સત્તા પરથી ઉઠાડી મૂકયો. ત્યાર પછી મરાઠાઓએ ગુલામકાદિર રોહિલાને હરાવ્યો અને તેને મારી નાખવામાં આવ્યો. ઇ. સ. ૧૭૮૮માં શાહ આલમને ફરી ગાદી પર બેસાડયો. તેણે ઇ. સ. ૧૮૦૬ સુધી સત્તા ભોગવી. પરતુ તેની સ્થિતિ "મુર્દા બ દસ્ત ઝિંદા" જેવી હતી ઇ. સ. ૧૮૦૫માં લેકે લીકે મરાઠાઓને હરાવી દિલ્હી પોતાના તાબે કર્યું. પરંતુ શાહ આલમને ગાદીએ રહેવા દીધો. તે પછી ઈ. સ. ૧૮૦૬થી ૧૮૩૭ લગી અકબર સાની અને ઇ. સ. ૧૮૩૭થી ઇ. સ ૧૮૫૭ લગી બહાદુરશાહ સત્તા પર રહ્યા. પરંતુ તેમની સ્થિતિ પણ "શાહી શેતરંજ"ના જેવીજ હતી, ખરી રીતે તો દિલ્હીની ઇસ્લામી સલ્તનત તો ઇ. સ. ૧૭૮૮માં જ પૂરી થઇ ગઈ હતી જ્યારે કે ગુલામકાદિર રોહિલાએ શાહ આલમને આંધળો બનાવ્યો હતો.

એજ દિવસોમાં પૂર્વ બાજુએ ઇસ્ટ ઇન્ડીયા કંપનીની સત્તા વધુ પ્રમાણમાં ફેલાતી હતી પંજાબમાં અહમદશાહ અબ્દાલીનો પૌત્ર શાહઝમાં રાજા રણજીતસીંગને લાહોરની સત્તા આપી ગયો હતો. ઇ. સ. ૧૮૪૯ સુધી આ પ્રાંત શીખોના તાબામાં રહ્યો. ઉત્તર હિંદમાં અવધના રાજાઓની સત્તા ઘણાય વર્ષો લગી રહી. એટલે કે અંગ્રેજોએ એ પ્રાંત ઇ. સ ૧૮૫૬માં પોતાના કબજે કર્યો ત્યાં લગી સુજાઉદ્દૌલાના વંશજોએ

રાજ્ય વહીવટ ચલાવ્યો. ઇ. સ ૧૮૪૩માં સિંધના અમીરોનો નાશ થયો. દક્ષિણમાં સુલ્તાન હૈદરઅલીએ મ્હૈસૂરમાં એક નવી સત્તા સ્થાપી પરંતુ ઇ. સ. ૧૭૯૯માં ઇસ્ટ ઇન્ડીયા કંપની અને નિઝામ સરકારે મળી ટીપુને હરાવ્યો અને એ રાજ્ય ખાલસા કર્યું. એ બળવાઓમાં ફક્ત નિઝામ સરકારનીજ સત્તા કાયમ રહી, અને આજ લગી પણ નિઝામનુ રાજ્ય મોગલ સામ્રાજ્ય અને રીતરિવાજના છેલ્લા દીપકસમાન યાદગાર છે.

ઔરંગઝેબના મરણ પછી મોગલ રાજ્યની પડતી જલ્દી થઇ તે પર ઇતિહાસકારો આશ્ચર્ય જાહેર કરે છે. ખરી રીતે જોતાં તો અકબરે ગુજરાત જીતી લીધું, તે વખતે તેણે દરિયાઈ માર્ગ માટે કંઇ પણ બંદોબસ્ત કર્યો નહિં, તેમજ કોઇ બળવાન નૌકાદળની વ્યવસ્થા પણ ન કરી કે જેથી દરિયાઈ માર્ગની કંઇ રક્ષા થાય જો મોગલોની જગ્યાએ બીજા કોઈ હોત તો જરૂર તેઓ દરિયાઈ માર્ગ માટે કંઇ બંદોબસ્ત કરતે. એ ઉપરાંત કેટલાક બનાવો એવા પણ છે કે જે આલમગીરના યુગમાં બન્યા અને તેથીજ મોગલ સામ્રાજ્યની પડતીની રફતાર વધુ ઝડપી બની. એક તો ઔરંગઝેબ ૯૦ વરસની ઉમર લગી સત્તા પર રહ્યા. વૃધ્ધાવસ્થામાં માણસની બુધ્ધિ મંદ પડી જાય છે. કારણ કે 'સાઠી બુધ્ધિ નાઠી' અને ઔરંગઝેબ આ કથનથી અજાણ્યા ન હતા તેમના ગાદી વારસને ગાદી. તે વખતે મળી કે જ્યારે તે પણ વૃધ્ધાવસ્થાએ પહોંચી ચૂક્યો હતો. રાજ્યના કારભાર અને રાજ્ય વ્યવસ્થા માટે ફક્ત તેને પાંચજ વર્ષ મળ્યા. એ ઉપરાંત ઔરંગઝેબના છેલ્લા ૨૫ વરસ તો દક્ષ્ખણની લડાઇમાંજ ગયા. ત્યાંજ તે મરણ પામ્યા. તેમની આ ગેરહાજરીમાં જાટો, શીખો અને રજપૂતોને યોગ્ય તૈયારી માટે પુરતો સમય મળ્યો. આશા હતી કે ફર્રૂખસીયરના યુગમાં કદાચિત સ્થિતિ સુધરે પરંતુ તેના યુગમાં જુદા જુદા ઉમરાવોએ બાદશાહને સાથ આપવાને બદલે મોગલ સામ્રાજ્યના વૃક્ષને કાપવા મંડી પડ્યા. સૈયદ હુસેનઅલીએ બળવાની શરૂઆત કરી, અને તેના મરણ પછી તો શહાબુદ્દીને ચળવળ ચાલુ રાખી. મીર જાફરની ગદ્દારીના પરિણામે બંગાળામાંથી ઇસ્લામી સત્તા નાશ પામી. પછી નાદિરશાહ અને અહમદશાહ અબ્દલ્લીની સવારીઓ થઇ. એ પછી સલ્તનતના શરીરમાં જે શ્વાસ બાકી રહ્યા હતા તે પણ ગુલામ કાદિર રોહિલાએ પૂરા કરી નાખ્યા. દહેલી પર ચઢી આવવાનું કારણ તે એ બતાવે છે કે દહેલીમાંથી મરાઠાઓની સત્તા નબૂદ થાય પરંતુ તેના કાર્યોથી તેમની એટલી હિંમત પૈદા થઇ કે સૈયદ હુસૈનઅલી અને શહાબુદ્દીનની ગદ્દારી સિવાય કદાચિત કોઇ બીજા કારણોને લઇ પ્રાપ્ત થઇ હોય. તેણે દિલ્હી લૂંટી દટાએલું ધન કાઢી લીધું; અને દિલ્હીના બાદશાહો પાસે એટલુંયે ધન ન રહેવા દીધું કે તેઓ કોઇની વિરૂદ્ધના કરી શકે. એ ઉપરાત શાહને અંધ બનાવ્યો કે જેથી તે કંઈ પણ ન કરી શકે અને કંઇ જોઇ પણ ન શકે. ત્યાર બાદ શાહ આલમ થોડા વરસ મરાઠાનો પછી અંગ્રેજોનો મોહતાજ રહ્યો. જ્યારે તેની દર્દનાક નઝમો આપણે વાંચીએ છીએ જ્યારે કે તેમણે દુઃખના દિવસોમાં લખી હતી, તો આપણને સાફ જણાઇ આવે છે કે છેવટના મોગલ સમ્રાટો માટે "રોહિલા મદદગારો" અને નમકહરામ "સૈયદભાઇઓ" કરતાં તો મરાઠાઓ અને અંગ્રેજો વધુ પ્રમાણમાં મદદગાર ગણાયા. એ ખરૂં છે કે ઇસ્લામી સત્તાની પડતીના કારણો બીજા દેશના દુશ્મનો કે જેઓ દરયાઇ માર્ગે આવ્યા હતા તેઓ કરતાં વધુ તો સૈયદહુસૈનઅલી, મીર જાફર અને શાહબુદ્દીન તેમજ ગુલામ કાદિર રોહિલાની નમકહરામી અને ગદ્દારી પરજ છે.　—અપૂર્ણ.

## મુસ્ત ઝાદ

—"કાદિર"
[ધિરાછ]



આવે છે અગમ દૂરથી કોઇની સવારી—હે કાફલા ધારી;
પગ ધર જરા આગળને જો તુજ ધર્મ વિચારી—હિમ્મતને વધારી.

મંઝિલ થકી વણજારનો થાએ છે સકળ નાશ—તું શોભ નહિં કાશ;
ફરતું રહે છે વ્યોમ સદા જાળ પ્રસારી—તુજ પ્રાણ શિકારી.

તુજ કાર્યના આકારમાં કૈં રંગ ભરી લે—કૈં કર્મ કરી લે;
જીવનનો દિવસ અલ્પ છે ને રાત છે ભારી—વ્યાકૂળ અકારી.

સાહસનાં ચમત્કાર નિહાળી લે જગતમં—ઊંડાણુ છે સતમાં;
અલ્લાહનાં વિશ્વાસે દે તુજ નાવ હંકારી—વેહમોને નિવારી.

કરતો હતો તું વ્યોમ નિવાસીનાં શિકારો—ઉત્થાન વિચારો;
શકરાની પેઠે મૃગ્યા રમત રમ હે શિકારી—બન વ્યોમ વિહારી.

માનવ પરે માનવ જો સખત ઝુલ્મ કરે છે—સુખચૈન હરે છે;
તૌહીદનો જ્યોતિ થકી અંધકાર નિવારી—દે નૂર પ્રસારી.

કંટક તણી ધારે તું હવે તારૂં ગમન કર—ને તેને સુમન કર;
જીવન તો અણીદાર છે કાંટાની પથારી—રૂધીરની કયારી.

જેના રવે જગ ડોલતું મસ્તાન બનીને—એક ધ્યાન બનીને;
સૂની પડી છે કાળથી તે કર્મ સિતારી—બેહોશ બિચારી.

"કાદિર" તું જગે વિજ સમો ચમકાર બની જા—અંગાર બની જા;
અજવાળ ભલે હોય જીવન રાત અંધારી—જુસ્સાને વધારી.






મૌલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલ–અમારા સમાં વહાલામાં એક છોકરો છે જેની ઉમ્મર ઘણી મોટી છે છતાં પણ હજુ સુધી તેના માબાપે તેની ખત્ના કરાવી નથી તો મજકુર છોકરા માટે શરીઅતનો શું હુકમ છે? શર્મ વતરેક એમાં સતરે ઔરત પણ છે તો શું સુન્નત શાદી કરવા માટે હવે સતરે ઔરત ખોલી શકે છે?

જવાબ–ખત્ના કરાવવી સુન્નતે મુઅક્કદહ છે તેમજ સતરે ઔરત પણ જરૂરી છે. પણ ખત્ના શઆઈરે ઈસ્લામ (ઇસ્લામની નિશાનીઓ)માંથી છે માટે ખત્ના કરાવવી જોઇએ. ખત્ના ન કરાવનાર ગુનેહગાર થાય છે એના માટે સતરે ઔરતનો ખ્યાલ ન કરવો જોઇએ તેમજ એ કામમાં શર્મ પણ ન કરવી જોઇએ કારણ કે કેટલાક ફુકહાઓએ બાલિગ (જવાન) થયા પછી ખત્ના કરાવવાનું કહે છે. વળી હકીમો ખત્નામાં ઘણા ફાયદા બતાવે છે કે ખત્ના કરાવવાથી કુવ્વતે મર્દુમી વધે છે. હાં અગર તેની ચામડી ઉંચી ચડી ગઈ હોય કે ખત્ના કરાવેના જેવી માલુમ પડતી હોય અને ખત્ના કરાવવામાં નુકસાનીનો ડર હોવ તો ન કરાવે. (શર્હે અબીદાઉદ, હિદાયહ)

સવાલ–મારા ઉપર ઘણી આફતો આવે છે મારા ખ્યાલથી આફતોનું કારણ આ છે કે મ્હેં પહેલાં એક માનતા માની હતી તે હજુ સુધી પૂરી કરી નથી તેના કારણથી તકલીફો આવે છે તો શું મારી આ માન્યતા ખરી છે?

જવાબ–મિશ્કાતના પૃષ્ઠ ૨૯૭માં એક હદીસ આવી છે અર્થ આ છે કે નઝરો ન્યાઝ ન માનો કારણ કે નઝર તકદીરથી ફેરફાર (ઉલ્ટુ) કરતી નથી એનો મતલબ એ નથી કે નઝર માનવી નાજાએઝ નથી બલ્કે એમ સમજવું કે નઝર માનવાથી મુસીબતો દૂર થઇ જાય છે અને ફાયદા પહોંચે. પહેલાં લોકો એવું માનતા હતા કે નઝરથી મુસીબતો દૂર થઇ જાય છે એમને રોકવા માટે નબી કરીમ સ૦ મજકુર હદીસ ફરમાવી માટે તમારી માન્યતા પણ ખોટી છે. પરંતુ તમોએ જાએઝ નઝર માની હોય તો તેનું પુરૂં કરવુ વાજિબ છે નહિ તો ગુન્હગાર થશો અને જો ગુન્હાના કામની નઝર માની હોય તો એ પૂરી ન કરે. આફતો અને મુસીબતો દૂર કરવાનો ઇલાજ આ છે કે માણસ દરેક પ્રકારના ગુન્હાઓથી બચે અને ખુદાપાકની જનાબમાં તૌબહ, ઈસ્તિગફાર કરે.

સવાલ–એહતિલામના ગુસલની હાજતમાં દરૂદ શ. યાસીન કલેમહ અથવા બીજી દુઆઓ મોઢે પઢવી જાએઝ છે કે નહિ અને તેજ હાલતમાં પીવાના તઅવીઝ અથવા મોહરે નબુવ્વત પોતાના હાથથી ધોઇને પીવા જાએઝ છે કે નહિ?

જવાબ–એહતિલામની નાપાકીની હાલતમાં કુર્આન શ૦ પઢવું, જોઇને અથવા મોઢે. તેમજ કુર્આન શ૦ પકડવું વગર ગિલાફે, જાઇઝ નથી. આયતનો પણ એજ હુકમ છે. દુરૂદ શ૦ અથવા બીજી કોઇ દુઆ પઢવામાં વાંધો નથી, પઢી શકે છે નાપાકીની હાલતમાં ખાવા પીવું મકરૂહ છે. વઝુ કરી ખાઇ પી શકે છે. (દુર્રે મુખ્તાર).

સવાલ–દલાઇલુલ ખૈરાત પઢવાનો શું હુકમ છે?

**જવાબ**-દલાઇલુલ ખૈરાતનો વઝીફો ઘણોજ ઉમ્દા વઝીફો છે. પણ કોઇ બુઝુર્ગની ઇજાઝત લઈ પઢવામાં ઘણીજ બરકત છે. તેનાથી ઘણો ફાયદો પહોંચે છે. તેને પઢવાની રીત નીચે મુજબ છે.

દલાઇલુલ ખૈરાતના સાત હિસ્સા કરેલા છે. જેને સાત મન્ઝિલ કહે છે. દરરોજ એક મન્ઝિલ પઢે, દરેક મન્ઝિલ ઉપર લખેલું છે કે આ મન્ઝિલ ફલાણા દિવસે પઢવાની, તે પ્રમાણે પઢે પઢતી વખતે ખુદા તઆલા તરફ ધ્યાન આપે.

**સવાલ**-એક મસ્જિદ બાંધવાનો ઇરાદો છે. અને તેના ખર્ચના નિભાવ માટે એક ચાલી બાંધવાનો વિચાર છે. આ ચાલી બે માળાની હશે અને ઉપરનો માળો મુસાફરખાના તરીકે વાપરવામાં આવશે જ્યારે નીચલા ભાગની ખોલીઓ ભાડે આપવામાં આવશે અને એજ ભાડાની આવકમાંથી મસ્જિદના ઇમામ બાંગીને પગાર આપવા ઉપરાંત મસ્જિદ માટેનો દરેક ખર્ચ કરવામાં આવશે. ત્યારે અગર એ મુસાફરખાનાવાળી ચાલમા ગૈરમુસ્લિમનો પૈસો લઈ તેના બાંધકામ માટે ઉપયોગમાં લઈ શકાય કે નહિ? મસ્જિદ અને મુસાફરખાનાનો ચંદો અને કામ એક સાથેજ થનાર છે. તો મઝકુર મુસાફરખાનામાં ઝકાતનો પૈસો વાપરી શકાય કે કેમ અને કેવી રીતે વાપરવો?

**જવાબ**-ગૈરમુસ્લિમ અગર પુન સમજી ઉત્તરાણું આપતાં હોય અને મુસલમાનોને માલિક બનાવી આપે કે કોઇ તરેહનો ઇખ્તિયાર તેમને ન રહે તો પૈસા લેવા જાઇઝ છે. તે પૈસા મસ્જિદમાં પણ ખર્ચી શકે છે. અને જો પુન ન સમજતાં હોય તો લેવા જાઇઝ નથી. ઝકાતના પૈસા તેમા આપવા જાઇઝ નથી.

**સવાલ**-એક માણસે પોતાની શાદી વખતે પોતાની ઔરતને ઝેવર, લૂગડાં પહેરવા આપ્યાં હતાં. થોડા વખત પછી તે માણસ ગુઝરી જવા બાદ તેનો સસરો થોડા વખત સુધી, બાઇને ખર્ચ આપતો રહ્યો, પછી બંધ કરી દીધો. ત્યાર પછી તે બાઈ પોતાના ભાઇને ત્યાં રહેતી હતી અને ત્યાં બીમાર પડી. તેનો ભાઈ તેણીની દવાદારૂ બરાબર કરતો રહ્યો પણ બાઇ ગુજરી ગઇ. હવે બાઇનો સસરો તેના ભાઇ પાસે ઝેવર, લુગડાંની માંગ કરે છે. તો શું બાઇનો ભાઇ તેણીના ઝેવર, લુગડાંમાંથી પોતાની બહેનની દવાદારૂમાં ખર્ચેલ પૈસા વસૂલ કરી શકે છે. અને બાઇના ઝેવર કપડામાં સસરાનો કાંઈ હક છે?

**જવાબ**-ધણી તરફથી નિકાહ કરતી વખતે ઔરતને ઝેવર કપડાં જે કાંઇ આપવામાં આવે છે. જો મહેરમાં અથવા બખ્શિશ આપ્યાં હોય તો તેનો માલિક ઔરતજ છે. તેના સસરાનો તેમાં કંઇ હક નથી. ઔરતના કહેવાથી ભાઇએ દવાદારૂમાં પૈસા ખર્ચ કર્યો છે, તો ઔરતની છોડેલી મિલ્કત ઝેવર, લૂગડાં વેચી પોતાના પૈસા લઇ લે અને જો પોતે ઔરતના કહેવા વગર ખર્ચ કર્યા તો તે એહસાન ગણાશે, વસૂલ કરી શકતો નથી અને જો ધણીએ ઝેવર, કપડાં પહેરવા આપ્યાં હોય મહેરમાં કે બક્ષિશ આપ્યાં ન હોય, તો તે ઝેવર કપડાંનો માલિક મર્હૂમ ધણીના વારિસદારો છે. શરીઅત મુજબ વારિસોમાં વહેંચી આપે. તેમાં મર્હૂમની ઔરતનો પણ હિસ્સો લાગશે. તેમજ ધણીએ બીજી જેટલી મિલ્કત છોડી છે તેમાં પણ ઔરતનો હિસ્સો લાગશે, તે હિસ્સો વસૂલ કરવો જોઇએ. જ્યાં સુધી તે હિસ્સો ન આપે, ઝેવર કપડાં ન આપવા વિષે હક ધરાવે છે અને જો મઝકુર ઝેવર લુગડાં સસરાએ પોતાના દીકરાની શાદી વેળા તેની

વહુ એટલે દીકરાની ઔરતને પહેરવાં બનાવી આપેલા હતાં જેમકે ઘણી જગ્યાએ એજ પ્રમાણે રિવાજ છે. તો એવી સુરતમાં તેનો માલિક સસરોજ છે. અને સસરાએ પોતાના છોકરાની વહુને બક્ષિશ આપેલાં એવી સુરતમાં તે વહુ એટલે બાઇ માલિક છે અને અગર સસરાએ પોતાના દીકરાને તે બક્ષિશ કર્યાં હતાં તો હવે તેમાં બધાં શરઇ વારિસોનો હક લાગુ પડશે. ઔરતને તેમજ બાપને પણ મળશે. હવે નક્કી એ થવું જોઇએ કે ઝેવર, અને કપડાં કોણે બનાવેલાં અને માત્ર પહેરવા આપેલા કે બિલકુલ બક્ષિશ આપી દેવામાં આવેલાં હતાં. ધણીના ગુઝરી જવાથી બાઇનો ખર્ચો તેણીના સસરાને શીરે નથી ખુશીથી આપે તો એહસાન અને મોટો સવાબ થશે. ઔરતની મેહર જો બાકી હશે તો વારસા વગેરેક અદા કરવી પડશે.

સવાલ-ઔરત કબ્રસ્તાન યા દરગાહ-પર જઇ શકે છે?

જવાબ-ઔરતોને કબ્રસ્તાનમાં જવું જાઇઝ નથી. કબ્રસ્તાનમાં જવાથી ઘણા ફસાદો ઉત્પન્ન થાય છે. ફુકહાઓએ (આલિમોએ) જ્યારે નમાઝ પઢવા માટે મસ્જિદમાં જવાની મના કર્યું છે તો કબ્રસ્તાનમાં જવાની પરવાનગી કેવી રીતે આપી શકે! (અહુંરશામી)

સવાલ-મર્દ માટે સોનાની વીંટી અથવા ચશ્માની ફ્રેમ સોનાની હોય તો પહેરવી દુરસ્ત છે?

જવાબ હરામ છે.

સવાલ-મર્દ માટે સોનાની ઘડીયાળ જેબની અથવા હાથની અને સોનાની ચેન પહેરવી જાઇઝ છે કે નહિ?

જવાબ-મર્દને સોનાની વસ્તુ પહેરવી જાઇઝ નથી.

વર્તમાન સમયમાં રૂપેરી પરદો પણ પ્રજા-માનસમાં પલટો આણવાનું એક અગત્યનું સાધન છે. એનો ઉપયોગ પ્રજાને અતિ ઊંચે લાવવામાં થઈ શકે, તેમ પ્રજાનાં સર્વનાશને નોતરવામાંયે થઇ શકે. માત્ર ધન પ્રાપ્તિમાં માનનાર ઉત્પાદકો એનો ઉપયોગ જાહેર જનતાની નબળી મનોવૃત્તિને પંપાળવામાં જ કરે છે અને એ રીતે પ્રજાનાં સર્વ નાશને નોતરવાનો ન માફ થઇ શકે એવો એક ભયંકર ગુન્હો એ કરી રહ્યા છે. આનાં માટે ઉત્પાદકો ચોક્કસ જવાબદાર તો ગણાયજ. છતાં વધારે જરૂરી તો એજ છે, કે પ્રજા પોતે ચિત્રોની પસંદગીમાં સતત સાવધતા કેળવે.

—(x)—

જે માણસ કોઇ એક ચોક્કસ પ્રવૃત્તીની અથવા તેનાં પ્રતિનિધીઓની નબળાઇઓ ઉઘાડી પાડતો હોય, તો તે માણસજ એ પ્રવૃત્તીની સારામાં સારી સેવા કરી રહ્યો છ, એમ આપણે માનવું જોઇએ. નૈતિક નબળાઇ જેઓનામાં ન હોય, તેઓએ તો પોતાની ખામીઓને પ્રકાશમાં આણનારનો ઉપકારજ માનવો જોઇએ.

—(x)—

માઠો બનાવ બનવાની અગાઉથી આગાહી કરી લઇને તેનાં ઇલાજ માટે વિચાર કરવા બેસી જનાર પોતાનાં વર્તમાનને વ્યર્થ વેડફી નાખે છે. શંકા કુશંકાઓમાં સમય વિતાવનાર એક પણ નક્કર યોજનાં અમલમાં મૂકી શકતો નથી.

અબળાઓ અને બાળકો પર તલ્વારો ખણુખણી હોય. અમે તો નથી સાંભળ્યું કે સુતેલાઓ ઉપર ઘા થતાં હોય અને આબાલ–વૃધ્ધ નારી બધાયનો નાશ જાણે અજાણ્યે કરવામાં આવ્યો હોય. સારો હતો એ પુરાતન કાળ કે જેમાં ન હોતી આ બાહ્યકાલીન રોશની અને ન હોતાં આધુનિક આડંબર–એ વખતના લોકોના હૃદયમાં તેજ હતું–ભાવ હતો–પ્રેમ હતો–સંવેદના હતી અને હતું પરાયું દુઃખ કે પરાયા દુઃખમાં પોતાનુ દુઃખ ભાળતાં. એ હતાં માનવતાની મૂર્તિસમાન અને તેઓમાં હતી માનવતાની સાત્વિકતા

અને અંતમાં એજ વિજ્ઞાન–ગર્વના પ્રતાપે ઇન્સાને ઇન્સાનની સામે મોરચાં માંડયા. ભાઇએ ભાઇની તરફ નિશાન તાકયાં. પશ્ચિમનો ઝેરી ચેપ પૂર્વમા આવીને ફેલાયો અને ૧૯૪૧ના ડીસેમ્બર માસમાં યુદ્ધમાં પરિણમ્યો. ત્યારે હું હતો પીનાંગમાં. (મલાયાની ઉત્તર દીશામાં આવેલ એક શહેરનું નામ) ડીસેમ્બર તા. ૧૧નો દી' પીનાંગ માટે યાદગારરૂપી બધાયના દિલોમાં કોતરાએલ છે. ભોગવેલ જાણે અનુસાર થોડું ઘણું લખી શકુ છુ. એ દિવસે આકાશ સાફ હતું. સવારના ૯ા વાગ્યાનો આસરે ટાઇમ હતો. માણસો પોત પોતાને કામે ગોઠવાયાં હતાં. વેપારધંધાના બોણીરૂપે કે આરંભરૂપે ઓફિસો અને દુકાનોમાં વેપારીઓ આતુર બેઠાં હતાં. ત્યાં તો ફુંકાયો એ "શંખ" કેવો મધુર ધ્વનિ! કેવી વ્યવસ્થાથી લોકોને એ દિગ્મુઢ કરતો. માણસના ઉલ્લાસને આપત્તિમાં ફેરવતો–અવાજ હતો વ્યવસ્થિત પરંતુ ગેરવ્યવસ્થા પ્રતિ નોતરતો. આશાને નિરાશામાં–જીવનને મોતમાં–પ્રેમને ધૃણામાં–લાલચને ત્યાગમાં અર્થાત આ લોકવાળાઓને પરલોક સંદેશ સંભળાતો. હું એને શંખ તો ગામડી ભાષામાં કહું છું. બાકી પરદેશીય ભાષામાં એને "સાઇ રેન"ના નામથી સંબોધે છે. એ ચાર અક્ષરના શબ્દમાં શું જાદુ સમાએલ છે કે મનુષ્યને ઉભય લોકનું ભાન ભુલાવી દે છે. એની ચીસમાં શું અત્યાચાર સમાએલ છે કે ભાઈ ભાઇને, માતા બાળકને, પિતા પુત્રને, તરછોડી નાસે છે. નથી રહેતું ભાન કે એમનો પણ લાડકવાયો હતો. જેના લાડમાં ખૂનનું પાણી કર્યું જેને લાડથી ઉછેર્યો એને જાણે કોઇ જાતનો પ્રેમ સંબંધજ ન હોય! પ્રેમ કોઇ જાતનું પ્રેમ બંધનજ ન હોય કે એને માત્ર એક ધ્વનિ પર પડતું મુકી–ત્યાગ કરી એ પોતાના જીવની સલામતી માટે નાસે છે. કેવી ભયંકરતા છે એમાં કે જે પિતા કે એક વખતે પોતાના લાડકવાયા પર પ્રાણ ન્યોચ્છાવર કરતો હતો એજ પોતાના સગા હાથે એને કાળના મોઢામાં મૂકવા નથી અચકાતો. કેવું ઘાતક છે એ સુર કે માતાને પોતાની ગોદ ખાલી કરવા માટે કેમ એનું વાત્સલ્ય એને ચિંધતું હોય. પ્રથમ તો એજ માતા પોતાના બાળકના જરીક રૂદન પર ઓછી ઓછી થઈ જતી અને એના દુઃખમાં દુઃખ અને સુખમાં સુખ સમજતી; કોણ જાણે કયા મંત્રનો શિકાર બની જાય છે કે એ સહનશીલતાની પ્રતિમા પોતાના દેહને ખાતર પોતાના વહાલસોયાનું બલિદાન આપવા નથી અચકાતી!

એ દિવસે એજ જાદુએ–એજ મંત્રે–એજ ધ્વનિએ પીનાંગમાં હોહોકાર મચાવ્યો. ફૂર ફૂર ઉડતા યંત્રના ગુઢ અવાજનું સામ્રાજ્ય છવાયું અને લોકોની નજરો આકાશ તરફ પથરાણી. કોઇ કહેતુ જુઓ એ બાજુએ. અરે! જુઓ આ કોર અને આમ જોત જોતામાં પચ્ચીસ કાળા મોઢાના ધુઘવતા પીશાચોએ દેખા દીધી. લોકો એને દુરબથી જોતા રહ્યાં–પણ એ બીચારાઓને—એ પ્રેક્ષકોને શું ખબર કે એ

નાટક નથી. સમજી ઍટાં રમત, પણ એ રમતમાં જીવન મૌતની રમત હતી- એ કોણ જાણતું હતું. ઍક પળમાં પીનાંગની દુન્યાને અસ્ત વ્યંસ્ત કરી નાખી. ઍક ધડાકામાં-ઍક ગોળામાં ખુનના ફુવારા છુટયા. નાસભાગ ચારે તરફ થવા લાગી. હાથ-પગ ધડથી જુદા થયાં અને મસ્તકો ઠોકરમાં આવ્યાં. કોમળ બાળકોના પુષ્પસમાન ઢગ લાગ્યાં. અબળાઓના મૃતદેહની કતારો લાગી, પણ એ યાંત્રિક શૈતાનોને ન હોતી પરવાહ ન હોતી સંવેદના અને ન્હોતી દયા. એ હિંસાના પુજારીઓએ તો ગોળાબારી-બોમ્બાર્ડમેન્ટની ઍક કતાર બાંધી દીધી. પછી તો ઍજ હતો પ્રલય-ઍજ હતી કયામત. મકાનોના થયા ભુક્કા-સારી સારી ઇમારતો જમીનદોસ્ત થઇ. સારા સારા ચિન્હો હોવા ન હોવા સમાન થઇ ગયાં અને કેટલાંયે નિર્દોષો દટાઇ મર્યા પોતાનાજ ભવન અને ઘરોમાં કે જેમાં ઝિન્દગીના વિલાસો ભોગવ્યાં હતાં. એ યંત્રોને ન હોતો ન્યાય. ન હોતા જોતાં મોટા મોટા પેદધારીઓને અને મોટા મોટા ધનીકોને. એની નજરમાં બધાય સમાન હતાં-સરખા હતાં-કેવો સમાનતાનો પાઠ !!

ઍક અઠવાડીયા લગી સતત બોમ્બાર્ડમેન્ટ ચાલુ રહ્યો લોકો શહેર મૂકી-પોતાની મિલ્કતો પોતાના ધનના ઢગલાઓ-પોતાના વૈભવ વિલાસોને તજીને જંગલોમાં વસવા લાગ્યાં. કોણુ જાણે એ ધનના ભુખ્યાઓનું દિલ કેમ ચાલ્યું કે એ માલમતાની કાંઈ પરવાજ ન કરી. પછી નથી ખબર કે શહેરમાં શું થતુ-ચારે કોર આગના ભડકાઓ જોવામાં આવતા અને એ આગમાં કડડડ ભૂસ કરતાં મકાનો પડતાં નજરે આવતાં. માણસો જંગલોને પસંદ કરતા. કબ્રસ્તાનમાં વસવાટ ચાહતા. ઝાડોની નીચે સલામતી જોતા અને જે પહેલાં ન હોતું ગમ્યું એજ ગમવા લાગ્યું.

ત્યારબાદ અમને-ગામથી દૂર દૂર પથરાએલાઓને ન હોતી ખબર કે ક્યારે અમારો રાજા અમોને અંધારામાં મૂકી ગામ છોડીને ભાગી ગયો. ડાકુઓ અને તકધારીઓના આસરે અમને મૂકીને ગયો હાકેમ, ગેરવ્યવસ્થા ચારે તરફ ફેલાએલી હતી. ન મળતું ખાવાને ન હતી કોઇ જાતની વ્યવસ્થા. ન ઇલેક્ટ્રીક હતી. લુંટફાટની બજાર ગરમ હતી માણસ માણસને ખાતો કહું તો ખોટું ન ગણાય.

ચારે કોર ગામમાં-જંગલમાં સફેદ ધ્વજાઓ ફરકવા લાગી અને ગામને "ઓપન સીટી"ના નામથી સંબોધવા લાગ્યાં, પરંતુ તે છતાંયે બોમ્બાર્ડમેન્ટ ચાલુજ હતું.

છેવટે શહેરના મોટેરાઓએ ભેગા મળીને ઍક કમીટી બનાવી કે જેનું નામ "પીસ પ્રીઝર્વેશન કમીટી" રાખવામાં આવ્યું અને તે મારફત શહેરમાં વ્યવસ્થા જાળવવાના પ્રયત્ન કરવામાં આવ્યાં જેનાં થોડે ઘણે અંશે સફળતા મળી

અમે ચાર પાંચ દિવસ સુધી રાજા વગરના રહયા અને જાણે પહેલાં કેમ રાજાજ-વ્યવસ્થિત રાજતંત્રજ ન હોય અને હોય તો કેમ જાણે એ સ્વયં પ્રજામંડળ સ્થાપીને ચાલ્યો ગયો હોય એમ અમે લોકોએ ચાર દિવસની પાદશાહી ભોગવી. પરંતુ એ પાદશાહીમાં વ્યવસ્થાને બદલે ગેરવ્યવસ્થા અને શાન્તિને બદલે અશાન્તિ હતી. તાત્પર્ય અમને પરાણે નવા રાજાની ફરજ પડી અને પીળી ચામડીના રાજાએ આવીને અમારા જાનમાલનો કબજો લીધો.

ઍક દિવસે દૂર દૂર માણસોનો સમુહ જોવામા આવ્યો ન જાણે મને પણ આતુરતા થઇ કે જોઉં તો ખરો આ ધડાકામાં નવો ધડાકો શું છે ? આ કોઈ નવીન આફતનો સામનો છે કે નવીન આપત્તિની આગાહી છે કે

લોકો આમ એકઠાં મળી નિરાકરણમાં મુંઝએલા છે. હું એ જગ્યાએ ઊતાવળે પહોંચ્યો અને શું જોઉં છું. એક ખાકી પોશાકમાં પીળી ચામડીનો સૈનિક સુસજ્જિત ઉભો હતો. એના પોશાકમાં અનેક ચીંગડાંઓ હતા. લોકો એની આસપાસ વીંટળાએલ રહેતાં અને જેમ સરકસના પ્રાણીને અજાયબીથી જુએ એમ બધાય એને જોઈને અજાયબ પામતાં અને છેવટે એમજ થયું એ સરકસના પ્રાણીએ ખરા અર્થમાં જંગલના પ્રાણીરૂપી પ્રતિતી કરી બતાવી.

જે ભૂમિ પર ગોરા સૈનિકને ફરતાં જોયેલા એજ ભૂમી પર પંદર દિવસ બાદ પીળી ચામડીના સૈનિકોને ફરી વળતાં જોયાં. કહેવામાં આવે છે કે એક દેશની બરબાદી માટે એની ભૂમી પર સૈનિકોનું એક વખત ફરી વળવુ પુરતું છે. અને એ સૈનિકોએ આ બધુંય કરી બતાવ્યું. માણસોને ભાજી માફક કાપવાં એ એની વિશીષ્ટતા હતી. માણસો પર ધાકધમકી બેસાડવી અને એ ધાકધમકીના પ્રતાપે સાર. સારા પ્રતિષ્ઠિત શહેરીઓને મજુરી માટે ખેંચતો અને એ કારમી મજુરીમાં-અસહ્ય સંજોગોના હેઠળ ખોરાકીની અછતમાં ઘણાએ પ્રાણ ખોયાં. લોઢી ફેર કરવાની નિતી પર એણે સારી રીતે અમલ કરી બતાવ્યો અને એવી રીતે અનેક દુશ્મનોને દોસ્ત બનાવ્યાં પણ એ ફળીભૂત ન થયો. જ્યાં દિલમાંજ જુદાઇ હોય ત્યાં એ બાહ્ય દેખાવની દોસ્તી ફાયદા કરતાં નુકસાનકર્તા સાબિત થાયને?

એના રાજમાં શરાબ-સુંદરી અને જુગાર અધિપત્ય ભોગવતાં અને આ ત્રણના પંજામાં અનેક ફંસાયા અને બરબાદ થયાં–ન હતી માનવતા, ન હતી મુરવ્વત, ન હતી લજ્જા. માણસ માણસને ખાતો અને પેટને માટે કુમળાં બાળકો વેચાતાં. દેહનું લીલામ થતું. જાણે દુન્યાથી બલાઈજિ ઉપડી ગઇ હોય એમ સ્વાર્થ વાસના અને લોભમાં અનેક આંધળા થઇને રીઝતાં.

એનો રાજઅમલ અમારા પર ત્રણ વરસ આઠ મહીના સુધી રહ્યો અને આજે મલાયાની ભૂમી પર પીળી ચામડીને બદલે એજ ગોરી ચામડીના સૈનિકોને પુનઃ ફરતો જોઉં છું. કેવું પરિવર્તન કેવું ભયંકર સ્વપ્નું !!!



મહાગુજરાત ગઝલ મંડળ (સુરત)ની વાર્ષિક જનરલ સભા જનાબ 'બેકાર' સાહેબના પ્રમુખપણા હેઠળ તારીખ ૩૧-૩-૪૬ને રોજ સુરત મુકામે જનાબ ગીસવાલાના મકાનમાં મળી હતી. નવાં વર્ષના ઓધ્ધેદારો નીચે મુજબ ચૂંટાયા છે.

મંત્રીઃ 'બેકાર', સહમંત્રીઃ જ. 'અમીન' આઝાદ.

ઉપમંત્રીઃ શ્રી 'અનિલ'. એડીટરઃ 'નિસાર'. ખજાનચીઃ 'વહશી'.

કાર્યવાહી સમિતિઃ—જનાબ 'શયદા', 'સાબિર', [પેટલાદ], "હિંમત" [બાવલાદ], 'શીરતી' [કઠોર], 'હર્ઝી' [સુરત], 'ગની' [સુરત], 'સૈફ' પાલણપુરી [મુંબઇ], 'મઝાક' [ડભોઇ] "બિસ્મીલ" ધોરાજી, ખંડેરાવ પવાર [સુરત,] નટવરલાલ વ્યાસ [સુરત,] પ્રો. ચીમનલાલ વ્યાસ [સુરત], મુસા બના [તડકેશ્વર.]

—'બેકાર'
મંત્રી.

ઉર્દૂ-સાહિત્યના
મુસ્લિમ

# મોહાન શાયરો

'સફી', 'શાદ', 'રિયાઝ'
અને 'નઝીર'.

△

**'સફી' લખનવી સાહબ:**—સૈયદઅલી નકી નામ-'સફી' ઉપનામ-લિસાનુલ કૌમ ખિતાબ-લખનૌના રહેવાસી-ઈ. સ. ૧૮૬૨માં પૈદા થયા. આપ ઝૈદી સૈયદ છે. (એટલે કે ઝેદ શહીદ બિન હઝરત ઈમામ ઝૈનુલ આબેદીન બિન હઝરત ઈમામ હુસૈનની ઓલાદ તે ઝૈદી સૈયદ કહેવાય છે.) પોતે કહે છે કે:—

"દિલસે કરીબ ગો કે બઝાહિર બઈદ હૈ;
હમભી ચિરાગે મરકદે ઝૈદુલ શહીદ હૈ."

તેમના પૂર્વજ સૈયદ નુરદ્દીન શાહ મુબારકના મરણ પછી શમશુદ્દીન અલ્તમશના યુગમાં ગિઝનીથી આવી દહેલીમાં રહ્યા, પરંતુ તેમના પરદાદા દહેલીથી ફૈઝાબાદ ગયા. આપના પિતા ફઝલુલ હુસૈન નવાબ અમજદઅલી શાહના વલીઅહદ શાહઝાદા મિર્ઝા સુલેમાન કદર બહાદુરના ઉસ્તાદ તરીકે નીમાયા. પ્રાથમિક શિક્ષણ મેળવ્યા પછી આપે કીંગ કોલેજીએટ સ્કૂલ લખનૌથી ઇન્ટર પાસ થયા. ઈ. સ. ૧૮૭૯માં જિલ્લાની દીવાની કોર્ટમાં નોકર રહ્યા. ઇ. સ. ૧૯૨૧માં પેન્શન લીધું, અને હવે પછીમાંથી ઉર્દૂ સાહિત્યની સેવામાં તલ્લીન છે. શાયરીનો શોખ નાનપણથીજ હતો, પરંતુ કોઇના શાગિર્દ થયા નહીં. ઇ. સ. ૧૮૭૫થી આપે શાયરીમાં પગલાં માંડયાં. મૌલાના 'સફી' તે લોકોમાંના છે કે જેમણે લખનૌ સ્કૂલની શાયરીના દામનને બદનામી (કલંક)ના દાગોથી બચાવ્યું. અને યોગ્ય માર્ગે દોરી ગયા અને એક નવાજ લિબાસમાં રજુ કરવાની કોશિશ કરી. 'અમીર' અને 'દાગ' પછી 'સફી'એ પણ ઉર્દૂ શાયરીમાં એક નવી રૂહ ફૂંકી મૌલાનાની ભાષા એટલી સાદી અને મીઠી છે કે વાંચવાવાળાઓને એક ગઝલ અનેક વાર વાંચવાનુ મન થાય છે છતાં તેઓ ધરતા નથી.

મૌલાનાની નઝમો પણ ઘણા ઉચ્ચ પાયાની છે. જેમાં આપે કમભાગ્ય હિંદુસ્તાનની બરબાદી, અને તેની બગડેલી સ્થિતિ પર ખુનના આંસુ વહાવ્યાં છે. આપે હિંદુ-મુસ્લિમ ઐકયતાની નઝમો પણ લખી છે. તે ઉપરાંત આપે અગણિત તબ્લીગી નઝમો જુદા જુદા સમયો પર લખી છે. જેના પરિણામે શીઆહ કૌમને જોઇતો લાભ મળ્યો. તે તબ્લીગી નઝમોનો સંગ્રહ "સહીફતુલ કૌસ" અને "લખ્તે જિગર"ના નામે પ્રગટ થઇ ચૂકયા છે. આપે દરેક રંગમાં શાયરી કરી છે. પરંતુ હજુ લગી એક પણ દીવાન પ્રગટ થયું નથી. જુઓ આપની શાયરીના થોડાક નમૂના

"ગઝલ ઉસને છેડી મુઝે સાઝ દેના;
ઝરા ઉમ્રે રફતાકો આવાઝ દેના."

× × ×

"તુ ભી માયૂસે તમન્ના મેરે અંદાઝમેં હૈ,
જબ તો યેહ દર્દ પપીહે તેરી આવાઝ હૈ."

\+ + +

"ઇન્સાનકો ઉસને ખાકસે પાક કિયા,
ઔર હૌસલા વોહ સાહેબે અદરાક કિયા.
પેહલે તો બનાયા ઉસે ગંજીનયે ઇશ્ક,
ફિર રંજકો પોશીદા તહે ખાક કિયા."

× × +

**'શાદ' અઝીમાબાદી સાહબ:**—સૈયદ અલી મહમદ નામ-'શાદ' ઉપનામ-ઇ૦ સ૦ ૧૮૪૬માં અઝીમાબાદ (પટણા)માં પૈદા થયા. પિતાનું નામ સૈયદ અબ્બાસ મિર્ઝા-ચાર વર્ષની વયથી ભણવાનું શરૂ કર્યું. મીર સૈયદ ફરહમના ફાઝીરે તેમની બધી દોરવણી હતી. મીર સૈયદ ઉર્દૂના મશહૂર વિદ્વાન હતા. તેમનીજ દોરવણીથી એ પરિણામ આવ્યું કે તેમની ભાષા

ખીલી ઉઠી. તેમની શાયરીનો યુગ ૧૫ વરસની ઉમરથીજ શરૂ થયો. ઇસ્લાહ વહીદુલ અસર શાહ ઉલ્ફત હુસૈન 'ફૂર્યાદ' અઝીમાબાદીથી લેતા. જેઓ મીર 'દર્દ' દહેલ્વીના શાગિર્દ હતા. 'શાદ' પોતાની આખી ઝિંદગી ઉર્દૂ સાહિત્યની સેવામાં વીતાવી. તેમની સાહિત્ય સેવા ગવર્નમેન્ટ દ્રષ્ટિથી ઘણે ભાગે મળતી હોવાને પરિણામે આપને ખાનબહાદુરનો ખિતાબ મળ્યો, અને તેમની હયાતીમાંજ એક હજાર રૂપિયાનું વર્ષાસન મળવા લાગ્યું. ૩૨ વરસ લગી આપ ઓનરરી મેજીસ્ટ્રેટ રહ્યા. ઇન્સાફ પણ ઉર્દૂ ભાષામાંજ લખતા. ઇ૦ સ૦ ૧૯૨૭માં પટણા મુકામે સદાના માટે આ દુન્યાથી કુચ કરી ગયા.

'શાદ'ના કલામોમાં દિલસ્પી, તૌહીદ, અને જુના વિચારો છે. ખાસ કરીને તેમની કૃતિઓ 'મીર'થી મળતી આવે છે. આપે ઘણા ઉસ્તાદોથી ફૈઝ હાસિલ કર્યો એના પરિણામે આપની શાયરીમાં મીઠાશ છે. આપ મીર 'અનીસ' અને 'મોમિન'ને પણ જોઈ ચૂક્યા છે. 'શાદ'ની ગઝલોમાં સૌથી વધારે ખુબી તો એ છે કે ભાષામાં સરળતા અને સાદગી જોવામાં આવે છે આપે ઘણા સહેલા શબ્દોનો ઉપયોગ કર્યો છે, જેના પરિણામે દિલ તે તરફ આપોઆપ આકર્ષાય છે. તેમની ગઝલો ખાસ કરીને રંગમાં તો 'મીર'ના જેવો આનંદ આપે છે, અને ઓળખાણમાં 'દર્દ'નો રાગ સંભળાવે છે. દીવાન પ્રગટ થઇ ચૂક્યું છે. જુઓ આપની શાયરીની થોડીક કંડીકાઓ:— .

"દિન આ ગયા હયાતકા પીરીકી શામ હૈ,
સર પર હૈ મૌત મૌતમેં અબ ક્યા કલામ હૈ,
અબ અપની ઉમ્ર શીશયે નાઝુકકા હાલ હૈ,
બસ એક ઝરાસી ઠેસમેં કિસ્સા તમામ હૈ."

× × ×

"થોડીસી ભી હવા હો તો નાસાઝ વાર હૈ,
બુઝતે હુએ ચિરાગકા ક્યા એ'તેબાર હૈ.

+ + +

"દેખા કિયે વોહ મસ્ત નિગાહોંસે બારબાર,
જબતક શરાબ આયે કઇ દૌર હો ગયે."

× × ×

"હૈ હૈ મેરી ચશ્મે હસરતકા
સબ દર્દ દિલ ઉન્સે કેહ જાના,
ઉંગલીકો દબા કર દાંતોંમેં
કુછ સોચકર ઉન્કા રેહ જાના"

+ + +

"મુર્ગાને કફસકો ફૂલોંને એ
'શાદ' યેહ કહેલા ભેજા હૈ,
આ જાઓ જો તુમકો આના હૈ,
ઐસેમેં અભી શાદાબ હૈં હમ."

+ × +

'રિયાઝ' ખૈરાબાદી સાહબઃ—સૈયદ રિયાઝ અહમદ નામ—'રિયાઝ' ઉપનામ-ઇ. સ. ૧૮૬૩માં ખૈરાબાદમાં પૈદા થયા વડીલો ઇરાનના રહેવાસી હતા. અલાઉદ્દીન ઘોરીના યુગમાં હિંદુસ્તાન આવી ખૈરાબાદ જિલ્લાના સીતાપુરમાં રહેવા લાગ્યા. પ્રાથમિક શિક્ષણ પોતાના પિતા સૈયદ તુફૈલ અહમદથી પ્રાપ્ત કર્યું. તેઓ પોતાના યુગના પ્રખર આલિમ હતા. શરૂઆતમાં શાયરીની દુન્યામાં 'અસીર' લખનવીથી ઇસ્લાહ લેતા, ત્યાર બાદ 'અમીર' મીનાઇના શાગિર્દ થયા. આપે ઝિંદગીનો વધુ ભાગ તો ગોરખપુરમાં વીતાવ્યો. તેમની ઝિંદગીની સવિસ્તાર વિગત જાણમાં નથી; પરંતુ એટલું જણાય છે કે તેમની આખી ઝિંદગી નિરાશા, દુઃખ વિગેરેમાંજ પૂરી થઇ. આપે આખી ઝિંદગી મુફલીસતોમાં વીતાવી પરંતુ શાયરીમાં એ રંગ દેખાતો નથી. ઈ. સ. ૧૯૩૪માં ગોરખપુર મુકામે મરણ પામ્યા.

'રિયાઝ'ને નાનપણથી શાઇરીનો શોખ હતો. કુદરતી રીતે તેમનું આખુંયે શરીર શાઇરી બની ગયું; અને શાઇરીમાંથી શરાબ. જો કે રિયાઝે એક ટીપું પણ શરાબ હોઠોને લગાડયું નથી. શરાબ વિષે તો ઉર્દૂ શાઇરીમાં ઘણું ઘણું લખાયું પરંતુ રિયાઝે એ ખૂબીથી એ વિષય પર પોતાની કલમ દોડાવી કે એ તેમનોજ હિસ્સો થઇ પડયો. રિયાઝ જ્યાં જ્યાં સાગર અને મીનાનો દૌર ચલાવે છે ત્યાં ત્યાં મયખાનએ હાફિઝ શિરાઝના રંગના સાગર ઉભરાતા નજરે પડે છે. 'તેમના એક એક શબ્દમાંથી શરાબ છલકી પડે છે. તેમના કલામ શરૂથી' છેવટ લગી હુસ્નો જમાલથી ભરપૂર છે. એ ઉપરાંત ઇશ્ક અને મહબ્બતથી પણ ભરપૂર લાગે છે. 'રિયાઝ' શબાબના નશામા હંમેશ ચકચૂર દેખાય છે. જન્મથીજ એવું હૃદય લઇને આવ્યા હતા કે જેને હુસ્ને બહારની દિલચસ્પીઓથી કદી આનંદ મળ્યો નથી

'રિયાઝે' દુન્યવી ઇશ્કમાં આશિકે સિતમ બનીને રહેવું કદી પસંદ કર્યું નથી. પરંતુ તેમનામાં એવી કળા હતી કે માશૂકને જાતેજ પ્યાર આવી જાય. તેમણે કદી પ્રિયતમાની આજિજી કરી નથી. પરંતુ જાતેજ કદી કદી રિસાઇ જતા કે કોઇ આવીને મનાવે. 'રિયાઝ' પોતાની પ્રિયતમાને એક હસીન અને દિલચસ્પ વસ્તુ સમજીને પ્યાર કરતા. 'રિયાઝે રિદવાં'ના નામે દીવાન પ્રગટ થઈ ચૂક્યું છે. જુઓ આપની શરાબથી છલકતી શાઇરીના થોડાક નમૂના.

" યેહ સાકીને સાગરમેં ક્યા ચીઝ દે દી,
કે તૌબા હુઇ પાની પાની હમારી "

\+ × ×

"છલકાવો ભરકે લાઓ ગુલાબી શરાબકો;
તસ્વીર ખીંચેં આજ તુમ્હારે શબાબકી."

× × ×

"ભરે સાગરમેં હૈ ભરપૂર રંગ ઉન્કી જવાનીકા,
ગઝબ હૈ બેપીયે નશેમેં મેરા ચૂર હો જાના."

× × +

"ઉરકે આગાઝે જવાનીકા કહું ક્યા અહવાલ.
કુછ ઉસે નશા સા થા નશામેં વોહ ચુર ન થા"

* * *

"શેઅરે તર મેરે છલકતે હુએ સાગર હૈ 'રિયાઝ';
ફિર ભી સબ પૂછતે હૈં આપને મૈં પી કે નહીં."

× × ×

**'નઝીર' અકબરાબાદી સાહબઃ**—વલી મુહમ્મદ નામ—'નઝીર' ઉપનામ—આગ્રા (અકબરાબાદ)ના રહેવાસી—પિતાનું નામ મુહમ્મદ ફારૂક ઈ. સ. ૧૭૩૫માં દહેલીમાં પૈદા થયા. અહમદશાહ અબદલ્લીએ દહેલી પર ચઢાઇ કરી તો આગ્રા ગયા, અને તાજમહાલની મહબ્બતમાં ત્યાંનાજ થઇ ગયા. અરબી અને ફારસી ભાષાથી થોડા ઘણા વાકેફ હતા. જવાનીમાં તબીઅત પર રંગીની છવાઇ હતી. જો કે જે રીતે શાઇરીમાં ખરાબી છે તે તે યુગની યાદગાર રૂપ છે. વૃદ્ધાવસ્થામાં તૌબા કરી સૂફી બન્યા. એજ કારણે તે યુગના કલામ આપના જાણીતા છે. સંગીતનો પણ આપને ઘણો શોખ હતો. આગ્રામાં લાલા બલાસરામના પુત્રોના ઉસ્તાદ હતા. તેમણેજ તેમની આખી શાઇરી એકઠી કરી હતી જે 'કુલીયાતે નઝીર' અને 'દીવાને નઝીર'ના નામે પ્રગટ થઇ છે. ઇ. સ. ૧૮૩૦માં આગ્રામાં મરણ પામ્યા.

આપ લાંબુ આયુષ્ય પામ્યા હતા. તેથી 'ઇન્શા', 'જુરઅત' અને 'નાસિખ'ની મેહફિલોનો રંગ પણ ઘણી મુદત લગી જોવા પામ્યા હતા.

'નઝીર' ફક્ત હિંદુસ્તાના શાઇર નથી. તેમણે પોતાની ગઝલોમાં જનતાની ભાષા—બોલીનો ઉપયોગ કર્યો છે, અને એ હકક આપનેજ પ્રાપ્ત થયો હતો. તેમની શાઇરીમાં

બધીજ ખૂબીઓ સમાએલી છે. ફક્ત મીર 'અનીસ' સિવાય ઉર્દૂના કોઈ બીજા શાઇરે એ રીતે શબ્દોનો ઉપયોગ કર્યો નથી, જેટલો કે નઝીરે કર્યો છે. ડૉકટર ફેલને કહ્યું છે કે "નઝીરજ ઉર્દૂનો એકલો શાઇર છે, કે જેની શાઇરી ફિરંગીઓની શાઇરી પ્રમાણે છે. તેણે ઉર્દૂ માટે તે કામ કરી બતાવ્યું છે કે જે ચૌસર અને શેક્ષપીયરે અંગ્રેજી સાહિત્ય માટે કર્યો છે. નઝીરની દુન્યા બીજાઓથી નિરાળી છે. એ ઉપરાંત તેમની શાઇરી સાદી અને સરળ છે. હિંદના સામાન્ય રીતરિવાજો તેમની શાઇરીના ખાસ ગુણો છે. એજ કારણે તેઓ સૌના માનીતા છે. એમનાજ કારણે ઉર્દૂ સાહિત્યમાં નેચરલ શાઇરીના બીજરોપણ થયા જેની શરૂઆત 'આઝાદ' અને 'હાલી'એ કરી." ડૉકટર ફેલન જેમણે ઇ. સ. ૧૮૭૯માં અંગ્રેજી-ઉર્દૂ ડીક્ષનરી તૈયાર કરી છે તેમાં ઉર્દૂ શબ્દોનો ઘણો ખરો ભંડોળ નઝીરની શાઇરીમાંથી મેળવ્યો છે. જે એ ડીક્ષનરીના નિવેદનમાં મી. ફેલને ટાંકી બતાવ્યું છે. જુઓ આપની શાઇરીના થોડાક નમૂનાઃ—

"સહરામેં મેરે હાલપે કોઇભી ન રોયા,
ગર ફૂટ કે રોયા તો મેરે પાંવકા છાલા."

× + ×

"ઉમ્ર કેહતે હૈં જિસકો વોહ ક્યા હૈ,
મિસ્લે તહરીરે મૌજ—નક્શે બર આબ."

× × +

"દેખલે ઇસ ચમને દેહરકો દિલ ભરકે 'નઝીર';
ફિર તેરા કાહેકો ઇસ બાગમેં આના હોગા."

+ × ×

"સબ કિતાબોંકે ખુલ ગયે મઅની,
જબસે દેખી 'નઝીર' દિલકી કિતાબ."

× × ×

—અપૂર્ણ.

# ઓ વીર !

ઉંઘના નશામાં ચકચૂર બનેલા ઓ યુવાન ઉઠ !

સ્વાતંત્ર્યના ઓ દાતા, માનવતાના ઓ લાડીલા ઉઠ
તું ગુલામ ! તારા ભાગ્યમાં ગુલામી !

ભાગ્યના ઓ ઘડવૈયા તારા ભાગ્ય આવા ?

આકાશ તારી ઇચ્છા વિરૂધ્ધ એક તસુ હલી શકે ? રવી–શશી તન તજી કો અન્યને પ્રકાશ અર્પી શકે ? ઇશ્વર તારી ઇચ્છા વિરૂધ્ધ તારા ભાગ્ય ઘડી શકે ! સમુદ્ર તારી આજ્ઞા વગર ઉછળી શકે ?

શક્તિના ઓ ધણી, તું જગતનો તાત છે. ઉઠ ઓ વીર યુવાન ઉઠ ! માનવતાને એ જાલિમોના હાથોમાંથી છોડાવ.

ગુલામીમાં જીવવા કરતાં સ્વાતંત્ર્ય પ્રાપ્તી અર્થે મરવાનું તને નથી ગમતું ?
ગુલામ ! ગુલામ ! યુવાન અને ગુલામ !

આઝાદીનેય જેના પગ ચૂમવા ગમે, મૃત્યુનેય જેની આજ્ઞાનું પાલન ગમે, અમીય જેની ગુલામીમાં આનંદ માને, સમુદ્રનેય જેના પગે પડવામાં મહાનતા લાગે. એવો વીર યુવાન ગુલામ!

ઓ વીર ઉઠ ! તારા વર્તમાનને ઘડી લે ભવિષ્યને સુધારી લે.

ભૂતકાળ વરી ગએલ જળ જેવા ભૂતકાળના નામે રડવું શું ! રડનારાઓને રડવા દે, અને તું મંડી પડ તારા વર્તમાનને ભવિષ્યની ઘડતરમાં.

ઓ વીર ઉઠ !

—'દિલાવર'

# —: વિદાયગીરીનાં આંસૂ :—

અનુ : 'હુઝી' રાંદેરી.

મનુષ્ય જ્યારે કોઈ પ્રસંગથી લાગણીવશ થઇ પોતાની ઊર્મિઓને, ભાવનાઓને વ્યકત કરે છે, ત્યારે સાંભળનારનાં હૃદય પર તેવીજ અસર થાય છે જેવી અસર લાગણી અનુભવનારનાં હૃદય પર થાય છે. નીચેના શબ્દો મારી બ્હેનને વળાવતી વખતે બેધડક, અજાણતા મારા મુખમાંથી સરી પડ્યા હતા.

શેહનાઇની ગૂંજ અને વાજિંત્રોની ગરજમાં વિદાય થવા વાળી ! કંઇક મારાં હૃદય ઉપવનનો પણ વિચાર આવે છે; જેણે જીવનની ચૌદ રંગીન વસંત તારા સંગમાં મદમાતા પક્ષીના સંસર્ગમાં-પાનખરનું ભાન ભૂલેલ મૃદુલ પુષ્પ સમ વીતાડી પોતે આંસુ વહાવી મારી આંખને પણ રૂદન આમંત્રણ ન આપ. આજે મારૂં અંગેઅંગ...રૂવેં રૂવેં...નાહિં નહિ ..બલ્કે તે શાંતિ નિકેતન જેને તેં તારી પ્રશંસાપાત્ર વ્યવસ્થાથી આદર્શના મનોહર રંગે રંગીન બનાવ્યું હતું; આજે ગંગા-જમના વહાવી રહ્યું છે. તે પ્રત્યેક વસ્તુ, તેં દરેક મનુષ્ય જેનાં જીવનની થોડીક આલ્હાદદાયક આનંદી પળો તારા સંસર્ગમાં વીતી છે; આજે આંસુના તૂફાન ઉઠાવી રહ્યાં છે...બસ...હે મારી જીવન વસંત ! બસ કર...હવે રડીશ મા...એવું પણ બને તારાં વફાનાં આંસુ; અમારી આંખોથી લાગણીના પૂર વહાવે ! હે પ્રાણપ્રિય ! તારો પ્રત્યેક શ્વાસ મારો જીવન આધાર છે. મારા જીવનની મૌજ તારાં અસ્તિત્વને આભારી છે. આજ લગી તારી હાજરીએ મને જીવન પુસ્તકનાં વિરહ પ્રકરણની ઝાંખી પણ થવા નો'તી દીધી; કિન્તુ આજે તે સત્ય કે,

"દિલકે દો હર્ફ હંય વોહ ભી જુદા એકસે એક!"

નું તેં પોતેજ પ્રતિપાદન કર્યું છે. આજે મારૂં હૃદય-વિશ્વ બીજાને અર્પણ થઇ રહ્યું છે. બતાવો શા માટે ન રડું ? બેશક આ તારાં જીવનનું બીજું રૂદન છે. જ્યારે તેં દુન્યામાં પગલાં માંડયાં હતાં ત્યારે તું રડતી આવી હતી; અને આજે રડતાં રડતાં પ્રભુનામાં પગલાં માંડી રહી છો ! તારે રડવુંજ જોઇએ... કિન્તુ એમ પણ થાય તારાં આંસુ આરામનાં દ્વારને ઉઘાડે યાદ રાખ જીવનનો આ દૌર, સમય તારા માટે લેશપણ ભયયુક્ત નથી ! તારૂ જીવન તે ખડક જેવું છે જેના ઉપર સવદા સરકશ, ઘમંડી મૌજ પોતાનાં માથાં પછાડવાં કરે છે. ભૂલીશ મા તારી ગણના તેઓમાં થતી નથી જેમનાં હૈયાં લગ્નનાં નામે કળી પેઠે ખીલી ઊઠે ! તેઓ ખરી રીતે જીવનના વાંકાચૂકા માર્ગથી અપરિચિત છે. લગ્નનાં આ સગીનમય ઝરણામાં સત્યના અદ્રશ્ય મહાસાગરો છે. મારી દ્રષ્ટિએ લગ્ન જીવનનો કસોટી પત્થર છે જેના પર ઘણા ઓછાં સો ટચના સાબિત થાય છે. આ આદમના પુત્રો, પુરૂષો ઘણા રોબથી, કાથી હવ્વાની પુત્રીઓ, સ્ત્રીઓ પર રાજ કરવા નીકળ્યા છે; છતાં જીવન જંગમાં પોતાની અજ્ઞાનતા અને ગેરસમજને લીધે માત ખાય છે. તેમને હજુ ખબર નથી કે તેમને મુખ્ય પ્રધાન બનાવવાની શી આશા છે. જેને-ધર્મ, સમાજ, સંસ્કૃતિ અને આદર્શ-જીવન સભાનો ગૃહસચિવ કહી ચૂકયાં છે. ધર્મ પુસ્તકોએ જેને સમાન દરજ્જો આપ્યો છે. જેને અલ્લાહની કિતાબ પુરૂષોનો શણગાર કહી ચૂકી. જેને જીવન સાથીનો લકબ-ટાયટલ માન્યાં હોય તેને દાસી બનાવવા યોગ્ય શી રીતે કલ્પી શકાય ?! તેઓ હજુ નથી-જાણતા કે સ્ત્રીઓ પ્રેમની પ્યાસી છે... પ્રેમની ભિખારણ...પ્રેમઘેલી, પ્રેમની દાસી છે. આટલુંજ જો પુરૂષો સમજી લે તો જીવન રહસ્ય માત્ર જાણી ન શકે કિન્તુ જીવનની સાચી મૌજ-પણ માણી શકે.

હે માળી ! તને કવચિત્ વિચાર આવ્યો છે, કે પુષ્પને ડાંખળીથી અલગ થતાં કેટલું

દુઃખ થાય છે ! ઉપવનની જુદાઈ તે કદી પણ સહન કરી શકતું નથી છતાં કુદરતના કાયદા પર-અપરિચિત માણસ માટે-તે પોતાના સર્વસ્વની કુરબાની આહુતિ આપે છે. તમારી સશક્ત જાતી તેનો શો બદલો આપે છે ?... સમય સાક્ષી છે...વેદે ગણ્યાય એટલાં એ પુષ્પને પુષ્પ સમઝી તેની કદર, પ્રશંસા કીધી છે. હે માળી ! યાદ રાખ. પુષ્પની નાજુક કોમળ લાગણીઓને પારખી, તેને પ્રેમના અમી વરસાદથી બીતું રાખશે તોજ તેની મીઠી સૌરભ તારાં જીવનને સુગંધિત બનાવશે.

હે માતાનાં વિદ્યાલયની શોભા ! પ્રત્યેક નવીન જીવન વસંત વડિલોની નસીહત અને શુભેચ્છાને આભારી છે. છતાં આ વિષ ઉતાર સારેજ અસરકારક સાબિત થાય છે, જ્યારે માતાનાં શિક્ષણનો રંગ ફિક્કો ન હોય. હે પ્રાણપ્રિય ! તે માયાળુ માતા કે જે ફરિસ્તાના સ્થાને બિરાજમાન છે...ના, ના, બલ્કે તેના કરતાં પણ વધારે ઉચા સ્થાને બિરાજમાન છે. ફાતેમા કર્તવ્ય પાઠ પઢાવ્યા; જેણે તેને રસૂલુલ્લાહ (સલ૰)ની વહાલી પુત્રીના આદર્શ જીવનના પાઠો શિખવ્યા. બેશક પ્રશંસાપાત્ર છે: તારી શિક્ષણ જ્યોત તારા પુરતીજ નથી. તેની પ્રત્યેક રશ્મિ શમીમના વંશ માટે માતાનાં શિક્ષણની ઝળહળતી જ્યોતને અમર પ્રકાશ આપશે. કદાચ તમારાં એકજ નામનું આકર્ષણ હશે કે શમીમ જેવા માળીનો પાલવ તારા જેવા રંગીન પુષ્પથી ભરી દેવામાં આવ્યો; નહિતર તારા હાથની માંગણી કરવા આવનાર દરેક પુરૂષને વીલે મોઢે પાછાં ફરવું પડયું હતું !

હે પ્રાણેશ્વરી ! આજે તારે ફક્ત કરવો જોઇએ તારી પાસે વડિલોની શુભાશિષનું પ્રમાણપત્ર છે. આ અસરની ભેટ અલ્લાહ ચ હશે તો તને હમેશા સુખી રાખશે.

—: સમાપ્ત :—



બધેલાઓની નીર્ણય શકિત વિશેષત બુઠ્ઠી થઇ ગયેલી હોય છે. પળે-પળે પલટાતા વિચારો અને ત્રીવિધ કાયદાનો ભય તેમને નીર્ણય કરતાં અટકાવે છે. કેટલાક ભણેલાઓ તો જીવનનાં છેલ્લા શ્વાસ સુધી પણ કોઇ એક બાબત વિષે નીર્ણય કરી શકતા નથી. જ્યારે મ્હારા જેવા અભણ લોકો સરળતાપૂર્વક નીર્ણય કરી નાખે છે. અતિ વિચારનાર માનવી આ જગતમાં ક્યાંયનો રહેતો નથી. અલ્લાહની અમીદ્રષ્ટિમાં વિશ્વાસ મૂકનાર ઘડીનાં છઠ્ઠા ભાગમાં નીર્ણય ઉપર આવી જાય છે. જ્યારે પોતાની કાબેલીયતનો ફાંકો રાખનારાઓ સમસ્ત જીવન ફાંકાંજ માર્યા કરે છે. સત્ય તો એ છે કે ભણેલાઓ કાયદાથી બ્હીએ છે, જ્યારે અભણ ફકત અલ્લાહથીજ ડરે છે.

———×———

પ્રમાણિક માણસોની બધીજ પ્રવૃત્તીઓ લાભદાયક કે હિતકર હોતી નથી, કેટલીક વખત એવુંયે બને છે કે પ્રમાણિકતામાં અતિ પ્રખ્યાત થયેલાઓ પ્રમાણિકતાનાં કેફમાં એવી ભયંકર ભૂલ કરી નાખે છે, કે જે અપ્રમાણિક માણસોનાં હાથે થતી ભૂલો કરતાંયે વધારે આપત્તિજનક પૂરવાર થાય છે. જનતાયે પ્રમાણિક કહેવાતા પ્રત્યેક કાર્યકર્તા પ્રત્યે અંધ શ્રધ્ધા દર્શાવવાની ભૂલ ન કરવી જોઇએ. —'ગાફિલ'



## રંગુન-(બર્મા)ના ગ્રાહકોને

[બર્મા જાપાનીસ શત્રુના હાથમાં પડયા પછી ટપાલ વ્યવહાર થંભી ગયો હતો. જે ગ્રાહકોનું લવાજમ જ્યાં સુધી પહોંચતું હોય ત્યાં સુધી તેમના અંકો અમાનત તરીકે રાખી મુકવામાં આવ્યા હતા. હિંદ તરફ આવી ગયેલા સાહેબો પૈકી જેમણે હિન્દ ખાતેના સરનામા-મોકલાવ્યા હતા તેમને તેમના અંકો રવાના કરી આપ્યા હતા. હજી નીચે મુજબના ગ્રાહકોના **નવા સરનામા** અમને મળી જશે તો તેમના અમાનત પડી રહેલા અંકો રવાના કરી શકાશે. આશા છે કે તેઓ નવા સરનામા મોકલી આપવા ચૂકશેજ નહિં. **—મેનેજર**]

(૧) મેસર્સ એ. એસ જીવા એન્ડ કું.
૧૧૯, ચાઇના સ્ટ્રીટ રંગૂન

(૨) „ એ દાદાભાઈ બ્રધર્સ (બર્મા)
લિ. ૨૮, એડવર્ડ સ્ટ્રીટ „

(૩) „ અલીમુહમ્મદ તૈયબ એન્ડ કું.
પો. બો. ૫૨૪ „

(૪) „ આઝમ આરિફ બ્રધર્સ.
૭૩૦, મરચન્ટ સ્ટ્રીટ „

(૫) „ યુસુફ ઇસ્માઇલ અચ્છા બ્રધર્સ. „
૫૩૦, ડેલહાઉસી સ્ટ્રીટ „

(૬) „ આહમદ હુસૈન અચ્છા એન્ડ કું.
પો. બો. ૮૨૧ „

(૭) „ એમ. ઈ. ભાયા એન્ડ સન્સ.
(બર્મા) લિ. પો. બો. ૩૩૮ „

(૮) „ સુલેમાન દાદાભાઈ બ્રધર્સ લિ.
પો. બો. ૧૯૩ „

(૯) „ વાઇ. એ. ગની સન્સ.
ચાઇના સ્ટ્રીટ, પો. બો ૩૧ „

(૧૦) „ હાજી બી. એમ. મોતીવાલા.
એન્ડ સન્સ. પો. બો. ૩૨ „

(૧૧) „ એમ. આઇ. ફીફીભાઇ એન્ડ કું.
ઘર નં. ૫૧, સ્ટ્રીટ નં. ૨૮ પો. બો. ૭૯ „

(૧૨) „ Hnitthah સપા એન્ડ કું.
૫૨૧, ડેલહાઉસી સ્ટ્રીટ „

(૧૩) એચ. એ. જીનવાલા.
પો. બો. ૨૩૬. ૬૦ ચાઇના „ „

(૧૪) ડી. એમ. અચ્છા. ૧૩૨, એડવર્ડ સ્ટ્રીટ રંગૂન

(૧૫) સુલેમાન ઇસ્માઇલ નાગસા.
૨૫૪, મોગલ „ „

(૧૬) અહમદ ઇબ્રાહીમ માલમ
૧૩૯, માર્કોની „ „

(૧૭) અહમદ ઇસ્માઇલ અચ્છા
૫૫/૫૮ ચાઇના „ „

(૧૮) સેક્રેટરી યંગમેન મેમણ.
એસોસિએશન પો બો ૮૧૯ „

(૧૯) જુનુસ ઉસ્માન. „ „ ૯૫ „

(૨૦) મુહમ્મદ ઇબ્રાહીમ મુન્ના
ઘર નં. ૬૬, સ્ટ્રીટ નં. ૨૫ „ ૬૩૪ „

(૨૧) ઇસ્માઇલ ઇબ્રાહીમ આરિફ
ઘર નં. ૧૭૦, સ્ટ્રીટ નં. ૩૦ „

(૨૨) એચ આઇ. એમ. એચ. તૈયબ એન્ડ કું
નં. ૫, Kouzoue રોડ બસીન

(૨૩) એ. સી. પટેલ. ૯, Zegyaung રોડ „

(૨૪) ઇસ્માઇલ ઇસ્હાક બોમાટ. ૭, „ „

(૨૫) સુલેમાન અબ્દુલ શકુર
રંગુન શોપ સ્ટ્રેન્ડ રોડ Bogale

(૨૬) ઉમર અબ્દુલ કરીમ
કાપડના વેપારી સ્ટ્રેન્ડ રોડ „

(૨૭) હાજી ઇબ્રાહીમ પીરમુહમ્મદ.
Dawezu Quarter. Mergur

(૨૮) મેસર્સ આર અબુજી અહેદ
એન્ડ કું. પો. બો. ૫૮ „

(૨૯) „ ઇસ્માઇલ મુહમ્મદ સીમજી
એન્ડ સન્સ લિ. ૩૬, જનેરલ સ્ટ્રીટ Prome

(૩૦) નુરમુહમ્મદ ઉમર એન્ડ સન્સ
૬૬, લોવર મેઇન રોડ મોલમીન

(૩૧) અબ્દુલસત્તાર હાજી અલીમુહમ્મદ.
મારવાડી સ્કુલ સામે, ૨૮, રોડ-માંડલે

(૩૨) એમ. ઇ. ઉનીયા. Aungban
(P. S. S. બર્મા)

(૩૩) ઇસ્માઇલ યુસુફ બોલા. બઝાર સામે
Myingyan (U. Burma)

(૩૪) ઇબ્રાહીમ યુસુફ પટેલ. જનરલ મરચન્ટ
Myittha (U. Burma)

---

'કારવાં'ના રંગુનના એજન્ટઃ—

M/S E. E. KAKA & SONS.
472, Dalhousie Street, Rangoon.

"હજુ સુધી જાગે છે કુસુમ?" રફીકે આશ્ચર્યથી પૂછ્યું. અને તે લાંબો થઇ પથારીમાં સૂતો. કુસુમ જવાબ આપવાને બદલે પાસે આવી રફીકના પગ પાસે બેસી ગઇ.

"કંઈ કહેવું છે કુસુમ?" રફીકે પૂછ્યું અને તે સહેજ હસ્યો. તે જાણતો હતો કે જ્યારે પણ કઇ કહેવું હોય ત્યારે તે આમજ કરતી.

"તમે કયારે સાંભળો છો કે કહું" કુસુમે ચીઢ ભર્યા સ્વરે કહ્યું.

"આજે કદાચ સાંભળું પણ ખરો. કહે શું કહેતી હતી?" રફીકે હસતાં હસતાં કહ્યું.

"કહું છું આ ઘરમાં કોઇને દયા માયા છે કે નહિ!" કુસુમ ગુસ્સામાં બોલી ગઈ. પરંતુ તરતજ તેણે પોતાની જીભ કરડી.

"ના બિલકુલ એમ નથી. પરંતુ જેને દયા છે એનું કંઇ ચાલતું નથી એમ લાગે છે."

કુસુમ સામે જોતાં રફીકે કહ્યું. "પણ આમ પૂછવાનું કારણ?" રફીકે ગંભીરતાથી પૂછ્યું. તે કયાંય સુધી શાંત બેસી રહી. થોડીવાર પછી એ બોલી. "તમે જાગીરદાર છો. પરંતુ તમે કદિ તમારા ખેડૂતોની ખબર પણ લીધી છે? જે તમને કમાવી આપે છે, જેના પરસેવાની કમાણીથી તમે ધનવાન કહેવાઓ છો. એમની કદિ હાલત પણ તપાસી છે? એમના પર કેટલા કેટલા અત્યાચારો ગુજરી રહ્યા છે એ જાણો છો!"

"બસ એટલુંજને?" રફીકે કહ્યું. તે વિસ્મય પામી જોઇ રહી. કેવો વિચિત્ર છે આ માણસ! નથી ઉત્સાહ કે ઉશ્કેરાટ. બિલકુલ ઠંડો. કુસુમ ને લાગ્યું કે આટ આટલો વખત સાથે રહ્યા છતાં તે રફીકને બરાબર ઓળખી શકી નથી.

× × ×

'કેમ ચુપ રહી!" શાંતિનો ભંગ કરતાં રફીકે પૂછ્યું.

"શું કહેવું એજ વિચારી રહી હતી જેને હૃદય જેવી કોઇ વસ્તુજ નથી, જેનામાં દયાનો છાંટો સરખો પણ નથી એને દયાની વાત કરવાથી ફાયદો શો?" કુસુમ ગુસ્સામાં બોલી ઉઠી, અને તે ઓરડો છોડી ગઈ. રફીક આશ્ચર્યથી જોઇ રહ્યો

"તારું આ કથન સત્ય નથી એમ પાછળથી તું જ કહીશ કુસુમ" રફીક મોટે અવાજે બોલ્યો. અને તે પાસું ફેરવી ગયો.

× × ×

દરરોજ કરતાં રફીક આજે વહેલો ઉઠયો હતો. સારી રાત તેણે નિદ્રા નહિ લીધી હોય તેમ તેની આંખો પરથી સ્પષ્ટ થતું હતું રાત્રે કુસુમ કોના વિષે કહેવા આવી હતી એ વધી વાત તેણે વૃદ્ધ ચાચા પાસેથી મેળવી લીધી. અને મનમાં ને મનમાં તેણે કંઇ નિશ્ચય કરી લીધો

નાસ્તો કરી રફીક સીધો કારભારીના ઓરડામાં આવ્યો. કારભારી કંઇક હીસાબ તપાસી રહ્યો હતો રફીક એક ખુરશી ઉપર બેસી ગયો.

'રામસીંહ શા માટે આવ્યો હતો કૃષ્ણરાય?" રફીકે સીધો સવાલ કર્યો. કારભારી રફીક સામે આશ્ચર્યથી જોઇ રહ્યો. કોઇ દિવસ નહિ ને આજે રફીક વહીવટમાં માથું મારતો હતો.

"અરે બાપુ એવા તો ઘણાય આવે છે. જો દયા કરવા બેસીએ તો દેવાળુંજ કાઢીએ." કારભારીએ સ્હેજ હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું. પરંતુ રફીક ઉપર નજર પડતાં તેનું એ હાસ્ય પણ સુકાઇ ગયું.

"કૃષ્ણરાય, ઘર જપ્ત કરવાની નોટીસ પાછી ખેંચી લ્યો." રફીકે કડક સ્વરે કહ્યું.

"પણ બાપુ, બાનો હુકમ છે." કારભારીએ ડરતાં ડરતાં કહ્યું:

"ના, ના, બા આવો હુકમ આપેજ નહિ. હું તમને કહું છું એ હુકમ પાછો ખેંચી લ્યો." રફીકે ગુસ્સામાં કહ્યું.

"શું છે રફીક?" પાછળથી કોઇનો સત્તાવાહી અવાજ આવ્યો રફીકે ચમકી પાછળ જોયું માતા બારણા વચ્ચે ઉભી હતી.

"મારા હુકમને ફેરવવાનું તને કોણે શીખવ્યું? કહે તો?"

"મા, તારા કામમાં આજ સુધી માથુ નથી માર્યું. પણ આવો ક્રૂર હુકમ શું તેંજ પોતે આપ્યો છે મા?" રફીક બોલ્યો.

"એ બધું જાણવાની તને જરૂર નથી. તુ પોતે જ્યારે વહીવટ કરે ત્યારે બધું તારી મરજી મુજબ કરજે." માતાએ કહ્યું: "જા અહીંથી, નકામો કારભારીના કામમાં દખલ ન કર" આજ્ઞા અપાઇ, અને આજ્ઞાંકિત પુત્ર તેને માથે ચઢાવી.

\+ × +

આનંદમાં કલ્લોલ કરતા કુટુંબ પર એકાએક દુઃખના વાદળો ધસી આવ્યા. માતાને દ્રઢ શંકા થઇ કે કુલ્સુમજ રફીકને પોતાની વિરૂધ્ધ ઉશ્કેરી રહી છે. વિપત્તિનું વાદળ ઘેરાઇ ગયું અને કુલ્સુમના સુખનો સૂર્ય ઢંકાઈ ગયો. માતાએ કુલ્સુમને તેના પીયર મોકલી દેવાનો નિશ્ચય કરી નાખ્યો.

રાયસીંહના ઘરબાર હરાજ થવાનો દિવસ નજીક આવી પહોંચ્યો રફીકે ઘણું સમજાવ્યું છતાં પણ તે માતાને તેના નિશ્ચયમાંથી ડગાવી ન શક્યો. પરંતુ અણધારી એક બીના બની. રામસીંહ હરાજીના આગલાજ દિવસે ક્યાંકથી રૂપીયા લાવી ભરી દીધા. આટલા બધા રૂપીયા તેની પાસે ક્યાંથી આવ્યા તેની કોઇને ખબર ન પડી. ખુદ રામસીંહ માટે પણ એ એક કોયડોજ હતો, રાત્રે કોઇ બુકાની બાંધેલ વૃદ્ધ લાગતો માણસ રામસીંહને રૂપીયા આપી ગયો. એણે એ અપરિચિત ઉદાર આત્માને અંતરથી લાખો આશિર્વાદ આપ્યા.

× × ×

કુલ્સુમને વિદાય કરવાની બધી તૈયારીઓ થઈ ચુકી હતી. રફીક આ બધું જોયા કરતો હતો. પરંતુ માતા સામે બોલવાની તેનામાં હિમ્મત ન હતી. કુલ્સુમે તો બધી પરિસ્થિતિ કળી લીધી હતી. રફીકને મુંગો રહેલો જોઇ તેણે માની લીધું કે આમાં તેની સંમતિ છે એમ માની લીધું.

એ દિવસ આવી પહોંચ્યો. કુલ્સુમ પોતાના સાત આઠ વર્ષના પુત્ર યુનુસને લઇ મોટરમાં ચઢી બેઠી. તેણે આસપાસ નજર કરી પણ રફીક ક્યાંય નજરે ન ચઢ્યો. મોટર ચાલુ થઇ એ વખતે બારીમાંથી એક માણુસ દૂર ચાલી જતી મોટરને અશ્રુભીની આંખે જોતો હતો.

"બાપુજી, બા આપને નાસ્તા માટે બોલાવે છે" પાછળથી અવાજ આવ્યો, રફીકે પાછળ જોયું. વૃદ્ધ 'ચાચા' ઉભો હતો. તેણે ઝડપથી આંખમાં આવેલા અશ્રુ લૂછી નાખ્યાં.

'ચાચા મને આજે ઠીક નથી, મારા ઓરડામાંજ ચા મોકલી દેજો." અને તે પોતાની નબળાઇ છુપાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતો પોતાના ઓરડા તરફ ચાલ્યો ગયો. વૃદ્ધ આશ્ચર્ય ભરી નજરે તેને જોઇ રહ્યો.

× × ×

કેટલાય દિવસો વહી ગયા. કુલ્સુમને ફરી પાછું તેડું આવ્યું નહિ. પરંતુ એક દિવસ એવી ખબર આવી કે રફીકના બીજા લગ્નની

પૂરજોશથી તૈયારીઓ ચાલી રહી છે. આ સાંભળીને પણ કુલ્સુમ એક અક્ષર બોલી નહિ વૃદ્ધ પિતાથી પુત્રીનું આ દુઃખ સહેવાયું નહિ તેમણે પૂછ્યું.

"આ શું મા? તમારા વચ્ચે કંઇ તકરાર થઇ હતી? મને તો તે કાંઇ કહ્યું પણ નથી."

"એમાં કહેવાનું શું હતું બાપુ? એ રહ્યા મોટા માણસ. એમની મરજીમાં આવે તેમ કરે." કુલ્સુમે પરાણે હસતાં કહ્યું

"ના બેટી હુ એમ કદી નહિ બનવા દઉં. એ મોટા માણસ છે તો હું પણ કાંઇ રસ્તે રખડતો ભીખારી નથી. એ બેટાને પણ બતાવી દઇશ." વૃધ્ધ ગુસ્સામાં બોલી ઉઠયા. પોતે શું કરશે એની એને પોતાને પણ ખબર ન હતી. બોલતાં તો બોલાઇ ગયું, પરંતુ કુલ્સુમ કદાચ પૂછે તો શો જવાબ દેવો એ બીકે તરત ત્યાંથી છટકી ગયા.

"છી, બાપુ આપણે કશું કરવું નથી." વૃધ્ધે પાછળથી કુલ્સુમને બોલતી સાંભળી.

\+ × ×

"આ શું કરવા ધાર્યું છે મા!" રશીકે માતાને કહ્યું તેનું મોઢું ફિક્કું હતું. આંખો ઉંડી ઉતરી ગઈ હતી.

"આજ સુધી તારી કોઇ વાત ઉથાપી નથી મા. પણ આવી કઠોર આજ્ઞા મને ન કર."

"રશીક મને ઠીક લાગે છે તે હું કરું છું. તને ન ગમતું હોય તો મને મક્કાશરીફ ચાલી જવા દે. હું ત્યાંજ ઝિંદગી પૂરી કરીશ. પણ મારી હાજરીમાં તો કુલ્સુમ આ ઘરમાં પગ નહિ મુકી શકે." માતાએ તાકીને તીર છોડયું. તીર આબાદ નિશાન પર લાગ્યું. કેવી કઠોર એ માતા! કેટલી કઠોર એની આજ્ઞા!

× × ×

લગ્નની બધી તૈયારીઓ થઇ ચૂકી હતી, દિવસ નજીક અને નજીક આવવા લાગ્યો. પરંતુ, અચાનક એક વિઘ્ન આવી પડયું. રશીકના નસીબે કે બદનસીબે એની માતા તાવમાં પટકાઇ પડી. અને લગ્નની મુદ્દત પાછી ઠેલાણી.

તબીઅત દિવસે દિવસે વધુને વધુ બગડતી ચાલી. અને એક દિવસ વહેલી સવારે... ડોકટરોની અત્યંત મેહનત છતાં રશીકની માતા અનંત નિદ્રામાં કાયમને માટે પોઢી ગઈ.

\+ × ×

ઘરમાં માણસો ઘણા હતા. કુલ્સુમ પણ કેટલાય દિવસ થયાં આવી હતી. પરંતુ તે રશીકને મળી ન હતી. મળવાની ઇચ્છા પણ ન હતી. અને એક દિવસ તે પાછી પીયર પણ ચાલી ગઈ. આ વખતે તેનો પૂત્ર યૂનુસ સાથે ન આવ્યો. હઠ કરીને તે પોતાના બાપની પાસેજ રહ્યો.

× × ×

હમણાં હમણાં રશીક જમીનદારીના કામ-કાજમાં ખૂબ ધ્યાન આપે છે. કંટાળો આવે છે છતાંય જાણે કેમ દુઃખ ભૂલવાની ગયાગથ ન કરતો હોય! પુત્રને પોતાની પાસેજ રાખે છે. કુલ્સુમે બે ત્રણ વખત માણસ મોકલી યૂનુસને તેડાવ્યો પરંતુ તે ન આવ્યો.

\+ + +

બપોરનો સમય હતો એક મોટર રશીકના ઘરના બારણા પાસે થોભી વૃદ્ધ ચાચા મોટર પાસે આવ્યો, મોટરમાંથી રશીક નીચે ઉતર્યો.

"ચાચા યૂનુસને તાવ આવ્યો છે, એને સુવાડી દયો." તેણે વૃદ્ધને ઉદ્દેશી કહ્યું. વૃધ્ધે મોટરમાંથી યૂનુસને ઉપાડી લીધો.

માસુમ બાળક તાવના ઘેનમાં તરફડતો હતો, વૃધ્ધની આંખોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં તેણે વહાલથી બાળકને સુવાડયો.

× × +

યૂનુસના તાવને આજે ચોથો દિવસ હતો. આજ બે દિવસથી તે બેભાન હતો. ડોકટર દિવસમાં ચાર ચાર પાંચ પાંચ વખત આવતો. ભાનમાં લાવવાને માટે ઈન્જેકશનો આપતો, જ્યારે પણ યૂનુસ ભાનમાં આવતો ત્યારે "મા મા," પૂકારતો.

"ભાઈ, માને બોલાવશું ?" વૃધ્ધે રશીદને એક તરફ બોલાવીને પૂછ્યું.

"એ નહિ આવે ચાચા, એના કરતાં યૂનુસનેજ ત્યાં મોકલી દઈએ." રશીદે રૂંધાએલા સ્વરે કહ્યું.

"પણ ભાઈ બહાર લઈ જવા જેવી હાલતજ ક્યાં છે? હું જાઉં છું અને માને બોલાવી લાવું છું" વૃધ્ધે અશ્રુભીની આંખે કહ્યું રશીદે કંઈ પ્રત્યુત્તર ન આપ્યો અને તે પાછો યૂનુસની પથારી આગળ બેસી ગયો.

યૂનુસની હાલત ગંભીર હતી. વૃધ્ધ ચાચા મોટર લઈ કુલ્સુમને બોલાવવા ઉપડી ચૂકયો હતો.

× × ×

"ઓહ ચાચા તમે આવ્યા!" વૃધ્ધને જોતાં કુલ્સુમ આનંદથી બોલી ઉઠી પરંતુ તેના ચહેરા પર નજર પરતાં તે બોલી.

"શું થયું છે ચચા? તમારૂં મોં ફીક્કુ કેમ છે?"

"મા, તમને તેડવા આવ્યો છું." વૃધ્ધે ધીરે સાદે કહ્યું

"શું એમણે મોકલ્યા છે તમને?" કુલ્સુમે પૂછ્યું. ફરી તે બોલી, "હું નહિ આવી શકું ચાચા"

"મા, આ માન, સ્વમાનનો સમય નથી. યૂનુસબાબુની તબીયત ખરાબ છે" વૃધ્ધે કહ્યું, અને તેની આંખોમાંથી અશ્રુઓ સરી પડયાં.

"શું થયું છે યૂનુસને?" કુલ્સુમે ગભરાટથી પૂછ્યું.

"મા, તમે તૈયાર થાવ, રસ્તામાં હું બધું કરીશ. હમણાં સમય નથી.'

× + ×

મોટર પૂર ઝડપે દોડી રહી હતી. કુલ્સુમ ફિક્કે ચેહરે બેઠી હતી તેના માતૃહૃદયમાં શું શું થતું હશે તે તો ફકત તેજ જાણે! મોટર પૂરઝડપમાં હતી છતાં તેને લાગતું હતું કે મોટર ધીમી ચાલે છે.

× × +

મોટર બંગલા પાસે આવી પહોંચી પણ આ શું? બંગલામાંથી આ રડવાનો અવાજ કેવો?

કુલ્સુમ એકદમ મોટરમાંથી નીચે ઉતરી પડી. રશીદ મોટરનો અવાજ સાંભળી બારણા પાસે આવ્યો, તેણે કુલ્સુમને જોઇ.

"જરા મોડું થયું કુલ્સુમ." રશીદે ઘોઘરા સાદે કહ્યું. કુલ્સુમની આંખે તમ્મર આવ્યા. એને દુન્યા ફરતી લાગી અને તે ત્યાંજ રશીદના પગ પાસે બેસી પડી. (સંપૂર્ણ.)

\+ × ×

—(×)—

સ્વપતિ પ્રત્યે સતત બે-વફા રહેતા પતિદેવો જ્યારે પોતાની જીવન સાથીની પાસે વફાદારીની આશા રાખે છે ત્યારે અચેરાટી વછુટે છે. વફાદારીની દ્રષ્ટિએ સ્ત્રીઓ કરતાં પુરૂષોજ વધુ પ્રમાણમાં બેવફા પૂરવાર થાય છે. પતિને સાક્ષાત દેવતા માનનારી પત્નિઓ પૈકીની વિશેષ એવી હોય છે, કે પોતાનાં પતિને અવળે રસ્તે જતાં અટકાવવાનાં સતત પ્રયત્નો કરતાં અમાનુષિ અત્યાચારો સહન કરે છે, અને છતાં જીવનનાં છેલ્લા શ્વાસ સુધી વફાદાર રહે છે.

# ત્રણ દ્રશ્યો

—રૂપાંતરકારઃ "મુસાફિર" જુનાગઢી

સૂર્ય હજી હમણાંજ અસ્ત થયો છે અને હજુ હમણાંજ સંધ્યા પોતાનો અલૌકિક પોષાક પહેરીને દ્રષ્ટિ સમક્ષ આવી છે પોતાના મછવાને પશ્ચિમ દિશા તરફ હંકારતા ત્રણ માછીમારો સમુદ્રમાં જતા દેખાય છે. તેમને ઝંઝાવાતનો ભય નથી, તેમને ઠંડા પવનની પરવા નથી. તેઓ મૃત્યુથી ડરતા નથી પ્રત્યેક પળ છેલ્લી પળ કરતાં યમદૂતની વધુ ઇંતેઝારીમાં હોય છે તેમને પૂર્ણિમાના ખીલેલા ચંદ્રમાને જોવાની ફુરસદ નથી ચંદ્રમાનો પ્રકાશ સમુદ્ર પર પડતાં સમુદ્ર, ચંદ્ર અને ગગનની વચ્ચે રચાતી ભવ્ય સૃષ્ટિ નીરખવા જેટલી રસીકતા તેમણે કેળવી નથી તેઓમાના પ્રત્યેક પોતાની પત્નિ અને બાળકોનાજ વિચારોમાં લીન થએલા છે જ્યાંસુધી દ્રષ્ટિમા જોર હોય છે, ત્યાંસુધી, તેઓ પોતાને નીરખતા પોતાના બાળકોને જોઈ રહે છે. પણ પછી......અલૌકિક સૃષ્ટિ વચ્ચે પોતાનો તથા પોતાના સ્નેહીઓના જીવન-નિર્વાહ માટે પોતાનું કાર્ય શરૂ કરી દે છે- એ ક્રિયા સનાતન અને શાશ્વત છે તેમના માટે કમાવા જવાનું છે, અને તેમની સ્ત્રીઓને ભાગે ફક્ત ઉત્સુકતાજ નિર્માણ થએલી છે. પોતાની કમાણીનો તેઓ કદી ખ્યાલ કરી શકતા નથી, અને એ જુજ કમાણીમાં તેઓને પોતાના ઘણા આપ્તજનોને પોષવા પડે છે, આ સત્ય સમજ્યા પછી તેમના હૃદયમાં કિનારા પરની રેતી સાથે અથડાઇને વિલાપ કરતા મોજાંઓ જે થનાર તૂફાનની આગાહી આપે છે, તેનો ભય રહ્યો નથી. જીવન તેમના માટે એક ભારરૂપ બની ગયું છે. મૃત્યુજ તેમને શાંત અદૃશ્ય કરવાનો એક માર્ગ દેખાય છે.

( ૨ )

ત્રણ સ્ત્રીઓ દીવાદાંડીમાં બેઠેલી દેખાય છે. સૂર્ય અસ્ત થયો હોવાથી તેઓ ફાનસના કાચને સાફ કરી જ્યોતિ ચેતવવાની તૈયારીમાં છે. વિચાર મગ્ન હાલતમાં આ કામ થઇ ગયું છે અચાનક તેઓ ઉંચે જુએ છે મ્લાન મૂખે તેમની દ્રષ્ટિ દરિયાઇ ઝંઝાવાત અને રાત્રિના અંધકારમાં ઉમેરો કરવા દોડી આવતા વાદળોના જુથને જોઇ રહી છે. આ ઝંઝાવાતથી પણ તેમના હૃદયની શાંતિ દૂર થઇ નથી, કેમકે તેઓ જાણે છે કે આ કંઇ જીવનમાં પહેલીવાર નથી અનેક વાર આવાં વાવાઝોડાં થઇ ચૂક્યાં છે, અનેક વાર તૂફાનની જોરથી ખૂબ ઉંચે સુધી ઉછળતાં મોજાંઓની ભયંકરતાને તેમની નજર જોઇ ચૂકી છે, અનેકવાર પ્રચંડ તૂફાનની નિશાની રૂપે કિનારા પર થતો મોજાંઓનો કરૂણ પ્રલાપ તેમણે સાંભળી લીધો છે. તેમને મન આ વાતો કંઈ નવીન નથી.

( ૩ )

ત્રીજું દ્રશ્ય! આહ! કેટલું કરૂણ છે એ દ્રશ્ય! સૂર્યના સોનેરી કિરણોથી ચમકતી કિનારાની રેતીના પટ પર ભયંકર મુખમુદ્રાવાળા ત્રણ શબો પડયા છે. વ્હેલી સવારે ઓટ તેમને અહીં મૂકી ગઇ છે. ત્યાં રેતી ચમકી રહી છે, અહીં પેલી સ્ત્રીઓની આંખો ચમકી રહી છે. તેઓ મીટ માંડીને શબો તરફ જોઇ રહી છે. તેઓની આંખોની ઉત્સુકતા, આ દીવાદાંડીને અથડાવાથી થતા પવનના સુસવાટામાં સમાઈ ગઇ છે. સમુદ્ર રડે કે ન રડે, જમીન રડે કે ન રડે, આકાશ રડે કે ન રડે, પણ પેલી સ્ત્રીઓ તો ચોધાર આંસૂઓએ રડી રહી છે. પરંતુ આ રૂદન તેઓ પાસે કદી પહોંચવાનું નથી, જેમણે સૃષ્ટિના એથીય વધુ ભયંકર રૂદનના ભોગ થઇને ક્ષિતિજમાં પોતાની નવી દુન્યા વસાવી છે. આંખોનું આ રૂદન, આંખોની આ ઉત્સુકતા એક અનંત સમસ્યા છે.

પેલા માણસોને હવે વધું કામ કરવાનું નહિ હોય. તેઓએ જીવનની અને જગતની પ્રત્યેક જંજાળની સાથે સાથે વિલાપ કરતા પેલા કિનારાને પણ છેલ્લી સલામ કરી દીધી છે.

[ મશ્હૂર આંગ્લ-કવિ "ચાર્લ્સ કીંગ્સ્લી"ના "થ્રી ફીશર્સ" નામના કાવ્યનું ગુજરાતી રૂપાંતર]



## પુરૂષાતન વધારનાર મહા વાજીકરણ

તથા અદભુત શક્તિવર્ધક દવા તરીકે છેલ્લા ૫૦ વર્ષો થયાં વિશ્વાસ અને સંતોષથી વપરાતી-

# અનંગપ્રભાચાકૃતી

કિંમતી તથા પૌષ્ટિક વનસ્પતીઓ નાખી બનાવવામાં આવતી આ દિવ્ય ચાકૃતી કમજોરી તથા શીથીલતા મટાડી દરેક નસોમાં તાકાત આપે છે તથા નિરાશ વૃદ્ધો અને શક્તિહીન યુવાનોને પણ જુવાનીનું જોમ, જુસ્સો તથા ખરી મર્દાઇ બક્ષી સંસાર સુખનો અજબ આનંદ આપે છે. કિ. શીશી ૧ના રૂા. ૧૦).

# અનંગપ્રભા તેલ

ગમે તે કારણથી પુરૂષના ગુહ્ય ભાગમાં આવેલ ખામીઓ દૂર કરી ખરું પુરૂષાતન અપાવનાર. લગાડવાનો મહાન ચમત્કારિક તીલો. કીં. શીશીના રૂા. ૧૫).

મુંબઇ બ્રાંચ:—
કાલબાદેવીરોડ, રામવાડી નાકે

**મદન મંજરી ફાર્મસી**
હેડ ઓફીસ:-જામનગર (કાઠીયાવાડ).

સુરત:-ડી એન. પટેલ-કણપીઠ. *સિદ્ધપુર:-ગાંધી અમથાલાલ છગનલાલ વેડાવાલા.
નવાપુર:-અબ્દુલાભીયાં કાલુમીયાં-લાહટ બજાર. ગોધરા:-એ. એમ. કાલોલવાલા-મોટાબજાર.

---

સાયકલો તેમજ લગ્ન પ્રસંગે બત્તીઓ
ક્યાંથી ભાડે લઈ જશો ?

સારી સાયકલો અને બત્તીઓ માટે

મળો :

**ખાકસાર સાયકલ માર્ટ**
લીમડાચોક, સુરત.

---

ક્યાંથી ખરીદશો ?

તાજા બિસ્કીટ, નાનખતાઈ, વેનીલા, પાયનાપલ, ક્રીમ, કેનેડા, બ્રાઉન, ફેન્સી, મકરૂમ, ફેમીલી વી.

તહેવાર અને સદ્અવસરે ખરીદવાનું
...એકજ સ્થળ...

**તાજ બેકરી** જિન્નાહ રોડ, ચોકબજાર સુરત.

---

ઘરની પાળેલી ભેંસોનું સ્વચ્છ અને તાજું, દૂધ, દહીં, ઘી.
ઉનાળાના દિવસોમાં તાપ મટાડવા અને તેનાથી બચવા માટે
લસ્સી પીવા એક વાર પધારો.

**નેશનલ ડેઇરી, ચોકબજાર, સુરત.**

[૪-૪૫]

## મારી નૌકાને કિનારે શિઘ્ર તારણહાર ખેંચ:

મૂક નિશ્વાસો ફરી પાછા પ્રણય બે ચાર ખેંચ;
રૂપનાં પરદા હલાવી દે ને ઘરનાં દ્વાર ખેંચ.

હું શહાદતનાં હે, કાતિલ! કોડ સેવું છું ઘણાં;
તું છરી, ખંજર, કટારી, તીર ને તલવાર ખેંચ.

જીવી જીવીને મરી જવામાં કયારે માલ છે?
તું મરણ પહેલાં મરીને ઝિન્દગીનો સાર ખેંચ.

આંખ મીંચી દોડ પંથે મનમાં નવચેતન જગાડ;
કોણ હે! પ્રેમી કહે છે તર્કમાં વિસ્તાર ખેંચ.

ફૂલ ફૂલ્યાં ઉપવને પાગલ હૃદયે આવી બહાર;
કર હવે પાલવના ટુકડા તેનો તારેતાર ખેંચ.

તુજને મારા પ્રેમમય જીવનથી શાની દુશ્મની?
એમ તું આંખો નકામી નવ અરે સંસાર ખેંચ.

યુગ-વમળને વાયરામાં શકય કયાં મારો ઉગાર;
મારી નૌકાને કિનારે શિઘ્ર તારણહાર ખેંચ.

પાનખરમાં પારધી બંધન અબંધન એક છે;
તું બિચારાં બુલબુલોનાં પર નઃ વારંવાર ખેંચ.

એ વિધાતાનો નથી સંચાર તો શું છે 'કલીમ';
કેમ' જીવનમાં પડી છે સુખની પારાવાર ખેંચ!

" કલીમ " વાકિફી

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...એકાર...



## સામ્રાજ્યવાદના ધમપછાડા !

'ઉતર્યો અમલ કોડીના' એ કહેવતમાં વિશ્વાસ રાખ્યા વગર ચર્ચીલ જ્યારે બોલવા બેસે છે; ત્યારે આઘુંપાછું જોયા વિના દીધેજ રાખે છે. સામ્રાજ્યવાદનો કાંગરો ખરે એ તેમને જરાય પાલવે તેમ નથી. જેમ ઘુવડ બોલે "ઘુ! ઘુ!! ઘુ!!!" તેમ એમણે લંડનની પાર્લામેન્ટમાં ઘુવડની જેમ સામ્રાજ્યવાદનો ઘુરઘુરાટ ચાલુ કર્યો હતો. એટલીનાં મજૂરડાં પોતેજ ઉંદર બનીને સામ્રાજ્યવાદી જાળ કાતરે એ ચર્ચીલ-ઇડનના કોન્ઝરવેટિવ ટોડીડાંથી કેમ સહન થાય? કહે છે કે "મજૂરડાંએ ગેલમાં આવી જઇને અમે છેલ્લાં ૯૦ વરસથી જે કંઇ કર્યું કારવ્યું છે તેની ઉપર પાણી ફેરવવા જેવું કર્યું છે!" કઈ નહિ, સાઠ વરસની ચડેલી ધૂળ તો સાફ થાય? મિસર-માંથી લશ્કર ખેંચાય તે એમના પેટમાં ચૂંકાય છે. કારણ કે પછી સુએઝની નહેર પર પટલાઇ કોણ કરે? મિસરીઓનું ગજું શું કે એ નહેરનું રક્ષણ કરી શકે!

"ને હિંદીડાં 'હિંદ છોડો'ની ગર્જના કરે તેથી બ્રિટીશરોએ ગભરાવાનું નથી, કારણ કે નહિતર આપણું ૧૫૦ વરસનું કર્યું કારવ્યું ધૂળ થાય! હિંદુ-મુસલમાનો અંદરો અંદર ન કુટાઈ મરે માટેય હિંદમાં ગોરાઓએ ચોકી રહેવાની જરૂર છે. વળી પેલેસ્ટાઇનમાં ગમે તેવી પરિ-સ્થિતિ આવે છતાં આપણે ત્યાંથી હઠવાનું નથી. સામ્રાજ્યવાદનાં સાંધા તૂટતાં બ્રિટીશ પ્રજા હતી ન હતી થઈ જશે."

ચર્ચીલજી! ધીરજ ધરો, ઉતાવળા ન થાઓ. અમેય જાણીએ છીએ કે એ બધાં એક વાંસનાં છાળડાં છે. એ સામ્રાજ્યવાદને જરાએ ઉની આંચ પણ નહિ આવવા દે! ભલે એટલી હિંદ વિશે મીઠું મધ જેવું ભાષણ કરે; પણ અમલના નામે કેવું મીંડુ આવશે તે જાણનારાઓ જાણી બેઠા છે ચર્ચીલજી નાહક કરવું બોલી જગતમાં શાને અળખામણા થતા હશે. ગોળથી મરે તેને વખથી મારવાની શી જરૂર! આ 'ફ્રેરેટ્રીન' અને 'કસ્ટર ચોકલેટ'થી રિઝવવાના જમાનામાં એમનો 'નેવાજો' કોઇ કેમ કબુલ મંજુર કરે?

●

## સિમલાનું સરકસ !

સર-ક્રિપ્સ એકવાર દિલ્હીમાં સરકસ લઇને આવ્યા હતા, પછી વળી વેવલે સિમલામાં સરકસ ઉપાડયું હતું; વળી પાછું હાલમાં ગોરી પ્રધાન ત્રિપુટીએ સિમલામાં સરકસ ઉભું કર્યું છે. શાંત રીતે વિચારનાર સમજુ માણસો એને સરકસ કરતાં વધુ મહત્વ આપે એમ નથીજ! આપણા લીડરો નાહકના સરકસનાં જાનવર બનીને સિમલા દોડી ગયાં છે. એ રિંગમાસ્તરો આપણાં જાનવરોને રમાડશે અને ફક્ત રમાડવા તો એ આવ્યા છે! એ વાત તો તમારા

ભેગજંમાં ખીલા ઠોકયા વિનાય સમજાવી શકાય એમ છે કે કોઇ આપણે આંગણે ચાલી ચલાવીને 'આઝાદીનું પોટલું' આપવા આવે નહિ! એ મહારીઓ હજી આપણને ગાંકડાં સમજીનેજ રમાડે છે. હિંદ તરફ એમને એકાએક વૈરાગ્ય ઉત્પન્ન થવાનું કશું દેખીતું કારણ જણાતું નથી કે પોણીબસો વરસનો પ્રેમ-સંબંધ તોડીને "લે તારી છાલી, ને હું તો મારે ચાલી!" જેવું કરે. એલી નાટકની 'પીંગળા' પોતાના પ્રેમી 'અશ્વપાળ'ને અમરફળ આપવા ઘોડાના તબેલામાં ગઈ હતી, તેમ આ 'વિલાયતી પીંગળાઓ' આપણા અશ્વપાલોને અમરફળ આપવા આવી હોય એવો મને તો ભાસ થાય છે? બિચારા અશ્વપાલો, હંમેશાં અશ્વો સાથે રહ્યા હોઇ અશ્વોમાં શુર્ણ ધરાવતા સિંગલાગાં હણહણી રહ્યા છે!

બાકી પરોપકારી પત્રકારો, ખુદા એમને જૂઠ ન બોલાવતો હોય તો, એમના લખાણોથી જણાય છે કે જો સિમલામાં ધબડકો વળ્યો તો સરકારની આંખમાં ખૂચતા માણસો જેલ ભેળા થશે અને હિંદુ-મુસ્લિમ જનતા લડી મરશે અને લડવા માટેજ ઠેરઠેર લાઠીઓ ને છરીઓ ખરીદાઇ રહી છે! ઠીક છે હિંદની ૪૦ કરોડની વસ્તીમાંથી પાંચ કરોડ અંદર-અંદર લડીને મરી જાય તોય દુકાળ આવતો અટકી જાય! બાકી લીડરો કરતાંય આજે તો પત્રકારો વધુ ભયંકર ભાસતા જાય છે. એમના 'ભીંડાઓ' દેશમાં દારૂખાનાના ભંડારોનુ કામ કરતા જાય છે, જો વર્તમાન પત્રો પર કાબુ નહિ રખાય તો ચોક્કસ હિંદમાં ઠેરઠેર ભડકા ફાટી નીકળશે અને તે બળતામાં ઘાસતેલ હોમવાનું કામ પત્રોજ જાણ્યે અજાણ્યે કરી છુટશે! બાકી જે પત્રકારો ભગવાનને પણ શિખામણ આપવાની લાયકાત ધરાવતા હોય તેને ભગવાન સદ્બુદ્ધિ તો શી રીતે અર્પી શકે? ને અર્પે તોય તેઓ માનેજ શેના!

❁

## વર્ગોનું વર્ગીકરણ!

આજકાલ ગ્રીષ્મવર્ગો ખોલવાની પ્રથા પડી છે ઉનાળાની રજામાં વિદ્યાર્થીઓને કેળવવા એ વર્ગો કઢાય છે કોણ જાણે એ વર્ગોમાં વિદ્યાર્થીઓ કેળવાય છે કે શું થાય છે તે તો અનુભવીઓ જાણે; પણ શિયાળાના દિવાળી વેકેશનમાંય શરદવર્ગો હજી કેમ ઉઘડતા નથી એ એક પ્રશ્ન છે? ભાદરવામાં વર્ષા વર્ગો ઉઘડે તો કેમ? બાકી પ્રેમવર્ગો, ચોરીવર્ગો, ને અપહરણ વર્ગોની ગરજ તો ઘણીવાર સહશિક્ષણ આપતી કોલેજો અને પ્રેમ-ચોરીના નાઇટ-સ્કૂલરૂપિ સિનેમાઓ સારી રહ્યાં છે! બાકી અખાડાઓ બંધ થતાં ગુંડાગીરીના વર્ગો તો આપોઆપ જેમ વરસાદમાં બિલાડીના ટોપ ઊગી નીકળે એમ ચુંટણી જંગોને સમયે ઉગી નીકળે છે. અને જો છાપાંઓ સત્યવાદી હોય તો હવે ગુંડાગીરી સોળે કળાએ ખીલી ઉઠવાની તૈયારીમાં છે. કોમવાદી લીડરોનાં ભાષણો અને તેને ઉતેજન આપતાં છાપાંના હેવાલોથી એ ગુંડાગીરીનાં વર્ગોને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે માનસીકતાનો લાભ તો મળતોજ જાય છે! જેમના હાથ ચળવળી રહ્યા છે એવું મવાલીગીરીનું તત્વ તો કંઈ પણ બ્હાનાનીજ રાહ જોઇ રહ્યું છે. ચાલુ મોંઘવારીને પહોંચી વળવા માટે લૂંટ સિવાય બીજો કયો રસ્તો તેઓ ગ્રહણ કરે! ધાંધલ થાય તો તેમને લૂંટફાટનું ફાવી શકે ને! આમ મવાલીગીરીના ભૂગર્ભો વર્ગીય ધમધોકાર ચાલી રહ્યા છે!

❁

## પેટમાં કૂચો ને વરઘોડો જુવો !

હિંદમાં દુષ્કાળ પડવાની તૈયારી છે; અને તે વાત સાચી છે કે ખોટી તેની ખાતરી કરવા 'હુવર'ને અહીં સુધી તકલીફ ઊઠાવવી પડી. પણ 'હુવર'ને આ આધ્યાત્મીકવાદી દેશમાં ઝાઝી સમજ પડે એમ નથી. લોકો અર્ધા ભૂખ્યા રહીને પણ તમાચા મારી ગાલ રાતા રાખવાની ટેવવાળા હોય એવી રીતે વરેફરે છે કે હુવર તો એમને જોઇનેજ ડઘાઇ જાય ! ચાલુ લગન ગાળામાં 'ખાવાની ખેરસલ્લા' હોવાથી લોકોએ કંકોતરીનો ભપકો વધારી દીધો છે, બેન્ડની પરંપરા, સાબેલાંના હારો, મંડપની સજાવટ એવી રજુ કરે છે કે સાજનમાજન બેઘડી ભૂખનું દુઃખ ભૂલી જઇ માનસિક આનંદ મેળવી શકે છે ! દિલ્લી ને સિમલાના આઝાદીના વરઘોડા કરતાં આ લગ્નના વરઘોડા કંઈ ઓછા ઉતર્યા નથી ! આજે હિંદમા સૌ કરતાં વિશેષ કોઈ ખાટ્યા હોય તો તે વાજંપાળા છે ! જાનૈયાઓ તો બિચારા ભૂખ્યાપેટે "દુન્યામેં કૌન હમારા"નું ગીત સાંભળીને સંતોષ લેતા જણાયા છે. જો અમેરિકાએ હિંદ તરફ આંખ આડા કાન કર્યા ને ઓસ્ટ્રેલીયા કેનેડાએ ધ્યાન ન આપ્યું તો આજે લગ્નના વરઘોડા નીકળે છે તેથીય વધુ હાડકીઓના સ્મશાન સરઘસો નજરે પડશે. દિલ્લી ને સિમલામાં દોડી રહેલા લીડરોએ 'આઝાદી'ની પહેલાં 'ભૂખ'નાં દુઃખનું નિવારણ કરવાનું ધ્યાન આપવું જોઇએ. નહિતર, કબ્રસ્તાનમાં પાકિસ્તાન ને મસાણમાં અખંડ હિંદુસ્તાન સ્થપાઇને રહેશે.

•

## મહાગુજરાત ગઝલ મંડળ, સુરત

મહા ગુજરાત ગઝલ મંડળનું નામ આજે ગુજરાતમાં ખુબ ગાજતું થયું છે. એપ્રીલથી એનું નવું વરસ બદલાયું છે. બે વરસની ટુંક સમયમાં એણે સારી પ્રગતિ સાધી છે, એ એના બીજા વર્ષનો હિસાબ અને રિપોર્ટ જોતાં જણાય છે. આર્થિક પ્રગતિની સાથે સાહિત્યિક પ્રગતિમાં પણ એ પાછું પડયું નથી. આજે ગુજરાતના એકેએક સાહિત્યકારોને એ આકર્ષવાના પ્રયત્ન કરી રહ્યું છે. હિંદુ-મુસ્લિમ કવિઓનો એ ગંગા જમની પ્રવાહ ખુબ ખુબ એકતા સાધી આગળ ને આગળ વધી રહ્યો છે. એ સંગમથી ગુજરાતી સાહિત્યની સભર સેવા થવાનાં શુભ ચિન્હો ક્ષિતિજ પર દેખાઇ રહ્યાં છે. "એ લોકો એકલી ગઝલોજ જોડી જાણે છે." એવા અંતરિક્ષ આક્ષેપોના રદીયારૂપે ગઈ તા. ૫-૫-૪૬ના રોજ ગઝલ સિવાયનાં ઇતર કાવ્યોનો એક મુનાઝિમો શ્રી. જયેતિંદ્ર દવેના પ્રમુખસ્થાને યોજીને કાવ્યની બીજી અનેક દિશામાં પણ એ કવિઓ પોતાનું ટટ્ટુ દોડાવી શકે છે, એની ખાતરી ગુજરાતને કરાવી દીધી છે. એની નક્કર પ્રવૃત્તિની ખાતરી '૧૯૪૫ની ગઝલ સમૃદ્ધિ' નામે પુસ્તક ગુજરાતી વાંચકોના હાથમાં મૂકાતાં થઇ જશે. પુસ્તકની પ્રગતિમાં સંચાલકો ધ્યાન આપી રહયા છે. નવું વરસ શરૂ થયાને ફક્ત એકજ માસ થયો છે. છતાં સભ્યોની પરંપરા લાગી જતાં એમાં ગુજરાતની સંપૂર્ણ શ્રદ્ધા છે. એની પુરી ખાતરી થઇ જાય છે. એ મંડળદ્વારા ગુજરાતી સાહિત્યને વધુ સમૃધ્ધી મળે એ અભ્યર્થના અસ્થાને નથી જ !

•

## કોરીડોર !

ગત મહાયુદ્ધ પહેલાં પોલાંડ અને ડેન્ઝીગ બંદરને જોડનાર પોલિશ કોરીડોરની વાત સાંભળી હતી. હાલમાં જો બંગાળ-પંજાબને પાકિસ્તાન અપાય તો તેમને સાંકળનાર એક કોરીડોરની પણ જરૂરત પડે એ ગણગણી પણ થાય। આ બધી વાતો પરથી લાંબો વિચાર કરતાં જણાય છે કે સંસારમાં એવી સાંકળનારી પટ્ટીઓ યાને કોરીડોરની તો ડગલે ને પગલે જરૂર પડે છે. ઘરમાં મા-બાપ લડી પડે; ત્યારે એકાદ નાનું હસમુખું અને વાતોડીયું બાળક તેમની વચ્ચે કોરીડોરની ગરજ સારે છે। પ્રેમીઓની વચ્ચે દલાલી કરતાં માણસો પણ કોરીડોર જેવાંજ હોય છેને ! એક દેશનો એલચી બીજા દેશના એલચીને મળે ત્યારે તે બેની વચ્ચે વાત કરનાર ઇન્ટરપ્રિટર પણ કોરીડોર જેવોજ ગણાયને ! શેર દલાલો, કપાસીયાના દલાલો, કોલસા કે ઘાસના દલાલો, મતલબ કે કોઇ પણ જાતના દલાલો લેનારને દેનારની વચ્ચે કોરીડોરની ગરજ સારે છે।

નિકાહ પઢાવનાર કાઝીઓ કે લગ્ન કરાવનાર ગોરમહારાજો વર-કન્યાની વચ્ચે કોરીડોરની ગરજ સારે છે, સિમલામાં સર-ક્રિપ્સ લીગ-કોંગ્રેસની વચ્ચે કોરીડોર બનવા મથી રહ્યા હતા. પ્રકાશક, લેખક અને વાંચકની વચ્ચે કોરીડોરની ગરજ સારે છે। કેન્વાસરો, ધારાસભાના ઉમેદવારો અને વોટરોની વચ્ચે કોરીડોરની ગરજ સારે છે। ઘણી વખતે બોક્સમાં બેસી ફિલ્મો જોનાર યુગલો માટે, પરદા પર રજુ થતાં પ્રેમનાં દૃશ્યો કોરીડોરની ગરજ સારે છે। ઘણી વેળા ડાયરેક્ટરો, પ્રોડ્યુસરો અને એક્ટ્રેસોની વચ્ચે કોરીડોરના પૂલ જાણી જોઇને બની જાય છે। શહેરના રૂપા દલાલો કે ગામડાના ઘરાર પરેલોય ઘણી વેળા કોરીડોરની ગરજ સારે છે। મંદીરના પુજારીઓ, ભક્તો અને ભગવાનની વચ્ચે કોરીડોર બનવાની કોશિશ કરતા જણાય છે। અમલદારો કોઇની પાસેથી સીધી લાંચ લેતા નથી; પણ વચ્ચે આડતિયા રાખે છે, અને તે આડતિયા લાંચ આપનાર અને લેનારની વચ્ચે કોરીડોરની ગરજ સારે છે।

જયકાર અને સપ્રુ એક જમાનામાં રાજદ્વારી કોરીડોરની ગરજ સારતા હતા મોરોક્કોના સમયે સ્ટેલીન અને ચર્ચીલની વચ્ચે કોરીડોર બનીને સર ક્રિપ્સેજ લંડન ને મોસ્કોને એક કરી બર્લીનને ડોરીટ દીધી હતી। રાજાજી પણ ગાંધી-ઝીણા વચ્ચે કોરીડોર બની ચૂક્યા છે। સિનેમા કે નાટકના દરવાજાની સામે ધોળાદહાડે પોલિસોનાં જોતાંજ વધુ કીંમત લઇને ટિકિટો વેચનાર પેલા વિલન જેવા દેખાતા માણસો પ્રેક્ષકો અને નાટક-સિનેમાના મેનેજરોની વચ્ચે કોરીડોરની ગરજ સારતા હોય છે। ગાનારી બાઇજીઓના તબલીયા કે સરંગીયાઓ ઘણી વેળા રૂપજીવીનીઓ અને લ્હેરી રંગીલા આપેક્ષ ગૃહસ્થોની વચ્ચે પ્રેમના પૂલ રૂપી કોરીડોરની ગરજ સારે છે. આમ જગતના કોઇપણ ધંધામાં આજે કોરીડોર વિના ચાલતું નથી.

'એકાર'

# ગુર્જરી ગઝલને

'બાલ'ને મુખ બતાવી તું મસ્ત બનાવી રહી ગઈ;
'કાન્ત'ના ઉંબરે ચઢી રૂપ બતાવી રહી ગઈ.
તારી અસર લહેરો તણી જોઈ ઘટાઓ થનથન્યો;
મારા 'કલાપી' નેહ તું, નાચો નચાવી રહી ગઈ.
'ફાની', 'મલિક' ગર્વથી, ઓઢીને આજે સૂતા છે;
મલ્લિકા એના દિલની તું, ચાદર ચઢાવી રહી ગઈ.
ચાલે છે તારી ચાલ પર, 'શયદા'ના દિલમાં દાગ છે;
તારાં સુવાકયોની લચક, મુખડું બતાવી રહી ગઈ.
આજે 'અસર'ની આંખમાં, તારી અસર છે તરબતર;
શોખીથી આવનારી તું, પરદામાં આવી રહી ગઈ.
'વહુશી'ઓ તારા માર્ગમાં, તુજને 'અમીનો' ઝંખતા;
'આસી'–'ગની'ને શું કર્યું ! સાધુ બનાવી રહી ગઈ!
તું ઓ 'નસીમ'ની પ્રિયા ! મુગ્ધા બની 'સગીર'ની;
તેને હૃદય સમર્પિને, આને રડાવી રહી ગઈ
'મૂસા' રહે છે તૂરપર, વાચે છે તે 'કલીમ' શું ?
તારી નજરને શું થયું ! દિલમાં સમાવી રહી ગઈ !
જો ને 'નિસાર' થઈ ગયો, 'સીરતી' તારા દ્વાર પર;
ગુર્જરી વસ્ત્રો પહેરી તું, ભાન ભૂલાવી રહી ગઈ.
તારી નજરમાં 'સુન્દરમ', 'જોષિ'ઓ તુજ વિચારમાં;
લપકા નજરથી આવી તું, ઘૂંઘટ ફગાવી રહી ગઈ.
સોંપી ખુદાને બાળકો, પોઝયા કરે મુશાયરા;
'બેકાર'ને તું દામમાં લાવી, ફસાવી રહી ગઈ.
સ્વર્ગની અપ્સરા સમી, આવી તું મારા આંગણે;
દૈયું ઉડાવી લઈ ગઈ ! આંખો બતાવી રહી ગઈ.

'ગુમનામ'

# મહાગુજરાતનો મુનાઝિમો

## (એક સફળ નવિન પ્રયોગ)

મહાગુજરાત ગઝલ મંડળનો ગેર તરહી (સ્વતંત્ર કૃતિઓનો) મુનાઝિમો તા. ૫-૫-૪૬ની સાંજે નગીનચંદ હોલમાં જાણીતા હાસ્ય સમ્રાટ શ્રીયુત જ્યોતિન્દ્ર દવેના અધ્યક્ષપદે થયો હતો. અનિવાર્ય સંજોગોને કારણે શ્રી કરસન માણેક-'વૈશંપાયન' નહીં આવી શકવાથી મુનાઝિમાની ઉદ્‌ઘાટન ક્રિયા ગઝલ સમ્રાટ 'શયદા' સાહેબે કરી હતી.

શરૂઆતમાં ભાઇ એકારે બહારથી આવેલી "સાબિર" "ગુમનામ", "ઇમામ", "બિસ્મિલ", વિ.ની કૃતિઓ રજુ કરી હતી. ઉપરાંત ભાઇ "રસિક", "બેદાદ", "નઇમ", વિ. પણ હાજર હતા. પહેલું કાવ્ય શ્રી. 'અનીશે' વાંચ્યા પછી. સુરત લૉ કૉલેજના વિખ્યાત કવિ પ્રો. ચીમનલાલ વ્યાસે "નર્મદ સાથે વાતચીત" નામનું કાવ્ય સંભળાવી સભામાં પ્રથમ હવા જમાવી હતી. તે પછી ભાઇ 'અનિશે'- "કવિ હું કાવ્ય રચ્યા છું કવિતા છે જીવન મારૂં" કાવ્ય રજુ કરી શ્રોતાઓ પર બરાબર પકડ જમાવી હતી ત્યાર બાદ ભાઇ 'સરિતા'એ ઉભા થઈ નવીન શૈલીનું "રેટક્ષીન" પર લખાયેલું જોરદાર કાવ્ય વાંચી સંભળાવ્યું હતું. અને પછી નવસારીથી આવેલા શ્રી. રણછોડલાલ વ્યાસે 'હિન્દુ મુસ્લિમ એકતા' પરનું કાવ્ય રજુ કર્યું હતું. અને તડકેશ્વરવાળા ભાઇ 'ફારૂકી'એ "આ જગતમાં છે ખુદા માનું નહીં" એ પંક્તિ પરનાં ત્રુટકથી શરૂ કરી કેટલાક વધુ ત્રુટકો સંભળાવ્યા હતા. ત્યાર બાદ તડકેશ્વરને મશહૂર કરનાર "સર્વરંગી કવિ" મૂસા બના-"એ હા, આવ ભાઇ હિંદુ"વાળી કૃતિ રજુ કરી હતી. એગના પછી વૃધ્ધ ગઝલકાર શ્રી 'પવાર' સુંદર ગઝલ સાથે હાજર થયા હતા. ત્યાર બાદ પચ પદી ગીત "ઉડી દર તરફ જો વતનની પુકાર" જોશીલી બાનીમાં ભાઈ 'હસ્રી' રાંદેરીએ સંભળાવ્યું હતું. પછી છેક પોરબંદર પાસેના રાણાવાવથી મુશાયરા માટે ખાસ પધારેલા 'નયન કાવ્યમાળા'ના કર્તા ભાઇ 'નયને' એક સુંદર ગઝલ રજુ કરી હતી. ત્યાર પછી જાણીતાં કવિયત્રી શ્રીમતી જ્યોત્સનાબ્હેન શુકલે 'એકલી એકાકીની'વાળું વિધવા જીવન પર પ્રકાશ પાડતું કાવ્ય સંભળાવી સભાને શોકમગ્ન કરી દીધી હતી. વાતાવરણનો રંગપલટો કરવા ભાઈ 'બેકારે' "અલીબાબા અને ચાલીસ ચોર" નામનું રાજદ્વારી વાતાવરણ પર કટાક્ષ કરતા કાવ્યથી સભાની લાગણી ફરી સગતોલ કરી હતી. વચ્ચે વચ્ચે શ્રી જ્યોતિન્દ્ર દવે દરેક કવિ બોલવા ઉભા થતા ત્યારે રમુજી ટીપ્પણ કરતા. શ્રીજ્યોતીન્દ્રે કહ્યું કે 'બેકાર'ના કહેવા પ્રમાણે તો આખી દુન્યાજ ચોર છે જેમાં આપણે બધાં પણ સ્વભાવિક રીતે આવી ગયા। ખુબીની વાત તો એ હતી કે ભાઈ 'બેકારે' કહ્યું કે મારી ફાઉન્ટન પેન ચોરાઈ જવાથી મને ચોરી પરના કાવ્યની સ્ફુરણા થઇ. ભાઇ ઇશ્વરલાલ વિમાવાળાની 'ફાઉન્ટન પેન' ગુમ થઇ હોવાથી એમણે "ફાઉન્ટન પેન ચોરાણી"નો રાસડો ગાયો હતો તે પછી ભાઈ 'ગની'એ એમના સુરીલા કંઠે; "તેને હું ,માનીશ સાચો કવિ,"વાળું ગીત રજુ કર્યું હતું. ભાઇ 'ગની' પછી નખશીખ હાસ્ય રસના કવિ ભાઇ

સોનેટના કર્તાઓ ગઝલકાર ન થઇ જાય?  
ફિકર તો ગિરા ગુર્જરી ગુલઝાર ન થઇ જાય!  
પાટણના પટોળામાં ભરી ગએ શિરાઝી;  
આ 'જોતિ'ઓને 'શાઇરિ'ઓ મયખ્વાર ન થઇ જાય.  
'સાબિર'

'આસી' આવ્યા અને સભામાં કટાક્ષ અને હાસ્યની રસછોળો ઉડાડી સભાજનો મિનીટો સુધી હસતાં રહયાં. અને એવામાં પ્રમુખ શ્રીએ ભાઇ 'અમીન' આઝાદ ને ઉભા કર્યા એમણે 'પરિવર્તન' અને 'ગુલામોને બનાવી ગઇ. દિવાળી' પરના ટુકડો રજુ કર્યો; ત્યાર બાદ જાણીતા વિવેચક અને ધરખમ કવિ ભાઇ 'નિસાર-શેખઅલી'નું નામ રજુ થયું, તેમણે પોતાના રંગથી જુદાજ રંગનું 'રીક્ષાવાળા' પર લખાયેલું આજની અત્યાચારી, માનવતા વિહોણી વિષમ સમાજ-રચના પર વેધક પ્રહાર કરતું, પ્રગતિશીલ કાવ્ય સંભળાવ્યું હતું. એ કાવ્યને આખી સભાએ વધાવી લીધું હતું.

પ્રમુખશ્રીએ એ કાવ્યને ભરપુર દાદ આપી હતી અને એ કાવ્યની આંગ્લ કવિ વર્ડસ-વર્થના સોનેટ સાથે સરખામણી કરી હતી.

ત્યાર પછી ગુજરાતના 'નૂર' નારવી 'શયદા' સાહેબે 'વિધવા અને ઘંટી' નામની નઝમ અને 'એ સ્વપ્નું ગયું એ સાર ગયો' વાળુ ગીત સંભળાવી ખુબજ થાકેલા હોવાથી બેસી જવા ઇચ્છતા હતા, પણ સુરતના કાવ્ય રસિક સભા-જનો, 'શયદા' સાહેબને બેસી જવા દે એમ ન હતા. સભાને ડોલાવે એવું એક વિશેષ કાવ્ય રજુ કર્યું હતું. છેવટે સમય ખુબ વિતી ગયો હોવાથી સમાપ્ત કરતાં પ્રમુખશ્રી જ્યોતિન્દ્ર દવેએ એમની અનોખી રમુજ વેરતી બાનીમાં ગઝલ પર સુંદર વિવેચન કર્યું હતું કે:—

'ગઝલ બધા રસને સમાવી શકે છે અને મુશાયરામાં આપણને જાતજાતની રંગબેરંગી બાનીઓ મળે છે; જે આવી વિકટ પરિસ્થિતિમાં "કલ્પનાનો આનંદ" આવે છે અને કંઇ નહીં તો "આનંદની કલ્પના" તો જરૂર કરાવી શકે. છે. સુરતમાં આવા મુશાયરાઓ યોજવા માટે મંડળના કાર્યકર્તાઓ અને સુરતની સાહિત્ય રસિક જનતાને ધન્યવાદ આપ્યા હતા અને ત્યાર બાદ જ. બેકારે મંડળ તરફથી શ્રી. જ્યોતિન્દ્ર દવે તથા જ. 'શયદા' સાહેબને ફૂલહાર કર્યા બાદ સભા વિસર્જન થઈ હતી.

## ઈંદ્રને મન ભાવવા લાગી

ગઝલ પંક્તિઓ જ્યારે ગુર્જરીમાં આવવા લાગી;
ચમન મ્હેકાવવા લાગી; ગુલો બ્હેકાવવા લાગી.
અમારા 'બાલ' મસ્તીમાં નિજાનંદ લૂટવા લાગ્યા:
ઘટાઓ ટીપે ટીપે ટપકીને, ભીંજાવવા લાગી.
હવે તો કાન્ત પણ દેખી ગયા, સોહામણી કાન્તિ:
કોઈની ઝુલ્ફ ઉંચી થઈને દિલ ઉલઝાવવા લાગી.
તપોવન તાપીના તિરે બનાવી નાખનારાઓ!
તમારી સાધનાઓ સાધૂઓ સર્જાવવા લાગી.
સનમના પગની રેખા જોષિઓ પણ દેખવા લાગ્યા:
અરે! કેડીઓ એની શાસ્ત્રીઓ લઇ આવવા લાગી.
હયો એના મંચ પર આજે જુઓ! જ્યોતિંદ્ર પણ આવ્યા;
અમારી અપસરા ખુદ ઇંદ્રને મન ભાવવા લાગી.
અમારા બાલપણના પ્રેમની એ યાદ છે 'સાબિર':
એ જ્યારે બોલતા શીખી, મને બોલાવવા લાગી.

—: "સાબિર." :—

# રંગ—આછા ને ઘેરા

### * માતૃગિરા *

(૧)

વસ્યો થોડા દિવસ જીવનના,
વિજન લોકના આવાસે,
પરજનમાં ફરતાં રહી ઉચરી,—
પરની વાણી— સહવાસે.
સુણી એક દિન માતૃગિરા તો—
આંખો ભીંજી ઉલ્લાસે !

### * આંસુમય જીવન *

(૨)

વહાલાઓનાં આગમ ટાણે,
વહાલાઓની વિદાય, આંખો—
શોકાશ્રુથી ભીંજવે,
જીવન છે આંસુમાં ડુબ્યું—
હૈયું આંસૂ ઉપરાવે,

### * કેવું લલિત જીવન ? *

(૩)

મેઘધનુના નભ વણકારે.
છાયા કેરી રમ્યકલા,
મેઘધનુના સાતે રંગો,
જાણે સુંદર કલ્પલતા !
કલ્પેલાં કેનાં ન હશે એ,
લલિત જીવનના દશ્ય બધાં.

### * માનવ જીવન *

(૪)

મેઘધનુના વિવિધ રંગનું,
નિરખું છું માનવ જીવન,
કોઇ ઝાંકે છે ક્યારે, તો—
ક્યારે કેનું ઉદ્દીપન,
રંગવિહોણું જીવન રહી જાઓ—
તો વિરમે રંગ બવન.

### * એકજ ઊર્મિ *

(૫)

કુંજો જૂદી, માટી જુદી,
નામો જૂદાં, જૂદાં ફૂલ,
રૂપો જૂદાં, રંગો જૂદાં.
સુરભિઓ અનેક અતૂલ,
જૂદાં પણ એનાં અંતરનાં,
ઊર્મિઓ એની બે—મૂલ.

### * સમમમાં એક જીવન *

(૬)

જીવન એક કુસુમ કમળશું,
અવનિસર માંહે ઊગે,.
એની દ્રષ્ટિ કેરાં શતદળ,
જીવનનાં શતદળ ઝંપે,
એક દ્રષ્ટિ એની લાધે જો—
એક જીવન એવું લાધે !

### * આંસૂ શું છે ? *

(૭)

આંસૂઓ અમૃત બિન્દૂઓ,
આંસૂઓ પાવક જવાળા,
શંખ છીપલાં આંસૂઓ,
આંસૂઓ મોતીની માળા,
આંસુમાં હૈયું ફૂલ શમું,
આંસુમાં દીપકની માળા.

—"નસીમ."—

# અહનફ બિન કૈસ

જનાબ મૌ. યુસુફ તનજવી

## ( અલહકીમુલ અસ્કરી )

અરબ અભણ હતો અજ્ઞાનતામાં હાથ પગ પટકી રહ્યો હતો. તેને કુર્આન શ. અર્પણ કરવામાં આવ્યું. જે ધરતી પર હતા એકાએક, આકાશમાં ઉડવા લાગ્યા. અંધકાર હતો. કેવો અંધકાર! પરંતુ પ્રકાશ આવ્યો, કેવો પ્રકાશ? જગમગી ઊઠ્યું, તે રેતાળ પ્રદેશનું રજેરજ. ચળકી ઊઠ્યો તે પથ્થર સ્થાનનો એક એક પથ્થર! એજ સપુત જેનું નામ મથાળાને શોભાવનાર છે. નામ તો કાંઈ બીજુજ હતુ કોઇ ઝહહાક બતાવે છે કોઇ સખીર. પણ પોતાની વાંકી ટાંગોના કારણે અહનફના નામથી પ્રચલિત થયા. નબવી યુગમાં મૌજૂદ હતા. કહે છે કે જ્યારે તેમના કુટુંબમાં આં હઝરત (સલ.)ની મુનાદી પોંહચી ત્યારે તેમણે ઇસ્લામ સ્વીકાર પર પોતાના માણસોને તૈયાર કર્યા. સૂરત શકલ પણ આશ્ચર્યજનક હતી. જેટલાં અંદર સદ્‌ગુણો હતા, ખુદાપાકની શાન બાહર તેટલીજ ખામી હતી એક આંખ નદારદ (કાંણા) હતા. સમરકંદના યુદ્ધમાં એક આંખ જતી રહી હતી. કદ નીચુ અને ઠીંગણું. શરીર બેડોળ. દાઢી આછી, ટાંગોની વાંકપણુને લઇને તો અહનફ કહેવડાવતા હતા. (એ પણ લખ્યું છે કે તેમના દાંત પર દાંત ચઢી ગયા હતા. દાઢી પણ કંઇક વાંકી હતી. ગાલના હાંડકાં ઉપસેલા, આંખો ધસેલી, માથું નાનું એક ટાંગનો અંગુઠો બીજી ટાંગના અંગુઠા સાથે ગળેલો) હઝરત ઉમરની ખિલાફતના જમાનામાં મદીના પોંહચ્યા પધાર્યા, તો ખલિફએ વક્તાથી વાટાઘાટ થઇ, જેનું ઉપરવટ એટલુ નિર્માલ્ય હતું પણ અંતરમાં એટલાજ સદ્‌ગુણો ભરેલાં જોઇને હઝરત ઉમર (રદી)થી ન રહેવાયું, બોલી ઉઠયા અહનફ! જોઇને તો મારા અંતરે તમોને હકીર ઝલીલ ખ્યાલ કર્યા હતા પરંતુ જ્યારે તમોએ ઝબાન ઉપાડી તો વિચાર આવ્યો કોઈ બનાવટી હગારો માલુમ છે વળી શૈલી અનોખી છે, પણ હવે તમારો ખરો પરિચય મને થઇ ગયો છે તમોને રોકીશ અને કસોટી લઇશ. કહે છે કે વરસ દિવસ રોકી રાખ્યા. વરસ દિવસ પછી બોલાવી સર્ટિફિકેટ અર્પણ કર્યું. સર્ટિફિકેટના શબ્દો આ હતા. "અહનફ સાંભળો! જનાબ રસૂલ (સલ)એ એવા વિદ્વાન મનુષ્યથી, જે બનાવટી જીવન ગાળે છે, સાવચેત રહેવાનો અમોને ઉપદેશ કર્યો હતો. હું તમારી પરીક્ષા કરી રહ્યો હતો. એટલા માટે તમને વરસ દિવસ રોકયા હવે જાવો! દયાળુ ખુદાનો આભાર માનો. મેં તમને સારી પેઠે તપાસી લીધા છે. તમારામાંથી જે કાંઇ પ્રગટી રહ્યું છે, તમારા અંતરમાં પણ તેજ છે, મને સપૂર્ણ શ્રદ્ધા છે કે તમો વાતચીતથી જે કાંઇ પુરવાર કરી રહ્યા છો, તમારા અંતરમાં પણ તેવુંજ હશે. અને કહે છે કે ફારૂકી સર્ટિફિકેટના મોખરાના આ શબ્દો પણ હતા "વલ્લાહુ ઇન્નહુ લસય્યેદા" અર્થાત 'ખુદાની કસમ આ મહાન પુરૂષ છે.' બસરાની છાવણીમાં ઘર બનાવી રહ્યા હતા આ વાંકી ટાંગ પર નીચું કદ આછી દાઢી. નાનું માથુની સાથે ઇસ્લામી સૈન્યને આગળ લઇ વધ્યા. અરબથી ચડ્યા કાબુલની સરહદ હિરાત સુધી પોંહચી શ્વાસ લીધો. હિરાતીઓએ સુલેહ કરી શહેર ખોલી આપ્યું કેટલાક કહે છે નહિ યુધ્ધથી ફેસલો થયો. કાંઇ પણ થયું હોય પાછા પલટયા તો તખારિસ્તાન, જાઝજાન, ફારયાબ, તાલીકાન બધાને કચડી નાખ્યા. દરેક જગ્યાએ ઇસ્લામનો ઝંડો ફરકાવ્યો. ખ્વારઝમ સુધી ચાલ્યા ગયા.

ઇસ્લામના પ્રખ્યાત જનરલોમાંથી છે. "તગમ્મદ તુંફલાહુ ભિ ગોફરાનિહિ" હઝરતની સંગત અને અન્ય મહાન સહાબાઓની સંગતમાં કુર્આન શરીફ શીખ્યું હતું. હિકમતના ઝરણાં દિલથી ફુટી નીકળ્યાં હતાં. જે કોઈ ઉચ્ચારતા લોકો મોઢે કરી લેતા હતા. જેવી રીતે પાઠ સંભળાવવામાં આવે છે એક બીજાને સંભળાવતા હતા. પોતે કહેતા હતા ખામોશી પણ કમાલ છે, પણ તેનો લાભ માત્ર ખામોશની ઝાત સુધીજ છે અને વાતચીત પણ કમાલ છે. એવો કમાલ જેથી અન્યો પણ લાભ ઉઠાવે છે. ઇસ્લામી અદબિયાતમાં તેમની કિંમતી વાણીનો ઢગ વળી ગયો છે. તેમાંથી અમુકનો ગુજરાતી અનુવાદ પેશ કરવામાં આવે છે.

(ઇબ્ને અસાકિર તારીખે દમિશ્ક)

મિત્રાચારી કર્યા પછી તેને તોડવી ખરાબ વસ્તુ છે. મહેરબાની પછી કોઈના પર જુલ્મ, પ્રેમ પછી અદાવત, એ સઘળી એકજ પ્રકારની વસ્તુ છે. દુષ્કર્મોથી સત્કર્મો પર અતિ દૃઢ રહેવું જોઈએ જેટલી ઉતાવળ દાનમાં કરો તેટલી ઉતાવળ બખીલાઈમાં ન કરો. દુન્યાથી યાદ રાખો બસ તમારો ભાગ તેજ છે જેને તમોએ પોતાના છેલ્લા ઠેકાણાની તૈયારીમાં લગાડયો, ખર્ચ કરવાની જગ્યાએ તમારૂં ધન ખર્ચ કરો. બીજાના ખાનગી વગર કારણે કેમ બનો. જે તમારા હકોની રક્ષા કરે તમારે પણ તેમના હકોનું ધ્યાન રાખવુ જોઈએ. અભયથી છેટા રહેવું, બાકકસમંદોના મેળાપથી ઓછું નથી. જુઠામાં પરાક્રમ નથી. હસદ કરનાર મિસ્કીનની તકદીરમાં રાહત નથી. બદઆખ્લાક માણુસ મોટાઈ પ્રાપ્ત કરી શકતો નથી. અહંકારીઓ માટે મિત્રાચારી ક્યાં! જે વસ્તુને લોકો ધિક્કારતા હોય તેને કરવા માટે આતુરતા દાખવનાર વિષે લોકો જો એવી વાતો કહે જેને તમો જાણતા પણ ન હોય તો આશ્ચર્ય ન કરવું જોઈએ મહાન પુરૂષ તેજ છે, જે દીનના મામલામાં ચોક્કસ હોય અને માલી મામલામાં અવિવેક લેખવામાં આવતો હોય. કે ધનને જ્યાં સુધી તમોએ રોકી રાખ્યુ છે ત્યાં સુધી તમો તેના માટે છો, પણ જ્યારે તેને ખરા માર્ગમાં ખર્ચ કર્યું તો હવે એ ધન તમારા માટે થયુ. સુખી જીવન માણવું હોય તો જે માણુસ તમારાથી માલી સ્થિતિમાં ઓછો હોય તેની સાથે જીવન ગાળવાનો પ્રયત્ન કરો. પોતાના સત્થીઓને સંબોધતા કહેતાઃ "ભાઈઓ! મારી સભામાં ખાવાપીવાની અને સ્ત્રીઓની વાત ઓછી કરો. મને તે માણુસથી અતિશય ચીડ છે જે માત્ર પોતાની શરમગાહ અને પેટના વખાણ હમેશા કરે છે.

ફરમાવતા હતાઃ-જે થઈ ગયું એ સ્વપ્ન હતુ, અને જે બાકી છે, તે માત્ર આશા ઉમંગ છે રાજકીય બાબતમાં પોતાના વિચારો નીચેના શબ્દોમાં દર્શાવતાઃ-લોકો પ્રશ્ન કરે છે કે તમો પબ્લિકમાં અતિ પ્રિય કેમ છો? બોલ્યા કે મારો ધ્યેય આ છે કે લોકો અગર જળને ખરાબ કહેવા લાગે તો હું તેનું પીવું છોડી દઉં. રાજ્ય વિષે કહેતા કે રાજ્યને એ અભિમાનમાં ન રહેવું જોઈએ કે પ્રજાની મોટી મોટી વાતો પર તેની નજર છે. જોઈએ કે નાની નાની વાતો પર પણ નજર રાખે. કેમકે નાની વાતોથી પણ કોઈ સમયે લાભ થાય છે. જેમકે મોટી વાતોથી રાજ્ય ઓપરવા નથી થઇ શકતું. રાજ્યનો રાજકીય પાયો નમ્ર વાત પર હોવો જોઈએ. પ્રજા સાથે નરમી, તેમની વાતો સાંભળવી અને તેમની જરૂરતો પર નજર રાખી પૂરી પાડવી એવું રાજ્ય પ્રજાની નજરમાં પ્રિય હોય છે. એ પણ કહેતા હતાઃ-જો રાજ્ય પોતાની તાકાતની અસર દેશ પર કાયમ કરવા ઇચ્છે, તો તેને જોઈએ

કે કરિમ અને કરમવાળાઓને વધાવી લે. અશક્તો પર દયા કરે અને પ્રજાનો જેમાં લાભ થાય એવી નિતિ ગ્રહણ કરે. પ્રકાશિત વસ્તુ છે કે રાજ્ય, રાજ્યના પ્રધાનોથી ચાલે છે. ફરમાવતા કેઃ—જ્યાં સુધી રાજ્યના પ્રધાનો મનુષ્ય જાતિની લાગણી, ભલાઇ અને સેવાનું કાર્ય અપનાવશે નહિ, પ્રજામાં પ્રિયતા પ્રાપ્ત થશે નહિ. પરંતુ પ્રેમ અને ભલાઇ માટે બે વસ્તુ અનિવાર્ય છે. ખરો મત અને દગા ફટકાથી બચે. કેમકે રાજ્યની કરણ બદનસી એજ છે કે સારા વિવેકી પ્રધાનો અને કાર્કિમોથી મહરૂમ રહે. એવા પ્રધાનો જે માત્ર ગપ્પાના ધણી હોય અને કામના ચોર હોય તો બસ તે રાજ્યનો ખુદા હાફિઝ.

જે લોકોને સદભાગ્યે સત્તા મળતી, હમેશા તેમને સંબોધતા કે પોતાની આગળની ટેવ અને હાલતને ભૂલશો નહિ. જો ભૂલશો તો ઝિલ્લત ઊઠાવશો. કોણ જાણે છે કે આ ઓધ્ધો કયારે છીનવાઇ જશે. અનુભવની એક વાત એ પણ કહેતા કે એવી વસ્તી જ્યાં કોઈ કાનૂની રાજ્ય ન સ્થપાય અને ન્યાય માટે જ્યાં અદાલતો અને ન્યાયાધિશો ન હોય, જરૂરતો માટે બજાર ન હોય, સદભાવિ રાજા ન હોય, ત્યાં વસવાટ ન કરવો જોઇએ. કહેતા કે મહાન થવા માટે ઝિલ્લત પર પણ સંજોગવસાત સબ્રની સખ્ત જરૂરત પડે છે નરમી મનુષ્ય માટે એક ખાસ અગત્યનું મદદરૂપી હથિયાર છે. પોતાની હાલત વર્ણવતી વેળા કહેતા કે સો માણસની સભામાં પણ હું રહું છું તો મારું અંતર એ ચાહે છે કે દરેકના દરજ્જા પ્રમાણે એવી વાત કરું કે જેનાથી સઘળાને ખુશી થાય. પોતાની ટેવ બતાવતા કે ઊઠવા પછી મેં કોઇની બદગોઇ કરી નથી. કરતા જો તેમનો શત્રુ હોય તો કહેતા છોડી દો તેને પોતાની રોજી પુરી કરવા દો.

"અગર દુશ્માન ન સાઝદ બાતુ એ દોસ્ત,
તોરા શાયદ કે બા દુશ્મન બિસાઝદ.

વગરનહ ચંદ રોઝે સબ્ર ફરમાં,
ન ઉ માનદ ન તૂ નેય દૂશ્રે રાઝી."

અહનફ કહેતા કે જ્યારે તમારી પાસે કોઇ માફી માગવા આવે તો જોઇએ કે હસતે મુખે તેનાથી મળે. તેમની વાણી હતી કે અભિમાનીઓને આશા વ્યક્ત ન કરવી જોઇએ કે તેમને મોટાઇ મળશે અને લોકો તેના વખાણ કરશે. એક ગામડીઓ કુટુંબ અડી રહ્યો હતો કે પોતાના કુટુંબના મકતૂલના બદલે કાતિલ કુટુંબમાંથી એકને બદલે બેનું ખુન લેવામાં આવે. અહનફ આવ્યા અને બોલ્યાઃ સાંભળો ભાઇઓ, એ કાનૂન ન ખુદાનો છે અને ન તેના રસૂલ (સલ)નો અને ન કોઇ કુટુંબનો રિવાજ છે. અગર આજે તમો એવું કરશો તો કાલે તમો પણ એકના બદલે બે આપવા તૈયાર રહો. ઉપરાંત જે વાતને આજે તમોએ પોતાના માટે પસંદ કરી છે, બીજાઓ પણ કાલે તમારાથી એજ માંગશે. એ સાંભળી લોકો શરઇ કાનૂન પ્રમાણે રાજી થયા. કહે છેઃ કે એક માણસ અહનફને ગાળો આપી રહ્યો હતો; પરંતુ અહનફ ખામોશ હતા. પણ તે હતો કે તેની ઝબાન બંધ થતીજ ન હતી. જ્યારે અહનફના તરફથી કાંઇ જવાબ ન મળ્યો ત્યારે બખાળા મારવા લાગ્યો. જુઓ એ મને એટલો ઝલીલ સમજે છે કે મારી ગાળોનો ઉત્તર આપવો પણ જરૂરી સમજતો નથી. એમ કહી ચુપ થઈ ગયો. લોકોએ તેમને કહ્યું કે આપ ઘણાજ સબ્ર કરનાર છો. બોલ્યાઃ કે સબ્ર અને બેચેની એ બન્ને હાલતોમાંથી બેસબ્રી અને બેચેની મને વધારે ખરાબ જણાય

છે. જેથી સબ્રને અપનાવ્યો એક વખતે લોકોએ કહ્યું કે આપ ઘણાજ હલીમ અને નરમ છો બોલ્યાઃ-નહિ ભાઇ મુતહાલીમ છું અર્થાત બળ-જબરીથી નરમ બનવાની કોશિશ કરૂં છું કેમકે ભનાઇ ગોગાંજ છે. ઘણાંજ પરહેઝગાર હતા. લખ્યું છે કે ઇરાનના યુદ્ધમાં એક વખતે રાત્રે ગુસલની હાજત થઇ. પાણી બરફની નીચે હતું. કોઇને જગાડયા નહિ બોલ્યા ઉઠયા બરફ તોડી સ્નાન કર્યું. માર્ગમાં અંધારાના કારણે કાંટા પર પગ પડી ગયો હતો જેથી લોહી નીકળી રહ્યું હતું. લોકોએ કારણ પુછ્યું ત્યારે બતાવ્યું. એમના વાલીજાની દાઢ દુઃખવા લાગી તો રડવા લાગ્યા. જોઇને બોલ્યા વીસ વરસ થયાં મારી એક આંખ જતી રહી પણ કોઇથી મેં શિકાયત નથી કરી. કુર્આન શ૦ હમેશા પઢતા રહેતા હતા. છુત અને ગિજવમાં હમેશાં દુઆ પર શ્રદ્ધા ધરાવતા હતા એક સમયે કોઇ મસઅલા પર ચર્ચા થઇ રહી હતી. આહનફનો મત હઝરત મુઆવિયહ (રદી.)ના વિરુધ્ધ હતો. હઝરત મુઆવિયહએ કહ્યું: અહનફ તમો કેમ નથી બોલતા ? કહ્યું કે જુઠું બોલું તો અલ્લાહ નારાઝ થાય છે. સત્ય કહું તો તમો નારાઝ થાઓ; એથી સારૂં એજ છે કે ચુપ રહું.

મુસઅબ બિન ઝુબૈરની ગવર્નરીનો જમાનો હતો. ત્યારે અહનફનું મૃત્યુ થયું. લખ્યું છે કે મુસઅબ તલ્વાર લટકાવેલી રાખી જનાઝાની આગળ આગળ આ કહેતા જતા હતા. "આજે અંજામંળીના અને દાનિશમંદીનો ખાતમો થઇ ગયો." સને હિ ૬૯ અથવા સને હિ. ૬૨માં અવસાન થયું. (ઇતિહાસકારોનો સનમાં મતભેદ છે) હઝરત અ. રેહમાન બિન ઉમારા જે કબ્રમાં ઉતર્યા હતા. કહેતા હતા કે જ્યારે અમો માટી કબ્રપર બરાબર કરી રહ્યા હતા તો મેં જોયું કે તેમની કબ્ર મારી નજર પોંહચે ત્યાં સુધી પહોળી થઇ ગઇ.

આ હતી, - એક દૂર પડેલાં ગામડાની રીતરત જેની કુર્આન શ. એ ચણતર કરી હતી, હમણાં પણ તેમાં તેજ વાત છે. અનુભવ બનાવશે કે માનવજાતિની દિમાગી માનિકતી ઇરશાદ જેવી કુર્આન શ. થી થાય છે, બીજા કોઇ કસાગર્થી બનવા જોગ નથી. કેવું સુંદર કહ્યું છે, હાફિઝે:—

"તાલિબે લઅલ વ ગૌહર નિસ્ત વગરના ખુરશીદ
હમ ચુનાં દર અમલે મઅદનો કાન અસ્ત કેહબુદ."

સંપુર્ણ



અતિ મોડી પ્રાપ્ત થાય એવી વસ્તુ માત્ર એકજ છે, અને તે સચો-મિત્ર. અન્ય એકંદર વસ્તુઓની પ્રાપ્તિ કદાચ સરળ હોઈ શકે, પણ કપરા સંજોગોમાં સાચો માર્ગ દાખવનાર મિત્ર કદાચ નયે મળે એ સંભવિત છે.

---

લખનારાઓ અને બોલનારાઓને વર્તનની કસોટીએ કસવામાં આવે, તો તેમાંના ઘણા ખરાઓનાં જીવન તેમનાં જાહેર જીવન કરતાં નિરાળાં અને તિરસ્કાર ઉત્પન્ન કરાવે તેવાં હોય છે. બધાય કવિઓ અને લેખકો રચે છે કે લખે છે, તેવા પોતે હોતા નથી. લખવા કે બોલવા પ્રમાણેજ વર્તનારાઓ શોધ્યાએ જડે તેમ નથી.

---

# FAREWELL

Flow down cold revulet to the sea,
Thy tribute wave deliver;
No more by thee my steps shall be
For ever and for ever.

Flow, softly flow, by lawn & lea,
A revulet, then a river;
Nowhere by thee my steps shall be
For ever and for ever.

But here will sigh thine older-tree,
And here thine asken shiver;
And here by thee will have the ber
For ever and for ever.

A thousand suns will stream on thee
A thousand moons will quiver;
But not by thee my steps shall be
For ever and for ever.

— Alfred Tennyson

[ કવિના ઘર પાસે થઈને એક નાનકડું ઝરણું વહે છે. ઘર છોડતી વેળા તેને ઉદ્દેશીને આ કાવ્ય લખાયું છે. ]

# વિદાય–ગીત*

વહી જા ઓ ઝરણું! નાના, સમુદ્રની ભણી ધીમે,
શીતળ પાણીની તારે અર્પવી છે ખંડણી તેને;
વહેતું આમ રહેશે તું અટલ કો' નિશ્ચયે સાથે,
નહીં થાએ ફરી કીન્તુ અહિંયા આગમન મારું,
સદા માટે સદા માટે.

અહા! કો' દી ઝરણમાંથી નદી મોટી તું પણ થાશે,
પછી તારો મહિમા પણ અનેરો તો વધી જાશે;
ખબર કોને હજુ પણ રમ્ય સૃષ્ટિ સર્જવાનું તું,
ફરી કીન્તુ નહીં થાએ અહિંયા આગમન મારું,
સદા માટે સદા માટે

અહીં તારા કિનારા પર વૃક્ષો મોટા અને નાના,
પ્રતિબીંબો સદા તુજ નીરમાં નીજના નીરખનાના;
અહીં મધમાંખના પણ ગણગણાટો તટ ગુંજવવાના,
નહીં થાએ ફરી કિન્તુ અહિંયા આગમન મારું,
સદા માટે સદા માટે.

હજારો ચંદ્રમાઓ નીર પર તારા ઝળકવાના,
હજારો સૂર્ય પણ પાણી ઉપર તારા ઝળકવાના;
બન્નેને એ કિરણની મીજ રહે તું માણતું હંમેશ,
ફરી કીન્તુ નહી થાએ અહિયા આગમન મારું,
સદા માટે સદા માટે.

—ફખરુદ્દીન એ. એચ.

* સ્હેજ ફેરફાર સાથે.

# કચડાતી ઊર્મિઓ

લેખક :–"ઇજન" ધોરાજવી.

(ક)

"આરઝૂભૈયા, અભિનંદન, મુબારકબાદ!"

"શાના અભિનદન? શેની મુબારકબાદ?" આરઝૂએ આનંદાશ્ચર્ય ઉચ્ચાર્યું:

"રહેવા દેને, બનાવવું? જાણે કેમ કઇ જાણુતોજ ન હોય?"–અરમાને કહ્યું;

"પણ છે શું? શી વાત છે? કંઇ કહે તો ખબર પડેને!" મંદ-મંદ હાસ્ય રેલાવતાં આરઝૂએ પ્રશ્ન કર્યો;

"તને ખબરજ નથી? તો–જાણી લે કે તારા લગ્ન......!" "એટલે......?"

"જીવન ધન્યતાનો ઉત્સવ......!" અરમાનનું બોલવું પુરૂં થાય, એના શબ્દો કંઇ આગળ વધે, તે પહેલા તો બે હોઠો વચ્ચે દબાવી રાખેલુ આરઝૂનું હાસ્ય છૂટી ગયુ, ને એ મુક્ત હૈયે હસી પડયો, "આખરે બનાવ્યોને તેં?" "બનવું ને બનાવવુ. બન્નેમાં મઝા છે, રસીકતા છે;"

"ત્યારે તો આજે એ રસીકતા ખૂબજ ખીલી ઉઠી લાગે છે? મને બનાવીને તો હૃદયની હર્ષમયતા ઉન્માદિની થઇ ઉઠી હશે કાં!" અરમાને કહ્યુ; "બસ સહેજ વાતમાં નારાઝ થઇ ગયો કે? અરે, પાગલ આજે હું ખુશી છું, મારા હૃદયની હર્ષમયતા કંઇ ભાન વિહોણી શી થઇ ગઇ છે એના ઉન્માદમાં કંઈ કહેવાય ગયું, અરમાન ભૈયા, એની તું ક્ષમા ન કરે?" આજિઝી ભર્યા સ્વરે આરઝૂએ સ્પષ્ટતા કરી;

"ક્ષમા છે, ભાઇ તને?"–અરમાને કહ્યું;

ને બન્ને મિત્રો હસી પડ્યા;

(ચ)

સાહિત્યની ભાવનાઓને પોષતા, ને શાઇરીના પ્રવાહમાં વહી, કાફિયા રદીફની સાથે રમત રમતા આ ઉભય મિત્રો, એક ધ્યેયી હતા, બન્ને ભાવના ઘેલા કવિ હૃદયી હતા, આજ કારણે બન્નેની મૈત્રીએ ગાઢ સ્વરૂપ લઇ, ઉભય ને જિગરજાન બિરાદર બનાવી દીધા હતા,

સવારે બન્ને એક હોટલમાં ભેગા થયા ત્યારે પરસ્પર ઘણીવાર સુધી ગઝલ સાહિત્યની ચર્ચા કરી, સાંજ સુધી એક પંક્તિ પર ગઝલો તૈયાર કરવાનુ નક્કી કરી છુટા પડયા હતા;

અરમાને સાંજ પહેલા ગઝલ તૈયાર કરી લીધી જેથી આરઝૂને સંભળાવ્યા વિના એનું હૈયું શાન્ત બને એમ ન હતું!

"આરઝૂએ ગઝલ તૈયાર કરી લીધી હશે! કેવી હશે?" હૃદયમાં ઘડી ઘડી જાગૃત થતી વિમાસણથી વ્યાકૂળ બનેલા અરમાનની સ્થિતી અત્યારે અકથ્ય હતી, છતાં સાંજ પહેલાં આરઝૂના ઘરે નહીં જવાનો નિશ્ચય કરી એ ઘરેજ રોકાઇ રહ્યો હતો;

સાંજે પ્રફુલ્લિત હૈયે આરઝૂને ઘરે ગયો ત્યારે આરઝૂ ઘરની બહાર નીકળી ગયો હતો, આ જાણી એને ખૂબજ આઘાત થયો. અત્યાર સુધી પોતે ઘરે રોકાઇ રહ્યો હતો એ માટે એને પશ્ચાતાપ થયો, ગઝલ સંભળાવવાની ઉત્સુકતા, નિષ્ફળતાના તીર વડે વીંધાઇને તડપી ગઇ;

પીઠ ફેરવી, પાછો ફરવા કદમ ઉપાડતો હતો, ત્યાં તો ઘરના દ્વારે વચ્ચે ઉભેલાં આરઝૂના મોટાભાઇ સઇદએ આરઝૂના લગ્નની, આજે નક્કી થએલી તારીખની વાત કરી, આ જાણી અરમાને કહ્યું:–"ત્યારે તો હવે આરઝૂ ભાઇ થોડા દિવસમાં વરરાજા થઇ, ગૃહસંસારી થઇ જશે કાં! સઇદભાઇ એને કંઇ જવાબ આપે ત્યાં એમની વાતચીતને સાંભળી આરઝૂના

માતુશ્રી અંદરથી આવતાંની સાથે ધડાકો કરતાં કહ્યું:-"અરમાન બેટા, ટુંક ટાઈમ દરમ્યાન તારાં શીરે એ સેહરો બંધાઈ જશે હો, ફિકર કરીશ મા, થોડા દિવસો પહેલાં અહીં તારા બા આવ્યાં હતાં ત્યારે કહેતાં હતાં કે અરમાનના લગ્ન પણ આ ચોમાસે ઉકેલી નાખીશ... !"

અરમાન શરમાઈ ગયો, કંઈ વધુ સાંભળ્યા કે જવાબ આપ્યા વિનાજ એ જતો રહ્યો.

આરઝૂ જ્યારે બજારમાં ભેગો થયો ત્યારે એને ગઝલ તૈયાર કરી લીધાની વાત કરવાને બદલે લગ્નના અભિનંદન આપ્યાં, આરઝૂ અંજાણ બની એને ફુડાવીને બનાવ્યો જે ઉપર્યુક્ત વાર્તાલાપમાં આપણે જોઈ ગયા;

બન્ને મિત્રો હસતાં, હસતાં, એક પબ્લીક ગાર્ડનમાં આવી. શુન્ય સ્થળ શોધી, એની હરીયાળી ઉપર બેઠા.

થોડાક સમય માટે મૌન જાળવ્યા પછી વાત કરવા અધીર બનેલાં આરઝૂ પ્રત્યે જોઈ અરમાને પ્રશ્ન કર્યો;

"તો હવે આપ શ્રીમાનના જીવનમાં સાચી કવિતાનો આનંદ રેલાશે કેમ?"

"કવિતા સાથે કલાનો પણ!" આરઝૂએ પુલકિત હૈયે મનોભાવને વ્યકત કરતાં કહ્યું.

"કવિતા પણ કલાનુંજ એક અંગ છે ને? એમાં તેં વિશેષ શું કહ્યું? શી ભૂલ સુધારી?" અરમાને સ્પષ્ટતા ઈચ્છી.

"ખરૂં છે, પણ મારો કહેવાનો આશય કંઈ જુદોજ છે, મારી જીવન સહચરીના શણગાર પાછળની ભાવનામાંએ કલાત્મક સ્વરૂપની ઝંખના છે."

"ત્યારે કહેને એ તારી જીવન સ્પર્શી ઝંખના કઈ છે?" અરમાને પૂછ્યું.

રમ્ય કલ્પનાની દુન્યામાં રમી આનંદથી ઘેલા ઘેલા બનેલા આરઝૂએ એની હૃદય ભાવનાને વ્યકત કરતાં કહ્યું:-

"દોસ્ત, મારી હૃદય ઉર્મિ, ને મારી કલા-ભાવનાના પ્રતિક સમી એ મારી અર્ધાંગી જેને હું મારી કલાની દેવી ગણી એનાં પર મારા હૃદયને ન્યોચ્છાવર કરીશ, એના મુલાયમ વાળની કાળી કાળી કેશલતા જે મારી કલા દ્રષ્ટિનું તેજ હશે, એના પર મારા પ્રેમ અને ભકિતની શ્રધ્ધા અંજલી ચઢાવતો રહીશ, મધમધતાં પુષ્પોનો પરાગ પાથરતી મનમોહક વેણી જેના એક એક પુષ્પમાં મારૂં હૃદય ગુંથાયુ હશે, એને મારી પિયાના ગુલ્ઝેદાર અંબોડા પર આરૂઢ બનાવી નિત્ય જીવન પ્રફુલ્લતાના લ્હાવ લૂંટતો રહીશ." "શુ વેણીની પ્રસન્નતા એજ તારી-કલાભાવના છે?" અરમાને માર્મિક કટાક્ષ કરતાં પૂછ્યું. "નહીં. વેણી એ માત્ર મારી કલાની શરૂઆત છે, ને મારી જીવન સહચરી એ એના વિકાસનું પાત્ર છે, રોજ નવી, નવી, તાઝા પુષ્પની વેણીઓ દ્વારા મારી પત્નિના દેહ લાલિત્યને કળામય બનાવી એમાંથીજ મારી કલા ભાવનાને ખિલવતો રહીશ." આરઝૂએ કહ્યું. "સરસ, સુંદર વિચાર છે" અરમાને કહ્યું:

થોડીકવારના મૌન પછી પુનઃ અરમાને કહ્યું: "આરઝુ ભૈયા, મારે હૈયે આવીજ કંઇ રસીકતાની કલા ઉર્મિ રમી રહી છે, મારી અંતર ઇચ્છા છે કે મારી પત્નિને હું પણ કલાની સાધિકા બનાવવાનું નહીં વિસરૂં! પત્નિને પત્ર લખવાનો પ્રસંગ પ્રાપ્ત થતો રહેશે ત્યારે એને હું કલા સુચક એવા હેતુ લક્ષી ચિત્રો સાથેજ પત્ર લખી કલાની ભાવનાને જીવનમાં વણી લઇશ."

"ખૂબ! એ પણ કલાત્મક કલ્પના છે, તારી કલા ભાવના ફળીભૂત થઇને રહો." આરઝૂએ કહ્યું.

સાંજને આસ્તે આસ્તે અંધારી રાતમાં પરિભ્રમતી જોઈ, બન્ને જાગ્રુ ઉઠ્યાં.

( ડા )

જીવનની ધન્યતા સમો એ સુવર્ણ દિવસ પણ આવી પ્હોંચ્યો. પ્રભુતાની પૂન્ય ભૂમીમાં પગલાં પાડી, પ્રસન્ન હૈયે, હૃદય આરઝૂને મૂર્તસ્વરૂપે જીવનમાં જડી લેવા આરઝૂ ઉત્સુક થઇ ઉઠ્યો.

- ઝિન્દગીની પહેલી આકાંક્ષા, ને જીવનમાં એક લાંબા સમય થવાં ઘર કરેલી ઝંખનાને પુરી કરવા એ ઘેલો ઘેલો થઇ પુષ્પ વેચનારની દુકાન તરફ દોડી .ગયો

સૌરભના રસથાળ સમી. પુષ્પ પરાગથી લબ્ધ બનેલી, ઘણાં શ્રમ પછી. કળાત્મક રીતે ગુંથાએલી, એની કલા ભાવનાની પોષક એવી. એક નાઝુક વેણીને એના સુવાસિત રૂમાલમાં સંતાડી લીધી

આજે એના હર્ષની સીમા રહી ન હતી, એના ઉરના પ્રત્યેક ધબકારે જીવન પ્રફુલ્લતાનો ધ્વનિ ધબકી રહ્યો હતો.

સંયુકત જીવનની શ્રેષ્ઠતા કેટલી સુંદર હોય છે? દામ્પત્ય જીવનની શરૂઆત સાથેજ હૃદય કેટલી આલ્હાદતાનો આનંદ માણે છે ને? એ સ્વગતજ બબડી ગયો.

કંઈ મુંઝાતો, કંઇ શરમાતો, એ રાત્રિના મોડે મોડે ઘરે આવી પહોચ્યો.

શેરવાની પાછળ છુપાવેલી, વેણીની સૌરભને ઝીલતો, એ હળવે હળવે મેડીના પગથીયાં ચઢી ગયો.

( તી )

આજ હૈયાં કોઈના અથડાય છે..." લ્યો, -પ્રિયે...આ, આજની મારી એક અદના ભેટ." રૂમાલમાં કૈદ થઈ શેરવાની પાછળ સંતાએલી, સુવાસની શણી સમી વેણીને પત્નિ સન્મુખ ધરતાં આરઝૂએ કહ્યું.

સ્ત્રી સુલભ સ્વભાવને આધિન એવી પત્નિ પ્રત્યેથી પ્રત્યુત્તર ન મળ્યો; શરમના આધિપત્ય તળે દબાએલી એની વાચા જરાએ ન સળવળી, વાતાવરણમાં કેવળ શુન્કાર ફેલાયો.

આરઝૂ એ વેણીને મેજ ઉપર મૂકી, શેરવાનીને ઉતારતાં ધીમા સાદે કહ્યું.

"પ્રિયે...લ્યો, વરસો થયાં મારા હૃદયના એક ખૂણે સંઘરી રાખેલી હૃદય ભાવનાનીજ પાંદડી સમી આ સુંવાળી વસ્તુનો સ્વીકાર કરી, મારી કલ્પનામા વરસો થયાં લ્હેરાતા એ તમારા લાંબા લાંબા કેશ કલાપોના ગુચ્છ અંબોડા પર એને આરૂઢ બનાવી, મારા હૃદયમાં પ્રગટી ઉઠેલી કલાની પ્રેમળ જ્યોતને તેજસ્વી સ્વરૂપે ઝળહળાવી દ્યો. પ્રિયે......!"

"મારા હૃદયની ચિર-આરાધ્ય દેવી! લજ્જાએ આપને પરવશ બનાવી દીધી છે, એટલેજ મારી આજ્ઞા ઝીલાતી નથી કાં! લાવો, એ લજ્જાને હું હમણાંજ દૂર કરી દઉં..." આરઝૂ અધીર થઇ ઉઠ્યો. હૃદયમાં ઉછાળા લેતી ઉર્મિઓ પ્રબળ વેગે ઉછળવા લાગી, પત્નિની છેક સમીપ જઇને કહ્યું:-

"પ્રાણેશ્વરી! લજ્જાને ત્યાગો! લો, આ વેણીનો ઉપહાર-કબૂલ કરો." વેણીને આગળ ધરતાં આરઝૂએ કહ્યું પણ લજ્જા શીલપત્નિ મૌનજ રહી

"શરમાવ છો!...તો લો હુંજ આપના અંબોડા પર એને બિરાજમાન બનાવી જીવન ધન્યતાનો લ્હાવ લુંટું.....!"

આમ કહી આરઝૂ શરમના બંધન સમા સાડીના પાલવને હળવેકથી દૂર કર્યો, ને વેણી પકડેલાં હાથને અંબોડા તરફ લઇ ગયો, પણ પળવારમાં તો વીંધાએલા શિકારની જેમ એની ઉર્મિ ઘવાઇ હોય એમ એનું હૈયું તડપી ગયું ને વેણી નીચે પડી ગઈ.

એણે કલ્પનામાં કલ્પેલી લાંબી લાંબી કેશલતાની જગ્યાએ એને ટુંકા ઘણાં ટુંકા, ને આંતરિક બીમારીથી ખરતાં ને ખરી પડતાં

બોબ્ડહેર જેવા ટુંકા વાળના એક ન્હાનાસા ફુગ્ગાનું દર્શન થયું.

એની જીવન ઝંખના પહેલાંજ ઘાએ ક્રૂર રીતે વીંધાઇ જાય, વેદનાથી થરથરી ગઇ...

એના મોંહ પર ખિન્નતાનું હાસ્ય ચમક્યું, પણ કોઇને શી ખબર પડે કે એના હાસ્યમાં શી સમસ્યા પડી છે ?

( ૩ ) —

એક દિવસ, અરમાનના પણ લગ્ન થઇ ગયાં.

નવવધુના રૂપ લાવણ્યની સહુ કોઇએ પ્રસંશા કરી, આશાની સૃષ્ટિમાં વિહરતો અરમાન પણ આનંદિત થયો.

પત્નિની-શીતળ છાયામાં ઉલ્લાસ માણતો ને રસમય જીવન વ્યતિત કરતો અરમાન અત્યારે સંપૂર્ણ રીતે સુખી હતો. છતાં હૃદયમાં ઉછળતી કલાની ઉર્મિને પ્રત્યક્ષ સ્વરૂપે જોવાની ઝંખના હજુ પુરી થઇ ન હતી.

હવે તો એની જીવન-સિતાર સાથે સંકળાએલી, એની આશા-સૃષ્ટિના ઝણઝણાટમાં એકજ-સાદ, એકજ અવાજને એકજ ધબકાર હતો, એ માત્ર એની કલાદ્રષ્ટિનો, ઉર્મિશીલ ભાવનાની સફળતાનો.

"ખુદા, મારા જીવન-સ્વપ્નને સફળ બનાવજે, મારા હૃદય ભાવોને, મારી કલા પ્રિયતાને પોષે એવી ઝલકે પ્રેરણા મારી જીવન સહચરીના દિલે પ્રગટાવી મારા જીવનને ધન્ય ધન્ય બનાવી દેજે.

આ હતી એની યાચના, એકજ અભ્યર્થના.

( ચાર )

ઘણાં દિવસના આનંદ પછી અરમાનના જીવનમાં પાછી આજે નિરસતા ને નિરતસ્પૃહતા આવીને ઉભી

આજની એકલતાથી એ અકળાઇ ઉઠ્યો. ને સ્વગત બબડવા લાગ્યો, "આ તે કેવી પ્રણાલિકા ! શબ્દ શાસ્ત્રીઓ પત્નિ માટે ઉપમાઓ શોધી એને સહધર્મિણી, અર્ધાંગી, જીવન-સહચરી, જીવન સંગીની, હૃદયેશ્વરી વગેરેની ભાવ વિશિષ્ટ ઉપમાઓ આપી એમને ક્યાંની ક્યાં ચઢાવી દીધી છે......"

"હજુ અલ્પ કાળ પણ થયો નથી ત્યાં આજ તો "જીવન સહચરી"ના વિરહની અપેક્ષા કરી શ્રીમતિજી જતાં રહ્યાં એમનાં માતૃગૃહે, મને એકલો અટુલો મૂકીને વિરહ વેદનામાં રીબાવવાં, તડપાવવા." "શું આ ન્યાય છે ?" ઘડીભર એ મંત્રમુગ્ધ બન્યો, હૃદય વેદના સાથે આત્મભાનમાં જાગૃતિ સ્ફુરી.

"તું કોણ ?" હૃદયએ પ્રશ્ન કર્યો. "જીવન સાથી કાં ?" અંતરાત્માએ પ્રત્યુત્તર વાળ્યો; "તે કેટલી હદ સુધીનું રક્ષણ કર્યું છે, તારી ભાવ વિશિષ્ટ ઉપમાનું ?"

"પુરુષ જાત, ગમે ત્યારે ગમે તે ઘડીએ, પત્નિને એકલી, અટુલી મૂકી વરસો સુધી પરદેશ ગમન કરે, છતાં એ કહેવાય એ જીવન સાથી !"

શબ્દાર્થની કેવી ક્રૂર મશ્કરી ?

એ હસી પડ્યો, હાસ્યના પડઘા રાત્રિના નિરવ વાતાવરણ વચ્ચે ગૂંજી ઉઠ્યાં.

એ વિચાર કરવા લાગ્યો, કલાની સાધિકા સમી એની પત્નિની રમણીય મૂર્તિ, એની આંખ સામે તરવરવા લાગી.

એ ઉઠ્યો, બારીની સામે ખુરશી નાખી, આકાશનું અવલોકન કરવામાં ઘડીભર તન્મય બન્યો.

કાળાં કાળાં વાદળોથી ઢંકાએલા આકાશને જોતાંજ વિરહોર્મિ ઉછળી પડી ને એ પત્નિને પત્ર લખવામાં પ્રવૃત્ત થયો.

કલા-ઊર્મિને વાસ્તવિક સ્વરૂપે ગઢી લેવા એણે "ચિત્ર-આલ્બમ"ને હાથમાં લીધું, થોડીક વારના અવલોકન પછી એ ચિત્રોની પસંદગી કરી; એક ચિત્ર મુસ્લિમ કેળવણીના પિતા **સર સૈયદ અહમદનું** ને બીજું ચિત્ર મુસ્લિમ હિંદના સર્વ-માન નેતા **મૌલાના મુહમ્મદઅલીનું;** આ બન્ને પાવક આત્માઓના ચિત્રોમાં એમના વિરલ વ્યક્તિત્વની છાયા ઝળકી રહી હતી. બન્ને આત્માઓની પ્રભાવશાળી મુખમુદ્રા એમની સુરેખ દાઢીઓના લીધે સંપૂર્ણપણે દેદિપ્યમાન દીસતી હતી.

મુસ્લિમ સંસ્કૃતિની શોભા સમી બન્ને છબીઓને જોતા અરમાનના હૈયે એ મુત્સદ્દી આત્માઓની સદ્દસ્મૃતિ તાઝી થઈ ઉઠી, ભાવપૂર્વકની આત્મિય તન્મયતા સાથે આ બન્ને ચિત્રોને પત્નિના પત્ર સાથે નાખી દીધા.

સવારે ચિત્રો સાથેનો પત્ર રવાના કરી, અરમાને આત્મ સંતોષ અનુભવ્યો.

( ૩ )

મેળાપની સુખદ ઘડીઓ પાછી આવી પહોંચી.

જેની ન્યુનતાએ અરમાનને આકુળ-વ્યાકુળ કરી દીધો હતો, એ એના જીવનની શીતળ છાયા સમી એની પત્નિ પાછી આજે એના ઘરે. આવી ગઈ.

સ્નિગ્ધ હર્ષથી છલકાતા હૈયે અરમાને એની પત્નિને પૂછ્યું:-

"મારો પત્ર તો મળ્યો હશે!"

"હા!" ટુંકો પ્રત્યુત્તર મળ્યો. "...ને સાથે પાઠવેલા બે ચિત્રો?" ઉત્સુક હૈયે અરમાને પૂછ્યું.

"એ પણ મળ્યાં હતાં!" પત્નિએ કહ્યું.

"ગમ્યાં કે?" અરમાને પૂછ્યું.

"એમાં શું હતું? પત્થરના પુતળાં જેવા એ બે દાઢીવાળાઓના ચિત્રોમાં શું જોવા જેવું હતું? આવા ચિત્રો શા માટે આપે મોકલ્યા હતાં? મારી મશકરી કરવા કાં!" શ્રીમતિજીએ અજ્ઞાનતાનું પોત પ્રકાશીત કર્યું.

"અરમાન શો જવાબ આપે!"

એ હસી પડ્યો, હૃદયની છુંદાતી, રગડાતી ઊર્મિઓની વેદનાથી પ્રેરાઈ ગયો.

એક ઉંડો શ્વાસ ખેંચી, તૂટેલાં હૈયે ખુરશીએ બેસતાં સ્વગતજ બોલી ગયો.

હજારો હસરતેં ઐસી હૈ,
જિસકા ખૂન હોતા હૈ.
બ્હોત અરમાન ઐસે હૈ,
જો દિલકે દિલમેં રહેતે હૈં.

(ખતમ)

—(x)—

આખાય જગતની અશાંતિનાં મૂળ સિદ્ધાંતોની અથડામણીમાં રહેલા છે. વ્યક્તિગત દરેક માનવીનાં સિધ્ધાંત એકસરખા નથી. પરસ્પર વિરોધી એવા સિદ્ધાંતોમાં માનનાર એક બીજાને પોતાનાં સિધ્ધાંતો મનાવવાની ફરજ પાડવાનાં જ્યારે મિથ્યા પ્રયત્નો કરે છે, ત્યારે તણખા ઝરે છે. અને એ તણખાજ સર્વત્ર અગ્નિ પ્રકટાવે છે. કોઇ પણ "ઇસ્લામ"નો આશ્રય લઈ આ જગતમાં ચિણગારીઓ ફેલાવનારા માનવ શત્રુઓથી આપણે ચેતતા રહીએ, એ અત્યંત આવશ્યક છે.

# માટી થઈ માટીથી ખેલે !

(૧)

કડ કડ ઠંડી સખ્ત સપાટા,
ઉષ્ણુ હવાના તેજ ઝપાટા,
વર્ષા અનગળ ધારા છાંટા,
સુસવતા વાયુ સુસવાટા,
આફતમાં કાયા હડસેલે,
માટી થઇ માટીથી ખેલે !

(૨)

માટી માંહે દાણા બોતો,
માટીમાં નિજ જીવન જોતો,
પળમાં હસતો ક્ષણમાં રોતો,
આમ ઝ એ આખો ભવ ખોતો,
દેહ પસીને રેલા રેલે,
માટી થઇ માટીથી ખેલે !

(૩)

જીવન જે માટીથી જોડે,
રાત દહાડો કાયા તોડે,
કકાફૂટમાં માથું ફોડે,
સમજે જીવન, જીવન-કોડે,
હૈયું સાગર થઇને હેલે,
માટી થઈ માટીથી ખેલે !

(૪)

ઠંડી વેઠે, તડકે તપતો,
છાનો જીવન-મંત્રો જપતો,
જીવન-સત્રો મૂંગાં રવતો,
જીવન જીવે મરતો મરતો,
અણુનમ રે'તો જીવન ખેલે,
માટી થઇ માટીથી ખેલે !

(૫)

જગમાં જે જગ-તાત ગણાતો,
પોષે પરને, રંક ભણાતો,
પરને પોષી જે હરખાતો,
'જીવન જીત્યો' કહી મલકાતો,
ચાલે મુંગો જીવન-ખેલે,
માટી થઈ માટીથી ખેલે !

(૬)

જીવન-પીડે સંકટ-ભારો,
'દેવા'નો જેના પર મારો,
વ્યાજે લેણાનો નવ આરો,
જીવે જે જીવન દુખીઆરો,
મળે નિરાશા મોડે વ્હેલે,
માટી થઇ માટીથી ખેલે !

(૭)

બાળકના મ્હોંમાંથી ઝૂંટી,
પત્નીના મુખમાંથી લૂંટી,
ઘરવખરીને વૈભવ ઝૂંટી,
મૂકે કણ ધરતીમાં ચૂંટી,
તપતો ક્રોધે ક્યારે ગેલે,
માટી થઇ માટીથી ખેલે !

(૮)

દાનવ થઇને લૂંટે રાજા,
શાવ ધનિકો લૂંટે તાજા,
સૌએ કસાથી તાજા માજા,
સંકટ એ પર મૂકે ગાજા,
સૌ એને ગુસ્સે હડસેલે,
માટી થઇ માટીથી ખેલે !

(૯)

એની સૃષ્ટિ કાળી કાળી,
ખેડો એ અરમાનો બાળી,
લૂટે સિફતે સૌ પંપાળી,
કેમ શકે આંસુડાં ખાળી?
જીવન-કિશ્તી તરતી મેલે,
માટી થઇ માટીથી ખેલે!

(૧૦)

સૂર્ય શશી જેના સંગાથી,
સંકટનો હંમેશાં સાથી,
જીવે એ જીવન આશાથી,
પાર ઉતરતો આફતમાંથી,
જીવે નવ મોટે બગડેલે,
માટી થઇ માટીથી ખેલે!

(૧૧)

ધરતીના ખોળે રમનારો,
માટીમાં જીવન રચનારો,
રાત દિવસ શ્રમથી મથનારો,
જગને નવજીવન દેનારો,
નવ જીવે એ મનડે મેલે,
માટી થઇ માટીથી ખેલે!

(૧૨)

જે જીવનને જીવી જાણે,
એક અનોખું જીવન માણે,
જીવે જીવન કોરે ભાણે,
એ જીવનને વિશ્વ વખાણે,
'નયન' અશ્રુએ મોતી રેલે,
માટી થઇ માટીથી ખેલે!

(૧૩)

ભૂથી ભાગ્ય નવું ઉપજાવે,
કણમાંથી કંચન નિપજાવે,
મુક્તા મોંઘા જગમાં લાવે,
વિશ્વ ખજાનાથી ઉભરાવે,
દુઃખના દિન હિંમતથી ઠેલે,
માટી થઇ માટીથી ખેલે!

(૧૪)

દાતા થઇ લૂંટાવી દે'તો,
પોતે રંક બનીને રે'તો,
મર્દ બની પડકારે રે'તો,
છતાં કોઇને કૈં ના' કે'તો
જગ-સમરે રણ શૂરો ખેલે,
માટી થઇ માટીથી ખેલે!

(૧૫)

મૃત્યુ સાથે રમત રમે છે,
દેહ સંકટે રોજ દમે છે,
વિપદ વસમી તોય ગમે છે,
હિંમત રાખી કષ્ટ ખમે છે,
અમૃત પાતો જીવન-વેલે,
'કૃષિકાર માટીથી ખેલે!

—'નયન.' [રાણાવાવ.]

# હકીમ અને હિકમત

જ૦ સાલેહ બકીલી સા૦

હકીમનો ખરો અર્થ "બુધ્ધિશાળી" અથવા "દાના" થાય છે. પરંતુ વિદ્વાનોની પરિભાષામાં આ શ્રેષ્ઠ લકબ તત્વજ્ઞાનીઓને માટે ખાસ છે; જે વસ્તુઓની હકીકત અને જગત રચનાની અસ્લીયતથી માહિતગાર હોય અને કુદરતના કાયદા અને કાર્યો ઉપર ચિંતન કરતો રહેતો હોય. થોડા સમય પછી "હકીમ" તે લોકોનો ખિતાબ થઇ ગયો, જે વૈદક વિદ્યામાં નિપૂણ હોય. ઇન્સાની આરોગ્યતાનું રક્ષણ કરવાની અને બીમારીઓનો નાશ કરવાની તદબીરો જાણતા અને બતાવતા હોય. આ ઇન્કિલાબ અરબી અને ફારસીમાંજ થયો નહિ બલ્કે યૂનાનીમાં પણ પહેલાં ફિલોસોફર હકીમ કહેવાતા હતા અને પાછળથી તબીબો અને ઇલાજ કરનારાઓને આ ખિતાબ પ્રાપ્ત થઇ ગયો.

યૂનાની (ગ્રીક) આ કળાને "ઇસ્તરવા" કહેતા હતા અને રોમનો "મેડીસી", જેના ઉપરથી અંગ્રેજી શબ્દ "મેડીસિન" બન્યો છે.

ઇતિહાસ યુગના આરંભથી તો નઝરે પડે છે કે બધીય કૌમોમાં આ કળા ધર્મગુરૂઓ સુધી સંકુચિત હતી. જંગલી કૌમોમાં આજે પણ તે કૌમના ધર્મગુરૂઓ પોતાના અનુયાયીઓના ઇલાજ કરનારા હોય છે. એવીજ હાલત પ્રાચીન મિસરીઓ અને બાબીલોનીયોની હતી, અને એવીજ સ્થિતિ યૂનાનીઓની પણ હતી.

પરંતુ યૂનાનીઓમાં આ કળા થોડાજ સમયમાં એક શ્રેષ્ઠ અને ઉંચા પ્રકારની વિદ્યા બની ગઇ. જે લોકો આ વિદ્યા સંપાદન કરતા તેમને દેશમાં ઘણો માન મરતબો મળતો. આજે પણ જગતના કેટલાક સંગ્રહસ્થાનોમાં કેટલાક એવા ચંદ્રકો મૌજૂદ છે, જેને યૂનાનીઓના પ્રાચીન સમયમાં એશિયા માઇનોરના શહેર સ્મર્ના વાસીઓએ કેટલાક એવા તબીબો માટે બનાવડયા હતા, જે જનતાનો ઇલાજ કરતા હતા અને આમ લોકોમાં મોટા નિપૂણ હકીમ તરીકે મશહૂર હતા,

ઇતિહાસના પાનાઓ ઉથલાવતાં જણાય છે કે તે દિવસોમાં આમ રિવાજ હતો કે યૂનાનીઓની રિયાસતો પોતાના ખાસ તબીબ રાખતી હતી. જેમને સાવજનિક ઉદારતાએ મોટા પગારો મળતા હતા. જેવી રીતે કે આરબોના અજ્ઞાનતાના યુગમાં અને ઇસ્લામ પછી પણ કેટલાએ કબીલાઓ પોતાના ખાસ તબીબ રાખતા હતા, જે તેજ કબીલા પ્રત્યે સંકળાયલા રહેતા. તે કબીલાઓને તેમની વૈદક નિપૂણતા માટે ગર્વ રહેતા અને અન્ય કબીલાના લોકો તે તબીબ અથવા હકીમને કારણે તે કબીલાની ઇજ્જત કરતા.

યૂનાનીઓ (ગ્રીકો) પછી રોમનોમાં પણ તિબ્બ-વૈદકની મોટી કદ્ર થવા લાગી. ઇતિહાસ ઉપરથી જણાય છે કે જુલીયસ કૈસરે અન્ય કોમો અને દેશોના તબીબોને, જે રોમમાં દવાખાના ધરાવતા હતા—ખાસ રોમન શેહરીઓના હકો અર્પણ કર્યા હતા. અગસ્ટસ કૈસરે એક ભયંકર બીમારીથી સાજા થવા પછી પોતાનો ઇલાજ કરનારા તબીબોને ઇપક* વર્ગમાં શામિલ કર્યા હતા. પછીથી વહાકાય=જરીહીની રોમનોમાં એટલી બધી ઉન્નતિ થઇ કે રોમન સામ્રાજ્યમાં જેટલા લશ્કરો હતા,

* ઇપક, રોમનોમાં માનવંતા યુદ્ધ વિશારદો અને અમીરોનો એક વર્ગ હતો. જેના મેમ્બરો માન અને મરતબામાં રાજ્યસભાના મેમ્બરો પછી સૌથી ઉંચા મનાતા હતા.

બપ્રાયમાં રિતસર સર્જન મૌજૂદ હતા. ઘણા લેખકો જેને તેઓ પોતાની તૈયાર કરેલી દવાઓ અને મર્હમોના વાસણો ઉપર લગાડતા હતા, યૂરપ અને ઈંગ્લાંડમાંથી મળી આવ્યા છે.

એની કંઇ પણ માહિતી મળતી નથી કે પ્રાચીન સમયમાં વૈદક વિદ્યાની તા'લીમ કેવી રીતે અપાતી હતી પરંતુ ઈસાઈ શહેન્શાહોના સમયમાં અમને એવું નઝરે પડે છે કે તબીબો ત્યારેજ ઈલાજ કરી શકતા હતા જ્યારે કે તેઓ કાબિલ અને પ્રખ્યાત હકીમને પોતાની કાબિલીયતની પરીક્ષા આપીને સફળ થઈ જાય. આરકીએટર અર્થાત તબીબોનો વડો, જે સલ્તનતનો અત્યંત વિશ્વાસુ તબીબ હોય, તેને એવો અધિકાર પ્રાપ્ત હતો કે ઉમીદવાર તબીબોની પરીક્ષા લે અને તેમને લાઇસન્સ અથવા સનદ આપે. જો કોઇ તબીબ સનદ મેળવ્યા વિના ઇલાજ કરવા લાગતો તો તેને ભારે દંડ કરવામાં આવતો હતો.

તબીબોના વડાનો ખિતાબ કહે છે કે સૌથી પહેલાં જાલીમ કૈસરોના તબીબ ઇન્દિરો-માખસને મળ્યો હતો. પ્રથમ તો એ માત્ર એક ખિતાબજ હતો. પરંતુ થોડા સમય પછી તે વૈદક વિદ્યાની એક ઉંચી ડીગ્રીનું નામ થઇ ગયું. જે માત્ર તબીબોના પરીક્ષકોનેજ આપવામાં આવતી હતી.

રોમન સામ્રાજ્યની પડતી પાછળ યૂરપ ઉપર અજ્ઞાનતા છવાઇ ગઈ. તેણે વૈદક વિદ્યાનો પણ તદ્દન નાશ કરી નાખ્યો. તે સમયે મસીહી દુન્યામાં તબીબો અને હકીમોનો મોટે ભાગે એવોજ દરજ્જો હશે જેવો હાલમાં હિન્દુસ્તાનમાં અમારા યૂનાની તબીબોનો છે દરેક તબીબ પોતાનો સ્થાન, પોતાની પાસે ઇલાજ કરાવનારાઓના દરજ્જા અને રૂત્બાને કારણે માન અને લાગવગ ધરાવે છે પરંતુ એ દિવસોમાં ઇલાજ કરનારા મોટે ભાગે પાદરીઓ અને રાહિબો (ત્યાગીઓ) હતા. આ સાથે આ વાત પણ વિચારવા જેવી છે કે મસીહી ધર્મગુરૂઓને લોહી વહાવવાની તદ્દન મનાઇ હતી, જેથી તેમણે વાઢકાપ વિદ્યા બિલ્કુલ પડતી મૂકી. ચીરવું-ફાડવું નીચા વર્ગનું કામ થઇ પડયું હતું. પરિણામે મધ્યકાળમાં 'જર્રોહી' (સર્જરી) લગભગ વિનાશને આરે પહોંચી ગઇ.

એજ ઝમાનામાં અરબોએ વિદ્યાઓ પ્રત્યે લક્ષ આપ્યું. જે લોકો વડે તેમણે વૈદક વિદ્યા પ્રાપ્ત કરી, તે એજ લોકો હતા, જેઓ જર્રોહી (વાઢકાપ) ને પોતાના દરજ્જાથી ઉતી અને એક ઝલીલ-નીચ કામ માનતા હતા. હિન્દુસ્તાનમાં આ કામ માત્ર હજામો સાથે સંબંધિત થઇ ગયો.

હિન્દુઓએ પણ પોતાના ઉન્નતિ યુગમાં વૈદક વિદ્યાની ઘણી પ્રગતિ કરી. તેમણે પોતાની શોધખોળો અને પોતાના પ્રકૃતી પ્રયોગો વડે અત્યંત ઉચ્ચ પ્રકારની અકસીર દવાઓ શોધી કાઢી, જે ઇન્સાની આરોગ્યતા માટે અનહદ લાભદાયક હતી. અરબોએ જેવી રીતે યહૂદી અને ઇસાઇઓ પાસેથી વિદ્યા મેળવી, તેવી રીતે હિન્દુઓને પણ ખિલાફતના દરબારોમાં બોલાવીને તેમના અનુભવોનો લાભ લીધો. પરંતુ અમને એની બિલ્કુલ માહિતી મળતી મળતી નથી કે હિન્દુસ્તાનના પ્રાચીન યુગમાં જર્રોહી (વાઢકાપ)ની શી હાલત હતી. સામાન્ય દ્રષ્ટિએ હિન્દુઓના વિદ્વાનો ઇસાઇઓ કરતાં પણ વિશેષ, લોહી વહાવવા અને મનુષ્ય શરીરને ચીરવા કાપવાની વિરૂદ્ધ હતા, જેથી તેમનામાં પણ જર્રોહીનું અસ્તિત્વ જણાતું નથી. એટલાજ માટે હિન્દુસ્તાનના વૈદોને જર્રોહીથી દૂર ભાગતા આપણે જોઇએ છીએ.

મુસલમાનોએ આરંભમાં જ્યારે વિદ્યા-કળાને અન્ય પ્રજાઓ પાસેથી પ્રાપ્ત કરી છે. એ નુકસાનો તેઓમાં ન હતા. ઘણા દિવસો સુધી તેઓમાં ન તો આબિદો અને ઝાહિદો તબીબોની પ્રતિસ્પર્ધા કરતા હતા, ન તો અનુભવી નુસ્ખાઓને મોહદ અને તકવાની પૂર્તિ દરપનામાં આવતા હતા અને ન તો તેમને જર્રાહીના કામથી અણગમો હતો. ખિલાફતના દરબારમાં અમે એવા સેંકડો તબીબોને જોઈએ છીએ જેઓ આલા દરજ્જાના તબીબ હતા તો સાથેજ અજોડ જર્રાહ પણ હતા. એ સિવાય અમે ઘણા સર્જનોને પણ જોઈએ છીએ જેઓ રૂત્બા અને દરજ્જામાં તબીબો અને હકીમોથી કમી ન હતા.

મુસલમાનોમાં તબીબો અને જર્રાહોમાં ભિન્નતા થઈ તેનું કારણ અમારા વિચાર પ્રમાણે માત્ર તેમના મસીહી ઉસ્તાદોનું અનુકરણ ન હતું બલ્કે દરબારોમાં બેસવા અને ઉંચા પ્રકારની હદ ને માનને કારણે તેઓમાં નફાસત અને સફાઈ એટલે દરજ્જે વધી ગઈ કે ઝખ્મોને ચીરીને લોહી અને પરૂમાં હાથો ખરડવાને તેઓ મકરૂહ સમજવા લાગ્યા. થોડા સમયમાં જેવી રિતે તેઓમાં જિહાદનો જુસ્સો ઓછો થઈ ગયો, તેવીજ રિતે જર્રાહીથી પણ નફરત વધી ગઈ.

પરંતુ તિબ્બ-વૈદક પ્રત્યે મુસલમાનોનું લક્ષ ગયું તો આ કળામાં તેમના પ્રયત્નો એટલા બધા વધી ગયા કે થોડીજ સદીઓમાં હજારો ગ્રંથ લખાઈ ગયા અને યૂનાનીઓનું વૈદકિય સાહિત્ય તેમના કારનામાઓની આગળ રજ માત્ર રહી ગયું. બીમારસ્તાન અને શિફાખાના (દવાખાના) જ્યાં જ્યાં મુસલમાનો હતા, કાયમ થઈ ગયા. ત્યાં નિષ્ણાત તબીબો અને નિપૂણ જર્રાહો બીમારોના ઇલાજ કરતા હતા. પૂર્વથી પશ્ચિમ સુધી દરેક સ્થળે કાબિલ તબીબો પ્રસરેલા હતા અને પૂર્વ અને પશ્ચિમના દરેક મદરસાઓમાં તિબ્બની ઉચી તઅલીમ અપાતી હતી.

મગરિબ (ટ્યુનિસ, મોરોક્કો વિ) અને સ્પેઇનના ઇસ્લામી તિબ્બી મદરસાઓમાં યુરપના લોકો આવી આવીને તઅલીમ લેવા લાગ્યા. તેઓ પોપની સત્તામાંથી નિકળીને સ્વતંત્રતાપૂર્વક આ વિદ્યાને પ્રાપ્ત કરતા અને પોતાને દેશ જઈને પોપોની ઇચ્છા વિરૂદ્ધ (જેઓ વિદ્યા કળાના મ્હોટા શત્રુ હતા) ચુપચાપ પોતાના દેશવાસીઓને તબીબ બનાવી દેતા હતા. આજ રીતે યુરપની વર્તમાન ડોકટરીનો જન્મ આપ્યો. વિચારપૂર્વક જોવામાં આવે અને સ્પેઇનના વૈદક વિષેના પુસ્તકોનો અભ્યાસ કરવામાં આવે તો જણાશે કે તેઓમાં પ્રકૃતિ વિષેનો વાદવિવાદ ન હતો અને સર્જરી (જર્રાહી) સંપૂર્ણતાની ટોચે પહોંચી ગઈ હતી. આજ બન્ને વાતો ખરી રીતે યૂનાની તિબ્બ અને ડોકટરીની વિશિષ્ટતા છે. *

* મૌલાના "શરર" મર્હુમના એક લેખ ઉપરથી.



જગતમાં એવી એકેય વસ્તુ વિચાર કે પ્રવૃતિ નથી કે જેની વિરૂધ્ધમાં કે તરફેણમાં કાંઇ કહેવાનું બાકી રહેતું ન હોય, પ્રત્યેક પ્રવૃતિમાં વાહોભ ારીને ઝંપલાવ્યા પહેલાં આપણે તટસ્થતા પૂર્વક તેનો પૂર્ણ અભ્યાસ કરવો જોઇએ. આપણી પોતાની સલામતીનાં માટે આ એકજ માર્ગ ઉત્તમોત્તમ છે. અનુકરણ કરવું એ આપણી પોતાની પાયમાલીને નોતરવા સમાન છે.

# મઝદૂરનો સાદ

એક સુકા વૃક્ષ સમો છું પણ ધરતીને લીલી છમ રાખું છું.
વેરી હો ભલે સંજોગ પવન હું ડાળને અણનમ રાખું છું.

મઝદૂર છે મારૂં નામ અને દુર્ગંધ છે મારા વસ્ત્રોમાં;
પણ શ્રમથી ઘસાતા હાડ મહીં સૂખડની ફોરમ રાખું છું.

સાગર સરખો એ સમાજ મને મોજાની જેમ પછાડે છે;
કાંઠેથી ફરીને હું પાછો સંબંધ એ કાયમ રાખું છું.

હોમી છે જગતની ભઠ્ઠીમાં લોખંડ સમી મારી કાયા;
ટીપાઉ છું ક્રૂર હથોડાથી પણ દિલને મુલાયમ રાખું છું.

ખુશ થાઉં તો તો માલામાલ કરૂં, કોપાઉં તો ફુંકી દઉં જગને;
આશિષમાં હું જન્નત રાખું છું, આહોમાં જહન્નમ રાખું છું.

વરસો થયાં ત્રાસને અપમાનો હું સહેતો હતો છાનોમાનો;
પણ આજ એ બદલો લેવાનો નિર્ધાર હું મક્કમ રાખું છું.

દુઃખ સુખમાં "ગની" એકજ ધારી, જારી છે જીવન સરિતા મારી;
અકળાઉં તો ધીરજ રાખું છું, ડર ખાઉં તો સંયમ રાખું છું.

મઝદૂર કવિ
જ૦ ગની (સૂરત)

# રંગુન—(બર્મા)ના ગ્રાહકોને

[બર્મા જાપાનીસ શત્રુના હાથમાં પડયા પછી ટપાલ વ્યવહાર બંધ થઈ ગયો હતો. જે ગ્રાહકોનું લવાજમ જ્યાં સુધી પહોંચતું હોય ત્યાં સુધી તેમના અંકો **અમાનત** તરીકે રાખી મુકવામાં આવ્યા હતા. હિંદ તરફ આવી ગયેલા સાહેબો પૈકી જેમણે હિન્દ પ્રાંતના સરનામાં મોકલાવ્યા હતા તેમને તેમના અંકો રવાના કરી આપ્યા હતા. હજી નીચે મુજબના ગ્રાહકોના **નવા સરનામા** અમને મળી જશે તો તેમના અમાનત પડી રહેલા અંકો રવાના કરી શકાશે. આશા છે કે તેઓ નવા સરનામા મોકલી આપવા ચૂકશેજ નહિં. —મેનેજર]

(૧) મેસર્સ એ. એસ. છવા એન્ડ કું. ૧૧૯, ચાઈના સ્ટ્રીટ રંગૂન
(૨) „ એ દાદાભાઈ બ્રધર્સ (બર્મા) લિ. ૨૮, એડવર્ડ સ્ટ્રીટ „
(૩) „ અલીમુહમ્મદ તૈયબ એન્ડ કું. પો. બો. ૫૨૪ „
(૪) „ આઝમ આરિફ બ્રધર્સ. ૭૩૦, મરચન્ટ સ્ટ્રીટ „
(૫) „ ઇસુફ ઇસ્માઈલ અચ્છા બ્રધર્સ. „ ૫૩૦, ડેલહાઉસી સ્ટ્રીટ „
(૬) „ અહમદ હુસૈન અચ્છા એન્ડ કું. પો. બો. ૮૨૧ „
(૭) „ એમ. ઈ. ભાયા એન્ડ સન્સ. (બર્મા) લિ. પો. બો. ૩૩૮ „
(૮) „ સુલેમાન દાદાભાઈ બ્રધર્સ લિ. પો. બો. ૧૯૩ „
(૯) „ વાઈ. એ. ગની સન્સ. ચાઈના સ્ટ્રીટ, પો. બો. ૩૧ „
(૧૦) „ હાજી બી. એમ. મોતીવાલા. એન્ડ સન્સ. પો. બો. ૩૨ „
(૧૧) „ એમ. આઇ. ફીકીભાઇ એન્ડ કું. ઘર નં. ૫૧, સ્ટ્રીટ નં. ૨૮ પો. બો. ૭૯, „
(૧૨) „ Hnitthali સપા એન્ડ કું. ૫૨૧, ડેલહાઉસી સ્ટ્રીટ „
(૧૩) એચ. એ. ઢુનવાલા. પો. બો. ૨૩૧. ૬૦ ચાઈના „ „
(૧૪) ડી. એમ. અચ્છા. ૧૩૨, એડવર્ડ સ્ટ્રીટ રંગૂન
(૧૫) સુલેમાન ઇબ્રાહીમ બાગસા. ૨૫૪, મોગલ „ „
(૧૬) અહમદ ઇબ્રાહીમ આલમ. ૧૩૯, માકુઈલે „ „
(૧૭) અહમદ ઇસ્માઈલ અચ્છા. ૫૫, ૫૮ ચાઇના „ „
(૧૮) સેક્રેટરી યંગમેન મેમણ. એસોસિએશન પો. બો ૮૧૯ „
(૧૯) જીતુસ ઉસમાન. „ „ ૯૫ „
(૨૦) મુહમ્મદ ઇબ્રાહીમ સુન્ના ઘર નં. ૬૬, સ્ટ્રીટ નં. ૨૫ „ ૬૩૪ „
(૨૧) એચ આઇ. એમ. એચ. તૈયબ એન્ડ કું. નં. ૫, Konzone રોડ બસીન
(૨૨) એ. સી. પરેલ. ૭, Zegyaung રોડ „
(૨૩) ઇસ્માઈલ ઈસ્હાક બોબાટ. ૭, „ „
(૨૪) સુલેમાન અબ્દુલ શકૂર રંગુન શોપ સ્ટ્રેન્ડ રોડ Bogale
(૨૫) ઉમર અબ્દુલ કરીમ. કાપડના વેપારી સ્ટ્રેન્ડ રોડ „
(૨૬) હાજી ઇબ્રાહીમ પીરમુહમ્મદ. Dawezu Quarter. Mergui
(૨૭) મેસર્સ આર. ચાકૂજી જાહેદ એન્ડ કું. પો. બો. ૫૮ „
(૨૮) „ ઇસ્માઇલ મુહમ્મદ સીમજી એન્ડ સન્સ લિ. ૩૬, જવેલર્સ સ્ટ્રીટ Prome
(૨૯) નુરમુહમ્મદ ઉમર એન્ડ સન્સ ૬૧, લોવર મેઇન રોડ મોલમીન
(૩૦) અબ્દુલસત્તાર હાજી અલીમુહમ્મદ. મારવાડી સ્કુલ સામે, ૨૮, રોડ-માંડલે
(૩૧) એમ. ઇ. ઉનીયા. Aungban (P. S. S. બર્મા)
(૩૨) ઇસ્માઇલ ઇસુફ ભોલા. બઝાર સામે Myingyan (U. Burma)
(૩૩) ઇબ્રાહીમ ઇસુફ પટેલ. જનરલ મરચન્ટ Myittha (U. Burma)

'કારવાં'ના રંગુનના એજન્ટઃ—
M/S. E. E. KAKA & SONS.
472, Dalhousie Street, Rangoon.

# ચાલ તહીં મન એક બધાંના !

બધે બધ આ જગે, કંકાશ જોયો
જીવનમાં ના જરી ઉલ્લાસ જોયો !
નિરાશાની ઘટા ઘનઘોર ઘટા;
થતો અહિં આશાનો પણ નાશ જોયો !

સમીર સુંદર જ્યાં હો વાતો !
ના હો દુઃખ જ્યાં ઉલ્કાપાતો !
હોય દગા ના હો ના ઘાતો !
હો ના જગના ઝંઝાવાતો !
એવું જગ જગ માંહે રચીએ !
એવા જગમાં જઇને વસીએ !

પાપ તણા ના ભરવા ભારા !
જીવન લાગે જ્યાં નવ ખારા !
જ્યાંના દૂર-સુદૂર કિનારા !
ત્યાં જઈ કરીએ ચાલ ઉતારા !
વ્હેલો થા, જો ! મોડું થાતું !
ઝાઝું ના કર થોડું થાતું !

અહિંયાના જીવન છે જુદા !
અહિંયાના દુશ્મન છે જુદા !
મન છે જુદા તન છે જુદા !
અહિંયાના સૌ જન છે જુદા !
ચાલ તહીં મન એક બધાના !
જ્યાં પ્યાસો છે નેક બધાના !

રહેવું ત્યાં શું આશ મરે છે !
નયને અશ્રુ વ્યર્થ ઝરે છે !
હૈયાનું જે હીર હરે છે !
મળતાં અંતર રોજ ડરે છે !
ત્યાં શું હોય મઝા રહેવામાં !
નાહક ભારી દુઃખ સહેવામાં !

ન્હાના મોટા ભેદ નથી જ્યાં !
જીવન કોના કેદ નથી જ્યાં !
સ્નેહના થાતા છેદ નથી જ્યાં !
રંજ નથી જ્યાં ખેદ નથી જ્યાં !
ત્યાં જઇએ જ્યાં પ્યાર ઉભરતો !
મહુબ્બતનો ઇકરાર હુમરતો !

જ્યાંના સ્નેહ ને સંગ અનોખા !
જીવનના ઉછરંગ અનોખા !
આનંદ, આશ-ઉમંગ અનોખા !
રંગ અનોખા, ઢંગ અનોખા !
ત્યાં જઇએ ત્યાં ચાલ બિરાદર !
હમણાં, આજ ન કાલ બિરાદર !

છોડ બધી જંજાળો જગની !
નાહકની સંભાળો જગની !
આળો જગની, ગાળો જગની !
'દોડ તજી મધલાળો જગની !
સ્નેહ તણા જ્યાં ઝરણાં મીઠાં !
વ્હેતાં દીઠાં, પીતાં દીઠાં !

ચાલ, જીવનને જીવન કરીએ !
એક નવું નવસર્જન કરીએ !
નિર્જન વનને ગુલશન કરીએ !
વચનોનું જઈ પાલન કરીએ !
અનંત મીઠું ધામ જહીં છે !
વસીએ ત્યાં, આરામ જહીં છે !

ઝટ કર, ઝટ કર દોડ બિરાદર !
જગથી મુખ ઝટ મોડ બિરાદર !
ઝંજીરોને તોડ બિરાદર !
મનથી મનને જોડ બિરાદર !
'ઉન્મત્ત' જોઇ વાટ ઉભો છે !
ખોટી થઇ તુજ માટ ઉભો છે !

—'ઉન્મત્ત'

# બંસીવાળો

રમી સાંજનાં કે શીતલ ચાંદનીની પાછલી રાત્રીઓમાં તેની બંસી દૂર દૂર સુધી વાતાવરણને પરવશ બનાવી મુકતી. તેને હાથે બંસી દૈવી બનતી, અને સાથે નૌબતના તાલ સીમના છેડા સુધી સર્વને થભાવી દેતા!

× × ×

એનું નામ હતું સત્તાર. નાનપણથીજ એને બંસીનો શોખ હતો. તેને બંસી વિના ઘડીએ ન ચાલે. તળાવને કાંઠે જ્યારે તે બંસી બજાવતો ત્યારે લોકો થંભી જતા.

બંસીમાં રસતલ્લીન તો બધાં થતાં, પણ તેમાં અમીનાને કંઈ ઔરજ મઝા આવતી. કોઇ ગઝલ લલકાર્યા પછી જ્યારે બંસીમાં તેના સુર બસુર રીતેય ઉતરતા ત્યારે બન્નેની આંખમાંથી આંસુ ચાલતાં. બંસી એનું જીવન હતી. અમીના એનો પ્રાણ

એનું જીવન પ્રાણ વિનાનું બન્યું. અમીના મૃત્યુ પામી. સત્તારને તેનો સખ્ત આઘાત લાગ્યો. તેના જીવનમાંથી રસ ચુંસાઇ ગયો. તે દીવાના જેમ શહેરમાં ભમવા લાગ્યો. રાત્રીના વખતે તે અમીનાની કબ્ર પર જતો, આખી રાત ત્યાં રોતાંજ વિતાવતો અને કોઇ કોઇ સમયે બંસીના નાદથી કબ્રસ્તાનના નિસ્તબ્ધ વાતાવરણને ગજાવી મુકતો. કળા શું છે એ સત્તાર ન્હોતો જાણતો; પણ કળાનું દર્દ એની બંસીવાટે વહી જતું.

કાળ પડયો. એના સુકા વાયરા લુખી ધરતી ઉપરથી સુસવાટા દેતા ચાલ્યા જાય છે. જ્યાં જુઓ ત્યાં વેરાન, વેરાન! ને એ વેરાન ઉપર પણ રાત્રે સત્તારની બંસી ધરતીને ઠપકો આપે છે. સહુના ઘરમાં ખાવાના ખુટયાં, સત્તારની બંસી તોય ન સુકાઈ!

શહેર ખાલી થવા લાગ્યું. સોપો પડી ગયો. સત્તારને તેની દરકાર ન્હોતી. કબ્રસ્તાનની નજદીક સાગરના નીર વહે છે અને સત્તારની મધુર બંસીનો આવાઝ એના કાંઠાને રસ તરબોળ કરે છે.

ત્રણ વાગ્યા અને સત્તારે ભૈરવી શરૂ કરી. ભૈરવી અર્ધી થઇ ત્યાં તો સત્તાર આરસનો બનાવ્યા જેવો થીજી ગયો. ન હાલે કે ન ચાલે! કબ્ર પ્રત્યે તે એકી ટસે નિહાળી રહ્યો. અચાનક એની સમાધી તુટી. તે બોલ્યો, "બસ થયું! અમીના! બંસી બહુ ગમે છે? સાંભરે છે તને એના મધુર નાદ!" તેના કાને આવાઝ અથડાયો. "એનું નામ "તલ્લીનતા." સત્તારે એ શબ્દો સાંભળ્યા. ગોખ્યા-યાદ રાખ્યા. આવાઝની મધુરતા એ ન્હોતો જાણતો. આજે એ શબ્દની મધુરતાને પીછાણતા શીખ્યો.

× + ×

એક રાત્રે કબ્રને સંબોધી સત્તારે કહ્યું. "અમીના! આ બંસી કેવી?" કોઇ કહી રહ્યું હોય એમ તેણે સાંભળ્યું; "સત્તાર! પહેલાંના બંસી અને આજની બંસીમાં ફેર છે હો! "ભૈરવી" અને "આશા" હવે સંભળાય છે."

સત્તાર જરા દર્દભર્યું હસ્યો, "એ ત્હારો પ્રતાપ! ત્હેં શીખાડયું. લે તું નૌબત વગાડ, હું બંસી બજાવું. પછી ખાવાનુંય ભલેને ન મળે!"

"ત્હારી બંસીમાં સાક્ષાત ખુદાખુદા આવીને બેસે છે."

સત્તાર જરા વધુ દર્દમાં પડયો. એની આંખોમાંથી અશ્રુધારા થઇ. તે બોલ્યો. "અમીના! અમીના!! આ બંસીએ મને દીવાનો બનાવ્યો. અને આજ બંસીએ તને મારી અને હવે તેની કીમત? અરે! અમીના! જવા દે એ વાતને!"

"સત્તાર! શું વદે છે? ત્હારી બંસીને દોષ ન દે! આ તારું જીવતર બંસી એજ છે ને!"

"પણ અમીના! હવે મને અહિં રહેવું નથી ગમતું. એવુ થાય છે કે આકાશમાં ઉડી જાઉં! ત્યાં જઇને આ પચાત, કકળાટ અને લુચ્ચાઇમાંથી છુટી ફરિસ્તાઓને બંસીના મધુર નાદ સંભળાવું. માણસે માણસ પાસે શુ વગાડવુ?"

પ્રચંડ તાંડવ-નૃત્ય સાગરના જળે આરંભ્યું. આભમાંથી પણ મેઘના ભેરી સુરો છુટવા લાગ્યા, બસ. પાંચે તત્વો સંગીત, સંગીત અને સંગીતમાંજ ડુબ્યાં! વાયુના સુસવાટ, કાળા કાજળ સમા જળના મોટાં મોટાં મોજાં અને સૌની સાથે જાણે પોતાના પ્રચંડ તાંડવ-નૃત્યમાં દુન્યા ડુબાડવા ઇન્દ્રનો મુશળધાર વરસાદ પડી રહ્યો.

ન અમીનાને ખબર કે પાણી કેટલાં છે, ન સત્તારને! ન બંસી જાણે કે પાણી કેટલાં વધ્યાં છે!

એક કડાકો થયો, વિજળી થઈ અને ત્યાં જળ સિવાય કાંઇજ ન્હોતું. કોઇએ બૂમ મારી, "જળ પણ રસજ છેને!"

—"અન્જાન" પોરબંદર.



આજનાં મા-બાપો પોતાનાં છોકરાંઓને નોકર રાખતી વખતે છોકરાંઓને ચોકસ સુચનાઓ આપવાનાં બદલે સામેવાળાને અર્થાત છોકરાને નોકર રાખનાર શેઠને સંખ્યાબંધ ભલામણો કરે છે. પોતાનાં છોકરાંઓને જે-જે શીખવવુ જોઇએ, તે શીખવાવા પ્રત્યે ઘણાં ખરા મા-બાપો બેદરકાર રહે છે. અને જે ફરજ પોતાને અદા કરવી જોઇએ, તે બીજાનાં પાસેથી અર્થાત પોતાનાં છોકરાને નોકરીમાં રાખનાર શેઠ પાસેથી અદા કરાવવાની મિથ્યા આશા રાખે છે. પોતાનાં છોકરાને શેઠ બધું શીખવાડે, અને શેઠજ તેનું ધ્યાન રાખે, એવી આશા સેવનાર ઘણા મા-બાપોને મ્હેં પ્રત્યક્ષ જોયા છે. જાણે કેમ નોકર રાખનાર શેઠ કોઇ એક શિક્ષક હોય, અને નોકરી કરવાનું સ્થળ દુકાન કે ઓફીસ એક શાળા હોય. આજનાં મા-બાપો એ સમયને અનુસરી અન્ય ઉપર પોતાની ઔલાદને કેળવવાનો ભાર-બોજ ન મુકતાં, જાતેજ પોતાની જવાબદારીઓ પિછાનવી જોઇએ. અન્યનાં આધારે છોકરાંઓને કેળવવાની આશા રાખવી નરી નાદાની છે.

—(x)—

પ્રત્યેક યુવકે પોતાની મુંઝવણો કે મુશ્કેલીઓનાં ઉકેલ માટે અન્ય આગળ યાચના કરવી એ નહાનમભર્યું ગણાય. પોતાની ગુંચ ઉકેલવા અન્યની સ્હાયતા માગવી એ સ્વાલંબનનાં સિદ્ધાંતથી સદંતર વિરૂદ્ધ છે. એ આજનાં યુવકો ન વિસરે એમાંજ એમની શોભા રહેલી છે.



# કાવ્ય-ગુલશન

## કોતરી બેઠો

નથી મેં જાણ્યું જીવન-ચિત્ર કેવું ચીતરી બેઠો,
ખબર છે એટલી કે હું ન કરવાનું કરી બેઠો.
જીવાશે શી રીતે જીવન હવે તો હાય આ જગમાં?
જીવન-મૂડી જવાનીમાં બધી જ્યાં વાપરી બેઠો!
કઝા તું આવ આવીને મને છોડાવ જીવનથી,
જરા દરકાર કર જ્યારે તને હું નોતરી બેઠો.
એ આવે કે ન આવે એ ખુશીની વાત છે એની,
પરંતુ હું હૃદયમાં એમની આશા ધરી બેઠો.
જગતમાં પ્રાણથી પ્યારો ગણેલો મેં સદા જેને,
જુઓને આજ કેવો એજ મારાથી ફરી બેઠો.
ખચિત પામાલને બરબાદ થાશે એક દિન આખર,
પરાયા માલ-મિલ્કત આજ જો ને એ હરી બેઠો
નથી કૈં નામનાની જો તને તૃષ્ણા લગારે તો,
અવરના રાહમાં કાંટા પછી કાં પાથરી બેઠો?
જુઓ દુર્ભાગ્ય મારૂં એઓ જ્યારે આંગણે આવ્યા,
મિલન-ઉત્સાહમાં સત્કાર એના વિસ્મરી બેઠો.
બીજાને છેતરે છે, પણ ખબર છે ક્યાં તને એની?
જગત ઠગવા જતાં તું જાત તારી છેતરી બેઠો!
અગાળમાં કૈં નથી બાકી હવે 'ચમકાર'ને જગમાં,
ખુદા કેરા ફઝલથી એ ઘણી ઈઝઝત વરી બેઠો.

'ચમકાર'

## થરથરૂં છું.

કદિ હું જુદાઈમાં આહો ભરૂં છું,
કદિ તો મિલનથી બહુ થરથરૂં છું.
જુદાઈમાં એ રીતે જો! બેવફાની,
મરીને જીવું છું જીવીને મરૂં છું.
દયાદ્રષ્ટિ કર એ હૃદય-બાગ ઉપર,
કે જેનું જતન શીશ સાટે કરૂં છું.
નજર તૃપ્ત કરવાના અર્થે હો દિલબર!
હસીનોની મેહફિલ જવા કરગરૂં છું.
હજુ જોજનો દૂર છો મારી મંઝિલ,
છતાં આશ પાલવ હું ક્યાં પરહરૂં છું?
બળી ભસ્મ થાવાને દરપર જો! તારા,
પતંગ થા ફેરા હું દીપે ફરૂં છું.
લગાવી પ્રથમ નયન કોઇના નયને,
હવે વેદનાઓથી હું થરથરૂં છું.
જફાઓ સિતમગર તણી ભૂલવાને,
વફાઓજ દિલમાં નિરંતર ભરૂં છું.
નિરંશાને મારા ઉરે સ્થાન ક્યાં છે,
નવી આશનું નિત્ય સર્જન કરૂં છું.
ઉરે બોધ 'લાતકનતુ'નો ગ્રહીને
જીવન મંઝિલે પ્રેમ ડગલી ભરૂં છું.
'શમીમ' લાખ દુશ્મન ભલેને હો મારા
'હું અલ્લાહ વિણ ક્યાં કોઇથી ડરૂં છું.

'શમીમ' ધોરાજવી

## —: જોઉં છું :—

પુષ્પ સમ સૂરત, ભયંકર જોઉં છું,
આચરણમાં ઝાઝું અંતર જોઉં છું.
સ્વપનો જાણી મેં દીધું જેને હૃદય,
મેલ એના દિલની અન્દર જોઉં છું.
ખુદને જોવા યત્ન તો કરતો નથી,
પારકા લક્ષણ નિરંતર જોઉં છું.
જોશશી વાદળ ભમે તારા સમીપ,
લય થશે આ તેજ સત્વર જોઉં છું.
વ્યક્ત ઊણપના કરે મિત્રો કદી,
શત્રુને તેથીજ યાવર જોઉં છું.

જે મથે છે અન્યનું કરવા બુરૂં,
નાશ તેનો પણ સદંતર જોઉં છું.
હાલ મારા જોઈ લે જોનાર પણ,
તુજ દશા વિપરિત બરાબર જોઉં છું.
આશ્વાસન મુજને આપે છે છતાં,
પ્યાર એનો અન્ય ઊપર જોઉં છું.
મૃત્યુ વેળા સાથમાં શું આવશે,
કબ્રમાં માટી ને કંકર જોઉં છું.
પ્યાલને "મુજરિમ" સારા રાખજે,
ક્ષેમ હું એમાં ખરેખર જોઉં છું.

—"મુજરિમ" જેતપુરી

# ફતાવા

મૌલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલ**—નાટાલથી મારા કાકા તેમ કાકી તેમ મારા ભાઈ અને ભોજાઈ હજ પઢવા જવાના છે. તેવણના સાથે મારી બીજી એક કાકી જે બેવા છે. તે પણ હજ પઢવા ઇરાદો રાખે છે. માટે ચાલુ ઝમાનામાં હજના ઇરાદે પોતાના ધણીના ભાઇ અને ભત્રીજા અને તેની ઔરતોના સંગાતે મારી બેવા કાકી મુસાફરી કરી શકે છે કે કેમ?

**જવાબ**—હિદાયામાં છે કે ઔરતના હકમાં જરૂરી છે કે તેની સાથે કોઇ મહરમ (જેની સાથે હંમેશા માટે નિકાહ હરામ હોય) અથવા તેનો ધણી હોય. જેની સાથે હજ પઢવા જાય. તમોએ જે સગાં વહાલા ગણાવ્યા છે, તેમની સાથે હજ પઢવા જવુ હનફી મઝહબ મુજબ જાઇઝ નથી. જ્યાં સુધી ઔરતને કોઇ મહરમ ન મળે. ઔરત ઉપર હજ અદા કરવી વાજિબ નથી એવી હાલતમાં હજ ન અદા કરવાથી ઔરત ગુનેહગાર થશે નહિ બલ્કે પોતાની પાછળ હજ્જે બદલ પઢાવવા વસીય્યત કરી જાય. (હિદાયા)

**સવાલ** ફરમાને મુસ્તફા નામનું વસિય્યતનામું શેખ અહમદના નામથી જે પ્રગટ થયું છે જેમાં વર્ણન છે કે મને એક સ્વપ્નમાં નબી કરીમ (સલ.)ની ઝિયરત થઈ આપે મને ફરમાવ્યું કે મારી ઉમ્મત રાત દિવસ ગુનાહમાં મુબ્તિલા છે. જેથી થોડા સમયમાં આકાશ ઉપર એક તારો નજર આવશે ત્યાર બાદ મગરિબના તરફથી સૂર્ય નીકળશે અને સને ૧૩૮૦માં કુર્આન શ૦ લોકોના દિલોથી નીકળી જશે, અને તૌબાનો દરવાજો બંધ થઇ જશે. દજ્જાલ પેદા થશે. ઈસા (અલૈ૦) ઉતરશે. આ આખિરી ઝમાનથી પનાહ માગું છું. આ વસિય્યતનામું મારી ઉમ્મતને પહોંચાડી દો. શું મજકૂર વસિય્યતનામું ખરૂં છે. એમાં જે જે બાબતો લખી છે. ખરી છે?

**જવાબ**—શેખ અહમદના નામથી વસિયતનામા ઘણાં લાંબા સમયથી પ્રગટ થાય છે. પહેલી વખતે જ્યારે પ્રગટ થયુ છે. લોકોએ શેખ અહમદની તપાસ કરી કે શેખ અહમદ કોણ છે? અને આ વસિય્યતનામું ખરૂં છે કે ખોટું? તપાસ કરતાં માલુમ પડયુ કે મદીનામાં શેખ અહમદ નામનો કોઇ માણસ નથી અને વસિય્યતનામું કોઇ ગૈર મુસ્લિમે મુસ્લિમને પૈસા દઇ પ્રગટ કરાવ્યું છે, પહેલા પણ કિયામતની તારીખ બતાવી હતી, તે તારીખ ગુજરી ગઇ અને કિયામત ન આવી, જેથી તદ્દન ખોટું સાબિત થયું. આવા પ્રકારના વસિય્યતનામાને સાચા ન સમજવા જોઇએ. મજકુર વસિય્યતનામું પ્રગટ કરનાર ખરેખર નબીએ કરીમ (સલ) પર બોહતાન (તહોમત) બાંધ્યું છે. એવા લોકો માટે સખત વઇદો આવેલી છે. હદીસ શ૦માં છે. (મન કઝેબ અલય્ય મુતઅમ્મિદન ફલ યતબવ્વઅ મકઅદોહૂ મિનન નાર) અર્થ જેણે મારા ઉપર બોહતાન બાંધ્યું. જાણી બુજીને તે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લે. માટે આવી તરેહના વસિય્યતનામાં પ્રગટ કરવાથી દૂર રહે. સખ્ત ગુનેહગાર થાય છે. તેમજ જે લોકો પ્રગટ કરાવવામાં પૈસાની મદદ આપે છે તથા એક બીજાને પહોંચાડે છે. સર્વે ગુનેહગાર છે. સખ્ત અઝાબને પાત્ર છે. હાં બેશક

નબીએ કરીમ (સલ૦) કિયામતની જેટલી નિશાનીઓ બતલાવી છે, સાચી છે. કે જુમ્માનો દિવસ હશે મોહર્રમની દસમી તારીખ હશે. સૂરજ મગરિબના તરફથી નિકળશે. જમીનમાંથી એક જાનવર નીકળશે. દજ્જાલ પેદા થશે. યાજૂજ માજૂજ કોમ નીકળશે. મહદી ઝાહિર થશે, ઈસા (અલૈ.) આસમાનથી ઉતરશે વિગેરે વિગેરે કોઇ સન નબીએ કરીમ (સલ.) એ બતાવી નથી. "વમા અલયના ઇલ્લલ બલાગ" અય ખુદા તઆલા, મુસલમાન કોમને સિધો રસ્તો બતાવ અને ગુમરાહીથી બચાવ આમીન.

**સવાલ**—સફર કરતી વખતે શું દુઆ પઢવી જોઇએ અને કેવી રીતે પઢે કે જેથી બરકતનું કારણ થાય.

**જવાબ**—જ્યારે સફરનો વિચાર થાય અને રવાનગીનો ટાઇમ નક્કી થાય તે વેળા બે રકાત નફિલ નમાઝ ઘરમાં પઢે (મકરૂહ વખત ન હોય.) ત્યારબાદ આ દુઆ પઢી જવા માટે મકાનની બહાર નીકળે "બિસ્મિલ્લાહે—ખરજના—વબિસ્મિલ્લાહે વલજના વઅલા રબ્બેના તવકકના અલ્લાહુમ્મા ઇન્ના નસઅલોકા ખયરલ મખરજે વખયરલ મવલજે અલ્લાહુમ્મા હવ્વેન અલયના સફરા હાઝા વતવે લીલ બોઅદા વકુનલી સાહિબન ફિસ્સફરે વખલીફતન ફીલ અહલે અલ્લા હુમ્મા આઇઝનીમિંવ વઅસાઇસ્સફરે વકઅબતીલ મુનકલબે. વસૂઇલ મન્ઝરે ફિલમાલે વલઅહલે વલ વલદે અલ્લા હુમ્મા ઝવ્વિદની ફી સફરી હાઝલ બિર્રો વતકવા વમિનલ અમલે વતરદા" એનો તર્જુમો આ મુજબ છેઃ-"હે પરવરદિગાર તારું નામ લઇ અમો નિકળ્યા અને તારું નામ લઇ અમો દાખલ થયા (સફરમાં) અને ખુદા ઉપર ભરોસો કર્યો. હે પરવરદિગાર અમો તારાથી સવાલ કરીએ છીએ કે આ સફરમાં મારી ભલાઇ થાય અને સફર કરવું મારે માટે બેહતર થાય. હે પરવરદિગાર આ સફર મારે માટે આસાન ફરમાવ. અને મારો માર્ગ વટાવી આપ. અને તું મારો સૌથી મદદગાર આ સફરમાં રહેજે. અને મારા બાલબચ્ચાઓ ઔલાદનો તું મુહાફિઝ (હિફાઝત કરનાર) રહેજે. હે પરવરદિગાર મને આ સફરની સખ્તીયોથી પનાહમાં રાખજે. અને નાકામ થઇ ફરી આવવાથી, અને પનાહ આપજે પાછાં આવી માલ, બાલબચ્ચાઓ કુટુંબીયોની ખરાબ, પડતીની હાલત જોવાથી, હે પરવરદિગાર તું મને ભલું આપ આ સફરમાં ભલાઇ અને તકવાનું, અને એવા અમલની તોફીક આપ કે જેથી તું રાઝી અને ખુશી થાય. સફરની હાલતમાં કસરતથી "યા હફીઝો" પઢયા કરે તેમજ "સૂરએ લે ઇલાફે કુરૈશ" મ્હોટા પ્રમાણમાં તિલાવત કર્યા કરે.

**સવાલ**—હું રાત્રે સુઉં છું ત્યારે ખરાબ ખ્વાબ જોવામાં આવે છે માટે કંઇ પઢવાનું બતાવશો કે તેના અમલ કરવાથી ખરાબ વિચારો ઉંઘમાં ઉત્પન્ન થાય નહિં.

**જવાબ**—હદીસ શ૦માં આવ્યું છે કે રાત્રે સુતી વેળા સૂરએ અલહમ્દો શરીફ, કુલ અઊઝો બેરબ્બીન્નાસ, કુલ અઊઝો બેરબ્બીલ ફલક, આયતુલ કુર્સી પઢવાથી બુંડા ખ્વાબથી બચાવ થશે. વળી હદીસ શ૦માં વારિદ છે કે સુતી વેળા આયતુલ કુર્સી પઢવાથી તેની હિફાઝત માટે અલ્લાહ પાક એક ફરિસ્તો મુકર્રર કરી આપે છે તે આખી રાત તેની હિફાઝત કરે છે. અને સુતી વેળા વઝૂ કરી સવુ ઘણું બેહતર અને અફઝલ છે.

**સવાલ**—એક માણસે આફ્રિકાથી અહિંયા એક માણસ પર કહેવડાવ્યું કે મારો નિકાહ ફલાણાની છોકરી સાથે કરાવી આપો તો તેણે તે છોકરી સાથે નિકાહ કરાવી દીધા. અને નિકાહ કરાવતી વખતે તે માણસ આફ્રિકામાં હતો. તો મજકુર નિકાહ દુરસ્ત થયા કે નહિ?

**જવાબ**-નિકાહમાં બીજાને વકીલ બનાવવો જાએઝ છે. ઔરત અને મર્દ બન્ને પોતાના તરફથી વકીલ બનાવી શકે છે. જ્યારે વકીલ નિકાહ પઢાવે તે વખતે વકીલ બનાવનારનું હાઝર રહેવું ઝરૂરી નથી. વકીલ તેમના તરફથી જે નિકાહ પઢાવશે, તેમના ન હોવા છતાં દુરસ્ત છે. કોઈ જાતનો વાંધો નથી વકીલ તેમના તરફથી કબુલ કરશે (શરહે વકાયહ પૃષ્ઠ ૩૧)

**સવાલ**-એક માણસે પોતાની નાબાલિગ છોકરીના નિકાહ કર્યા હતાં. છોકરીએ બાલિગ થવા પછી પોતાના ધણીને ત્યાં જવાથી ઇન્કાર કર્યો, જેથી ધણીએ અમુક રૂપિયા લઇ તલાક આપવા કબુલ્યું. આથી છોકરીના બાપે રૂપિયા આપીં તલાક લઈ લીધી.. તલાક લીધા પછી બે મહીના બાદ છોકરીના બાપને રૂપીયા આપનાર માણસે છોકરી પાસે ઝાત બખ્શાવી લીધી અને છોકરીની સહી પણ લઇ લીધી. પણ છોકરીનો વાલી હાજર ન હતો તો શુ એ નિકાહ ગણાશે?

**જવાબ**-પહેલા ધણીએ જ્યારે પૈસા લઇ તલાક આપી એને આપણી પાક શરીઅતમાં ખુલઅ કહે છે. એનાથી તલાક બાએના પડશે પણ જ્યારે ધણી ધણીઆણી ભેગાં નથી થયાં તો ઔરત ઉપર ઇદ્દત વાજિબ નથી. તલાક પછી તરતજ બીજા માણસ સાથે નિકાહ કરી શકે છે. કાંઈ વાંધો નથી. તલાક પછી તરતજ બીજા માણસ સાથે નિકાહ કરી શકે છે. કાંઈ વાંધો નથી. હવે જ્યારે મજકુર ઔરતે બે મહિના વિત્યા પછી પોતાની ઝાત બે માણસના રૂબરૂ બખ્શી આપી તો નિકાહ જાએઝ થઈ ગયા. જોકે એવી છુપી રીતે નિકાહ કરવા કરાહતથી ખાલી નથી. અને વાલીની રજા વગર ગેર હાજરીમાં નિકાહ કરવા સુન્નતના વિરૂધ્ધ છે. હદીસ શ૦માં આવ્યું છે. કે નિકાહની શોહરત થવી જોઇએ. છતાં નિકાહ થઇ જાય છે. (શરહે વકાયહ પૃષ્ઠ ૨૧, ઇમ્દાદુલ મુફ્તીન (પૃષ્ઠ ૨૫૫)

**સવાલ**-એક ઔરતનો ખાવિંદ ગુજરી ગયો. બાઈ ઇદ્દતમાંજ સખ્ત બીમાર થઇ છે. હકીમો ડૉકટરો હવા ફેરબદલ કરવા બહાર ગામ જવા કહે છે. ઘરે પણ બહુ દવાદારૂ કર્યો છે.

**જવાબ**-પુછેલી સૂરતમાં લાચારી જણાય છે એટલે જાન બચાવવા ખાતર મજકુર વિધવા હવા પાણી ફેર બદલ કરવા અથવા ઇલાજ કરવા ઇદ્દતમાં બીજી જગાએ બહાર ગામ જઇ શકે છે. સખ્ત લાચારી વગર જાએઝ નથી. (દુર્રે મુખ્તાર, ઇમ્દાદુલ ફતાવા)

**સવાલ**-નર જાનવરને માંદા સાથે જુફ્તી કરાવવી એટલે નરને માંદા ઉપર ઉડાવી એના પૈસા વસુલ કરવા એવી રીતનો ધંધો જાએઝ છે કે નહીં?

**જવાબ**-જાનવરની જુફ્તી ઉપર કીમત લેવી દુરૂસ્ત નથી. (દુર્રે મુખ્તાર, શામી.)

**સવાલ**-ઔરત કબ્રસ્તાન યા દરગાહ ઉપર જઇ શકે છે? જેનો જવાબ આપવામાં આવ્યો છે કે જાએઝ નથી તે ઉપરથી એક સવાલ ઉત્પન્ન થાય છે જેમાં ઔરતો મર્દોના ઉપર કબ્રસ્તાનમાં યા પીરોની દરગાહ ઉપર ફાતેહા પઢવા જઇ નહિ શકે?

**જવાબ**-ઔરતોને પીરોની દરગાહ ઉપર ફાતેહા પઢવા જવું જાએઝ નથી. એવી ઔરતો માટે હદીસોમાં સખ્ત વઇદ આવેલી છે. નબી કરીમ સલ. ફરમાવ્યું છે "લઅનલ્લાહો ઝવારાતીલ કોબુર". અર્થ અલ્લાહ તઆ કબ્રો ઉપર જનારી ઔરતોના ઉપર લઅનત કરે છે. કબ્રો ઉપર જવાથી ફિત્નો ફસાદ ઉત્પન્ન થાય છે. ફાતેહા પઢવા માટે કબ્ર ઉપર જવું ઝરૂરી નથી. પોતાના મકાનમાં બેસી સવાબ પહોંચાડી શકે છે, તેમજ મૈય્યતનું મોઢું જોવા માટે કબ્રસ્તાનમાં જવું જાએઝ નથી. મૈય્યતને મકાનથી ઉઠાવતી વખત મોઢું જોઇ લે.

# 'હકીર'નો હોકાર

(૧)

**પારકાં ભણતર.**

સાચી વ્હેણે વ 'જેમાં સદંતર ન જોઇએ,
ખોટા અમોને અન્યના આદર ન જોઇએ.
જેમાં ન હોય દેહની, બુદ્ધિની, ભાવના;
એવાં અમોને પારકાં ભણતર ન જોઇએ.

(૨)

**પારકી સરકાર**

દુષ્કાળ કેરા માઠા સમાચારમાં છે ભય.
માનું જો વાત સત્ય તો ઇન્કારમાં છે ભય,
વાવે છે હિંદીઓ ને લણે પારકાં 'હકીર'
સાચું કહો તો પારકી સરકારમાં છે ભય.

(૩)

**રાજવી કે માનવી?**

ઇચ્છા પ્રજાના હીતની જે સાચવી નથી,
જેને પ્રજાની લાગણીઓ જાણવી નથી.
એવા પ્રજાપતિને કહો કેમ સંબોધવું?
હું તો કહીશ રાજવી પણ માનવી નથી.

(૪)

**બેકારી અને બેકાર**

ગઝલો ન જોઇએ, ગઝલકાર જોઇએ,
બેકારીના એ પાથ ન બેકાર જોઇએ.
ચેતન જે રેડે ભાવના પેદા કરે નવી,
એવાં અમોને કાવ્યના રચનાર જોઇએ.

(૫)

**ઇન્કિલાબ ઝિંદાબાદ**

શિક્ષણની પધ્ધતિમાં કરો કાંઇ ફેરફાર,
અર્થાત જિંદગીમાં કરો કાંઇ ફેરફાર.
છે ઇન્કિલાબનો આ જમાનો 'હકીર' જાણ
એથી જરી જરીમાં કરો કાંઇ ફેરફાર.

(૬)

**કૌમી અવાજ**

જે કૌમથી અધિક ગણે નીજના કાજને
એની જરૂર શી છે અમારી સમાજને
જે કૌમના અવાજમાં હો સ્વાર્થનો અવાજ
હું બંધ જોવા ચાહું છું એવા અવાજને

(૭)

**હિંદમાં દુકાળ!**

કંપિત જોઇને આ બધું વળવાળ છે,
ઊંડે નવીન રોજ હૃદયમાં વરાળ છે.
સત્તર વરસની સર્વે કમાણી તણાઇ ગઇ,
એથી 'હકીર' હિંદમાં આજે દુકાળ છે.

(૮)

**પરદેશી જાળ!**

ખેતી પ્રધાન દેશમાં દુષ્કાળ, ખેદમય!!!
સરકારની આ કેવી છે સંભાળ ખેદમય!!!
કુદરતનો કોપ સત્ય પણ આ વાત છે ખરી
પરદેશીઓની હિંદમાં છે જાળ ખેદમય!!!

(૯)

**બી. એ.ની મોહતાજી**

પજવે છે કેમ કોયડો તુજને કમાઇનો,
મોહતાજ થઇને કાં તું ફરે પાઇ પાઇનો.
કહેવાનું કેમ વાત કે છે દાસ બી. એ પાસ,
ધંધો જો હોત હાથમાં મોચી કે નાઇનો.

(૧૦)

**ઘડી બે ઘડી**

દુન્યામાં આ જીવન છે ઘડી બે ઘડીની વાત,
ન એનું સ્થંભન છે ઘડી બે ઘડીની વાત
છોડીને દેહ પાંજરું આ પ્રાણ પંખેરું,
ક્યારે કરે ગગન છે ઘડી બે ઘડીની વાત.

—હકીર જુનાગઢી

[ પીનાંગ ]

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...બેકાર...



અખંડહિંદમાં જ્યારથી હડતાલની હડતાલ વાગવા માંડી છે; ત્યારથી અનેક ધંધા અને વહેપારની તાલ બેસી ગઇ છે! 'રેલ્વે હડતાળ થશે તો બધા ભૂખે મરી જશે' એમ મનાતુ હતું; પણ કંઈ રેલ્વે વાળાઓને સદ્‌મતિ સુઝી કે તેમણે હડતાળ મોકુફ રાખી. તો વળી ટપાલી કૂદી પડયા! ટપાલીની હડતાલ પછી મજૂરો અને કામદારોએ તથા બીજા અનેક કચડાએલા વર્ગોએ સહાનુભૂતિનો સૂર પુરતાં ટપાલીઓ તેજીમાં આવ્યા! એમના ટાંટિયામા વધુ જોર આવતા તારવાળા અને ટેલીફોનવાળા; પણ શેરડીવાળાને ગંડેરીવાળો ટેકો આપે તેમ ટેકો આપવા લાગ્યા. પરિણામે વહેપારની અને ધંધારોજગારની પત્તર ખમાઇ ગઇ છે. વહેપારીઓ અને પત્રકારોને તો માથે હાથ દેવાનો વારો આવ્યો છે; કારણ કે તેમનો મુખ્ય વ્યવહારજ ટપાલ મારફતે થાય છેને? ટપાલી એ અલ્પજન નથી; પણ મહાન માનવ છે એની હવે લોકને ખાતરી થઇ ગઇ છે. સરકારનેય ખાતરી તો થઇ ગઇ છે; છતાં પોતાની અકડાઇ છોડતી નથી!

એક તરફ આમ ટપાલ-હડતાળ જામી છે તો બીજી બાજુ બેંકોના કારકુનો પણ અવારનવાર હડતાળ પર ઉતરે છે! જિરબંકે જેમ ટોકાની પંચ પાસે પોતાનો ઇન્સાફ કરાવ્યો હતો; તેમ શિક્ષકોનો પગાર વધારો નક્કી કરનાર ભલામણ સમિતિએ ટેકાના પંચ જેવો ન્યાય કરી શિક્ષકોને અન્યાય કર્યો હોઇ, જો મુંબઇ સરકાર ઉદાર દિલે વિચાર નહિ કરે તો પુનઃ શિક્ષકો પણ હડતાલ પર ઉતરશે. અરે! બીજા તો ઠીક પણ ખાનગી ઘોડાગાડી હાંકનારા હડતાલ પાડવાની વાતો કરે છે! અરે! જગતમાં ક્યાંય ન બન્યુ હોય તેવું હડતાળનું સ્વરૂપ ભયંકર બનતું જાય છે. વાઇસરોયના સેક્રેટરીએટના કારકુનો પણ હડતાલ પર ઉતરવાની વિચારણા કરે છે! અને છુટીછવાઇ હડતાલોનો તો પાર જ નથી હવે તો એ હડતાળથી કંટાળીને દિલ્હી સરકાર રાજ ચલાવવાનીજ હડતાલ પાડે તો ઠીક!

●

સાપ જાય ને પાછળ લીસોટા રહી જાય તેમ ત્રિ. મિશન હિંદથી પધારી ગયું અને લીગ-કોંગ્રેસ એક બીજા પર દોષારોપણના ટોપલા ઢાળવા માંડયા! અરે, કલમબાજી અને ભાષણબાજીથી જાણે ધરાયા જ ન હોય તેમ ક્યાંક ક્યાંક છરાબાજી પણ ચમકી રહી છે! રાજદ્વારી આગ પર કોમવાદનું પેટ્રોલ છંટાતાં દેશમાં ઠેરઠેર ભડકા બળી રહ્યા છે ને રક્તથી હોળી રમાઇ રહી છે. અમદાવાદ, વેરાવળ, ઢાકા, અલ્હાબાદ, કાનપુર, લખનૌ, વિજાપુર એમ અનેક સ્થળે કોમવાદની હોળીઓ સળગી ગઇ. અને તેમાંય અમદાવાદના હત્યાકાંડે તો હદ જ કરી! ગુંડાઓને તો "ફાવતું

પું 'ને સૈયે કહ્યું જેવું થયું !" લૂંટફાટનાં હેતુથી એવાં મવાલી તત્વોને તો ધાંધલમાં જ ફાવતું આવેને ? જોતજોતામાં અમદાવાદના માનવો, દાનવ બની ગયા અને પાડોશી પાડોશી ભાઇભાઇનાં ખૂન કરી ક્રીકેટના રનના આંકડાની જેમ ખૂનોનાં આંકડાથી ગણવા લાગ્યા! ડીંગડારાપણાની હદ થઇ! ઝાલિમોનાં પંજરેથી બાળાઓ પણ બચવા ન પામી!

"મઝહબ નહિં સીખાતા
આપસમેં બૈર રખના!"

એમ ઇકબાલની વાણીમાં ભલે મઝહબ કહેતો હોય પણ અહીં તો ધર્મનેજ ગજવામાં ઘાલીને ધર્મ સાચવવો હતોને ? ધર્મના નામે અધર્મી કૃત્યો બંને કોમો કરી રહી છે!

બબ્બે વાર સુલેહ કમિટિઓ સ્થપાઇ પણ સલામ ' કમિટિઓ સમક્ષ સુલેહ કોન્ટ્રેક્ટોનું કંઇ ન ચાલ્યું! હાલમાં મુંઇ સરકારનાં કડક પગલાંથી અને ત્રણ ત્રણ અઠવાડિયાંના ધોકાથી અમદાવાદ ઠાડું પડયું છે પણ મેળમિલન— અને શાંતિ સ્થપાતા તો દિવસો વહી જશે. અમદાવાદને તો શું પણ સમસ્ત હિંદને એકતાનાં દર્શન હવે દોહ્યલાં છે! કોઈ ગુપ્ત હાથોની, કોઇ મદારીગતની તો આ અંતરિક્ષ રમત નથી? હિંદુ-મુસ્લિમો કયાં સુધી જંજર ગંદુ-બનીને બીજાઓના હાથમાં નાચશે? અમને તો જણાય છે કે હિંદીઓને વિનાશ-કાળે જ વિપરીત બુદ્ધિ સુઝી છે!

"તેરી ગઠરીમેં લાગે ચોર;
મુસાફિર જાગ જરા, જાગ જરા!"



એકલું હિંદ જ અશાંતિમાં ખદબદે છે એમજ કંઇ નથી! જગતમાં ઠેરઠેર એજ કમબખ્ત અશાંતિનું સામ્રાજ્ય પ્રવર્તે છે. પેરિસની શાંતિ પરિષદ્ ગોંસોટાના એક જ શબ્દ ધડાકાથી થંભી ગઇ છે. યૂરોપની શાંતિ ધુરંધા ધુરકીમાં આવી વરી છે! ઇંગ્લાં-ની આબાદાનની ૯૦ હજાર તેલ કામદારોની હડતાળ અને ઇરાકના સમુદ્રમાં પ્રવેશેલી ત્રણ બ્રિટીશ ક્રુઝરોએ રશિયાના કાન ઉંચા કર્યા છે. પેલેસ્ટાઇનમાં યહુદીઓ ખૂબ રણે ચડયા છે. પેલી મશહુર હોટલને દારૂખાનાથી ઉડાવી દઇએ પણ ૭૬ બ્રિટીશરોનો ઘાણ કાઢયો છે અને બસો અઢીસોને ઘાયલ કર્યા છે. એટલે હવે પેલેસ્ટાઇનની આગ વધુ ભભૂકી છે. હવે તો પેલેસ્ટાઇનના બે ભાગલા જ પાડવાની વાત મોખરે આવી છે! મિસરમાં કેરો અને એલેકઝાંડ્રીયા ક્રાંતિ માટે થનગની રહ્યાં છે. તુર્કીમાંય બે પક્ષ પડયા છે. જો કે સામા પક્ષને દબાવી દેવાયો છે તોય મારેલા અગ્નિ જેવી ત્યાની સ્થિતિ છે! ચીનનો આન્તરવિગ્રહ પર કાષ્ટાએ પહોંચી મહાવિગ્રહ બની ગયો છે. સિયામમાં રાજાનું ખૂન થયા પછીય શાંતિ સ્થપાઇ નથી; કારણ કે ફ્રાન્સની દાદાગીરી ત્યાં દરમિયાનગીરી કરી રહી છે, અને જાવામાં પણ ડચની દાદાગીરી, બ્રિટીશરોના ટેકા વડે હજીય ટકી રહી છે!

એટમના અખ્તરાએ ભલે પાસિફિકમાં ધાર્યું પરિણામ ન આણ્યું હોય; પણ રમિ-કનોના અંતરમાં આણ્યું છે! મિત્ર દેશો બ્રિટીશ-અમેરિકાની વચ્ચે રશિયનોને ખાડી જેટલું અંતર હતું તે હવે અખાત જેવું પહોળુ થયું છે! એ ત્રણ મધાંતાઓની ઘુરકાઘુરકીમાં જમત પસોવાઇ રહ્યું છે! ખાનો નાચે નો બે હતીયે નાચે. એ મહાસભાઓ તો સમજુતા જાગવા અમલ કરે. પણ આપણાં અળશીયાં

રૂપ રાજસ્થાનો શાનાં એંટી રહ્યાં હશે? ફરીદકોટ ટાઢું પડતાં કાશ્મીર જાગ્યું, ને-તે ટાઢું પડતાં રતલામ અને ડુંગરપુર પ્રજાજનોને રગદોળી રહ્યું છે. વચ્ચે બિકાનેરે પણ ફુંફાડો માર્યો હતો, ગોળીઓ અને લાઠીના જોરથી પ્રજાવાદને કચડવાના દાંડા પુરા થયા છે; છતાં એ મૂર્ખાઓના સ્વર્ગના ઈંડાં ક્યાં અવળાં ડગલાં ભરી રહ્યા હશે? લંકા અને બરમામાં પણ શાંતિ નથી; ત્યાંય ચળવળ અને સળવળ થઇ રહી છે! હવે તો કોઇ એવો મહાત્મા પાકે કે જે તાવીજ, ધાગા દોરા કે મંત્રતંત્ર વડેજ જગતમાં શાંતિ સ્થાપે તો સ્વપાપ બાકી બધાનાંજ મગજના સ્ક્રૂ ઢીલાં થઇ ગયાં છે; ત્યાં કોને કહીએ?

•

ગોરી સંસ્કૃતિ ધમડમાં ને ઘંગંડમાં ક્યાંથી ક્યાં જઇ રહી છે તેની તેમને સુઝ પડતી નથી. જેમ હિંદના સવર્ણો હરિજનોથી ભડકે તેમ અમેરિકાના ગોરાઓ નિગ્રોની આભડછેટ રાખે અને સાઉથ આફ્રિકાના ગોરા હિંદીઓને આઘા કાઢે એ તો જાણે સમજ્યા; પણ નીતિને તો એમણે સાવ નેવે મૂકી છે! ગોરી સંસ્કૃતિએ બર્થકંટ્રોલ દ્વારા વ્યભિચારને ઉત્તેજન આપી જગતને અનીતિના પંથે દોર્યા પછી હવે એક ડગલું આગળ વધે છે. છેલ્લા યુદ્ધમાં અનેક પુરુષોના પ્રાણ નીકળી જવાથી વિધવાની સંખ્યા વધે એ તો દેખીતીજ વાત છે, અને તેમને રોટલો મેળવવા કામ કરી ખાવું પડે એય સાચી વાત છે, જેમકે અમેરિકાની લાખો કુમારિકાઓ અને વિધવાઓ માટે અમેરિકા, ઓસ્ટ્રેલીયા ને ન્યુઝીલૅંડથી વર આયાત કરવાની તૈયારી કરે છે! એમાં તો કંઇ વાંધા જેવું નથી પણ જગત પર વર્ણસંકરતાની આફત ઉતારવા 'ટયુબબેબી'ની શોધ કરી છે. ગમે તે પુરુષનું વીર્ય ગમે તે સ્ત્રીના ગર્ભાધાનમાં મૂકી બાળક ઉત્પન્ન કરાવવું, એને ભલે એ ઉત્તમ શોધ માનતા હોય! પણ હિંદ અને પૂર્વ તો એવી કલ્પના કરવાને પણ પાપ સમજે છે. લજ્જા અને શરમ, અસ્મત અને શિયળની ભલે પશ્ચિમમાં કીંમત ન હોય. પણ પૂર્વ એની કીંમત સમજે છે! એ ટયુબબેબીની શોધ એમને જ મુબારક. હિંદ તો એથી આઘા રહેવામાં જ શોભા છે! જોજો કોઇ અંધધુંધ અનુકરણ કરનાર દેશનેતાઓ મનની બર્થકંટ્રોલના સાધનોની જેમ ટયુબબેબીનાં સાધનોનો 'અખતરો કરી જોવાની' ચેષ્ઠા ન કરે! ત્યાંથી તો નીતિ અનીતિ પાપ પુણ્ય પરવારી ગયું છે અને આપણે તો હજી ખાનદાની, ટેક, નીતિ, વિવેકને માનીએ છીએ, સતીના સતીત્વની કીંમત આપણે આંકીએ છીએ! શીયળના સોદા અને શેયલના ટેકફજેતા તેમને જ મુબારક હો!

•

વળી પાછો રમઝાન માસ આવ્યો છે અને પેલા પૂર્વપરિચિત લાલ પર્દો લાવ્યો છે. ફેર એટલો કે કાપડની અછતને લીધે લાલને બદલે ગમે તે રંગનો પર્દો, પોતાના સ્ભેતા મુજબના ઢંગમાં આવ્યો છે!. રેશનીંગ અને અનાજની અછત છતાંય રમજાના મુબારકના દિન રોજદારો એ પર્દા પાછળ મોઢું છૂપાવી કામચલાઉ પર્દાનશી બની રહ્યા છે! હમે ખુદાના અહકામેનો સવિનય કે અવિનય ભંગ કરનારને ખુદા જોઇ લેશે! પણ મુદ્દાની વાત એ છે કે રમઝાનમાં ધનવાન મુસલમાનોની કોથળીઓનાં મોઢાં ખુલ્લાં થાય છે; તે સબંધમાં કહેવાનું કે સખાવત પહેલાંની જેમ

એ પૈસા મુફ્લીસ ફકીરો વધારવા ! કાળા તરિક ન વપરાય ! ઝકાતથી હટ્ટાકટ્ટા મુસ્ટંડાઓને ઉત્તેજન ન અપાય ! જુની ઘરેડમાં ચાલી અપાતે ઝકાત-ખેરાત આપવાથી ન તો દીનનું ભલું થવાનું છે ન દુન્યાનું. મુસ્લિમ ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવામાં પુસ્તકો વગેરે મદદ કરવામાં ડગમગ ચાલતી ઇસ્લામી કેળવણી સંસ્થાઓને પગભર કરવામાં એ નાણાંનો સદુપયોગ થવો ઘટે. જો એકલાં મુંબઇ ઇલાકાનાંજ ઝકાત-ખેરાતનાં નાણાં સુવ્યવસ્થિત રીતે વપરાય તો એક પણ મુસ્લિમ વિદ્યાર્થી નાણાંના અભાવે ભણતરથી કોરો ન રહી જાય. આ બાબતમાં ઘણું કહેવાય છે, ઘણું કહેવાઈ ગયું છે. પણ મુસ્લિમ જનતાનો 'ચોલી રફતાર બેઢંગી' છોડવા તૈયાર નથી ! મુસલમાનો જાગ્યા છે તો હવે દરેક દિશામાં જાગૃતિ બતાવેજ છુટકો છે ઝકાત-ખેરાત !! ખરી હકદાર સંસ્થાઓમાં ગુજરાત અને બૃહદ ગુજરાતના મુસલમાનોની અપૂર્વ તા'લીમી સેવા બજાવનાર એમ. એમ. પી. હાઈસ્કૂલ અને હોસ્ટેલ પણ છે; એને ન ભુલાય તો સારૂ. વિશેષ તો શું કહીએ ? ખુદા સર્વેને સદ્બુદ્ધિ આપે. આમીન.

◘

મદ્રસએ અશરફીયહ : રાંદેરની એ જાણીતી દરસગાહનો વાર્ષિક ઇનામી જલ્સો તા. ૭-૭-૪૬ના રોજ મૌલાના અબુલ હસન અલી રાહુલહુસ્સીર નદવતુલ ઉલમા-લખનૌ-ના પ્રમુખસ્થાને ઉજવાયો હતો. પ્રમુખસ્થાનેથી ગુજરાતની તવારીખ ઉપર સુંદર પ્રકાશ પાડવામાં આવ્યો હતો. ગુજરાતના અનેક સ્થળેથી પધારી લોકો જલસામાં શરીક થવા પધાર્યા હતા. મદરેસાની પ્રગતિનો અહેવાલ તો આ અંકમાંજ મોહતમીમ સાહેબના રિપોર્ટ પરથી વાચકોને રોશન થશે. રાંદેર દીની ઇલ્મ માટે જાણીતું છે. એનો ઇલ્મ પ્રેમ દિવસે દિવસે વધતો જાય છે, પણ અફસોસની વાત તો એ છે કે રાંદેરની એ દીની સંસ્થાઓના બહારના જેટલો લાભ લે છે; તેટલો ખુદ રાંદેરના બાળકો લેતા નથી. આવા અનાજની કટોકટીના વખતમાં પણ મજકૂર સંસ્થા પોતાની બોર્ડિંગમાં વિદ્યાર્થીઓનું વ્યવસ્થિત રીતે પોષણ કરે એ સાહસ જ કહેવાય. મોહતમીમની વ્યવસ્થા શક્તિ અને તા'લીમ પરની જાતી દેખરેખ દાદની મુસ્તહક છે. રાંદેર અને ડાભેલની આવી દીની દરસગાહોએ ગુજરાતનું નામ અન્ય પ્રાંતોમાં ઉંચું કર્યું છે. જલ્સો ખુબ સફળ થયો હતો. આવા વિદ્વાન પ્રમુખ મળવા બદલ સંસ્થાપકોને મુબારકબાદ અર્પીએ છીએ. ગુજરાતના ઇતિહાસ પર અજવાળું પાડનાર પ્રમુખ સાહેબની એ ઇતિહાસિક તકરીર કલમબદ્ધ થઇ હોત એ ઘણી આવશ્યક નીવડત ! ખુદા મજકૂર મદરેસાને વધુ તરક્કી બક્ષે એ આખરી દુઆ સહિત વિરમીએ છીએ.

—તંત્રી.

## કારવાંના પ્રિય વાંચકોને:—

૧—ટપાલ હડતાલને અંગે જુલાઈ માસનો અંક મોડો રવાના કરવામાં આવ્યો છે. તે બદલ વાંચકો દરગુજર કરશે.

૨—દરેક જાતનો પત્રવહેવાર રાંદેરના સરનામે કરવા નમ્ર વિનંતિ છે

૩—બદલામાં મળતા માસિકો, અઠવાડિકો ને પખવાડિકો કાયમને માટે રાંદેરના સરનામે મોકલવા.

—વ્યવસ્થાપક.

# બલિદાન

એ તો બધાને ખબર છે કે શાહજહાંને ચાર પુત્રો હતા. દારા, શુજાઅ, ઔરંગઝેબ અને મુરાદ તેમાં દારા સૌથી મોટો અને મુરાદ સૌથી નાનો. પરંતુ ઔરંગઝેબના પુત્ર મુહમ્મદ અને શુજાઅની પુત્રી આયશા વિષે થોડાજ જાણતા હશે. શાહજહાંને ચાર પુત્રો ઉપરાંત બે પુત્રી હતી. એક જહાંઆરા ને રોશનઆરા જે ઔરંગઝેબની તરફદાર હતી. શાહઝાદી રોશનઆરાને રમત ગમતનો અને સંગીત વિગેરેનોય શોખ બહુ હતો.

મોગલ બાદશાહોમાં 'નવરોઝ'નો ઉત્સવ ઘણી ધામધૂમથી ઉજવવામાં આવતો. લખનૌમાં હાલ પણ એ ઉત્સવ મનાવવામાં આવે છે જે ખાસ કરીને ૨૧ કે ૨૨મી માર્ચના દિવસે ઉજવવામાં આવે છે એવા એક ઉત્સવના દિવસની આ વાત છે. રોશનઆરાએ પોતાની સખીઓને આમંત્રણ દઈ બોલાવી હતી. તે દિવસે સંગીત અને આતશબાજીના પ્રોગ્રામો હતા. સંગીત પછી આતશબાજી છૂટી. દાવત પછી આધેડ ઉમરની સ્ત્રીઓ વાતો કરવા મંડી અને જુવાન અને ઉચ્છૃંખલ યુવતીઓ આતશબાજીમાં રોકાઈ. શાહજાદા મુહમ્મદને પણ દાવત હતી. તે થોડે દૂર ઉભો રહી એ સર્વ જોઈ રહ્યો હતો તેની ખબર આયશાને પડી ગઈ.

શાહઝાદીએ પણ એક ફૂલઝડી છોડી એટલામાં કોઈ સખીએ તેની છેડછાડ કરી અને તે તેની સાથે વાતોમાં રોકાઈ. શાહઝાદીની આંગળી દાઝતાં તેણીએ હાથમાંથી ફૂલઝડી ફેંકી પરંતુ તે દૂર પડવાને બદલે તેણીના રેશમી વસ્ત્રો પર જઈ પડતાં કપડાં બળવા લાગ્યા. શાહઝાદી ગભરાઈ અને દોડવા લાગી પરંતુ દોડી શકાયું નહિ કેમકે તે પહેલાં શાહઝાદો મુહમ્મદ આવી પહોંચ્યો અને પોતાના બન્ને હાથોથી આગ હોલવી નાખી. આમ કરતાં શાહઝાદાના બંને હાથ દાઝી ગયા અને શાહઝાદીને થોડી આંચ લાગી. આ બાજુ શાહઝાદાને આનંદ હતો કે મારા આ પ્રયાસથી શાહઝાદીની જિંદગી બચી પરંતુ તે બાજુ શાહઝાદી ચિંતાતુર હતી કે મારા કારણે શાહઝાદાના બન્ને હાથ દાઝી ગયા. જે રીતે એક આગથી બંને દાઝયા અને નિશાન પડયા તેજ રીતે તેજ સમયથી મહબ્બતની અગ્નિથી બન્ને બળવા લાગ્યા. અને બન્ને એક બીજાને પ્રેમભરી દ્રષ્ટિથી જોવા લાગ્યા. એ બનાવના થોડા દિવસો પછી શાહજહાંના પુત્રોમાં લડાઈ થઈ મુરાદ અને દારા બન્ને કત્લ થયા. પરંતુ કિસ્મત તો જુઓ, કે શાહઝાદો મુહમ્મદ પોતાના કાકા શુજાઅ સામે લડવા બંગાળા ગયો ને પહેલાં તો આયશા સુલતાના બંગાળા પોતાના બાપની પાસે આવી ગઈ હતી. બંગાળા પહોંચતાંજ શાહઝાદા મુહમ્મદના દિલરૂપી મેદાનમાં બાપ હુકમ અને પોતાની પ્રિયતમાની મહબ્બત વચ્ચે યુદ્ધ જામ્યું. તેમાં મહબ્બતને સફળતા મળી. શાહી ફોજને આ પાર છોડી શાહઝાદો સામે કાંઠે જઈ પોતાના કાકાના સૈન્યમાં જઈ મળ્યો. પોતાની પ્રિયતમાની ખાતર પોતાના બાપના હુકમને આધિન ન થતાં દુશ્મનોમાં જઈ મળ્યો તેના બદલામાં શાહઝાદીએ શું કર્યું તે જુઓ. સત્ય વાત તો એ છે કે બનેના હૃદયમાં પ્રેમની આગ લાગી હતી અને એ આગના કારણેજ પોતાના બાપના સૈન્યને છોડી સામા પક્ષમાં જઈ મળ્યો. બનેના લગન થયાં. એ વાતની ખબર ઔરંગઝેબને પડતાં તે ક્રોધે ભરાયો અને મોટુ સૈન્ય તેની સામે લડવા રવાના કર્યું. તે લોકો આસામના જંગલોમાં નાસી ગયા. ત્યાંના રાજાએ તો પ્રથમ આસરો આપ્યો; પરંતુ પાછળથી દાનત બગાડી બધાને કેદ કર્યા. સત્ય છે જ્યારે મુસીબત પડે છે ત્યારે કોઈ સાથ આપતો નથી. મુહમ્મદ થોડું સૈન્ય લઈ રાજા સામે લડવા ગયો યુધ્ધમાં રાજાએ તલવારનો એક સખ્ત વાર કર્યો પરંતુ એક નવયુવાન દેખાવડો ઘોડેસ્વાર વચ્ચે આવી જતાં મુહમ્મદ બચી ગયો. સ્વારના બે કકડા થયા ત્યારે જોતાંજ મુહમ્મદ રડી પડયો કારણ કે તે ઘોડેસ્વાર બીજું કોઈ નહતું પરંતુ તેની પ્રિયતમા આયશા હતી. શાહઝાદીએ પણ લડી પોતાના પ્રાણ ખોયા.

એ તો ખબર નથી કે એ બંને પ્રેમના શહીદોને કફન મળ્યું કે નહીં. પરંતુ શહીદોને કબ્ર કે કફનની શી જરૂર! તે તો સદાને માટે જીવંત રહે છે.

# તસ્બીહ

અમિર નૈલાના યુગની એ વાતો છે. અમિર નૈલાંનો નિયમ એ નિયમ હતો કે, જુમ્માના દિવસે 'ઇમામવાડા'ની બંધામણી જોવા આવતા. જોઈ કારીગરોને યોગ્ય સલાહ આપતા. તેમના આગમનના કારણે સડક ઉપર વેપારીઓ પોતાની દુકાનો સુશોભિત રીતે ગોઠવતા.

નવાબ સાહેબ નમાઝ પઢવા પછી બાંધકામ જોતા. બાંધકામ જોઇ બજારમાં જતા અને પોતે મનપસંદ વસ્તુ ખરીદ કરતા પછી કારીગરોને હુકમો આપતા કે જેમણે જે ખરીદ્યું હોય તો તે વસ્તુ ખરીદી શકે છે તેની કિંમત સરકારી ખજાનામાંથી અદા કરવામાં આવશે

એક વિધવાને જ્યારે એ ખબર પડી તો પોતાની મુસીબત દૂર કરવાને માટે લાખના દાણાની તસ્બીહ બનાવી બજારમાં જઈ ઉભી. નવાબ સાહેબ પ્રથમ વારજ એક સ્ત્રીને બજારમાં જોઈ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. જેનો હાથ ફક્ત બુરખાની બહાર દેખાતો હતો. અને હાથમાં એક તસ્બીહ હતી. તસ્બીહ સુંદર અને આકર્ષક પણ ન હતી. સાધારણ કોટિનો માણસ તેની કિંમત ફક્ત એક બે આનાથી વધુ ન આંકી શકે એવી એ તસ્બીહ હતી. પરંતુ નવાબ સાહેબની નજર તે વિધવા પર પડી. અને મનમાં સમજી ગયા કે તે કંઇ આશાએ અહીં આવી છે. તે તે તરફ ગયા. તસ્બીહ જોઇ બેલ્યા—"એ તસ્બીહ તો ઘણી સારી છે. સાથે સાથે નવી ચીજ પણ છે મેં એવી તસ્બીહ જોઇ નથી શી કિંમત છે એની?"

વિધવા પોતાના મનમાં આનંદ પામી અને ધ્રૂજતા અવાજે બોલી "હજુરનો ઉપકાર, હું કોણ અને શી મારી કારીગીરી, હું તો અધ્ધરપધ્ધર ટીપી બનાવી લાવી છું. પસંદ પડે તો મારાં અહોભાગ્ય."

"હા, એ ઘણી સારી છે. મને પસંદ પડી છે બોલો એની કિંમત?"

"હજુર એની કિંમત? એ તો લાખની છે!"

"નહીં, એક લાખ તો વધુ કહેવાય. એક હજાર રૂપીઆ આપીશું."

વિધવા આ સાંભળી ગભરાઇ ગઇ. તેના મનમાં તો એની કિંમત ફક્ત એકજ રૂપિયાની હતી અને અહીં તો હજારોની વાત થય છે. તે સમજી કદાચ નવાબ સાહેબ મઝાક કરતા હશે તેણી આશ્ચર્યથી બોલી "એક હજાર!!" નવાબ સાહેબ આશ્ચર્ય પામી બોલ્યા "ઓછી છે! ઠીક બે હજાર"

વિધવા વધુ ગભરાઇ. તેને સ્વપ્નયે ખ્યાલ ન હતો કે આ તસ્બીહની કિંમત બે હજાર રૂપિયા થશે. ખરી વાત જાહેર કરતા તેણી અચકાતી હતી. જે કહેવા ચાહતી તે કહી ન શકી. ફક્ત તેણીના મુખમાંથી એટલુંજ નીકળ્યું "નહીં, નહીં."

વિધવાના ઇન્કારનો અર્થ એ હતો કે મારે એટલી કિંમત નહીં જોઇએ પરંતુ નવાબ ફરી બોલ્યા. "નહીં તો ત્રણ હજાર"

વિધવા ગભરાઇને બોલી "એટલી કિંમત? એ તો લાખની છે."

"એટલા ઓછા પડયા, ઠીક ચાર હજાર."

વિધવા ધ્રુજી ઉઠી. તે એ ન સમજી કે કિંમત કરવામાં આવે છે કે હસી ઉડાવવામાં આવે છે. ડરતાં ડરતા બોલી.

"હું શું કહું? હુઝૂરને જે ગમે તે ખરું?"

"કદાચ એટલા પણ ઓછા હશે ઠીક પાંચ હજાર. હવે એથી વધુ આપવામાં આવશે નહીં. જો કબૂલ હોય તો તસ્બીહ મને આપી દો."

વિધવાએ ખામોશીની સાથે તસ્બીહવાળો હાથ લબાવ્યો. તસ્બીહ લેતાંજ નવાબ સાહેબ બોલ્યા "પાંચ હજાર અત્યારેજ એ વિધવાને ખજાનામાંથી આપી વિદાય કરો." એટલું કહી તે પોતાના મહેલ તરફ પાછા ફર્યા.

-❖- ૮. -❖-

# હું શરાબી છું!

હું શરાબી છું અને આ મારી બોટલ... બોટલ પરંતુ વીસ્કીની નથી, બ્રાન્ડીની નથી, શેમ્પીયનની નથી, પરંતુ ફક્ત એક દેશી શરાબની છે. જેની કિંમત ફક્ત એક રૂપીયો છે. એટલે કે દરેક હિંદુ, મુસલમાન, અમીર, ગરીબ, બ્રાહ્મણ, અછુત, ખેડૂત, ઝમીનદાર તેને ફક્ત એક રૂપીયામાં ખરીદ કરી શકે છે. આ બોટલ મારી પ્રિયતમા છે, તેથીજ જ્યાં જુઓ ત્યાં અમે બંને સાથે જ રહીએ છીએ.

મને તો આપ સારી રીતે જાણતા હશો? જી હાં! હું કોઇ રાજા, ઝમીનદાર, ખાનબહાદુર, કર્નલ કે કેપ્ટન નથી અને ન તો બનવાનો હું તો 'દિલ્હીના શરાબી'ઓનો મિત્ર છું. ઘરથી કોટ પાટલૂન પીના હુ બહાર નીકળતો નથી પરતુ ખાવામાં રોજ દાળ પણ મુશ્કિલથી મળે છે. હવે તો આપ મને ઓળખી ગયા જ હશો. મીડલ ક્લાસનું પ્રાણી છું અરે ભૂલ્યો પ્રાણી નહિં પરતુ માણુસ. મારામાં સૌથી વિશેષ ગુણો જો હોય તો તે એ કે હું રોજ શરાબ પીઉં છું. રોજ સાંજે હું ઘરથી નીકળી સીધો જ દેશી શરાબખાનામાં પહોંચી જાઉં છું. મારા ઘરની પાસે મૌલ્વી પીર જંગલી સાહેબ રહે છે. તેઓ નમાઝના સખ્ત પાબંદ છે. તો પણ ગરીબની નમાઝ કદી કદી આંધી, તૂફાન, વરસાદ વિગેરેના કારણે કઝા થઇ જાય છે; પરંતુ હું શરાબખાનામાં બેસી શરાબ પીવાનું કદી કઝા કરતો નથી. આંધી હોય, તૂફાન હોય, વરસાદ વરસે, ઇદ હો કે મુહર્રમ, બર્લીનનો વિજય દીન હોય કે દેશનેતાઓની ધરપકડ પર હડતાળ હોય, 'પાકિસ્તાન ડે' હો કે 'આઝાદ દીન' ઉજવાતામાં આવે તે વખતે આપ મને શરાબખાનામાંજ જોશો. મને એ સૌથી નફરત છે મને તો ફક્ત એક બોટલ જોઇએ. મારી પ્રિયતમા, મારી સાથી, દુઃખમાં સાથ દેનારી બોટલ! એજ કારણે હુ એક બે ગ્લાસ પીતો નથી પરંતુ આખી બોટલ પીઉં છું. પછી હું જ્યારે ઘર જવા નીકળું છુ તો ફરિસ્તાઓ મને હેરાન કરવા ઉપરથી કાળી રોશની ફેંકવા મંડી પડે છે. એ કાળી રોશની પણ એ રીતે પથરાઇ જાય છે કે જે તરફ નજર ઉપાડો કાળું કાળું જ નજરે પડશે. કાળી રોશની અને અંધારૂં જેને કેટલાક લોકો 'રાત' કહે છે.

જે દુન્યામાં હું રહું છુ ત્યાં બેવકૂફોની વસ્તી વધુ પ્રમાણમાં છે. તેથીજ એ લોકો રાતે જાગવાના બદલે ગાઢ નિદ્રામાં પોઢી જાય છે. રાતે મને સડકોની ઉપર કુતરાઓ સિવાય કોઇનો મેળાપ થતો નથી. હુ શરાબખાનામાંથી ગજગામીનીની ચાલે ઘર તરફ જાઉં છુ પરતુ એ કમબખ્ત પોલિસવાળાઓ નકામા હેરાન કરે છે. 'કેમ! બદમાશ આજ કેમ અધડાય છે, આજે શા માટે વધુ ઢીંચી છે".

ચર્ચીલ જો બર્લીન જીતવાની ખુશીમાં ઝૂમી શકે છે તો પછી હું કેમ ન ઝૂમું. પરંતુ એ ગધેડાના સરદારોને કોણ સમજાવે કે બર્લીનની જીત કરતાં વધુ કઠીન કાર્ય તો શરાબ પીવાનું છે. એટમ બોંબ બનાવવા કરતાં વધુ મુશ્કિલ કાર્ય એક બોટલ પીવાનું છે. જવા દો એ વાતને આખરે તેઓ મૂર્ખના સરદાર જ રહેવાના—હું સડક પર ચાલું છું પરંતુ સડક સાફ કરવાવાળા મારી વિરૂદ્ધ સડક પર જાળ પાથરી દે છે. ખબર નથી એ લોકો મારા દુશ્મન કેમ બની બેઠા છે? જ્યારે સવારે હું હોશમાં-ભાનમાં-આવુ છું તો બિસ્તરાને બદલે ગટરમાં પડેલો દેખાઉં છું અને ઝાડૂ દેનારી મને ઘૃણાની નજરે જૂએ છે.

હું શરાબી છું પરંતુ સાથે સાથે ઇન્સાન પણ છું. અને તે પણ એક શરીફ—જેણે રંગનાયો સિવાય પ્રત્યેક સ્ત્રીની સાથે પોતાની મા, બહેન જેવી વર્તણુંક રાખી છે. હું ભોળો અને હસમુખ છું. સૌના પ્રેમ કરું છું સૌની ઇજ્જત કરું છું. પોતાના ઘરવાળા અને બચ્ચાંને માનભરેલી નજરે જોઉં છું. તો પણ ન જાણે એ લોકો મારાથી કેમ નફરત કરે છે! ઘરના નાના મોટા સૌ મને ઘૃણાની નજરે જુએ છે જાણે કે હું વાઘ, સિંહ, ચિત્તા, રીંછ કે એથી પણ વધુ કોઈ ભયાનક પ્રાણી ન હોઉં એટલું જ નહિં પરંતુ ઘરના નાના મોટા મારી સાથે નજીવી વાતો પર તકરાર કરે છે. એકાદ બે સંભળાવ્યા વિના પણ રહેતા નથી. મારા પડોસીઓ મારા નામની સાથે હમેશા લાનત વરસાવે છે. મારા મહોલ્લાવાળાઓને મેં કદી દિવસ તકલીફ આપી નથી છતાં પણ તેઓ મને નફરત ભરેલ નજરે જુએ છે. સાથે સાથે મને પોતાની નજરોમાં દુન્યાને મહાન ગુનેહગાર સમજે છે. કોઇ વખત રાતના એવું બની જાય છે કે હું મારા મોટા સૂરે ગાયન લલકારવા માંડી પડું છું. કદાચ એ અવાજથી તેમના સોનેરી સ્વપ્નાના તાણાવાણા તૂટી જતા હોય અને પછી તેમને કલાકો લગી આમનેમ પાસા બદલવા પડતા હોય. હું મારા મહોલ્લાવાળાઓની વાતો પર નાદિમ છું. મને મારી ભૂલનો એહસાસ છે મને મારા ગુનાહોનો ઇકરાર છે. પરંતુ અલ-માફ તે શરીફ ડાકુઓ, તે હેવાન, તે રંગીલા ને નાજુક દાંચાઓ કે જેમના વિચારોથી તેમને આરામથી ઉંઘ પણ આવતી નથી છેવટે તે પણ તો ગુનેહગાર છે-તેઓથી એ સજ્જનો કેમ નફરત કરતા નથી! આપ પણ સજ્જન છો સાથે સાથે આપને પણ દિલ છે. તમને તમારા પ્રાણના સોગંદ! જરા દીલ પર હાથ મૂકી ઇન્સાફથી કહો કે હું હીટલર તો નથી કે જેણે યૂરોપનું લોહી ચૂસ્યું. હું તે જાપાની નથી જેણે ચીન લુંટ્યું. હું તે ફ્રાન્કો પણ નથી જેણે સ્પેનના સ્વતંત્રતાનું ગળું ઘૂંટ્યું. હું તે અંગ્રેજ પણ નથી જે હિંદને ગુલામ બનાવી ચૂક્યો છે, હું નફાખોર કે કાળાબજાર કરનારો પણ નથી જેના કારણે બંગાળ કબ્રસ્તાન બની ગયું. હું તે ચાંગ-કાઇ-શેક પણ નથી જે ચીનના કોમ્યુનિસ્ટોની સાથે મસાદ કરવાને બદલે ખૂનામરકી ચલાવી રહ્યો છે. મતલબ કે ન તો હું રાજ્યનો એજન્ટ છું અને ન તો આઝાદીનો દુશ્મન, ન મીલમાલિક છું. ન તો જમીનદાર. ન તો ગરીબો પર સત્તા ચલાવું છું. ન તો ગુનેહગારોને કચડી નાખું છું. ન તો નેતાઓની ગરદન પર તલવાર ચલાવું છું. ન તો ગરીબોના લોહીથી પોતાની ખેતીને સીંચું છું તો પણ સાચે નશો ઉતરી જતા મારા આખા શરીરના [illegible] પણ મીઠું દર્દ થાય છે. અને એ દર્દની સાથે સાથે હું ઊંડા વિચારમાં ડૂબી જાઉં છું. કદી કદી એ પણ વિચાર આવે છે, કે કાશ! હું હિટલર, ટોજો, ફ્રાન્કો, મુસોલીની, ચર્ચીલ, વિગેરે બન્યો હોત તો ઠીક વાત પરંતુ એક શરાબી ન બન્યો હોત. મારા મહોલ્લાવાળાઓ નાઝીઓથી નફરત કરતા નથી, મૂડીવાળાઓના દુશ્મન નથી. પરંતુ એક મારાથીજ તેઓ બેઝાર છે. એટલા માટે કે હું શરાબી છું. હું શરાબ પીઉં છું પરંતુ તે પણ દેશી—કદાચ હું વ્હીસ્કી કે બ્રાન્ડી પીતો હોત તો એ લોકો મારાથી એટલી નફરત ન કરત. મરીજ ગાંધી પુકાર કરી કરીને જનતાને કહે છે કે "ભાઈઓ! દેશી વસ્તુનો ઉપયોગ કરો ને પરદેશી માલનો બહિષ્કાર." બીજા પણ એ

કહેતા નથી કે "વિદેશી માલને ઉપયોગમાં લ્યો." પ્રત્યેક સજ્જન દેશી માલ ખરીદે છે. પ્રત્યેક દેશી માલ ખરીદનાર દેશભક્ત હોય છે. જો દેશી ચીજોનો ઉપયોગ કરવો ગુનોહ નથી તો પછી દેશી શરાબ પીવું પણ ગુનાહ નથી? મારા પાડોશીઓ માને છે કે "હું કોઈ મહાન પુરુષ નથી એ કારણે મારા માટે શરાબ જાઇઝ નથી." સાંભળ્યું આપે! કેટલા ઉચ્ચ વિચારો છે! વિચારોના ગહનતા પણ કેટલી ઉચ્ચ છે! જો હું 'જોશ', કિશનચંદ્ર, પાવેલ, આઝાદ, નહેરુ, વલ્લભ, બોઝ, કાઇદ વિગેરેમાંથી કોઈપણ હોત તો મારા માટે શરાબ જાઇઝ હતી. મારા બીજા એક પાડોશી માને છે કે 'ફક્ત શાયરોના માટે જ શરાબ જાઇઝ છે' હું શાયર નથી, મારા પાસેથી બોટલ છીનવી શકાય છે માન્યું કે મારી ગઝલોમાં દમ નથી એકેય દીવાન પ્રગટ થયું નથી મારી ગઝલો એડિટરો ફાડી નાખે છે. મશ્હૂર થવાની સાથે શરાબને શો સંબંધ? શાયરી કરવી એ એક કળા અને શરાબ પીવું એ બીજી કળા છે. મારી પાસેથી બોટલ ન લો, મને પીવા દો... પી...વા...દો. એ શ્યો ખોટું કેમ લગાડો છો...કેમ ઘૃણા કરો છો...કેમ ઈર્ષા કરો છો... તમે પણ પીઓ—એક બે ગ્લાસ નહિ પરંતુ પૂરી બોટલ—પેટ ભરીને પીઓ. સૌને પીવડાવો—ખૂબ પીઓ—કે જેથી આખી દુન્યાના દરેક ખાણુંગો નશામાં ચૂર થઈ જાય

●

હાં તો હું શરાબી છું. દુન્યાનો પ્રત્યેક મહાન પુરુષ શરાબી થયો છે–હોય છે–અને હશે–હયગલ, મિલ્ટન, બાયરન, હિટમ, ગોહટે, શેક્સપીઅર, ઉમર ખૈયામ, ફિરદોસી, ગાલિબ, મહબાલથી માંડી સિકંદર, નેપોલીયન, ચંગીઝ, બાબર, ઘોરી, શાહજહાં, જહાંગીર, શિવાજી, હિટલર, મુસોલીની, રૂઝવેલ્ટ, સુધીના સૌ શરાબી હતા. રોમારોલાં, બર્નાડ શૉ, એલીયા હેરનબર્ગ, જોશ, કિશનચંદ્રથી લઇ ચર્ચીલ, એટલી, ક્રિપ્સ, ટ્રુમેન, ફારૂક, અરમત, ચાંગ-કાઈ-શેક, ડગોલે, રૂઝવેલ્ટ, અને સ્ટેલીન સુધી શરાબ પીએ છે. મતલબ કે દુન્યાનો પ્રત્યેક સમજદાર ઇન્સાન શરાબી હોય છે.

●

છી વીસ્કી નહીં. તેના પીવાથી થોડી મસ્તી ચડી જાય અને આંખો લાલ થઇને રહી જાય છે. મેં દેશી શરાબની બોટલ છે અને હું—મને મારા વતનથી પ્રેમ છે. સૌને પોતાનો દેશ પ્રિય હોય છે. હું પણ વતનપ્રેમી છું વતનનો ચાહક છું. દરેક વીદેશીથી મને નફરત છે. ભલે પછી શરાબ હોય કે અંગ્રેજ–હું ખાદી પહેરૂં છું અને જે પીઉં છું તે પણ દેશી. તો પણ હું એક બે ગ્લાસ પીને શરાબની બેઇઝઝતી કરતો નથી, ન તો શરાબીઓના નામને કલંક લગાડું છું. પૂરી એક બોટલ જેને પીને હું ઇન્સાનીયતના દાયરામાંથી બહાર નીકળી જાઉં છું. નશાથી ભરપૂર એવી દુન્યાની ઉચ્ચ મંઝિલે હું પહોંચી જાઉં છું. તે મસ્તી, તે આનંદ, તે નશો જે મને બોટલ ખાલી થયા પછી મળે છે, મને ઘણોય આનંદમય લાગે છે. એનાથીજ ખરી રીતે મને પ્રેમ છે. પરંતુ જનતા એ નશાને પસંદ કરતી નથી તેઓ નેક આનંદથી જોજનો માઇલ દૂર રહે છે. એજ કારણે તેઓ તેને ગુનાહ સમજે છે. કોઇ કહે છે 'નશો ખરાબ છે.' તો કોઇ કહે છે 'નશાવાળાથી તો રંડીબાજ સારો છે.' એ સૌ અવાજ મારા કર્ણોમાં ગૂંજે છે. હું એ સૌના વિચારો જાણું છું. એ 'સંભાળ પૂર્વક ભાષણો, શિખામણો, રોજ સાંભળુ છું નશાથી એ ગરીબો ઘૃણા કરે છે. તેઓ માને છે કે દુન્યામાં સૌથી વધુ ખરાબ વસ્તુ હોય તો તે નશો છે. જો શરાબ પીવાથી નશો ન

## તરંગ–રંગ

(મુખમ્મસ)

દુઃખો મારાં સુખોમાં રાતદિન વસનાર શું જાણે ?
જફા કરનાર શું જાણે વ્યથા દેનાર શું જાણે ?
સહુ છું આપદાઓ કેવી પારાવાર શું જાણે ?
પ્રજળતા દિલની મૂગી આહોને ચિતાર શું જાણે ?
બધું જાણે છે પણ જાણીને ચુપ રહેનાર શું જાણે ?

જિગરમાં કોટી આશાઓ તો અરમાનો હૃદયમાં છે,
ઉથલ પાથલ અનેરી જોઉં છું કંઈ એ ઉભયમાં છે,
ખુદા જાણે અસર કેવી અરે ! આ તો પ્રણયમાં છે;
જીવન જેનાથી માઈ આવી પડયું હાય ભયમાં છે;
આ મારી દુર્દશાને દુર્દશા કરનાર શું જાણે ?

જશે આ બાળવય જાગ્રત ઘણાં અરમાન થઈ જાશે;
અંગેઅંગમાં નવું ચેતન નવું તૂફાન થઈ જાશે;
ઉમંગો આ નાના અંતર તણા મહેમાન થઈ જાશે,
જુવાની તેરી આફત છે ખરી પહેચાન થઈ જાશે;
હજૂ નાદાન છે તે પ્રેમના વહેવાર શું જાણે ?

અદાઓ છે નિરાલી રૂપની દુન્યા નિરાલી છે,
ભરી છે, ફરતા દિલમાં ને વાતો ભોલીભાલી છે,
પિયારા પ્રેમને એમાં મળી ક્યારે ખુશાલી છે;
વ્યથા છે દર્દ છે ગમરંજ છે ને પાયમાલી છે;
છતાં દિલ મોહ–વશ કાં થાય વારંવાર શું જાણે ?

દિલાસા સ્વપ્નમાં આવીને મુજને નિત્ય દઈ જાતો,
પ્રણયની સાંભળી જાતો અને કરતો હતો વાતો;
હતી રંગીન ને ખુશ્હાલ મારા કાજ તે ગાતો;
ન તે રાતો છે વાતો છે રહ્યા કેવળ વલોપાતો,
બગાડી ક્યાં ગયો મારો સુખી સંસાર શું જાણે ?

છે કમસિન મારો કાતિલ ને ઘણા દમ્મર ગર્વે છે,
કમર પતલી છે નાજુક છે છતાં તલ્વાર રાખે છે;
કમાને તીર ખેંચીને સદા તૈયાર રાખે છે;
વળી મુજ કત્લનો દિલમાં અટલ નિર્ધાર રાખે છે;
પરંતુ તેના કોમળ હાથ કરતા વાર શું જાણે !



હૃદય-વ્યાકૂળતા ધીરજ ને અંતર-યાતના ધીરજ;
પ્રતિક્ષાની વ્યથા ધીરજ વિરહની વેદના ધીરજ;
જરા ધીરજ જરા ધીરજ હે! દિલની ચાહના ધીરજ;
હજૂ કરવી છે મુજને ફરની આરાધના ધીરજ;
મુજ ઉર-આવેશના ઉન્માદને જોનાર શું જાણે?

ઉમંગોથી ભરેલું દિલ મળ્યુ સાથે યુવાની છે;
ઘટા કાળી, હવા શીતળ અને મોસમ મઝાની છે,
બધું વાતાવરણ છે ખુશનુમા ને શાદમાની છે;
પ્રસંગ છે આજ તો પીશે ક્ષણિક આ જિંદગાની છે,
કૃપાળુના તું બોધક આ બધા ઉપકાર શું જાણે?

હૃદય માગ્યું મેં આપ્યુ એટલી થઈ ગઈ ખતા મારી;
હવે સામે જુએ એને પડી છે શું ભલા મારી,
એ ઝાલિમને કહું છું તો કહે જાણે બલા મારી;
હું કોને જઈને બતલાવું છે કેવી દુર્દશા મારી;
સિતમ કેવા મેં સહ્યું ને સિતમ કરનાર શું જાણે?

તમારું પણ કોઈથી દિલ જો લાગી જાત તો જાણું;
મદન કરવા પડે મુજ સમ પ્રણય અજ્ઞાન તો જાણું,
વિરહની વેદનાની બળતરા સમજાત તો જાણું,
તડપવામાં નિશાઓ પૂર્ણ સારી થાત તો જાણું,
પછી કોદી ન કહેશો મુજ જલાઓ પ્યાર શું જાણે!

ઘડીમાં નબ્ઝની ઠંડી ઘડીમાં ચાલ સારી છે;
ન નિદ્રા છે ન સુખ છે બેકરારી બેકરારી છે;
મસીહા શું તું કરશે આ અજબ બીમારી મારી છે;
દવા લાગીને જા બસ મોત હમણાં આવનારી છે;
પ્રણયના રોગીના નાદાન તું ઉપચાર શું જાણે?

ઘણી આજીજીઓથી કરને "બિસ્મિલ" મનાવું છું;
કરેલા વાયદાની યાદ પણ એને અપાવું છું;
કદી પણ કોઈ રીતે એની સામે હું ન ફાવું છું:
સિતમ છે કે સિતમગરથી છતાં ઉલ્ફત નિભાવું છું;
હવે તૂટી ગયું છે પ્રેમમાં દિલ યાર શું જાણે!

"બિસ્મિલ" પેલાજવી



# રંગુન–(બર્મા)ના ગ્રાહકોને

[બર્મા જાપાનીસ શત્રુના હાથમાં પડ્યા પછી ટપાલ વ્યવહાર બંધ થઈ ગયો હતો. જે ગ્રાહકોનું લવાજમ જ્યાં સુધી પહોંચ્યું હોય ત્યાં સુધી તેમના અંકો અમાનત તરીકે રાખી મુકવામાં આવ્યા હતા. હિંદ તરફ આવી ગયેલા સાહેબો પૈકી જેમણે હિન્દ ખાતેના સરનામા મોકલાવ્યા હતા તેમને તેમના અંકો રવાના કરી આપ્યા હતા. હજી નીચે મુજબના ગ્રાહકોના **નવા સરનામા** અમને મળી જશે તો તેમના અમાનત પડી રહેલા અંકો રવાના કરી શકાશે. આશા છે કે તેઓ નવા સરનામા મોકલી આપવા ચૂકશેજ નહિ. —**મેનેજર**]

(૧) „ એ. દાદાભાઈ બ્રધર્સ (બર્મા) લિ ૨૮, એડવર્ડ સ્ટ્રીટ રંગૂન
(૨) „ અલીમુહમ્મદ તૈયબ એન્ડ કો પો. બો. ૫૨૪ „
(૩) „ આઝમ આરિફ બ્રધર્સ. ૭૩૦, મરચન્ટ સ્ટ્રીટ „
(૪) „ મુસાફ ઇસ્માઇલ અમ્છા બ્રધર્સ. „ ૫૩૦, ડેલહાઉસી સ્ટ્રીટ „
(૫) „ અહમદ હુસૈન અમ્છા એન્ડ કો પો. બો. ૮૨૧ „
(૬) „ એમ. ઈ. ભાયા એન્ડ સન્સ. (બર્મા) લિ. પો. બો ૩૩૮ „
(૭) „ સુલેમાન દાદાભાઈ બ્રધર્સ લિ પો. બો. ૧૯૩ „
(૮) „ વાઈ. એ. ગની સન્સ ચાઇના સ્ટ્રીટ, પો. બો. ૩૧ „
(૯) „ હાજી બી. એમ. મોતીવાલા. એન્ડ સન્સ. પો. બો. ૩૨ „
(૧૦) „ એમ. આઇ. ધીરીભાઇ એન્ડ કું ઘરનં.૫૧,સ્ટ્રીટન.૨૮ પો.બો. ૭૯„
(૧૧) „ Hnithah સવા એન્ડ કું ૫૨૧, ડેલહાઉસી સ્ટ્રીટ „
(૧૨) એમ. એ. જીનવાલા. પો. બો. ૨૩૧. ૬૦ ચાઇના „ „
(૧૩) ડી. એમ અમ્છા, ૧૩૨, એડવર્ડ સ્ટ્રીટ રંગૂન
(૧૪) સુલેમાન ઇસ્માઇલ ગાભલા ૨૫૪, મોગલ „ „
(૧૫) અહમદ ઇબ્રાહીમ માલમ, ૧૩૯, માઉટોમે „ „
(૧૬) અહમદ ઇસ્માઇલ અમ્છા ૫૫.૫૮ ચાઇના „ „
(૧૭) મેક્રેટરી યંગમેન મેમણ એસોસિએશન પો બો ૮૧૯ „
(૧૮) જુનુસ ઉસ્માન. „ . ૯૫ „
(૧૯) મુહમ્મદ ઇબ્રાહીમ મુન્ના ઘર નં. ૬૬, સ્ટ્રીટ નં ૨૫ „ ૬૩૪ „
(૨૦) એસ આઇ એમ એચ તૈયબ એન્ડ કું નં. ૫, Konzouc રોડ બસીન
(૨૧) એ સી. પટેલ. ૯, Zegyaung રોડ „
(૨૨) ઇસ્માઇલ ફરિદાક ઓગાટ ૭, „ „
(૨૩) સુલેમાન અબ્દુલ શકૂર રંગુન શોપ સ્ટ્રેન્ડ રોડ Bogale
(૨૪) જમાલ અબ્દુલ કરીમ. કાપડના વેપારી સ્ટ્રેન્ડ રોડ „
(૨૫) મેસર્સ આર અબુજી નાહેદ એન્ડ કો પો. બો. ૫૮, Mergui
(૨૬) „ ઇસ્માઇલ મુહમ્મદ સીમજી એન્ડ સન્સ લિ ૩૬, જનેરલ સ્ટ્રીટ Prome
(૨૭) નુરમુહમ્મદ કમર એન્ડ સન્સ ૬૧. ઘોડ઼ર મેઇન રોડ મોલમીન
(૨૮) અબ્દુલસત્તાર હાજી અલીમુહમ્મદ. મારવાડી સ્કુલ સામે, ૨૮. રોડ-માંડલે
(૨૯) એમ. ઇ. જીલીયા Aunghan (P. S. S બર્મા)
(૩૦) ઇસ્માઇલ યુસુફ બોલા. બઝાર સામે Myingyan (U. Burma)
(૩૧) ઇબ્રાહીમ યુસુફ પટેલ જનરલ મરચન્ટ Myittha (U. Burma)

"કારવાં"ના રંગુનના એજન્ટ—
M/S E. E. KAKA & SONS.
472, Dalhousie Street, Rangoon.

ઉર્દૂ-સાહિત્યના

મુસ્લિમ

# મહાન શાયરો

'ઇન્શા', 'મોમિન', અને 'મસહફી'.



સૈયદ 'ઇન્શા' દહેલ્વી સાહબ'-શાયરીની દુન્યામાં 'ઇન્શા'ની એક એવી હસ્તી થઇ ગઇ કે જે પોતાની શરૂઆતના કારણે તે યુગના શાયરો માટે એક મુસીબત અને છેવટના ભાગમાં દુન્યાવાળાઓ માટે એક ઇબ્રત સમાન હતી. તે આકાશની એક બાજુએથી ચમકી પોતાના પ્રકાશથી સર્વની આંખોને ઝુંઘલી કરી અલોપ થઇ ગઇ. ઉમરાવો અને બાદશાહોએ પોતાના માથા પર બેસાડયા અને પોતાના જ પગોથી રગદોળી નાખ્યા. સૈયદ 'ઇન્શા' સાહિત્યના ઉંડા અભ્યાસથી શાયરીનો ઉચ્ચ મતબો ધરાવતા હતા કોઇ નવી વસ્તુ પૈદા કરવી અને કોઇ નવી વાત કાઢવી એ મેદાનમાં તેમનો પગ સૌથી ઉચ્ચ છે. 'ઇન્શા'નું જીવન વૃત્તાંત વાંચવું હોય તો 'આબે હયાત' જુઓ. તેમના સમયના યુગમાં 'મીર', 'સૌદા', અને 'દર્દ', દહેલીમાં મૌજૂદ હતા. તેમની બરાબરીની જોડમાં કોઇ ન હતું. જો આવા પુરૂષ પાસેથી કોઇ ડ્રામા કે કોઇ સારી ચીજ લખાઇ હોત તો ઘણું ઉચ્ચ ગણાત! તે બાપાને દેખાવા માટે ઘણા ઘણા પ્રયોગો કરવા ચાહતા. સૈયદ 'ઇન્શા' હિંદુસ્તાનના તે પ્રથમ પુરૂષ છે કે જેમણે ઉર્દૂમાં પ્રથમ જ વ્યાકરણ 'દરયાએ લતાફત'ના નામે રચ્યું. 'ઇન્શા'એ આવા પ્રકારનું કાર્ય જે મિર્ઝા રફીઅ સૌદાએ શરૂ કર્યું તે ચાલુ રાખ્યું.

સૈયદ ઇન્શાં અલ્લાખાન નામ—'ઇન્શા' ઉપનામ-તેમના વડવાઓ નજફ શરીફથી દહેલી આવ્યા. તેમના પિતા હકીમ માશા અલ્લાખાન દહેલીમાં રાજવૈદ્ય હતા. દહેલીના પતન પછી મુરાદાબાદ ગયા. ત્યાં સૈયદ 'ઇન્શા' ઇ. સ. ૧૭૫૬ કે ૧૭૫૮ના વચગાળામાં પૈદા થયા. 'ઇન્શા'એ સારૂં શિક્ષણ પ્રાપ્ત કર્યું. શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી આપ દહેલી ગયા. પ્રથમ 'સૌઝ'થી ઇસ્લાહ લેવા લાગ્યા. પછીથી 'મસહફી'ના શાગિર્દ થયા. શાહ આલમ બાદશાહે પોતાના દરબારીઓમાં એમને જગ્યા આપી. જ્યા તેમણે લતાફત અને ઝરાફતથી તે ગુલ ઉડાવ્યાં કે આખી મેહફિલને હસાવી દીધી. ત્યાર પછી તો દરબારનો નાશ અને આપસમા શાયરોની તકરારથી કંટાળી લખનૌ ગયા ત્યા નવાબ સઆદતઅલીખાંની મિત્રતા સ્વીકારી પરંતુ કોઇ વાતમા મતભેદ પડતાં તેમજ નવાબ સાહેબના નારાજગીના કારણે દરબારમા આવતા બંધ થયા. આ બાજુ જુવાન પુત્રના મરણથી તેમજ પગાર બંધ થવાના કારણે ઉપવાસ કરવા પડયા. અને છેવટે એજ હાલતમાં ઇ. સ. ૧૮૧૭ માં લખનૌમાં મરણ પામ્યા. 'ઇન્શા' અને 'મસહફી'ના મોરચા જાણીતા છે. આપનું દીવાન પ્રગટ થઇ ચૂક્યું છે. જુઓ આપની શાયરીના થોડાક નમૂનાઃ—

"ઝિંદગી સહી, અદા સહી, ઘૈને જર્બાં સહી,
ચેહ સબ સહી, પર એક નહીંકી નહીં સહી."

× + ×

"જિગરકી આગ બુઝે જિસમે જલ્દ વેહ શય લા.
લગાકે બર્ફમેં સાકી સુરાહી મય લા."

× + ×

"નઝાકત ઉસ ગુલે રઅનાકી દેખો 'ઇન્શા',
નસીમે સુબ્હ જો છૂ જાયે રંગ હો મૈલા."

× × ×

"ન છોળ એ નકહતે બાદે
બહારી રાહ લગ અપની,
તુઝે અટખિલીયાં સૂઝી હૈં
હમ બેઝાર બૈઠે હૈં."

× × +

**"મોમિન" દહેલ્વી સાહબ:—** જો કોઇ મને પ્રશ્ન કરે કે ઉર્દૂ સાહિત્યના ગરદ્દર અને સારા સારા શાઇરો કયા કયા? તો હું નિર્ભયપણે જવાબ આપું કે 'મીર' અને 'મોમિન'. મોમિને ગઝલનું ઋણ અદા કર્યું છે અને તે પણ ખરા અર્થોમાં ગઝલો રચીને. ન તો તેમની શાઇરીમાં ફિલ્સૂફીયે હિકમતના ભારે વિચારો છે ન તો તસવ્વુફની ગહનતા જાણે તેમની શાઇરી વીનેલા વાર્તા કે વાત અથવા પરોવાયલી કહાણી છે, જેમાં લખવાની રીત અને ઢંગે ચાર ચાંદ લગાડી દીધા છે. એજ એમના કલામની વિશિષ્ટતા છે. તેનણે કહેવાની અને લખવાની શૈલિમાં અજબ આશ્ચર્યતા અને નાજુક વિચારોથી કામ લીધું છે, તેમજ સમજાવવાની નવી નવી રીતે. ગ્રહણ કરી છે. તેમના કલામમાં ફારસીની રીતોનો પણ ઉપયોગ કરાયો છે. પરતુ તેમાં 'ગાલિબ' જેવી કઠીનતા નથી. તેના સરળતા છે એ ઉપરાંત સાહિત્યમાં એમનો દરજ્જો કંઇ ઓછો નથી તેઓ ઉર્દૂ શાઇરીમાં એક વિશિષ્ટપણું ધરાવે છે. ગઝલ એવા તરન્નુમ (રાગ)થી અને દર્દથી ભરપૂર અવાજે લલકારતા કે સાંભળનારા વજદમાં આવી જતા.

હકીમ મોમિનખાં નામ-'મોમિન' ઉપનામ દહેલીના રહેવાસી-ઇ. સ. ૧૮૦૦માં દહેલીમાં પૈદા થયા. પિતાનું નામ હકીમ ગુલામનબીખાન હતું. દાદા નામદારખાન કાશ્મિરથી આવ્યા હતા અને શાહી હકીમ તરીકે રહ્યા. 'મોમિન'ના પિતાને શાહ વલીયુલ્લાહ (રહ૦)ના ખાનદાનથી ઘણી મહબ્બત હતી. તેથીજ 'મોમિન'નું નામ શાહ અબ્દુલ અઝીઝ (રહ૦) સાહેબે રાખ્યું. એમણે શાહ અબ્દુલ કાદિર સાહબથી શિક્ષણ પ્રાપ્ત કર્યું. એક પ્રખ્યાત હકીમ ઉપરાંત તેઓ ભવિષ્યવેત્તા પણ હતા. તેમણે પોતાના છત પરથી પડવાની તારીખ "દસ્તો બાઝો બશિકસ્ત" કહી હતી જે બિલ્કુલ ખરી નીકળી તારીખ કહેવામાં પણ તેઓ કામિલ હતા. 'મોમિને' કદી કોઇના વખાણ કર્યા નથી, ન તો કોઇ હાકિમના દરબારમાં ગયા દહેલીમાં ઇ. સ. ૧૮૫૧માં મરણ પામ્યા. તેમની કબ્ર પાકી બાંધેલી છે. જેના પર તારીખ અને નામ કોતરેલું છે. દહેલી દરવાજા બહાર મહેંદીયુંમાં મઝાર છે. દીવાન પ્રગટ થઇ ચૂક્યું છે.

જુઓ એમની શાઇરીની થોડીક કંડિકાઓ.

"તુમ મેરે પાસ હોતે હો ગોયા,
જબ કોઇ દૂસરા નહીં હોતા."

+ × ×

"પામાલ એક નઝરમે કરારો સબાત હૈ;
ફિરકો ન દેખના નિગહે ઇલ્તફાતસે."

+ + +

"કિયા તુમને કત્લે જહાં એક નઝરમેં;
કિસીને ન: દેખા તમાશા કિસીકા."

+ + ×

"અસરે ગમ ઝરા બતા દેના,
વોહ બહોત પુછતે હૈ કેયા હૈ મરિઝ?"

× × +

"જિસે આપ ગિનતે થે આશના,
જિસે આપ કહેતે થે બાવફા,
મૈં વહી હું 'મોમિન' મુબ્તિલા,
તુમ્હેં યાદ હો કે નઃ યાદ હો."

× + ×

**'મસહફી' અમરોહી સાહબઃ**-મસહફીની ઉસ્તાદીનું લોહું લગભગ બધાએ જ માન્યું છે. તેમની વિચારશકિત અને શાઇરીને ન માને-સ્વીકારે એવો કોણ છે? લગભગ બધા વિવેચકોએ તેમને પ્રથમ જગ્યા આપી છે. પરંતુ એ આશ્ચર્યની વાત છે કે તેઓ જે રીતની ઇજ્જત અને ખ્યાતીના યાદક હતા તે ન મળી. તેમની સજ્જનતા કંઇ એવી રીતે દબાઇને રહી ગઇ કે આમ જનતા તો તેમને ઉસ્તાદ ગણે છે પરંતુ તેમની શાઇરીથી તેઓ બિલકુલ વાકેફકાર નથી એનું કારણ એ છે કે 'મસહફી' પોતાની કૃતિઓ ગરીબાઇના પરિણામે વેચતા હતા. શાઇરીને પોતાનું ગુજરાન બનાવવાના પરિણામે કેટલી સારી કૃતિઓ તેમના હાથથી નીકળી ગઇ. 'મસહફી'એ ઉર્દૂ સહિત્ય પર એ ઉપકાર કર્યો કે શાઇરોના વર્ણનો લખી તેમને નવી જિંદગી અર્પી. 'મસહફી'ના એ વર્ણનો 'રિયાઝુલ ફુસહા'; 'અકદે સુરૈયા' અને 'તઝકિરએ હિંદ'ના નામે પ્રગટ થયા છે. તેઓ ઘણું માન ધરાવતા હતા, અને લાંબુ આયુષ્ય પણ ભોગવ્યું. તેથી જ તેઓ પોતાના યુગના શાઇરોના જિંદગીથી સારી રીતે વાકેફકાર હતા

શેખ ગુલામ હમદાની નામ-'મસહફી' ઉપનામ ઈ. સ. ૧૭૫૦ માં અમરોહામાં પૈદા થયા. પિતાનું નામ 'વલી મુહમ્મદ-મુરાદાબાદ માંજ વતન ત્યાગીને દહેલી આવ્યા અને શિક્ષણમાં તલ્લીન થઇ ગયા. દહેલીની બુઝુર્ગ હસ્તીઓનો લાભ ઉઠાવ્યો. તે દિવસોમાં દહેલીમાં ગરીબાઇનો યુગ હતો અને લખનૌમાં સખાવત-દાનની ગંગા વહેતી હતી. મસહફી પણ દહેલીને ત્યાગી આસિફ દૌલાના યુગમાં લખનૌ ગયા મિર્ઝા સુલૈમાન શિકોહાએ પોતાના દરબારી શાઇર બનાવ્યા. અહિ પણ આપની શાઇરીની જેહદે તેટલી કદ્ર થઇ. પરંતુ છેવટમાં 'ઇન્શા'ના આવ્યા પર તેમની સાથે મોરચા મંડાયા. 'ઇન્શા'નું લખનૌમાં આવવું એક આંધી, તુફાન થઇ પડયું. જ્યાં લગી જીવ્યા ત્યાં લગી લખનૌમાંજ રહ્યા. પરંતુ દહેલીની યાદ તો મરતા લગી રહી. ઇ. સ. ૧૮૨૪માં લખનૌમાં મરણ પામ્યા. આણુયે લખનૌ આપતુ શાગિર્દ હતું પરંતુ 'નાસિખ' અને 'આતિશ' એમના પછી એવા શાગિર્દ થયા કે જેઓ ઉસ્તાદ તરીકે ગણાયા.

જુઓ આપની શાઇરીની થોડીક પંકિતઓઃ—

"શિકસ્તે ઉમ્મીદ નો કબ હમકો નજર આતી હૈ,
સૂરતે યાસકી બનબનકે બિગડ જાતી હૈ."

× × ×

"ઝુલ્ફેં જો મુહમેં લેં તો કહા માર ખાયેગા,
જો ચૂં કરે તો ગોશાકે તલ્વાર ખાયેગા."

× × ×

"બેદર્દી કો અપને દેખકે દેહને લગા શેખ,
દે દે કિસીકા ખૂન હુઆ મેરે દામસે."

× + ×

"મૈં ઉસકે હુસ્ને આલમકી કયા કરૂં તારીફ,
નઃ પૂછ મુઝસે કે આલમ દિખાયે હૈ કયા કયા!"

+ × +

"મસહફી" હમ તો યેહ સમઝેથે કે હોગા કોઇ ઝખ્મ;
તેરે દિલમેં તો બહુત કામ રફૂકા નિકલા."

—અપૂર્ણ.

# —: અંતિમ :—

રડશો નહીં રડશો નહીં હું જાઉં છું રડશો નહીં,
નિજ અશ્રુની સરિતા વહાવી જીવતો કરશો નહીં.

મમતા રડાવે છે નહીં મારી તમારી સર્વની,
મમતા જીવનનું ફીણ છે તેથી તૃષિત મરશો નહીં.

જગ છે મરણના મુખમાં એ છે અટલ ઇશ કાયદો,
ખરતા સિતારાને કદી પળવાર આંતરશો નહીં.

સંસાર આરેથી ઉતારી નાવ જાઉં અનંતમાં,
નવ જાણું કે કયાં જાઉં છું, કયાં જાઓ છો પૂછશો નહીં.

ઘટમાં હતી ત્રિવેણી ઈડા, પિંગલા, સુષુમણા,
તેનો અનંત શું થાય સંગમ લેશ અવગણશો નહીં.

સર્પો તજે છે કંચુકી ત્યમ મેં તજ્યો સંસારને,
અસિ મ્યાનથી નીકળે છતાં તે ગઈ મરી કહેશો નહીં.

ઘા હૃદયના કારી કે હળવા દિન જતાં રૂઝાય છે,
એવા રૂઝાશે કે પછી તેનું સ્મરણ કરશો. નહીં.

ને વિસ્મરણનું ઘેન વિશ્વેશે દીધુ જાણી દયા,
તેથી મદાયે ઘા—સ્મરણનુ દુઃખ આદરશો નહીં.

પણ યાદ તો આવે ઉતરતાં ઘેન આ સંસારનું,
ત્યારે પ્રસંગોચિત દેવા અંજલિ ભૂલશો નહીં.

તમ પ્રેમ જો અવિચળ હશે તો રહીશ આવી હૃદયમાં,
પણ એટલું તો માગું કે હૈયેથી વીસરશો નહીં.

કીર્તિ કમાઇ જે ગયો તેનું પવાર ખરૂં જીવન,
કહેવું ઘટે ના પણ કહું કીર્તિહીણા રહેશો નહીં.

ખંડેરાવ માનાજી પવાર

સમક્ષ વાત તો આવવી જ જોઇએને? તને કોઇએ ઉંધે રસ્તે દોરી છે તારી મૂર્તિ મારા અંતરપટે બિરાજી છે. તારૂં ને મારૂં હૃદય એવાં તો એકમેક થઇ ગયાં છે કે વિશ્વ ઉપરની કોઇ પણ સત્તા તેમને વિખૂટાં પાડી શકશે નહિં......"

સુરૈયાએ મારી વાત પૂરી થવા દીધી નહિં.

"મને કોઇએ ભરમાવી નથી. તમારી માતુશ્રી જ કહે છે કે તમારી સગાઈ ગઇ કાલે જ થઇ ગઇ છે."

"મને ખબર પણ નથી. એ શક્ય નથી, સુરૈયા. મારા જીવન સાથે જે પ્રશ્નને નિસ્બત છે એવો કોઇ પણ પ્રશ્ન મારી માતા મારી સંમતિ વિના હાથ ધરેજ નહિ."

"તમે તો માનશોજ નહિ, ત્યારે માતુશ્રીનેજ પૂછી લેજો"

શિયાળાની ઋતુ હતી. કડકડતી ઠંડી પડતી હતી, ઝંઝાવાતોના સુસવાટા પૂરજોશમાં વાતા હતા અને પ્રત્યેક વ્યક્તિ ઠંડીથી ધ્રૂજી રહી હતી, તો કોઈ નિદ્રા લઈ રહી હતી પણ અમે તો આમને આમ રાતના બે વાગ્યા સુધી વાતો કર્યા કરી. અમારી વાતનો અંતજ આવતો નહોતો એટલામાં ઘડીયાળમા ત્રણના ટકોરા થયા અને અમારી વાતનો અંત આવ્યો

"ત્રણ વાગી ગયા? હવે તારે જવુ જોઇએ."

"ત્રણ વાગી ગયા! વારુ, હું જાઉં છું પણ સવારે માતુશ્રીને પૂછી જોજો, કદાચ તમારી સગાઈ થઇ ગઇ પણ હોય!"

"કાલે આવીશ?"

"હા, આજ વખતે, જ્યારે આજે આવી હતી ત્યારે."

સુરૈયા ઉભી થઇ અને ઘર જવા માટે તૈયાર થઇ એટલે લઇ હું તેને તેના ઘર સુધી મૂકી આવ્યો.

ઘર આવી સુઇ જવા પ્રયત્ન કર્યો પણ ફાવ્યો નહિં. ત્રણ તો વાગી ગયા હતા અને અગનના ખ્યાલો આવતા હતા. લગ્નના વિચારમાં જ છ વાગી ગયા. કાર્યક્રમ મુજબ અભ્યાસમાં મન પરોવવા પ્રયત્ન કર્યો પણ સુરૈયાનો જ ખ્યાલ આવવા માંડયો. નમાઝથી પરવારી થોડી વાર પછી નાસ્તો કરવા બેસતોજ હતો ત્યાં તો માતુશ્રીએ કહ્યુ.

"બેટા, તારૂં મ્હોં આજે ઉદાસ કેમ લાગે છે? મને લાગે છે કે તું બહુ જ મોડો સૂએ છે."

"અમસ્તુ જ. રાતના ત્રણ વાગ્યા સુધી ફિલસૂફીનું એક પ્રકરણ વાંચતો હતો એટલે જરા મોડો સૂતો હતો અને વળી સવારમાં વહેલો ઉઠી ગયો."

"બેટા, સવારમાં વાંચી લેવું હતુ. બહુ ઉજાગરા સારા નહિં, શરીર બગડે."

"વારુ, હવે ધ્યાન રાખીશ પણ આ કામ તો જરૂરનુ હતું."

ભોજન ઇત્યાદિ કામમાંથી પરવારી હું કોલેજમાં જવાની તૈયારી કરી રહ્યો હતો ત્યા તો મારી માતા આમ કહેતીક દાખલ થઇ, "બેટા, હજી અંદર જ છે?

"હા"

"પરમ દિવસે આપણે ત્યાં આવી હતી તે કોણ છે એ તુ જાણે છે?" માતાએ હસતા હસતા પ્રશ્ન કર્યો.

"ના, હું તો એને ઓળખતો નથી." મે આશ્ચર્યથી કહ્યુ.

"અરે, તુ એને ઓળખતો પણ નથી! તે મારા કાકાની પુત્રી છે અને આજકાલ કમ વર્ષોથી દિલ્હીમાં રહે છે; એકાદ બે વર્ષે અહિ આવી પણ જાય છે તેમની એક દીકરી મેટ્રીકમા અભ્યાસ કરી રહી છે અને મારી બહેન જેટલી જ રસરૂપવાન છે. મે તો એને

નાનપણમાં દેખી હતી ત્યારપછી દેખીજ નથી. સાત આઠ દિવસ પહેલાં જયારે મેં તેને ફરીથી દેખી ત્યારે તો તે મને વધુ રૂપાળી લાગી; જાણે ચંદ્રમા."

"હશે." મેં લાપરવાહીથી ઉત્તર વાળ્યો.

"ગઇ કાલેજ તારી તેની સાથે સગાઇ કરી છે."

"મારી સગાઇ? અને મને ખબર પણ આપી નહિં!" એકદમ આશ્ચર્યમાં ગરકાવ થતાં મેં પૂછ્યું.

"તું આટલો બધો ગીલાઇ કેમ જાય છે? તને તો ખુશી થવી જોઇએ. હવે તો હું વૃદ્ધ થતો આવ્યો છું. જીવનમાં અનેરા આનંદનો કોઈ પ્રસંગજ નહોતો આવ્યો; તારા ઉપર મારી આશા હતી હતી; એ આશા પણ કાલે પૂરી થઇ."

"હા, તમારી ખુશી પૂરી થઇ અને પછી તે મારી ઇચ્છા વિરૂદ્ધ હોય. તમારે મને પૂછવું તો હતુંને?"

"તને ખબર ન પડી તો શું થઇ ગયું? તારી સગાઇ થવી હતી તે થઇ ગઇ."

"બા, તમારે જાણવું જોઇએ કે આ પ્રશ્નને મારા જીવન સાથે નિસ્બત છે. લગ્ન મારાં થવાનાં છે; બીજા કોઇનાં નહિં. જે પ્રશ્ન મારા તમામ જીવન સાથે સંકળાએલો છે, તેમાં તમને મારી સમ્મતિ વિના તમારો સ્વતંત્ર અભિપ્રાય ઉચ્ચારવાનો શો અધિકાર છે? શું તમે મારૂં જીવન નિષ્પ્રાણ બનાવી દેવા માગો છો? મને આનો વિરોધ છે."

આટલું કહી ગુસ્સામાં ચોપડીઓ લઈ હું કોલેજ તરફ નીકળી પડ્યો; પણ મને તો રસ્તામાં સુરૈયાનોજ વિચાર આવવા માંડ્યો. હું પગલે પગલે ગોથાં ખાતો હતો. રસ્તામાં મારો હમેશાંનો મળતો એવો એક મિત્ર મળ્યો પણ મારૂં લક્ષ તેના પ્રતિ દોરાયું નહિં.

એટલે તેણે મને બૂમ પાડી પણ હું તો મારા વિચારોમાં જ તન્મય હતો એટલે તેની બૂમ સાંભળી શક્યો નહિં. તે દોડતો દોડતો આવ્યો અને જોરથી કહેવા લાગ્યો

"ભાઈ વાહ, અમે તો તમારી રાહ જોઇએ અને તમને તો જાણે પરવાજ નથી. બૂમ પાડી તે પણ સાંભળી નહિં, અરે યાર!"

"અરે!" મારી તરફ ફરતાં તેણે ફરીથી કહ્યું, "તું તો બહુ વિચારમાં પડી ગયો લાગે છે; અને આ ઉદાસીનતા શાથી ઉદ્ભવી છે?"

"અમસ્તુ જ." મેં સ્વસ્થતા મેળવતાં કહ્યું: "જરા વિચારમાં પડ્યો હતો. તમારી બૂમ સાંભળી હોત તો અવશ્ય ઉભો રહેત. પ્રોફેસરે આપેલું પેલું ફિલસુફીનું પ્રકરણ યાદ કર્યું કે?"

"હા, તેજ દિવસે યાદ કરી લીધું હતું."

"Excellent! પણ મને તો યાદ નથી"

"આખો દિવસ શું કરે છે? રાત્રેજ જરા નજર નાખી હોત તો પણ યાદ થઈ જાત."

"મને તો એનું સ્મરણ પણ નહોતું અને વળી આજ રાત્રે તો મારી પ્રકૃતિ જરા શિથિલ લાગતી હતી."

આમ વાત કરતા કરતા અમે કોલેજના કમ્પાઉન્ડમાં પ્રવેશ કર્યો.

"આજે મારી તબીઅત જરા નરમ છે એટલે હું 'પીરીયડ'માં નહિં આવી શકું." આટલું કહી મેં કોલેજના ગાર્ડન તરફ પ્રયાણ કર્યું અને ભૂતકાળના સઘળા સંસ્મરણોમાં રાચવા લાગ્યો. સુરૈયાની મનોરમ્ય મૂર્તિ દૃષ્ટિ સમીપ ખડી થઈ. ચૂંદી ભરીએ ને શોખી નીકળે તેવા તેના પાતળા લાલ લાલ ઓષ્ટ, લાલિત્યભર્યું ગુલાબી મુખડું, કાળી કાળી હરણી જેવી શરમાતી આંખો, ભોળું કપાળ અને મને ગિરફતાર કરવા આવતા હોય તેવા કાળા કાળા કરચલીવાળા વાંકા વિખરાએલા વાળ એવી સૌન્દર્યમૂર્તિ ખડી તાદૃશ્ય થઈ.

મારૂં દિલ હાથમાં ગ્હ્યું નહિ ને ચક્ષુઓમાંથી અશ્રુબિન્દુઓ ટપકી રહ્યા. હું તો વિચારવાયુની ધુનમાંજ હતો ત્યાં તો મારા મિત્રે આડપડ્યું કર્યું.

"તું આટલો બધો ઉદાસ કેમ છે? કાંઈ થયું છે?"

'કાંઈ નહિ.'

"કાંઈ નહિ તો પછી તું શા માટે રડી રહ્યો છે?"

"એ તો એમજ રડી રહ્યો છું" કાંઈ ન સુઝવાથી હું બોલ્યો. મારી આંખમાંથી તો હજી નિરાધાર અશ્રુઓ ટપકીજ રહ્યા હતા.

"જરાક તબીયત લથડી તેના રોવાનું શરૂ કર્યું! તારૂં હૃદય કેટલું બધું નમ્ર છે? ચાલ, ડૉકટરની પાસે જઈએ."

'ડૉકટર બીચારો શું કરી શકશે?'

"ડૉકટર નહિ કરી શકે તો બીજું કોણ કરી શકશે?"

"કોઈ કરી શકનાર નથી."

'તો શું આમાં કોઈ ભેદ છુપાયો છે? મને તો લાગે છે કે તને કોઈની યાદ તડપાવી રહી છે."

"એની તને ક્યાંથી ખબર?"

"જો મને એની ખબર ન હોય તો પછી તું કહી સંભળાવ. કોનું સ્મરણ તને સતાવી રહ્યું છે એ જાણવાને તો હું ઉત્સુક છું."

કાંઈ પણ પ્રત્યુત્તર વળ્યા વિના હું શાંત રહ્યો. મારૂં હૈયું ભરાઈ આવ્યું અને આંખોમાંથી ફરી અશ્રુધારાઓ વહેવા લાગી. મારા મિત્રનું હૃદય તો મારાથી પણ કમજોર હતું. એનાથી મારી આવી હાલત જોઈ ન જવાઈ. તેણે મને મારા પુસ્તકો ઉપાડીને આપ્યા અને અમે બન્નેએ ઘર તરફનો રસ્તો લીધો.

હું વિચારમાળાના મણકા ગણતો ગણતો આગળ ઘર તરફ જઈ રહ્યો હતો ત્યાં તો મિત્રે કહ્યું, "ત્યારે હું જઈશ" અને મારી વિચારમાળા તૂટી. મેં ઉંચું જોયું તો મને ખબર પડી કે આ જગ્યાએજ અમે બન્ને સવારે મળ્યા હતા. મેં કહ્યું, "વારૂ!" તે આગળ ચાલ્યો ને મેં મારી શેરી તરફ પગલાં ઉપાડ્યા ત્યાં તો મારા કાનોમાં બેન્ડનો અવાજ આવવા લાગ્યો. હું આમજ ઘેર પહોંચ્યો ને પુસ્તકો મૂકી આરામ ખુરશી ઉપર બેઠો પડ્યો એટલામાંજ મારા કાકાની નાની છોકરીએ આવી કહ્યું:

'ભૈયા, સાંભળ્યો બેન્ડનો અવાજ?'

હા મેં ટુંકોજ પ્રત્યુત્તર વાળ્યો.

"એ તો સુરૈયાની મંગની ઉપર બેન્ડ વાગે છે ને હું ત્યાંજ જઈ રહી છું'

'કોની સાથે?" મેં ગભરાઈને અસ્થિર મને પૂચ્છા કરી,

'પેલા સામાના પડોશી અબ્દુલહમીદની સાથે," આટલું કહી તે નાસી ગઈ.

મેં બન્ને હાથથી મારું માથું પકડી લીધું. હજી એક ઘા રૂઝાયો નહોતો ત્યાં તો વિધિએ બીજો એક ક્રૂર ઘા માર્યો. જેમણે જીવનમાં દદ અનુભવ્યું હશે એજ મારી વ્યથા સમજી શકે તેમ છે. મારા હોશકોશ ઉડી ગયા અને હું ઉભો છું તેનું પણ મને ભાન રહ્યું નહિ. માથામાં ચક્કર આવવા લાગ્યા. આંખે અંધારા આવ્યા, મન અસ્થિર થઈ ગયું અને હું ધબ દઈને જમીન ઉપર બેહોશ પડી ગયો. મારા પડવાનો અવાજ આખા રૂમમાં સંભળાયો, બધા દોડી આવ્યા અને મને કોઈએ પલંગ ઉપર વ્યવસ્થિત સુવાડ્યો. પિતાશ્રી તે સીધા ડૉકટરજી પાસે દોડ્યા. તેમણે તે વખતે શી પરિસ્થિતિ હશે તે તો અત્યારે હું કહી શકતો નથી. એટલામાં ડૉકટર આવ્યા અને મારી તપાસ કરી પિતાશ્રી સાથે પાછા ગયા. મને થોડીવારે જ્યારે ભાન આવ્યું ત્યારે મેં મારી આસપાસ બેઠેલા આત્મજનોની અંદર નજર ફેરવી જોયું, પ્રત્યેક વ્યક્તિના મુખ ઉપર ચિંતા હતી.

અપૂર્ણ

—:— ૨૪ —:—

# એક પરમ સત્ય.

લેખકઃ આજમ બાવામીયાં 'દુર્રા' રાંદેરી.

'હું સત્ય કહું છું કે હવે સત્ય કહેવામાં સાર નથી' એમ કહેનારા આધુનિક જગતમાં ઘણા માણસો મળી આવે છે. એવા માણસો પોતે સત્યને માર્ગે વિચરી બીજાને અસત્યને માર્ગે શા માટે દોરતા હશે? હું તમને અસત્યને માર્ગે નહિ દોરૂં. મારો એ સ્વભાવ નથી. લોકો કહે છે કે જગત અસત્ય બોલનારાઓનું છે. બહુમતિ તેમની છે. અરે! મન, સત્યના પ્રયોગો આધુનિક નથી જ. સત્ય સદા કાળથી છે. તેરસો વર્ષ થયાં ઇસ્લામ અખિલ જગતને સત્યનો સંદેશો પહોંચાડે છે. બહુમતિ કે લઘુમતિની વાત તો દૂર રહી પણ તેરસેં વર્ષ પહેલાં અરબસ્તાન ને સારા જગતને સત્યનો સંદેશ પહોંચાડનાર વ્યક્તિ કેટલી હતી? હું પણ દુન્યાની દરકાર કર્યા વગર આજે મારા સત્ય સ્વાનુભવનો પરિચય કરાવીને જ રહીશ.

હા તો ગયે વર્ષે માર્ચ મહિનામાં અમે સહકુટુંબ-મહારાષ્ટ્રમાં આવેલા એક હવા ખાવાના સ્થળે ગયાં હતાં. કદાચ વાંચનારને લાગતું હશે કે મેં તે સ્થળનું નામ બતાવ્યું નહિ એટલે હું અસત્ય બોલ્યો છું: પરંતુ તેમ સમજવામાં ભયંકર ભૂલ થાય છે. મેં કોઇ જગ્યાનું ખોટું નામ તો બતાવ્યું નથી ને. અમુક વાત ન કહેવા જેવી લાગતી હોય અને તે કોઇ માલુમ ન કરે તો તેને એકદમ અસત્યનો ઉપાસક બનાવી દેવો ન જોઇએ. મને તો બીક લાગે છે કે આવી રીતે તો કોઇ ગાંધીજીને પણ અસત્યના ઉપાસક ગણાવી દે. એમણે ક્યાં કોઇ વાત છુપાવી નથી? શું એમણે આત્મકથામાં બધી જ વાતો લખી છે! છુપાવવા જેવી વાત તો કોઇ પણ સંજોગમાં છુપાવવી જ પડે ને!

બે ત્રણ દિવસમાં અમને આ નવી જગ્યા ગમી ગઇ. સારા માંદાં બધાં જ અલ્પ સમયમાં [illegible] થઇ ગયાં. અમને લાગ્યું નહિ કે સુરતમાં છીએ કે.. બે દિવસ તો કામકાજમાં પાણી પેરે વહી ગયા. ત્રીજે દિવસે હું નવી ઓળખાણની શોધમાં નીકળ્યો. એકાંત પ્રિય સ્વભાવના અમારે ટુંક સમયમાં આડોશી પાડોશી જોડે ગાઢ પરિચય થયો. દરરોજ સવારે અમારે નિવાસસ્થાને તેઓ અચૂક આવતાં. તેઓ [illegible] કલેજે અખિલ જગતની ખબર લેતાં. અમારા એ મંડળમાં સંગીતકાર, કલાકાર, પત્રકાર, શાંતિપ્રિય, તૂફાની અને એક મહાત્માનો સમાવેશ થાય છે. અમારા મંડળમાં દાક્તરના પૂજકો વધારે પ્રમાણમાં હતા. તેમની મરજી વિરૂધ્ધ તેમને દાક્તરોની પૂજા કરવી પડતી હતી! કેટલીક વખત મને વણનોતર્યો વિચાર આવે છે કે આવાં બુદ્ધિશાળી મનુષ્યો બીમાર શા માટે પડતાં હશે! આ તો વિજ્ઞાનનો જમાનો છે! વીજળીની મદદથી અથવા કોઇક નવી વિજળી, શોધ વડે—આધુનિક વિજ્ઞાનીઓને પ્રાચીન અને આધુનિક બધી બીમારીઓને

પાસિફીક જેવા વિપુલ મહાસાગરનું તળીયું માપવા મોકલી દેતાં શું નથી આવડતું? એ લોકો અમનેય પૂછે તો-બે કાન વચ્ચે માથા-જેવો સરળ માર્ગ નહિ બતાવી આપીએ. અમે કોઇ વકીલ કે બેરીસ્ટર થોડાજ છીએ કે અમારી સલાહ લેવામાં આવે? એમનાથી કશું થઇ શકે એમ નથી એમની શી હિંમત કે પ્રકૃતિ વિરુધ્ધ એક પણ ડગલું ભરે? જ્યારે કોઇ વિજ્ઞાનીને તાવ આવતો હશે ત્યારે ખબર પડતી હશે કે કેટલે વીસે સો થાય છે? બીમારી નાસ્તિકને આસ્તિક બનાવે છે; તો પછી બિચારા વિજ્ઞાનીનું શુ ગજુ! હું લખતા અવળે માર્ગે ચઢી જાઉં તો તમારે એકદમ વાંચતાં અટકી જઈ મને હાથ પકડી જોઇએ તો કાન પકડી-સીધે માર્ગે લઇ આવવો એ તમારો ધર્મ નથી શું?

હા તો દિન પ્રતિદિન અમારો સબંધ વધતો ગયો. એક બીજાને મળ્યા વગર એક દિવસ પણ અમને ચાલતું નહિ. અમારા મહાત્માના જીવનમાં મને ઘણો રસ પડતો. તેઓ સ્વભાવે શાંત અને ગંભીર હતા વાક્ચાતુર્યમાં અમને બધાને પાણી ભરાવે એવા હતા એ એક કુશળ પત્રકાર હોઇ, સાહિત્ય રસીક તો હતા જ। એમની બુધ્ધિ અસાધારણ હતી એમના સિધ્ધાંતનો અમલ ટુંક સમયમાં થાય એમ લાગતું નો'તું. મુસલમાનોને તો એ સિધ્ધાંત અમલમાં મૂકતાં પહેલાં સ્વધામે સિધાવવાનો સમય આવી પહોંચે! કદાચ હિંદુ ભાઇઓ એમના સિદ્ધાંતને અમલમાં મૂકવા માટે બે ચાર જણ મેદાને પડતો મૂક તો બને. મહાત્માના સિદ્ધાંત એવા જ હોયને। ખેર.

મને જલદી સુવું અને સવારે જલદી ઊઠવું એ અમારો નિત્ય કાર્યક્રમ હતો મેં ઉષાને ઘણા સ્વરૂપે નિહાળી છે. શાંત, ગંભીર, રડતી, અને ઘણીવાર હસતી. ઘણા માણસો કહે છે કે કુદરત તટસ્થ છે. તો પછી મને એમ લાગવાનું કારણ શું? એ ઉષારૂપી આરસામાં આપણા વિચારનું પ્રતિબિંબ તો દેખાતું નહિ હોય? બનવા જોગ છે. બલ્કે એમજ છે ઘણી વખત અમુક દિવસ અમુક માણસને મૃત્યુ સમાન ભાસે છે; બીજા માણસને તેજ દિવસ મધુરજની જેવો ઉલ્લાસમય લાગે છે. તેનું કારણ શું? પત્રકાર પણ ક્યાં મેઘરાજની તટસ્થ વૃત્તિને ઓળખી શક્યા છે। એમના મન ગમતી વખતે વરસાદ આવે ત્યારે એમને કુદરત અમીદ્રષ્ટિ વરસાવતી દેખાય છે। અને એજ અમીદ્રષ્ટિ કેટલીક વખતે એમની દ્રષ્ટિને કુદરતનો કોપ લાગે છે।

અમે બધા નિયમાનુસાર અમાન નિવાસસ્થાનનાં ઉપવનમાં ગોળમેજી પરિષદ ભરી બેઠા હતા. અમારા મહાત્માનું ભાષણ સાંભળવામાં અમે એટલા બધા લીન થઇ ગયા હતા કે બહાર રસ્તા પર શું થઇ રહ્યું છે તેની અમને જોઇએ તેટલી જલદી ખબર પડી નહિ.

કોઇક મન ભાંગ પીધેલે દિવસે અહિંયાં રસ્તા વચ્ચે કોઇ સ્ત્રી ઉપર હસ્ત પ્રહાર કરી રહ્યો હતો. પરિણામે પેલી સ્ત્રી જોરે બોલતી હતી. કોના નામનો તેની ખબર નથી. એને સમજવા જેટલું મરાઠી કોને આવડતું હતું! અમારા મહાત્માએ બહાર શું થઇ રહ્યું છે તેની ખબર લાવવા કહ્યું. જો કે બહારનો અવાજ સ્પષ્ટ રીતે અમે બેઠા હતા ત્યાં આવતો હતો પરંતુ મહાત્માએ મને ખબર કહાડવાનું કહ્યું તેના બે મુખ્ય કારણો હતાં. એ મહાશય ખાસ ગુજરાતના હોઇ. મરાઠી ભાષાનું લેશમાત્ર પણ જ્ઞાન ન હતું. બીજું કારણ એ કે એઓશ્રી પોતે મહાત્મા હોઇ એમની શારીરિક

શક્તિની તમે કલ્પના કરી શકો છો! એઓ ભાગ્યે જ પા માઇલ એક સાથે ચાલી શકતા.

અમે લોકોએ બહાર દોડી જઇ જોયું તો મામલો ગંભીર જણાયો. પેલી સ્ત્રીને મારનાર માણસ ત્યાંનો લાલિયો હતો. તમાશો જોનાર માણસ તો ઘણા હતા; પરંતુ કોઇ પણ વચમાં પડતું નો'તું. તેના હાથ થાક્યા એટલે તેણે ચંપલનો ઉપયોગ કરવા માંડ્યો. વાંચક સામાન્ય રીતે જાણતા હશે કે મરાઠી ચંપલ આપણા આધુનિક જોડાં કરતાં વધારે મજબૂત અને વજનદાર હોય છે. પેલી સ્ત્રીનો રોદણો બંધ પડ્યો નહિ; અને પેલા ઘાટીનો હાથ થાક્યો નહિ. અમે બહાર ગયા તે પહેલાં પેલા ઘાટીએ પેલી સ્ત્રીને જોઇએ તેના કરતાં વધારે મેથીપાક જમાડ્યો હતો.

સારું થયું કે અમારા મહાત્મા પોતાનું સ્થાન છોડી ઝઘડો પતાવવા બહાર આવ્યા. પ્રભાવશાળી વ્યક્તિ તો હતા જ. પેલો ઘાટી જરા શાંત પડ્યો. "તારે આવી રીતે સ્ત્રીને મારવું જોઇએ નહિ. પર પુરુષ આગળ સ્ત્રીની આબરૂ બચાવવી એ આપણો ધર્મ છે. તારે આ કાર્ય માટે શરમાવવું જોઇએ. એ તારી શું થાય છે?" એમણે તેને સમજાવવા માંડ્યો. સંસ્કારમાં બાંડું એવો ઘાટી વિવેકમાં શું સમજે? એમના છેલ્લા પ્રશ્ને તેના ઉપર ધાર્યા કરતાં ઉલટી અસર કીધી.

"તુમાલા કાય આહે સાંજ હી માઝી બાઇકો આહે" ઘાટીએ પ્રતિ ઉત્તર આપ્યો "તારે ઘરે લઇ જઇ જે કાંઇ કરવું હોય તે કર રસ્તા વચ્ચે સારું નહિ દેખાય." મેં તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો. મારી દ્રષ્ટિ મહાત્માની મુખાકૃતિ ઉપર પડી. શાંતિએ એમનો આસરો છોડી જતાં જણાયાં. એમણે તેના જવાબનો અનર્થ કરી નાખ્યો. 'બાઇ' એટલે 'સ્ત્રી' અને 'કો' એટલે જે વસ્તુ સાથે આપણને સંબંધ ન હોય તે વસ્તુ કે પ્રાણીને બનાવવા વપરાતો—મરાઠી ભાષાનો—પ્રત્યય એવો મને ઉદ્દેશી બોલી ઊઠ્યા. "તું વળી ઘરે લઇ જવાની ક્યાં વાત કરે છે. જોને નથી પારકા સ્ત્રીની રસ્તા વચ્ચે આબરૂ લઇ રહ્યો છે" આજે એમનો કંઠ બદલાયો જણાતો હતો.

"આ સ્ત્રીને મારવાનું અત્યારે ને અત્યારે બંધ કર પારકી સ્ત્રીની રસ્તા વચ્ચે લાજ લેતા શરમ નથી આવતી! એને સરકારમાં કેટલો મોટો અપરાધ ગણવામાં આવે છે તેની તને ખબર છે? તું નહિ માનશે તો હું તને પોલિસને હવાલે કરીશ" એમની શ્રદ્ધા પ્રમાણે આટલા શબ્દો પેલા ઘાટીની પશુતાનો નાશ કરવા પૂરતા હતા પરંતુ અમે ધાર્યું હતું તેજ પરિણામ આવ્યું. તેણે વનરાજ કેસરી પેઠે ગર્જના કરવા માંડી. એમ તો મહારાષ્ટ્રનું નામ ડૂબાવે તેવો નો'તો. તેણે અપશબ્દનો પણ છૂટથી ઉપયોગ કરવા માંડ્યો. બિભત્સ રસની ગંગા વહેવા લાગી! અમે તેને ધમકાવ્યો, સમજાવ્યો પણ કશું વળ્યું નહિ

શાંત સ્પિરીટમાં છુપાયલા વિપુલ જ્વાળાનો ખ્યાલ આપણને ભાગ્યેજ આવે છે; પરંતુ જ્યારે એકાદ ચિનગારી લાગે છે, ત્યારેજ આપણને તેના ભયંકર સ્વરૂપની પ્રતીતી થાય છે. અમારા મહાત્મા ઉપર હવે શાંતિબેનનો લેશમાત્ર પણ અધિકાર રહ્યો હોય એમ લાગતું નો'તું. એવો ગર્જી ઊઠ્યા, "Oh! you rascal તને moralityનું ભાન છે?" એમના ગુસ્સાનો પાર નો'તો. પેલો ઘાટી પણ એમનાથી ઊતરે એવો નો'તો. તેનો નિશ્ચય પણ હિમાલય જેવો અડગ હતો! પચ્ચીસેક પગલાં દૂર જઇ તેણે પેલી સ્ત્રીને પાછી

મારવા માંડી. આ વખતે હિંદી શબ્દ વાપરવાનો તેનો પ્રયત્ન કેટલેક અંશે નિષ્ફળ ગયો. તે મહાત્મા કરતાં વધારે જોરથી ગર્જી ઊઠ્યો. "માજી બાઈકો હય ગી મારિસ." હવે પૂછવું શું ? દેવતામાં ઘી હોમાયું. એમનાથી આ સંસ્કારી દુન્યામાં અને ખાસ કરી અમારા જેવા સંસ્કારી માણસોના સરકારી વ તાવરણમાં માણસાઈનું લીલામ થતું દેખી શકાયું નહિ ! મહાત્મા શ્રી સિંહ પેઠે તરાપ મારી પેલા ઘાટી ઉપર તૂટી પડયા વાત ઝપાઝપી ઉપર આવી. હું વિચાર મગ્ન બન્યો ઊભો હતો ત્યાંજ મૂર્તિવત્ ઊભો રહ્યો

આજે મને એક પરમ સત્યનં દર્શન થયાં. પ્રત્યેક મનુષ્યમાં ક્રોધ સરખા પ્રમાણમાં હોય છે; નાનો હોય કે મોટો હોય, કમજોર હોય કે બળવાન હોય, ગરીબ હોય કે ધનવાન હોય, નીચ હોય કે સદ્ગૃહસ્થ હોય. સાધારણ કોટીનો હોય કે મહાપુરૂષ હોય, પરન્તુ કુદરત અહોનિશ સંપૂર્ણ છે. તેણે ક્રોધ ઉપર કાબૂ મેળવવા પ્રત્યેક મનુષ્યને એક શક્તિ બક્ષી છે. એ શક્તિ કાચા સુતરના તાર જેવી છે એને કાંતવાની આવશ્યકતા છે. જેટલો કાબૂ એ શક્તિ ઉપર મેળવ્યો હોય તેટલો કાબૂ ક્રોધ ઉપર મેળવી શકાય છે. એ શક્તિરૂપી તાર બરોબર ન કંતાયાથી કેટલી વાર અનાયાસે તૂટી જાય છે. જેનું પરિણામ ભયંકર આવે છે. એ તમે જોયું હશે. કોઈકે આવી મારો હાથ ખેંચ્યો મારી વિચાર સાંકળ તૂટી.

હું જ્યાં ઉભા હતા ત્યાં ગયો. બધાએ મહાત્માને પકડી રાખ્યા હતા. પેલો ઘાટી ઘણે દૂર જઈ અમારી સામે જોઇ રહ્યો. પેલા ઘાટીને પોલિસ થાણે લઇ જવા મહાત્મા બધાને સમજાવી રહ્યા હતા. કેટલાક એમની વાત સાંભળી મૂછમાં હસી રહ્યા હતા જ્યારે કેટલાક ઘાટીને થાણે લઇ જવોજ જોઇએ એવી એમની સલાહ આપી વધારે ઉશ્કેરી રહ્યા હતા. મેં એમને પેલા ઘાટીની જાત અને પેલી સ્ત્રી સાથે એમનો શો સબંધ હતો તેનો ખુલાસો કર્યો; અને જો પોલિસ થાણામાં પેલી સ્ત્રી પોતાના ધણીની તરફેણમાં જવાની આપે તો આબરૂદાર માણસની આબરૂ કેટલી રહે. એ વિષય ઉપર એમનું ધ્યાન ખેંચ્યું. ઘણી વારે એમને શાંત કરી અમે અંદર લઇ ગયા.

---

# સ્વીકાર સમાલોચના.

**ખાદિમઃ**—પ્રકાશકઃ-ધી ઓલ મુસ્લિમ ખત્રી અંજુમન-પોરબંદર. કિંમત ૨-૮-૦

ખાદિમનો સ્પેશિયલ નંબર ઉપરોક્ત સંસ્થાએ બહાર પાડયો છે જેમાં શેઠ હાજી નુરમહમદ જુનાગઢવાળાના જીવન પરિચય અને સેવાવૃત્તિ વિષે લંબાણપૂર્વક લખાયું છે. તે ઉપરાંત 'નયન', 'અમીર', 'ગાફિલ' વિગેરેના કાવ્યો અને લેખો આકર્ષક છે ઉપરોક્ત સંસ્થાની દિન પ્રતિદિન વધુ ઉન્નતિ થાય એમ અમે ઇચ્છીએ છીએ. ૯૦ પાના છે તેથી અંકની કિંમત ધાર્યા કરતાં વધુ જણાય છે.

**સલસબીલઃ**-એડિટર એમ. ઇ. છત્રરાજ

સલસબીલનો કોન્ફરન્સ અંક રીવ્યુ અર્થે મળ્યો છે. દૂર દેશથી પણ ગુજરાતી ભાષાની સેવા કરનાર એ બહેનો આવો સુંદર અંક કાઢવા બદલ ધન્યવાદ ઘટે છે. આમાં દારેસલામ ખાતે ભરાયેલી કોન્ફરન્સનો સંપૂર્ણ અહેવાલ આપવામાં આવ્યો છે. અંક વાંચવા લાયક છે.

—"પૂ"

# વિજય !

લે:-'ખામોશ'

રોગીનો હૃદય-શ્વાસ પુનઃ ધબકારા મારવા લાગ્યો. મુખ અને કપાળની ઉપર પ્રસ્વેદ-બિંદુઓ પ્રત્યક્ષ થવાં લાગ્યાં. અને રોગીએ ફરી પડખું ફેરવ્યું-જીવનની અંતિમ વેળા !

મૃત્યુનું આગમન થયું. તેણે જીવન પ્રત્યે એક ઘૃણા-દૃષ્ટિ ફેરવીને અટ્ટહાસ્ય વેર્યું. અને પોતાના વિજય માટે અભિમાની બનવા લાગ્યું. તેણે વિજયની પ્રાપ્તિ અર્થે રોગીના મસ્તકે પોતાનો હાથ ફેરવ્યો. અને જીવન ભણી તુચ્છકારપૂર્વક જોઈ આગળ વધવા લાગ્યું-વિજયી બનવા.

જીવને હસી "મૃત્યુ"ને સંબોધી કહ્યું. શાને ગર્વિષ્ટ બની રહ્યું છે ?

"પોતાના વિજય માટે કોણે મગરૂરી નથી બતાવી ?" મૃત્યુએ સામો પ્રશ્ન કર્યો.

"કોને પરાજય આપીને તું વિજયી બનવા મથી રહ્યું છે ?"

"તને એટલી પણ ખબર નથી કે, હું તારો સર્વનાશ છું."

"અનેક વેળા તેં મારી જોડે ભેટવાના પ્રયત્નો કરી જોયા. છતાં પણ તને સમજ નથી પડતી !"

"જીવન ! આ બધું તારે સમજવું જોઈએ હજી પણ ઘણો સમય બાકી છે. નહિતર પ્રલય-કાળના અંતિમ દિવસે તારૂં નામ આ સૃષ્ટિપટેથી વિસરાઈ જશે. અને કેવળ ને દિસે મૃત્યુનો સર્વત્ર જયજયકાર દેખાશે. અને તારો ભયંકર વિનાશ......!"

"જરા આંખો ખોલીને જો ! મારૂં નામ "જીવન" છે. અને તારૂં નામ "મૃત્યુ !" મારા માટે અમરતા સર્જાએલી છે, અને તારા કાજે......"

"........પરંતુ કેટલી વેળા તેં મને જોઈ લીધું છે કે, મેં કેવા બળવાન પુરુષોને એક ક્ષણભરમાં ગાઢ નિદ્રામાં સુવાડી દીધા છે. મહાન સિકંદરનો જરા વિચાર કર; નેપોલિયન જેવા લોખંડી મનુષ્ય અને હિટલર જેવા જંગલી વરૂઓ તો મારા નિશાનમાં નથી. તો પછી તારો મારી કને શો બદલ ?"

"હજી તું થાપ ખાઈ રહ્યું છે. ફરી જરા વિચારી જો. મારૂં અસ્તિત્વ સદા વિદ્યમાન છે. અને તારૂં......"

"......હજી લગી તેં મારા હાથમાંથી કોને બચાવ્યાં ? મારી પકડ વડે તે કેટલા માનવીઓને ઉગારી લીધા ? કે હવે તું મારી જોડે વાદવિવાદમાં ઉતરી રહ્યું છે. ન તો કોઈને તું મારાથી બચાવી શક્યું ન તો કદિ બચાવી શકશે. તું સદા મારી કને પરાજય પામતું રહ્યું અને રહેશે" એટલું કહી પોતાનો હાથ પેલા રોગી ભણી લંબાવ્યો.

જીવને ક્રોધાવેશમાં કહ્યું "મારો પરાજય તારા હાથમાં નથી. પણ તારો પરાજય મારા હાથમાં છે. ભલે જગતના બધા પ્રાણીઓ સુદ્ધાં મરી જાય. પરંતુ હું મરીશ નહિ. તારા પછી મારો પરાજય થશે મારો વિનાશ તારી અંદર છુપાએલો છે. અને તારો વિનાશ મારી અંદર. પરંતુ પોતાનો વિનાશ કર્યા વિના તું મને પરાજય આપી શકે તેમ નથી. તારા મરણ પછી મારો પરાજય થશે. કારણ કે જગતના સર્વનાશ પછી તને ઉપાડવાનું કામ મારૂં હશે. અને જ્યાં સુધી તું જીવંત રહેશે, ત્યાં સુધી મારો પરાજય અસંભવિત છે મારા પરાજયમાં તારો વિનાશ સમાએલો છે !"

"તો શું મારા વિનાશમાં તારો વિજય સમાએલો છે ? ભલા અજ્ઞાન પ્રાણી તું કોને છેતરશે ?!"

# રાતરાણી



રાતરાણી અજબ જીવન તારૂં,
કુંજથી દૂર છે સદન તારૂં.

ખીણ ભૂમિની તું નિવાસી છે,
વનકુમારી છે, ઉર સુવાસી છે,

કોઈ ઉધ્યાનથી ન સહયારૂ,
ફુલો—ફુલવેલથી ન મજિયારૂં.

જન્મી-વિકસી તુ વનની દુન્યામાં,
તું નિરાળી સુમનની દુંન્યામાં.

વનની માટીનાં ઉદરે વસ્તી,
એકલી એકલી મૃદુ હસ્તી,

ડુંગરા કેરા પટમાં તારૂ સદન,
એના ઉર પર છે, તારૂ રમ્ય ગગન.

રજકણો એના તારા સહચર છે,
સ્નેહથી બીનું તારૂં અંતર છે.

સૂર્યનો તાપ તું ખમી ન શકે,
એના કિરણોથી તું રમી ન શકે.

દિવસે તુ ઉદાસ થઈને રહે!
બંધ કઈ તારો શ્વાસ થઈને રહે!

ઊપવનથી સદન છે તારૂં દૂર,
બુલબુલોથી ભવન છે તારૂં દૂર.

ફુલના ,રૂપરંગ નિરખે ક્યાં?
એના ઊર્મિ તરંગ નિરખે ક્યાં!

બુલબુલોનુ કવન સુણે ક્યાંથી!
એનાં ઊરનું રૂદન સુણે ક્યાંથી!

ફુલનાં કુળમાં ન જન્મી તુ,
ડાળખી ઝૂલણે ન ઝૂલી તું.

વનતણાં શુષ્ક કટકોમાં વસી,
બાગ કેરી બહાર થઈ ન શકી.

બાગનાં રસભર્યાં સુમન ન ગમ્યાં?
પંખીઓનાં સુરવ કવન ન ગમ્યાં?

ન ગમ્યાં શું વસંતનાં આગમ—
કે રહ્યો અંતરે શિશિરનો ગમ!

ન ગમી તારે બાગની સૃષ્ટિ,
કે રહી ભિન્ન તારી રસ દ્રષ્ટિ

ન તને રસ રહ્યો પ્રભાત મહિં.
ન તને રસ છે જરા પ્રભાત મહિં.

ન વસાવ્યું સદન તેં કુંજોમાં,
ન કર્યો વાસ ફુલ પૂંજોમાં.

ભિન્ન તું છો ને તું વિભિન્ન રહી,
ભિન્નતાથી કદી ન ખિન્ન રહી.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલ—કોઇ છોકરીના બાપના કાકાભાઇની શાદી તે છોકરી સાથે દુરસ્ત છે દાખલા તરીકે ઝૈદ અને ઉમર બન્ને કાકાભાઇ છે. અને ઝૈદની એક છોકરી હલીમાના નિકાહ ઉમરથી દુરસ્ત છે અથવા નહિ ?

જવાબ—બાપના કાકાભાઇ સાથે નિકાહ દુરસ્ત છે. કુર્આન શરીફમાં જે મુહર્રમાતનુ (જેના સાથે નિકાહ દુરસ્ત નથી) વર્ણન છે. તેમાં એ દાખલ નથી.

સવાલ—ઝૈદ નામના એક માણસના બે છોકરા જે અલગ અલગ ઔરતના છે જેમનું નામ ઉમર અને બકર છે. ઉમરની છોકરીના છોકરાની શાદી બકરની છોકરી સાથે દુરસ્ત છે અથવા નહિ ?

જવાબ—પુછેલ સુરતમાં પણ ઉમરના નવાસાની શાદી બકરની છોકરી સાથે દુરસ્ત છે. કુર્આન શરીફમા જે ઔરતોનું હરામ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં એ દાખિલ નથી.

સવાલ—અમારે ત્યાં ગામમાં એક અસલની મસ્જિદ છે તેમાં જગા આવતી નથી. હાલ આફ્રીકાથી મસ્જિદ માટે રૂપીયા ઘણા આવ્યા છે માટે એ મસ્જિદના બદલીમાં એની સામે મેદાનમાં બીજી જગ્યા ખરીદી તે ઉપર મસ્જિદ બનાવવી જાઇઝ કે કેમ ? ગામ નાનું છે એ વિષે લોકોનો મશવેરો થયો કે આપના ફતવા મુજબ અમલ કરવો.

જવાબ—એ મસ્જિદને વેરાન કરી બીજી મસ્જિદ એના બદલામાં બનાવવી દુરસ્ત નથી. સાતો ઝમીનમાં અને સાતે આસમાન પર એ મસ્જિદનાજ હુકમમાં છે. એજ મસ્જિદની મરમ્મત કરવામાં આવે અને એની દીવારોમાં ખીડકીયો, રોશનદાન વિગેરે બનાવી હવા અને ઉજાસની સગવડ કરવામાં આવે. અને જો મસ્જિદ નાની અને તંગ પડતી હોય તો એજ મસ્જિદની સાથે બીજી ઝમીન મેળવી પહોળી કરવામાં આવે. રૂપીયા બહુ આવ્યા છે તો તેને નકામા ઈટ અને માટીમાં ગુમાવવા ન જોઇએ. બલ્કે તેની આમદાની કરવામાં આવે કે જેથી તેના હંમેશના ખર્ચ પુરતી સગવડ થાય.

સવાલ—મર્દ માટે સોના ચાંદીના દાંત બનાવવા જાએઝ છે ?

જવાબ—જરૂરતને લીધે સોના ચાંદીના દાંત બનાવવા વિષે ફુકહાઓએ જાઇઝ હોવાનો ફતવો આપ્યો છે. આલમગીરી કિતાબુલ કરાહત બાબે આસેર ભાગ ૪થો પાનુ ૨૨૪માં આ મુજબ ઇબારત છે. કે "ઇમામ મોહંમદ (રહ.)એ ફરમાવ્યું છે કે દાંતને સોનાથી બાંધે અને એજ મુજબ એક રિવાયત ઇમામ અબુહનીફા (રહ.)થી છે." અને બીજી ઇબારત, આ છે કે "સોનાથી દાંત બનાવવા વિષે જાઇઝ હોવાનો હુકમ ખુલાસતુલ ફતાવામાં છે. અને એ ઉપર ફતવો આપ્યો છે

સવાલ—રજ્જબ માસની ૨૭મી તારીખે રસૂલુલ્લાહ (સલ.)ને મેઅ્‌રાજ થઈ હતી તો તે દીવસે રોઝો રાખવો તેમ કોઈ ખાસ ઇબાદત કરવી સાબિત છે ?

જવાબ—મેરાજની તારીખ વિષે જો કે મતભેદ છે. પરંતુ મશહૂર રિવાયત મુજબ રજ્જબની ૨૭મીના આપને મેરાજ થવું સાબિત છે. પરંતુ તે દિવસે ખાસ એ નિય્યતથી રોઝો રાખવો સાબિત નથી. તેમજ કોઇ ખાસ ઇબાદત હદીસ શરીફમાં આવેલી

નથી માટે એને જરૂરી સમજવું ન જોઈએ. કોઈ પણ ઈબાદત એવી નથી, કે જેને હઝરત (સલ.)એ આ પણ ફરમાવ્યું છે કે જે માણસ દીનમાં નવી વાત પેદા કરશે તે મરદૂદ છે

**સવાલ**-અમારે ત્યાં ગામડાઓમાં એવો રિવાજ છે કે જાનવરોને લોકો આધ ભાગ પર આપે તો આ જાઇઝ છે કે નહિં?

**જવાબ**-આધ ભાગ પર જાનવર આપવા જાઇઝ નથી. તે જનાવર તથા તેના પેદા થએલા બચ્ચા અસલ માલિકનાજ છે પાલનારનો તેમાં કંઈ હક નથી પાલનારે જેટલા દીવસ પાળ્યાં છે તેની મજૂરી લઈ શકે છે. જનાવર લઈ શકતો નથી (શામી)

**સવાલ** રમઝાનના કઝા રોઝા શવ્વાલમાં રાખે અને તેમાં શવ્વાલના છ રોઝાની પણ સાથે નિય્યત કરે તો રમઝાનની કઝા સાથે શવ્વાલના રોઝાનો સવાબ મળશે કે નહી?

**જવાબ**-એકમાં બંનેની નિય્યત અવે નહીં, અલગ અલગ રાખે, કઝા રોઝા એ રમઝાનનો શવ્વાલમાં અદા થશે નહી (અઝીઝુલ ફતાવા)

**સવાલ**-એક છોકરીના નિકાહ તેનો સગો બાપ હોવા છતાં સાવકા બાપે એટલે તેની માના ધણીએ પઢાવ્યા તો વાલી થવાનો ખરો હક કોનો છે?

**જવાબ**-છોકરી બાલિગ હોય તો પોતે મુખ્તાર છે. નાબાલિગહ હોય તો તેનો ખરો વાલી તેનો સગો બાપ છે સાવકા બાપને હક નથી અગર સાવકા બાપે નિકાહ પઢાવ્યા હશે તો તે બાતિલ છે

**સવાલ**-આજકાલ લોકો ફિરકાએ દીનને જુઠું બોલે છે, ગાળો ભાંડે છે, જુઠી તોહમતો આપે છે, અને પેપરવાળા તો હદ ઉપરાંત હડહડતુ જુઠું લખે છે. કોઈ જરા ફિરકેવાર અને દુશ્મનીમાં, ગલત અને જુઠી અફવાહો છાપાવાળાઓને આપે છે તો તેઓ ફરી જમીન આસમાનના કોલાબા મેળવી આપે છે. વધુ અફસોસ તો એ થાય છે કે એડીટરો મુસલમાન અને પેપરો ઈસ્લામી કહેવાય. કોઈને બાકી છોડતા નથી પોતાને હાકિમ સમજી બેઠા છે. હક, નાહકનો જરા એ પાસ રાખતા નથી શરીઅતે ઈસ્લામ એવા લોકોના બારામાં શું હુકમ આપે છે. એડીટર કેવા હોવા જોઈએ. પેપરમાં કોઈનું નામ લઈ ગલત મઝમુન મૂકવા, મુસલમાનોમાં તફરેકો નાખવો જાઇઝ છે?

**જવાબ**-કુર્આન શ૦ સૂરએ હુજુરાતમાં હક તઆલા ફરમાવે છે કે 'હે, ઈમાનવાળાઓ અગર તમારી પાસે કોઈ ફાસિક ખબર લઈ આવે તો તેની તહકીક કરો." મોટે ભાગે ઝગડાઓ અને તકરારની શરૂઆત જુઠી ખબરોથી થાય છે. એટલાજ માટે પ્રથમ ઈખ્તેલાફ અને તફરેકાના સર ચશ્માને બંધ પાડવાની ઈસ્લામે તઅલીમ આપી, કે કોઈ ખબરને એમજ તહકીક કર્યા વિના કબુલ ન કરો. માની લો કે એક જુઠોભરકો ખબર આપનાર પોતાના કાંઈ ખ્યાલ અને જઝબાતથી બેકાબુ થઈ દુશ્મની અને ગુસ્સાના આવેશમાં કોઈની શિકાયત કરે તો માત્ર તેના કહેવા પર ભરોસો ન કરવો જોઈએ અને એ બાબમાં ખુદાનો ડર રાખવો જોઈએ. "ફતાવા આલમગીરી"માં છે કે આલિમોને ગાળો આપવી કુફ્ર છે. જ્યારે કુર્આન શ૦ અને સહીહ હદીસો કોઈ સાધારણ મુસલમાનને ગાળો આપવા કે દુશ્મની કરવા સખ્ત વઈદો આપી છે તો આલિમો અને સારા લોકો સાથે એવો ભૂંડો વર્તાવ કરવો કેટલો બધો મોટો ગુનોહ થઈ શકે એ વાત અક્કલવાન માણસ સારી પેઠે સમજી શકે છે. કોઈ

સખ્ત શબ્દો વાપરે તો તમો મીઠાસથી જવાબ આપો. કોઇ તકલીફના કારણથી નીકળી જાય તો તમો નરમી અને સજ્જનપણાથી મતાનત અને શરાફતની સાથે તેનું દિલ બહલાવો. તે ગાળો આપે તો તમો તેની તારીફ કરો. તમો બુરાઇનો ઉત્તર ભલાઇથી આપશો તો દુશ્મન દોસ્ત બની જશે. આ ક્રમક્રમ ઇનસાનીય્યત હશે તો શરમિંદો તો જરૂર થશે. પરંતુ એ પર અમલ તેજ માણસ કરી શકે છે કે જે પોતાના નફસ ઉપર પૂરો કાબુ ધરાવે છે. પેપરોમાં જુઠી વાતો અને આક્ષિપો પર બોહતાનો આવે છે એથી બદદિલ થશો નહિ એવી વાતોથી તમારૂં દિલ દુખાય છે. એ તમારા સદાકતે ઇમાનની નિશાની છે. તમો સબ્ર કરો અલ્લાહ સબ્ર કરવાવાળાઓની સાથે છે તમો ધીરજ રાખો અલ્લાહની પકડ સખ્ત છે તે મુન્તકે મેદફાકી બદલો લેશે. પેપરના એડીટર પર સર્વથી મોટી ફર્ઝ આ છે કે પોતે પાબન્દે શરીઅત હોય, બીજી ફર્ઝ એ કે કોઇ માણસ ઉપર નામ લઇ પેપરમા હમલો કરે નહિ કારણ કે એથી ઇસ્લાહ થવાને બદલે ફિસાદ અને દુશ્મની વધે છે આકાએ નામદાર તાજદારે મદીના (સલ) પોતાની મજલિસ કે વઅઝમાં કદી કોઇનું નામ લઇ કાંઇ ફરમાવતા ન હતા. બલ્કે આવી રીતે ફરમાવતા હતા. "મા બાલોરિજા બિન-યફ્ અલૂના-કઝા" લોકોને શું થઇ ગયું છે કે આપને તેમ કરે છે. જ્યારે બન્ને જહાનના સરદાર કોઇનું નામ લેતા ન હતા તો બીજા કોઇને હક નથી કે કોઇના ઉપર હુમલો કરે, આપનિ માટે ક્યારે આ વાત લાએક છે કે બીજા આપનિની સઝા ઉપર કરે, દરેક માણસને ફરી તે એડીટર હોય કે બીજો કોઇ હોય પોતાની ગિરેબાનમાં મોઢું નાખી જુએ તો તેને દેખાશે કે જે ગુન્હામાં બીજાને મુજરિમ ઠરાવે છે તેથી વધુ ગુન્હામાં પોતે ડુબેલો હશે. ફરી શા માટે બીજાઓને બદનામ કરે છે, અને પોતે એડીટરીના ઓહદા પર કબજો જમાવે છે. એડીટર ઉપર કોઇ કાગળકારો કે જુબાની અગર કોઇના ઝાતીયાત ઉપર હુમલો કરે તો કદી પેપરમાં પ્રગટ કરે નહિ, કારણ કે આક્ષેપો લખનાર પણ પોતે કોઇના જુર્મમાં જરૂર સપડાયેલો છે. એક મુજરિમ પર કંઇ હક નથી.. બીજું અનુભવથી આ વાત સાબિત છે કે એવા કાગળોમાં સરાસર જુઠું, બોહતાન, તોહમત હોય છે. માટે એવી વાતોથી પેપરોને પાક રાખવા જોઇએ. પેપરોને હમેશા એવી પોલિસી ધારણ કરવી જોઇએ જેથી મુસલમાનોમાં ઇત્તેફાક અને મુહબ્બત પૈદા થાય. પેપરોમાં મઝહબી, અખલાકી, તારીખી મસાઇલ પ્રગટ કરે જેથી પબ્લીકને લાભ પહોંચે. લખાણની રીત સચ્ચાઇ અને સંજીદગીથી હોવી જોઇએ. દુશ્મનને પણ બુરા શબ્દથી સંબોધે નહિ ઇસ્લામ એવા વાતોથી નફરત કરે છે.

## આભાર–સ્વીકાર

**સારબાન:**—એડિટર કાસિમદાદા-બાંટવા (કિ. રૂ. ૧)

મુસ્લિમ સ્ટુડન્ટસ યુનીયન બાંટવાનું મુખપત્ર ગણાતું સારબાનનો બીજો અંક રીવ્યુ અર્થે મળ્યો છે. આ અંકમાં પણ બે વિભાગ રાખવામાં આવ્યા છે. અંગ્રેજી વિભાગમાં પ્રો. એસ જે. વાસ્તી, સર ઝિયાઉદ્દીન અને એ. આર. સિદ્દીકીના લેખો સુંદર ને આકર્ષક છે. જ્યારે ગુજરાતી વિભાગમાં 'એકાર', બ૫ટ, સઇદ બખીવી, હમાદ્દાદા વિગેરેના લેખો ધ્યાન ખેંચી રહે છે. આ અંકમાં કાવ્યોને સ્થાન આપવામાં આવ્યું નથી એ આશ્ચર્યની વાત છે. ફક્ત એક કાવ્યકૃતિ પ્રગટ થઇ છે. ખુદા યુનીયનને દીનપ્રતિ દીન ઉન્નતિના પથે લઇ જાય એવી આમર દુઆ છે. —'I'

# મવ. અહમદ અશરફ સાહેબ રાંદેરીએ દારૂલ ઉલુમ મદ્રસહ અશરફિય્યહ અરબિય્યહના જલસામાં કરેલી તકરીર.

તશક્કુરં વ ઈમતિનાન.

મુઅઝઝિઝ હઝરાત બેશક તમોએ મારી ઇઝઝત વધારવા માટે જે ખાલિસ ઉમંગો દર્શાવી છે. મારૂં હૃદય તેનાથી અસર લઈ આપની સેવામાં અભિનંદન અને આભાર પેશ કરવા દબાણ કરે છે, અગર હું ઝબાન શૈલીથી કામ લઉં તો પોતાની નાલાયકી અને સદ્‌ગુણાનો વિષે ઘણુંજ કહી શકું છું. પરંતુ મઝહબે ઇસ્લામ મને બનાવટ અને બઢાઈપણાથી રોકે છે, એથી ટુંકમાં આ અર્ઝ કરવા ઇચ્છું છું કે તમો આ મહત્વના ધાર્મિક સભામાં પ્રવાસની મુશ્કેલીઓ વેઠી પધાર્યા, અને મુજ નાચીઝને આભારના બોજા હેઠળ મૂક્યા. અલ્લાહ પાક આપને સારો બદલો આપવું કરે. આમીન.

હઝરાત, વાર્ષિક સભાનો હેતુ માત્ર આ છે કે સામાન્ય મુસ્લિમોમાં સામાન્ય રીતે અને શિક્ષકોના તબકામાં ખાસ રીતે વિદ્યાપ્રેમ ઉત્પન્ન કરી તેઓને પોતે પોતાની સહાય કરવા તરફ લક્ષ અપાવે, આ કિંમતી વાણી પ્રખ્યાત છે, કે ખુદા પણ તેનીજ સહાય કરે છે, જે પોતે પોતાની સહાય કરે. મને વિદ્યા અને કેળવણીના ફઝાઇલ અને અગત્યતાઓ વર્ણવવાની આ સમયે વધારે તક નથી. અને ન આ સભા એથી અજાણ્યુ છે. મુસ્લિમોનો ધર્મ સર્વેથી વધારે અજ્ઞાનતા પર લાનત મોકલે, અને વિદ્યાને મનુષ્ય જીવન માટે અગત્યની ફર્ઝ બનાવે છે. દરેક મુસ્લિમે પોતાના ધર્મ અને-દીનથી વાકિફ હોવુ અતિ ઝરૂરી છે. અને અજ્ઞાનતામાં તેનું જીવન મુશ્કેલીઓથી ખરાબ છે, દીની ઇલ્મની અગત્યતા અને મહત્વતાથી કુર્આની આયતો અને હદીસો ભરપુર છે, જેને વર્ણવવા માટે લાંબો ટાઈમ જોઇએ. "ઇસ્લામી શર્ઇઅતે દીની ઇલ્મ સિવાય સામાજીક વિદ્યા અને કામ આવે એવાં હુન્નરો શીખવાની પણ તરગીબ આપી છે. હદીસમાં છે, "અલ હિકમતો ઝાલ્લતુલ મુઅ્મિન ફઅયન વજદહા ફહુવ અહક્કો બિહા" અર્થાત હિકમત અને બુદ્ધિની વાત મુસલમાનની ખોવાયેલો માલ છે. જ્યાંથી મળી આવે લઇ લેવો જોઇએ કેમકે મુસ્લિમો તેના અતિશય હકદાર છે. આજ શિક્ષણે મુસ્લિમોને વિશ્વભરની વિદ્યાઓ તરફ લક્ષ અપાવ્યું. અને જ્યાંથી જે કામની વાત મળી મુસ્લિમોએ તેનો અન્ય ભાષામાં અનુવાદ કરી પોતાની વિદ્યામાં દાખલ કરી લીધી. બેનઅરજણી અને ન્યાયની દ્રષ્ટિથી કોઇ જોવા ઇચ્છે તો તેણે મુસ્લિમોની ઇલ્મી સેવાઓનો અભ્યાસ કરવો જોઇએ. એમાં લેશમાત્ર શંકા નથી કે શિક્ષણથી માનુષ્યની કાયા કંઈ બીજીજ થઇ જાય છે. તમો એક પિતાના બે બાળકોને લ્યો. જેમાંથી એક પોતાના ગામમાં રહી ખેતીવાડી કરતો રહે બીજો કોઇ અરબી મદ્રસામાં અથવા અંગ્રેજી કોલેજમાં દાખલ થઇ ઊંચા પાયાની સર્ટિફીકેટ અથવા ડિગ્રી પ્રાપ્ત કરી ઘેર વર્ષે ઘેર આવ્યો હોય.' તો અવશ્ય તે બન્નેની હાલતમાં દરેક માણસને આકાશ પૃથ્વીનો ફેર નજર આવશે. અને બિલકુલ અકકલ સત્ય માનશે નહિ કે બન્ને એકજ પિતાના બાળકો છે, કેમકે બન્નેની સંસ્કૃતિ, વાતચીત, ચાલચાલ, અને રહેણીકરણી ગામઠામાં મત એક જુદાજ રંગમાં હશે. જેથી જોનાર આશ્ચર્ય પામી

લાચાર થશે કે, એમાંથી એક મનુષ્ય છે તો બીજો જંગલી પ્રાણી છે. શિક્ષણની ખુબીનો જુજ અંદાજો આથી થઇ શકે છે કે આ કુતરાંઓ જે ગલી ગલીએ માર્યા માર્યા ફરે છે, અગર શિક્ષણ લઇ શિકારી કુતરાં બની જાય તો પછી બાદશાહ અને રાજા તેનાં ખરીદનાર બની જાય. અને શરીઅત પણ તેનો મારેલો શિકાર ઝુબહ કર્યા સિવાય હલાલ કરી આપત અને રહમતના તે ફરિશ્તાઓ પણ તેનાથી નફરત નથી કરતાં. જે મામુલી કુતરાને કોઇ ઘરમાં જોઇ લે તો તેના પાસે નથી આવતાં. પછી મનુષ્ય શિક્ષણ લઇ શું થી શું બની જાય છે, એનો ફેસલો તમો પોતે કરી શકો છો. એથી એમાં રજમાત્ર શંકા નથી. કે કેળવણી તરફ મુસ્લિમોએ વધારે લક્ષ આપવું જોઇએ. કેમકે આ સમયે અન્ય જાતિઓ જેઓને અમારી સંમક્ષ વાત કરવાની પણ તમીઝ ન હતી તઅલીમના મેદાનમાં અમારાથી અતિશય આગળ નીકળી ગઇ છે. જગત જાણે છે. અને વિરોધીઓને પણ એનો ઇકરાર છે કે એ સૈકા અગાઉ મુસ્લિમોથી વધારે કોઇ કૌમ તઅલીમ યાફતા ન હતી. અને મુસ્લિમોથીજ બીજી કૌમોએ વિદ્યા પ્રાપ્ત કરી પછી આ શું ગઝબ છે, કે જે કૌમ જમાનાની શિષ્ય હતી તે આજે યુરોપના વિદ્યાર્થીઓથી પણ પછળ છે! પ્રત્યેક મુસ્લિમો પોતાના અરબી ઉલુમમાં જે રૂહાની અને અકલી ઉલુમના નામથી યાદ કરવામાં આવે છે, દગાબા પણ કોઇથી પાછળ નથી. પરંતુ દગાબા તે બાદશાહો પૃથ્વી નીચે પહોંચી ગયા. જે આ ઉલુમની કદ્ર કરનારાઓ હતા, અને એના જાણકારોને પોતાના રાજના ચશ્મો ચિરાગ સમજતાં હતાં, દગાબાં બીજો યુગ છે.

નિશકસ અય્યામુ નુદાવિલોહા બયનન્નાસ.

દ્રેઝરાત, મારી ભાષા ઉર્દૂ નથી. ગુજરાતી છે. પરંતુ મારી ઝાતી ચોરી જુઓ, તો તેમાં ઉર્દૂ પ્રત્યેય લાગણી ગુજરાતીથી અતિ વધારે છે માત્ર એટલા માટે કે ઉર્દૂ ભાષા હુકૂમત અને ઇસ્લામની શૌકતની યાદગાર છે, મુંબઇ ઇલાકામાં ઉર્દૂ મદરસાઓ કુર્આન શરીફ અને દિન્યાતની તઅલીમના રક્ષણકર્તા છે, અગર ઉર્દૂની જગ્યાએ ગુજરાતી અંગ્રેજી શાળાઓમાં આવી અને ગુજરાતી અંગ્રેજી જરૂરી લેખવામાં આવી તો અવશ્ય ધાર્મિક તઅલીમ ગૂમ થઇ જશે. માત્ર ગુજરાતી અંગ્રેજી જાણકાર લોકો ન કુર્આન શરીફને ખરા ઉચ્ચારથી પઢી શકે છે, ન અરબી ઉલુમમાં જલદી ઉન્નતિ કરી શકે છે. એટલા માટે કે ગુજરાતી અને અંગ્રેજીમાં અરબીના અમુક શબ્દો માટે કાંઇ સ્થાન નથી. એ પછી તસ્વીરનું બીજુ રૂપ જુઓ. કે ઉર્દૂ પઢનારાઓ ઘણીજ સહેલાઇથી અરબી ઉચ્ચારને અદા કરી શકે છે. કેમકે ઉર્દૂમાં અરબીના સઘળા અક્ષરો વપરાય છે, પ્રત્યેક કુર્આન શરીફના કેટલાક શબ્દો અને અમુક જોડા અક્ષરો પણ આમ ખાસની ઝુબાને ચઢેલાં છે; આ કહેવું બિલકુલ ઠીક છે કે મુસ્લિમોની ઉર્દૂમાં સેંકડે ૭૫ ટકા અરબી શબ્દો વપરાય છે. અનુભવ માટે ઉર્દૂ પેપરો, ચોપાનીયાઓ જુઓ, જે ગણત્રીથી બહાર છે. આ હકીકતને નજર સમક્ષ રાખી, એ પર નજર કરો. કે કુર્આન શરીફનું રક્ષણ અને કિરાઅત મુસ્લિમોના શિરે ફર્ઝ છે, અને આ ફર્ઝ જ્યારે અદા થઇ શકે છે કે કુર્આન શબ્દને સેહતના સાથે અરબી ઉચ્ચારમાં અદા કરવામાં આવે, તો તેના સાધનોની હિફાઝત પણ નિર્વિવાદ છે. અને હું ઘણીજ શ્રદ્ધાથી કહુ છું કે હિંદુસ્તાનના સઘળાં પ્રાંતોમાં ખાસ કરી મુંબઇ પ્રાંતમાં ઉર્દૂ ભાષા કુર્આન શબ્દના રક્ષણ માટે સર્વોપરી સાધન રૂપ છે, આ તો ધાર્મિક દલીલો હતી જેની તરદીદ કરી શકતાં

નથી. હવે સંસ્કૃતિની રૂએ ઉર્દૂ ભાષાની મહત્વતા જુઓ.

(૧) આખું જગત એકમત છે કે મનુષ્યજાતિની સંસ્કૃતિનો બુન્યાદી પથ્થર ઐક્યતા અને સંગઠન છે, જેનું સાધન એકત્રીત વિચારશ્રેણી છે એનો દારોમદાર ભાષાની એકત્રીત પર છે. કેમકે ઐક્યતા અને સંગઠન વિચારોના હેરફેર સિવાય શક્ય નથી. હવે ધ્યાનપુર્વક વિચારો કે ઉર્દૂ ભાષા સિવાય કઈ ભાષા છે જે હિંદુસ્તાનની કોમોને અને ખાસ કરી દસ કરોડ મુસ્લિમોને વિચારોના તબાદુલથી એક કેન્દ્ર પર ભેગા કરી શકે. હું દાવા સાથે કહી શકું છું કે ધર્મ અને મિલ્લતના ઈમતિયાઝ વિના સઘળા હિંદુસ્તાનીઓ માટે આમ અને ઇસ્લામીઓ માટે ખાસ માત્ર ઉર્દૂ જ એક એવી ભાષા છે. જે વડે વેપારીક, આર્થિક, સરકારિક, સામાજીક, શિક્ષણીક, રાજ્યકીય અને ધાર્મિક મામલાઓમાં અમો સહેલાઈથી પોતાની અવાજને જગતના ચોખુણે પોંહચાવી શકીએ છીએ. કેમકે હિંદુસ્તાનના તે પ્રાંતો પણ જેની માતૃભાષા ઉર્દૂ નથી. ભાષણ અને નિવેદન દ્વારા ઉર્દૂ ભાષાની સેવાઓ બજાવી રહ્યા છે, મુંબઈ ઇલાકાના સઘળાં શહેરોમા ઉર્દૂ સમજનારાઓ, બોલનારાઓ, વાંચનારાઓ મોજૂદ છે. એ સિવાય પંજાબ સિંધ, વાયવ્ય, બંગાળ, મદ્રાસ, આસામ, બિહાર, ઓરીસા, સયુક્ત તેમજ કાશ્મીર રિયાસત વિગેરે સઘળાં ઉર્દૂ ભાષાની આલમગીર મહેરબાનીના દાખલા છે.

(૨) કદાચ તમોને આશ્ચર્ય થશે કે ઉર્દૂ ભાષાના સમજનારાઓ હિંદુસ્તાનથી બહાર, અરબ, કાબુલ, ઇરાન, તુર્ક, સિરિયા, મેસોપોટેમિયાં અને યુરોપ, અમેરિકામાં પણ મોજુદ છે. ઉર્દૂ પેપરો ને સઘળાં દેશોમાં પોંહચે છે. અને તે દેશોના પેપરો પોતાની ભાષામાં અનુવાદ કરી હિંદુસ્તાનની હાલતથી આખાએ જગતને જાણકાર કરે છે, ઉર્દૂ સિવાય અન્ય કોઇ ભાષા નથી. જે હિંદુસ્તાન અને હિંદુસ્તાન બહારના દરેક પ્રાંતો અને વિભાગમાં સમજવામાં આવતી હોય. ઘણો જ અન્યાય થશે. અગર મુંબઇની ગવર્મેન્ટ આ સંસ્કૃતિક દિશાએથી આંખ કાન આડા કરી ઉર્દૂ ભાષાની કુદરતી અગત્યતાને મિટાડવા પ્રયાસ કરે. આ સમયે અમો વતની ભાઇઓથી બે વાતો કરવા ઇચ્છીએ છીએ, કે અગર ખરા અર્થમાં તેઓ સહ્કાર અને ભલાઇ માટે સઘળી હિંદુસ્તાની કોમોને એક વિચાર બનાવવા ઇચ્છતા હોય. તો ઉર્દૂની સર્વવ્યાપક અને કુદરતી દેખાવ અને ભાષાથી કામ લે, અગર ઉર્દૂ ભાષા પ્રત્યે બેપરવાઇ વધી ગઇ તો અવશ્ય તેઓ પોતાનાં હેતુઓમાં અફળ રહેશે.

ભાઇઓ, મને ઘણીજ અચરજ થાય છે જ્યારે કોઇ મુસ્લિમ લીડર પબ્લિક સભામાં અંગ્રેજી બોલતો જોવામાં આવે છે તો વસ્તુ સ્થિતિ આ છે કે તે જાણે છે કે પબ્લિકના વધારે ભાગીઓ અંગ્રેજી નથી સમજતાં, અગર અમારા અંગ્રેજી જાણનારાઓને એમાં કંઇ રસ પડે છે અથવા તેઓ એને નાઝ અને ફખ્રની પુંજી સમજે છે તો પછી આલિમોને પણ છુટ આપો. કે પબ્લિક સભાઓમા અરબી બોલ્યા કરે, ખુદાની કસમ અમારા નજીક અરબી ભાષ સઘળી ભાષાઓથી વધારે પ્રિય પણ છે, અને આલિમોને ખાસ કરી અને મુસ્લિમોને આમાન્ય રીતે અરબી ભાષા પર ફખ્ર અને નાઝ પણ ઘણોજ છે, કેમકે તે અમારા પરવરદાર અને રસુલ (સ.)ની ભાષા છે.

પ્રિયભાઇઓ, જગતમાં કુર્આન શરીફ જેવી કોઈ કિતાબ નથી જે એકમાત્ર વધઘટ વિના તેરસો વર્ષથી બચી હોય પરંતુ મુસ્લિમોનું

કુર્આન આજ સુધી પોતાના. આકારો અને શબ્દોથી તેવુંજ છે, જેવું પ્રથમ હતું. હું એનુ કારણ એજ સમજુ છું કે દરેક યુગમાં અમારી કોમમાં લાખો જિન્દહ કુર્આન મૌજુદ રહ્યાં, જેઓના હિફ્ઝે એક ઝેર ઝબરનો ફેરફાર થવા ન દીધો. તે જિન્દહ કુર્આન એજ હાફિઝો છે. જેઓની સંખ્યા વધારવા હું પોતાની કોમનું લક્ષ ખેંચું છું. હાફિઝોનેજ લઇને અમારા દીનની પવિત્ર કિતાબ આજસુધી વધઘટ વિના અમારા સીનાઓમાં અને અમારા હાથોમાં છે.

મુસ્લિમોની શરીઅત મુસ્લિમોનો દીન અને મુસ્લિમોની ચાલચાલ સારાંશ સઘળી દીન દુન્યાં અસલમાં અલ્લાહ પાકના કલામ પર આધારે છે, અગર એના હિફ્ઝથી બેપરવાઇ થઇ તો આ કહેવું ખરૂ થશે કે મુસ્લિમો ન દીનના રહ્યાં અને ન દુન્યાના રહ્યાં આ સઘળી વાતો પર લક્ષ આપી હું પોતાની કોમને હિફ્ઝે કુર્આન પ્રત્યે લક્ષ અપાવું છુ

હઝરાત, દારૂલ ઉલુમ મદ્રસ આશરફ્યા અરબીયહને સને ૧૨૮૬ હિજરીમાં જનાબ હાજી ઇસ્માઇલ મુહમ્મદ અશરફ સાહેબ રાંદેરીએ ઇસ્લામના પ્રચાર અને દીનની તબ્લીગ અર્થે સ્થાપ્યો હતો. આજે તેને લગભગ ૭૯ વરસ થયાં જે આજ સુધી અલ્લાહની કૃપાથી સારી પેઠે અંજામ આપી રહ્યો છે, આ ઊન્નતિ પામેલ મદ્રસો હઝરત બાનીની ખુલુસ નિય્યતનું ફળ છે, જે આપના સમક્ષ આજે મૌજુદ છે આ મદ્રસામાં પુરાણા પ્રચલિત મદ્રસાઓ પેઠે અરબી અને ફારસી ઉલુમ અને કુર્આન મજીદ હિફ્ઝ, નાઝરા, ઉર્દૂ, તજ્વીદ કિર્આત, તકરીર અને તહરીર વિગેરેનુ શિક્ષણ ઘણાં ઊંચા પાયા પર જારી છે આ વર્ષે દાખલ થનાર વિદ્યાર્થીઓમાં બે જાતના વિદ્યાર્થીઓ હતા, બહારના અને મૂળ સ્થાનના બહાર ગામના વિદ્યાર્થીઓ માટે ખાવાપીવાની સઘળી જરૂરતોનો આ મદ્રસો બંદોબસ્ત કરતો રહ્યો, એવા વિદ્યાર્થીઓની સંખ્યા ૯૦ સુધી રહી. સ્થાનિક વિદ્યાર્થીઓ આશરે ૨૦૦) છે. જે જુદા જુદા દરજ્જાઓમાં દાખલ થઇ શિક્ષણ લઇ રહ્યા છે. અલ્લાહની કૃપાથી આ મદ્રસાનું કુતુબખાનું પણ જહોજલાલ પ્રમાણમાં છે. આ સમયે લગભગ અરબી, ફારસી, ઉર્દૂ સઘળા ઉલૂમ અને ફનોની કિતાબોનો ભંડાર ૪૦૦૦ રજીસ્ટરે નોંધાયલો છે. અને ઇન્શાઅલ્લાહ દિવસે દિવસે વધતો જશે આ મદ્રસામાં એક દારૂલ ઇફ્તાનુ ખાતું પણ મૌજુદ છે. ફત્વાઓના જવાબો ઉર્દૂ અને ગુજરાતી બન્ને ભાષામાં ફુરસત પ્રમાણે આપવામાં આવે છે. મહિનામાં જેટલા ફતવાઓ ભેગા થાય છે તે સુરતના પ્રચલિત ઉર્દૂ, અરબી, ગુજરાતી માસિક કારવાંમાં પબ્લિકના લાભ અર્થે પ્રગટ કરવામા આવે છે. અરબી મદ્રસાઓના સામાન્ય રિવાજો પ્રમાણે આ મદ્રસાના અરબી ક્લાસનુ વાર્ષિક ઇમતિહાન હઝરત મવલાના સૈયદ યુસુફ શાહ સાહેબ નજમિમેં ઇલ્મી મિલ્લતના સભ્ય અને મૌલાના રસુલ શાહ સાહેબ મુદર્રિસ મદ્રેસા મતલઉલ ઉલુમ સુરત અને મૌલાના અબ્દુર્રહીમ સાદિક રાંદેરી સાહેબ અને મવ. અહમદ બુઝુર્ગ સાહેબ સીમલકીએ લીધું. અને ફારસી ઉર્દૂનું ઇમતિહાન જનાબ મુન્શી મહમુદ સાહેબ નાયબ કાઝી રાંદેરીએ લીધું. કિર્આત દરજ્જાનું ઇમતિહાન અને હિફ્ઝ દરજ્જાનું ઇમતિહાન મ. અબ્દુર્રહીમ ખતીબ બડી મસ્જીદ રાંદેરીએ લીધુ. અને નાઝરા દરજ્જાનુ ઇમતિહાન મૌલવી મુહમ્મદ શરીફ સાહેબે લીધુ. જેમકે મઅમુલગત રીતે નીચે પ્રમાણેની કિતાબોમાં વિદ્યાર્થીઓએ ઇમતિહાન



# ઇદ !!!

હૃદય – ઉમંગોને વિકસાવી,
આશા – કિરણોને જન્માવી
છે કો' આજે દુલ્હન આવી.
કળીઓ દિલની તે મહેકાવી

દુનિયા ત્યાં "મનાવે ઇદ !
સૌને આજ હસાવે ઇદ !

આનંદ હૈયે આજ વસે છે,
દિલના દર્દો દૂર ખસે છે
સૌ મુખે ઉલ્લાસ હસે છે,
હર્ષનાં અશ્રુ બહાર ધસે છે

દિલની વાત બતાવે ઇદ !
સૌને આજ હસાવે ઇદ !

બેહોશને તો શું હોશ નથી
કંઇ તેમાં આજે જોશ નથી
પણ કોનો તું મદહોશ નથી ?
ખામોશ થઇ 'ખામોશ' નથી !

બેહોશને હોશમાં લાવે ઇદ !
સૌને આજ હસાવે ઇદ !

—'ખામોશ' કુતિયાણવી

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...બેકાર...



જેમ કલકત્તાનું કલ્પિત કારાગ્રહ ઇતિહાસમાં અમર થઈ ગયું; તેમ ૧૬મી ઓગસ્ટનો કલકત્તા ખાતે ઉજવાયલો લીગનો 'વિરોધ દીન' પણ અમર થવા સર્જાયો છે. શાંતિ નિકેતનવાળા રવિન્દ્રનાથ ટાગોરના કલારસિક કલકત્તાએ કતલની કળા બતાવી છે પીંછીને બદલે છરા કે ખંજર ફેરવ્યાં, રંગને બદલે રક્ત રેલાવ્યું! ઊર્મિ, ભાવના, ને કલ્પના: ખોળામાં ઉછરેલું કલકત્તા ખુનના દરિયામાં ન્હાઇ ગયું! માનવો માનવ મટી દાનવ બની ગયાં જેમ સામા માણસને સરળતાથી ફુલનો હાર પહેરાવે એ રીતે સરળતાથી ખંજર પહેરાવાઈ ગયાં! ગુંડાગીરીની પણ હદ આવી ગઇ ને! સૌથી નપાવટ અને નીચ પ્રકારની ગુંડાગીરી પૂરબહારમાં ખીલી ઊઠી! બાળકો અને સ્ત્રીઓ પણ ગુંડાઓની છરીથી ન બચ્યાં. ઠેરઠેર આગો સળગાવાઇ અને બટેરા બાફે તેમ સહેલાઇથી માનવોને આગમાં બાળી દીધાં! નાદીરશાહે દિલ્હી લૂટ્યું અને બાળ્યું હતુ તેમ ગુંડાશાહીએ કલકત્તાને બાળ્યું ને લૂટ્યું! ગુંડાઓએ દિલ ખોલીને લૂટ ચલાવી અનેક નિરાધાર માનવીઓની લાશો કલકત્તાની શેરીઓમાં કાગડાં, કૂતરાં ને ગીધડાંની મિજબાની બની ગઇ! માનવ કોમી ઝનૂનમાં કેવો દાનવ બની જાય છે તે કલકત્તાએ જોયું! રાજદ્વારી ઝેરની અસર કેવી ભયંકર હોય છે તે કલકત્તામાં જણાયું. ગુંડાગીરીએ એટમબોંબની અસર

કલકત્તાના છાંટા અલ્હાબાદ, દિલ્હી, ઢાકા વગેરે સ્થળે પણ ઊડ્યા. શા માટે હિંદુ-મુસલમાનો આમ નાહક કપાઇ મરતા હશે? જો મારામારીથી કંઇ સિધ્ધી થતી હોય તોય ઠીક છે. આ તો ફક્ત હરીફ ટીમ કરતા વધુ રન કરવા એવી ક્રિકેટ હરીફાઈ જેવું તત્વ છે! સામા પક્ષનાં વધુ માણસો મારીને અમુક રનથી જીતવા જેવી વાત છે! પણ ફેર એટલો કે પેલા રન લેવામાં માણસે દોડવુ પડે છે કે દડાને મજબૂત હાથે ફટકો લગાવવો પડે છે; ત્યારે આ રન લેવામાં આનાં મસ્તકને દડો સમજી સાવ ઊડાવી દેવામાં બહાદુરી ગણાય છે! ઠીક છે, હિંદની ધરતી પર ભાર વધી ગયો છે ને આમ હળવો થઇ રહ્યો છે. તો બન્ને જરા દિલ ખોલીને ભાર હળવો કરો પણ પ્રમાણસર હળવો કરો કે કોઇને ફરિયાદ કરવાનુંજ કંઇ કારણ ન રહે! ખેર જીવતાં શાંતિનાં દર્શન ન થાય તો મરીને તો થશે! જીવતા એકતા ન સ્થપાય તો મરીને તો મસાણ કે કબ્રસ્તાનમાં તો સ્થપશે!

●

અમેરિકનો એકકે જ્યારે લાખો માણસને હણી નાખે એવો 'એટમ' બોમ્બજ બનાવી જાણે છે એમ નથી. મારવાની શોધોમાં એ લીન છે તેમ જીવાડવાની શોધોમાંય વીર થતા માટે છે. માણસનું આયુષ્ય ઓછામાં ઓછું ૨૦૦ વરસનું થાય એવી શોધ પણ અમેરિકા કરી રહ્યુ છે! જેમ વિજ્ઞાનમાં એ પ્રગતિ કરી શક્યું છે; તેમ સંતાન પેદા કરવામાંય એ

# કુદરતનું સૌંદર્ય....*

'મુસાફિર'

જમીન હજુ ભીની હતી. ઝાડના પાંદડાંઓ ઉપર સલિલ બિંદુ મોતીની જેમ ચમકી રહ્યાં હતાં. હમણાં વરસાદ બંધ થયો હતો. વાદળાંઓના ઘટાટોપને ચીરીને સૂર્ય પોતાનો પ્રકાશ પૃથ્વી પર ફેંકી રહ્યો હતો. પશ્ચિમ તરફથી ધીમો સમીર ગામ બહારના ખેતરોમાં ઉગેલા ઘઉંના ડુંડાઓને હલાવતો ધીમેથી લહેરાઇ રહ્યો હતો. દેખાવ અતિ રમણીય અને આલ્હાદક હતો.

અને......અને એની કલ્પના જાગી ઉઠી. ગામમાં મશહૂર ગણાતો એ સ્વરસમ્રાટ ગામ બહારના ખેતરો પરથી પસાર થતો, પોતાની ધૂનમાં ધીમેથી ગાયન ગણગણતો, એ જઈ રહ્યો હતો. દૂર......દૂર એક નાના વ્હેળા પાસે જઇ એ એક પથ્થર પર બેઠો. આસપાસ વનશ્રી ખીલી હતી અબુધ માણસ પણ એક વખત કુદરતનો દિલચસ્પ દેખાવ જોઇ ઉંડો શ્વાસ ભરી લે એવો દેખાવ હતો.

આહ !......એ કવિના સુરીલા-દર્દીલા ગળામાંથી કુદરતના આ દેખાવમાં મંત્રમુગ્ધ બનેલા કોઈ પણ માણસને બેચેન-બેખુદ બનાવી દે એવા ગાયનની વૃષ્ટિ થઇ. વ્હેળાનું પાણી જે જોશમાં આવી રહ્યું હતું; કંઇક ધીમું પડી ગયું. આસપાસના નાના છોડવાઓ કવિના ગાનથી વધુ ઝુલી ઉઠ્યા.

એક પગ ઉપર ઉભો રહી માછલીઓ પકડતો બગલો ઉંચુ જોઇ ગયો.

જંગલી બીલ્લી-કે જેણે હમણાંજ પોતાના શિકારને પકડયો હતો પોતાની ડોક નીચે નમાવી દીધી.

અહીં તહીં ભટકતો ખોરીન પોતાના દરમાં ભરાઇ ગયો.

અને વાતાવરણને સંગીતથી ભરી દેતું બુલબુલ પોતાના દિલને કહેવા લાગ્યું "મેં હજારો-લાખો ગીતો ગાયાં હશે હજારો માણસોને મંત્રમુગ્ધ કર્યા હશે, પરંતુ મારી જિંદગીમાં એક પણ ગાન એવું નથી ગાયું કે જે વ્હેળાના વહેતા વ્હેણને પણ અટકાવી દે."

"પરંતુ હજારો વર્ષો વિત્યા પછી દુનિયા કેવી હશે ?" એની ધૂનમાં મસ્ત અને મશગૂલ બનેલો કવિ આમાંનું કશું જાણતો ન્હોતો .....

* સૂચિત

# અલૌકિક

"શબ્બા"

કે જ્યારે કમળ પણ કંપાયમાન થયુ
ને સૂર્ય કિરણ પણ રૂઠી ગયું !

×  ×  ×

સંધ્યાનો સુનેહરી સમય હતો પશ્ચિમ તરફ સુગંધિ ગજબ રંગે પથરાઇ હતી ધીમો ધીમો પવન વાઇ રહ્યો હતો પક્ષીઓ ઉડી ઉડીને માળા તરફ જઇ ગયા હતા આખા દિવસના સખત તાપથી તપી તપીને પૃથ્વી પણ નિસ્તેજ બની ગઇ હતી સૂર્યના છેલ્લા કિરણો સંતાઇ જવાની તૈયારીમા હતા

×  +  ×

બાગના ફૂલો નિરુત્સાહ બની ઝુલી રહ્યા હતા

કમળ-પત્ર પર બેઠો પુષ્પ-ભોગી ભમર સ્નેહરસના મીઠા અમૃત ઘુંટડાઓ પીવામા મશગુલ હતો

કમળ પર પડેલા રવિના છેલ્લા કિરણો સરકી રહ્યા હતા કમળ-પત્રો બિડાઇ રહ્યા હતા

આ પ્રેમના ભમરને ભાન નહોતું કે એક પળમાત્રમા તે કેદ થઇ જશે !

લોભી બિચારો ભમર !

સૂર્યના છેલ્લા કિરણો સંતાઇ રહ્યા હતા

કમળ બિડાઇ રહ્યું હતું

×  ×  ×

દિપકના દેહમાંથી અજવાળાની ધીમી સેર ફૂટી સૂર્યના કિરણો સંતાઇ ગયા

શ્યામ કાયાધારી ભ્રમર કમળ-પત્રોની સુવાળી દીવાલો વચ્ચે કેદ થયા

કેદ થતા ભ્રમરે દિપક જોયું તે જરા શરમાયું, તેની જ્યોત જરા ઝાંખી થઇ અને ફરી પ્રકાશની ઉજ્જવળ સેર ઝળકી !

×  ×  ×

પતંગે દિપક પર પરિભ્રમણ આદર્યું

પ્રેમની આહુતિ પર પ્રેમીઓએ પોતાના પ્રાણ ન્યોછાવર કર્યા પતંગનો દેહ દિપકની જ્યોતમા બળી ગયો નિર્જીવ ખોળીયું જમીન પર પટકાઇ પડયું

રાત્રી વિતતી ચલી

પ્રભાતના સુંદર સમયની આગાહી થવા લાગી

દિપકનું તેજ ઝાંખુ થતું ગયું

સૂર્યના છડીદારે "પ્રભાત"ની છડી પોકારી !

સૂર્યની આછી રોશની પૂર્વ તરફ ડોકીયા થવા લાગી.

કમળ પર સૂર્યનું કિરણ અથડાયું

કમળ-પત્ર ખીલ્યું

ભ્રમરના નિષ્પ્રાણ-દેહ પાણીના કુંડમા પટકાઇ પડયો

+  +  +

બુઝાતા દિપકે આ જોયું, અને તે મરતાં બુઝાઇ ગયો

×  +  ×

કમળે પોતના પ્રેમીના નિર્જીવ દેહ પર નજર કરી

તેણે જરા શરમાઇ ઉંચે જોયું ફરી આંખો નીચી કરી આ સામે પતંગના નિર્જીવ-દેહ પર તેની નજર ગઇ

×  ×  ×

પ્રેમની વેદી પર પ્રાણની આહુતિ અર્પનાર બન્નેના નિર્જીવ દેહ જોઇ કમળ કંપાયમાન થયું

તેને ફરીથી બિડાઇ જવાનું મન થયું પણ રવિની ગુસ્સાભરી લાલઘુમ આંખો જોઇને તે સ્થિર થયું

×  ×  ×

સૂર્યનું એક કિરણ પાણીના કુંડમા પડયું

શ્યામ કાયાધારી ભ્રમરના મૃતદેહને નિહાળી સૂર્ય કિરણ પણ રૂઠી ગયું !

●

# ઈદની લ્હાણુ.

### ઈદ આવી !

અનેક દર્દમાં કો' વિચરે છે,
અને કો' નયનથી અશ્રુ સરે છે
સતાવે કોઇને કો'ની જુદાઇ,
મીલનની આશામાં કો' દમ ભરે છે.

\+ + +

### પરદેશી મિત્રને !

મુજથી તું છે દૂર બિરાદર.
ભાગ્ય થયો છે ક્રૂર બિરાદર.
યાદ છે દિલમાં, દૂર છતાં પણ,
એવી હું મગરૂર બિરાદર

\+ + +

### મીયાંભાઈની ઈદ

ઈદ આવી, જેણમા કંઈ ગમ નથી
શું કરૂ મુજની મને કંઈ ગમ નથી
બાપ-દાદા વટ નહીં કરતા હતા,
હું ગુમાવું આબરૂ ચકમ નથી
ચોતરફ લીજ્જાઈ વાની ઘી તણી,
હાથ માગ ઘર નહીં મોડમ નથી
કર્જ લઈને ઈદને ઉજવીશ હું,
બાપ-દાદાથી વધુ છું કમ નથી.
આજ હું શાને રહું પર મહીં,
ઈદ છે આજે કંઈ મહોરમ નથી.
ઈદ ન્હાઉં શુદ્ધ પહેરૂ ગોઠવી,
કર્જ લેવામાં મને શરમ નથી

—મુરાદ.

# ગરીબની દુન્યા !

રામદાસ આજે ૨૫ વરસથી મીલમાં નોકર હતો એ વરસોમાં એણે શું શું સહન કર્યું તે તો પરમાત્મા જાણે છે. સૌથી પ્રથમ તેની સ્ત્રીએ દગો આપ્યો. તે પણ તેની સાથે મીલમાં મજૂરીએ જતી એક દિવસ સાંજના તે મીલમાંથી પછી ઘેર આવી નહીં ઘણી શોધખોળ કરી છતાં તેનો પત્તો લાગ્યો નહીં બીજા દિવસેજ મીલ કામદારોમાં જમાદાર અને રામદાસની સ્ત્રીની ચર્ચા થવા લાગી તેણી નાસી તો ગઈ પરંતુ ત્રણ બાળકોનો ભાર રામદાસ પર છોડતી ગઈ બે પુત્ર અને એક પુત્રી તેણે પ્રાર્થના કરી પ્રભુ ઈચ્છા ! ઘડપણમાં આસરો દેવાવાળા તો છે પરંતુ પ્રભુને એ પ્રાર્થના મંજૂર ન હશે પ્લેગની બીમારીમાં બન્ને પુત્રો પ્રભુ પાસે પહોંચી ગયા ફક્ત એક પુત્રી બાકી હતી તેનું પણ એજ પરિણામ આવ્યું જે એક મજૂરની કન્યાનું થાય છે એટલે કે તે પણ કોઈ મવાલીઓ સાથે નાસી ગઈ જ્યારે તે પોલિસ ખાતામાં ખબર આપવા ગયો તો ઉલટી પોલિસે તો ધમકાવ્યો અને ઓફિસ બહાર કાઢી મૂક્યો "હરામખોર છોકરીને કાબૂમાં કેમ ન રાખી અહિં આવ્યો છે સાવ બનીને મફતમાં તકલીફ આપવા" બાપદાદાની નિશાની કહો કે મિલ્કત ફક્ત એક ઝૂંપડી હતી તે પણ ખાર સહેબના દાવામાં હરાજ થઈ ગઈ હવે ફક્ત રામદાસજ બાકી રહ્યો હતો

એક દિવસ તે પોતાની ૨૫ વરસની કમાણીનો હિસાબ કરવા બેઠો તો પોતાની આખી જિંદગી મુસીબત, દુઃખ અને દગામાં પૂરી થઈ બાર વર્ષની ઉમરથી તે મજૂરી કરવા જતો તે મનમાં બબડ્યો 'જે રીતે ઘસાએલા સિક્કાની કિંમત બજારમાં થતી નથી તેમ મારી કિંમત પણ ઘસાઈ ગઈ છે હવે તેના માટે જિંદગી બેકાર હતી છતાં પણ ક્ષુધાને માટે તે મજબૂર હતો જીવન હાથમાં થોડુંજ છે ! તે મનમાં સહેજ બબડ્યો બધાએ મારો સાથ છોડ્યો પરંતુ એક પેટે સાથ છોડ્યો નથી તે એણી અવાજે. ભુખ ભૂખની બૂમો પાડે જતો હતો રાત ભૂખોજ સૂતો સવારે પાંચ વાગે તે લથડાતો લથડાતો મીલના દરવાજે પહોંચ્યો કે જેથી મજૂરી કરી તે પોતાના પેટના ખાડો પૂરી શકે પરંતુ મીલનો ફોરમેન તેની ફરાગીનતા પર નારાજ હતો તે બબડીને બોલ્યો તું જ્યારે જુઓ ત્યારે કામ કરતાં ફરતા હાથ ઠોકી લઈ આમ તેમ જોયા કરે છે મને તારી મારે ત્યાં હવે જરૂર નથી ચાલ્યો જા અહિંથી કામચોર !

ઘર, પત્ની પુત્ર પુત્રી વિગેરે સાથ છોડી ગયા હતા હવે નોકરીએ પણ સદાને માટે છૂટકારો મળ્યો 'પરંતુ પેટ—' એના માટે કંઈ પણ કર્યાં વગર છૂટકો નથી આજે એ પેટના ખાતર તેણે બીજી નોકરીની શોધ કરી આખો દિવસ શહેરની ગલીએ ગલીએ ધૂળ ચાટતો ફર્યો તો પણ તેને નોકરી મળી નહીં ફરી ફરીને થાકી જતા તે એક પૂલને સહારે ઊભો રહ્યો બીડી કાઢી પીવા મંડી પડ્યો પૂલ શહેરના મધ્યમાં હોવાથી

ખાવાનું ન મળે તો રાત કેમ પૂરી થશે! એટલામાં એક ગૃહસ્થ સાંજ આરામ ખુરસીમાં બેઠેલા નજરે પડયા. રામદાસ તેમની સામે ઉભો થઈ બોલ્યો.

"બાબુજી ભૂખ લાગી છે. કંઈ ખવડાવો"

બાબુસા'બ કંજૂસ હતા. તે બોલ્યા 'આગળ જા.' એ સિવાય બાબુજી શું બોલવાના હતા. નકામી વાતોમાં કોણ પોતાનો વ્યર્થ સમય બગાડે છે. તેને સારી રીતે ખબર હતી કે ગરીબોને હંમેશ 'આગળ જા' ને 'આગળ જા' એજ મળશે. 'આગળ જા' કહી કે 'માફ કરો' કહી તેઓ પોતાનો ભાર માથેથી હલકો કરે છે. જ્યારે ભીખારી આગળ જાય છે તો તેઓ મનમાં બબડે છે. "આ ભીખારીઓ પણ પોતાને ઇન્સાન સમજે છે. બેશરમ, બેગેરત! જ્યારે જુઓ ત્યારે હંડી માગવાવાળાઓની જેમ માથા પર સવાર થઈ જાય છે. ધિક્કારો ગળો આપો તો પણ આગળ જવાનું નામ લેતા નથી જાણે કે તેમના પૂર્વજો શેઠિયાઓને ત્યાં કંઈ ધન મૂકી ગયા ન હોય? જ્યાં સુધી એકાદ મૂઠી અનાજ કે એકાદ પૈસો ન આપો જવાનું નામ જ લેશે નહીં."

પરંતુ રામદાસ તે સદ્‌ગૃહસ્થને કોઈ અજબ જાતનો ભીખારી દેખાયો. કારણ કે ન તો બીજા ભીખારીઓની જેમ આજીજી કરવા મંડયો, ન તો બાળકોને આશીર્વાદ ન તો ગાડીમાં સામાન ચોરાઈ જવાની વાત રડતા રડતા સંભળાવી ન તો વતનમાં કોઈ સગાના મરણની ક્રિયા માટે મદદ માંગી. પરંતુ તે એટલું જ બોલ્યો "બાબુજી ભૂખ લાગી છે કંઈ દાળભાત આપો."

આ બાજુ સદ્‌ગૃહસ્થ જમી પેટ ભરીને આરામથી બેઠા હતા. તેઓ આજે આનંદમાં સમાતા ન હતા તેઓ મનમાં બોલ્યા "આજે હું આનંદમાં છું ત્યારે આ ભીખારીને નિરાશ કરવો ન જોઈએ." તરતજ ગજવામાંથી એક પૈસો કાઢી બોલ્યા "લે."

રામદાસ બોલી ઉઠયો "મારે પૈસાની જરૂર નથી. ભૂખ લાગી છે કંઈ ખવડાવો."

"ખવડાવો" એ સાંભળી બાબુજી આંખ ફાડીને જોવા મંડી પડયા. તે મનમાં બોલ્યા "આ ભીખારીઓ કે જે ભીખ માગી ખાય છે તેમને શી ખબર કે એક પૈસાથી વધુ કિંમતની દાળભાતની થાય છે. આજે કેના કારણે એક પૈસો કોઈને આપવા માટે વિશાળ દિલની ખાસ જરૂર છે. તે પણ ખાસ કરીને નિરોગી હોવા ઉપરાંત ભીખ માગતા ફરે છે. અને જે પણ જે આપીએ તે લેવા ના પાડે. હું માનું છું કે દયા, હમદર્દી સૌથી વધુ સુંદર કાર્ય છે. પરંતુ હું એવુ બેવકૂફ છું હુશિયાર છું કે જંગલી કે બેવકૂફ થોડો જ છું કે હમેશા વિનાજ દયા અને હમદર્દીના પોટલા બાંધી સડક પર ફેંકી દઉં" પછી રામદાસ તરફ જોઈ બોલ્યા "જ્યારે તને દાળભાત જોઈએ છે. તો નોકરી કેમ કરતો નથી? તું નિરોગી છે, આવી રીતે ભીખ માંગતા શરમ નથી આવતી! જા અહીંથી કંઈ પણ તને મળશે નહીં."

રામદાસ ભૂખથી તડપી રહ્યો હતો. તે પણ આવી વાતો સાંભળવા માટે તૈયાર ન હતો. તેને તો ભૂખના કારણે એક એક મિનિટ વિતાવવી મુશ્કીલ હતી. તે શેઠની નોકરી માટેની શીખામણ સાંભળીને શું કરતો. ત્યાંથી તે આગળ વધ્યો. શેઠ પોતાની રોજની ટેવ પ્રમાણે બબડવા લાગ્યા. "નાલાયક, ભીખ માગવા આવે છે. દાનાની દયા, અને ધર્મ પર પોતાની જિંદગી વીતાવનાર દાતાની જરા પણ વાત સાંભળતા નથી. આપણા દેશની રૈયત એવી છે જે પોતાને નગ્ન અને ભૂખી રહે છે પરંતુ આવા મહેનતે રોજી પર હક પ્રથમ કરે છે."

રામદાસ માથું નમાવી નિરાશ થઈ આગળ વધ્યો. "દુનિયા કહે છે તંદુરસ્તી હજાર નેઅમત. પરંતુ હું કેમ માનું આજ એજ તંદુરસ્તી મને ભૂખી મારે છે. કાશ! હું જો રોગી હોત, આંધળો હોત તો કદાચ કંજૂસને

પણ દયા આવ્યા વિના ન રહેત–પરંતુ મારા માટે તો એ નેયામત એક પીડા બનીને રહી છે.

+

આ વાતને બે માસ વીતી ગયા છે. તે દરમ્યાન તે બાબુ સાહેબની બદલી બીજે ઠેકાણે થઈ ગઈ., ત્યાંથી પાછા ફરતા એક દિવસ કંઈ કામના કારણે બજારે નીકળ્યા અને તે પૂલ પરથી જતા હતા કે એકાએક એક ભીખારી પર તેમની નજર પડી. તે બંને આંખે આંધળો હતો. મોં પર અને આખા શરીર પર શીતળાના ડાઘ હતા. જેના કારણે તે રાક્ષસ જેવો દેખાતો હતો. તેની સાથે આસરે તેર વર્ષની એક બાળા હતી. ભીખારી ભજન ગાતો હતો, અને બાળા આવા જવા-વાળાઓની સામે હાથ લાંબો કરી બૂમો પાડીને કહેતી હતી "બાબુજી, એક પૈસો આ આંધ-ળાને આપતા જાઓ. અમે બે દિવસથી ભૂખ્યા છીએ દયા કરો ધર્માત્મા બાબુ" બાળા એમ કહી વારંવાર પોતાનો ખાલી પેટ દેખાડતી હતી. બાબુ સાહેબ બાળાની આ હકીકત જોઈ બગડી ગયા. પાસે જઈ બોલ્યા "કેમ બેશરમ. આટલી ઉંમર તારી થઈ આવી રીતે પોતાનો શરીર દેખાડી લોકોમાં શેતાની જાગૃત કરે છે. એમજ છે તો કેમ નગ્ન થઈ જતી નથી કે જેથી ગુંડાઓ તને વધુ પૈસા આપે"

બાળા બાબુ સાહેબની આ વાત સાંભળી ક્રોધની થઈ ગઈ. પરંતુ તે શું કરતે. તે બાબુ સાહેબ અને આ એક ભીખારણ તેઓ ઇજ્જતના ચાહક અને આ ભીખારણ અને સાથે ભૂખી! ગરીબ બાળા બાબુ સાહેબને તાકી તાકીને જોવા લાગી પરંતુ તેનો આંધળો સાથી તરતજ બોલી ઉઠ્યો.

"શું કરીએ બાબુજી શેતાનની દયાથીજ અમારા પર દયા હોય છે આંધળા તો એમજ કહો કે શેતાનજ અમારા ઉપર દયા ઉત્પન્ન કરાવે છે પરંતુ એવા ધર્માત્મા ક્યાં કે જે ફક્ત ભીખારીની બોલી પર તરસ ખાઈને દાન આપી જાય."

બાબુ સાહેબ એ સાંભળી ચોંકી ઉઠ્યા. તેમને એ અવાજ પરીચીત લાગ્યો અને દયા લાવી બોલ્યા "અરે તું તેજ છે જે તે દિવસે દાળભાત અને રોટી માંગતો હતો. આ તને શું થયું ?"

હવે રામદાસ બાબુજીને ઓળખી બોલ્યો. "હાં સરકાર, હું તેજ અભાગી છું. તમારે ત્યાંથી આગળ જઈને પણ કંઈ ન મળ્યું. આખી રાત ભૂખ્યો પડી રહ્યો સવારે નોકરીની શોધ કરતાં એક શેઠને ત્યાં નોકરી મળી ગઈ. નોકરી તો મળી સાથે સાથે ભીખ માગવાનો સર્ટિફિકેટ પણ મળ્યું. શેઠના બાળકને શીતળા નીકળી. સગા સ્નેહી પાસે જતા ડરતા પરંતુ હું તો નોકર હતો જો પાસે ન જાઉં તો નોકરીથી હાથ ધોવા પડે. એજ કારણે રાત દિવસ તેની સેવામાં હું તનતોડ ભાગ લેવા લાગ્યો. આ મહેનતનો બદલો મળવો જરૂરી હતો. અને જો ઇનામ આપવામાં આવે તો કોઈ ચીજની જરૂર રહેતી નથી. એજ કારણે આજે દરદરની ઠોકરો ખાવી પડે છે ભગવાન આ બાળાને લાંબુ આયુષ્ય આપે જે આંગળી પકડી એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જાય છે. નહિ તો ક્યારનો આ દુન્યાથી કુચ કરી જાત હવે તો અપંગ છું. રોગી છું કહો હવે તો ભીખના માટે મહેમાન જ છું કે નહીં ?" થોડી વાર પછી તે ફરી બોલ્યો. "બાબુજી ભજન સાંભળતા જાઓ." રામદાસની વાત સાંભળી બાબુ સાહેબને દયા આવી. તે મનમાં વિચારવા લાગ્યા "કુદરત મનુષ્યમાં કેટલું ફેરફાર પૈદા કરી દે છે. આજે તેનામાં સજ્જનતાના બદલે એક ફક્ત ભીખારીના ગુણો નજર પડે છે.

અફસોસ કે તે દિવસે મેં આ માણસ પર દયા ન કરી અને આજે ભીખારી પર તરસ આવે છે. તેજ રામદાસ છે અને તેજ હું છું. ફક્ત હાલત બદલાઈ ગઈ છે. —['તાજ'

# કંટ્રોલની કરામત!

અનાજ ઉપર બંધન આજે,
માપબંધીઓ જીવન કાજે,
જુનું સડેલ અનાજ આજે,–
હે માનવ! તોળીને ખાજે!
ખોરાકે ખૂંચે કંટ્રોલ!
જોઇ લ્યો જીવનમાં પોલ!

કુપન કણુ કણુ માપે આપે,
કાપકૂપ અનાજે માપે,
કણુ કણુ જન જીવન સંતાપે,
પંચાતી મ્હોંકાણો છાપે,
દાણે દાણે કપરું તોલ!
તોલે પણુ છે પોલમ પોલ!

ચાદર થેલી કપડું લઇને,
લોકો ઝટ તૈયાર થઇને,
દાણે ઈંતેઝાર થઇને;
કરગરતા સૌ ધીમે રહીને,
થાય દિવસ આખો હેરાન!
તો પણુ કોઇ ધરે ના કાન!

જુવાન બાળક ડોસા ડોસી,
ચાલે અંદર ઠોંસા ઠોસી,
ઓળખાણુ કે હો પાડોશી,–
દે કુપનને આગળ પેસી,
પૈસા દઇ લેવાં અપમાન!
નથી રહ્યા માનવ ઇન્સાન!

કણુ કણુ ખાવા ગાપી ગાપી,
હડધૂત થાવું પૈસા આપી,
સડેલ દાણા દૈયે ચાંપી,–
પેટ રહ્યાં ભરવાં આ પાપી,
કડાકૂટ ને માથા ઝીંક!
ધાંધલ થાતાં ઠીકાઠીક!

તોળી તોળી અનાજ ખાવું,
મોત વિનાનું જીવ્યે જાવું,
ભુખે રે'વું થોડું ખાવું,
સંકટ આ ક્યાં કે'વા જાવું?
નથી રહ્યો આજે સંતોષ!
કોને જઇને દેવો દોષ?

પુરું તોલ નથી તોળાતું,
"સરખું આપો!" ના કહેવાતું,
"સાપ છછુંદર" સમ લેખાતું,
ત્યાં તેઓનું ધાર્યું થાતું;
હિસાબમાં પણુ મોકે થાપ!
અનાજમાં મૂકાતો કાપ!

પોલમ પોલે સઘળું ચાલે,
રામ ભરોસે તોલે હાલે,
ભાવે પણુ અનુમાને ચાલે,
હિસાબમાં પણુ ભૂલો ચાલે,
થાય ચાહ પાણીનો જોગ!
જેવો મોકો ને સજોગ!

કુપન જોઇ દાણા લેતા,
પૈસા ખાસ ગણીને લેતા,
આછુંઝું ના ધ્યાને લેતા,
ધમકાવી સમજાવી દેતા,
આવા ગીવ ન ચલે લેશ!
થાય વાત વાતે ઉઠ બેસ!

કણકી ભુકી ચોખા જાડા,
એ કણુ કાજે લોકો ગાંડા,
તોળનાર પણુ ચાલે આડા,
જુવાર બાજરી, લોટે જાડા,
"નંદન" જોય જીવન-લીલામ!
કંટ્રોલે જીવન બદનામ!

—નયન (ગણુવાવ)

# તુર્કીમાં ઈદ કેવી ઉજવાય છે

અનુ:-'મુન્સિફ'

ઈ. સ. ૧૯૩૩ના ઓકટોબરમાં હું હવાફેર માટે તુર્કી ગયો. મારો આ પ્રવાસ ફક્ત સ્હેલ અર્થેજ હતો. એમાં કોઈ નવિનતા ન હતી, એટલા માટેજ મેં પ્રવાસની નોંધવા લાયક બાબતોની નોટ કરી હતી. પણ અહીં આવ્યા પછી કેટલાક દોસ્તોના આગ્રહથી થોડાં પાનાં લખી નાંખ્યા.

૧૧મી ઓકટોબરે નક્કી તૈયારી કરી ઘેરથી નીકળ્યો. અને ૧૨મીએ મુંબઈ પહોંચ્યો. ઋતુ ઘણીજ સારી હતી. જરૂર પુરતી વસ્તુઓ લીધી અને સ્ટિમર કંપનીની ઓફિસમાં પહોંચ્યો ત્યાં ખબર પડી કે પરમ દિવસે એક સ્ટિમર ઉપડવાની છે. મેં એનીજ ટીકીટ લઈ લીધી. ૧૪મીએ અમારી સ્ટિમર ઉપડી. અને અમે પોતાના દોસ્તોને વસ્સલામ કહી. સેકંડ કલાસમાં બે મુસાફર હતા. એક શામી આરબ અને એક તુર્ક, બેઉ ઘણાજ સદ્‌ગુણી અને નવિન વિચાર સરણીના હતા.

પ્રવાસ અત્યંત આનંદમય પુરો થયો. ઘણા દિવસની લાગલગાટ મુસાફરી પછી સ્ટિમર એડન પહોંચી અને કિનારાથી થોડે દૂર લંગર નાંખ્યો. અમે કઈક ઘરનો સરસામાન લીધો અને કેબીનમાં બીરાજમાન થઈ ગયા. એડનથી સ્ટિમર ઉપડી સુએઝ પહોંચી એ એક નાની સરખી ખુબસુરત ગોદી છે. વસ્તીના બે ભાગ છે. જે ભાગ દરિયા સાથે લાગેલો છે તેમાં મોટા ભાગે યુરોપીયન સોદાગરો રહે છે અને અહીં મોટી હોટલો, કહવાખાના અને થીએટર છે. બીજા ભાગમાં અહીંના મૂળ વતનીઓ રહે છે. આ વિભાગ પણ મનહર અને સફાઈવાળો છે.

અમારે અહીંથી સ્તંબુલ જવું હતુ જેથી બે દિવસ સુધી જહાજની વાટ જોતા રહ્યા. ત્રીજા દિવસે સ્તંબુલ જવા ઉપડયા. જહાજ સરસ અને ખુબસુરત હતુ. સ્ટિમર પોર્ટ સઈદથી ઉપડી યાફા પહોંચી અહીં ઘણા યુરોપીયનો ઉતર્યા તેઓ બયતુલ-મુકદ્દસ જનાર હતા.

યાફામાં સ્ટિમર બે કલાક રોકાઈ બૈરુત પહોંચી આ એક જુનું અને ઐતિહાસિક શહેર હોવાથી એ જોવાની મારી ઇચ્છા હતી. કેપ્ટન સાથે વાત કરવાથી ખબર પડી કે અહીં સ્ટિમર પાંચ કલાક રોકાશે. અમે એ રોકાણથી લાભ ઉઠાવી એક જાણકાર સફરીને સાથે લઈ શહેર તરફ ગયા. શહેર ઘણુંજ ભવ્ય અને રૂપાળું છે. અહીં પણ વસ્તીના બે વિભાગ છે. જે ભાગ દરિયા સાથે લાગેલો છે તેમાં ઘણે ભાગે સોદાગરો અને અમીર ઉમરાવો રહે છે જ્યારે બીજા ભાગમાં આમવર્ગ વસે છે. બૈરુતથી રવાના થઈ અમારી સ્ટિમર કબરસ પહોંચી. આ એક નાનો સરખો ટાપુ છે. જે ભૂમધ્ય સમુદ્રમાં ખાસ અગત્યતા ધરાવે છે. આ ટાપુમાં લમાસૂલ અને લર્નકા બે મોટાં શહેરો છે. આ બેઉ સ્ટેશનો પર સ્ટિમર થોડી વાર થોભે છે. આ ટાપુની ભાષા તુર્કી છે. અને અહીંથી સ્તમ્બુલ સુધીના દરેક શહેર અને કસ્બાની ભાષા પણ તુર્કી છે. લમાસૂલથી સ્ટિમર ઉપડી રહોડસ પહોંચી. આ પણ એક નાનો સરખો ટાપુ છે. જેનો વિસ્તાર ૬૦ માઈલ કહેવાય છે. રહોડસથી ઉપડી સ્ટિમર અઝમીર પહોંચી. આ એક વહાણ બંદર છે. અહીં બે દિવસ સુધી સ્ટિમર રોકાઈ. અમો અમારા એક મુસાફર સાથી સહીત શહેરમાં ગયા અને સેહલગાહ કરતા રહ્યા. બે દિવસ પછી સ્ટિમરે લંગર ઉઠાવ્યો. અહીંથી સ્તમ્બુલ સુધી હવે કોઈ મોટું સ્ટેશન નથી. કેટલાક સ્ટેશનો પર સ્ટિમર થોડી થોડી વાર થોભી પણ અમને કોઈ સ્ટેશને ઉતરવાનો મોકો ન મળ્યો. રસ્તાનાં મનમોહક દેખાવોથી લાભ લેતા અમો સહીસલામત સ્તંબુલ પહોંચી ગયા. સંજોગવશાત તે દિવસે ઈદ હતી. અમો એક ભવ્ય હોટલમાં ઉતર્યાં અને શહેરનાં આનંદદાયક દેખાવોનો પુરેપુરો લાભ લીધો.

ઇદ દર વર્ષે આપણા દેશમાં પણ આવે છે. પણ અહીંની ઇદ કંઇ અનેરી વિશેષતા ધરાવે છે.

ત્યાંની સ્થિતીથી વાકીફ દોસ્તો પાસેથી જાણવા મળ્યું કે તુર્કીના અમીર ઉમરાવો ઇદના એક અઠવાડીઆ પહેલાં જોઇતી રકમો મહોલ્લાના બયતુલ-માલમાં એકઠી કરે છે. બયતુલ-માલનો માનવતો આગેવાન મહોલ્લાના ગરીબો અને નાદારોનું એક લીસ્ટ તૈયાર કરે છે અને બજેટના પ્રમાણમાં દરેકને જરૂરી રકમ મોકલી આપે છે. આ મદદ અને સહકારમાં કોઇ જાતની લાગવગ કે સિફારીશની જરૂર પડતી નથી. તૈયાર કરેલી લીસ્ટની એક એક નકલ સારી સ્થિતીવાળા લોકો પાસે પણ મોકલી આપવામાં આવે છે. તેઓ એને સંભાળપૂર્વક રાખી મૂકે છે. અને હમદર્દ લોકો હયસીય્યત અનુસાર સીધી રીતે પણ પોતાના ભાઇઓને મદદ કરે છે. શ્રીમંત સ્ત્રીઓ વસ્ત્રો, મીઠાઇઓ અને ઘરેણાં સુધ્ધાં મોકલી આપે છે.

અહીં ઇદની નમાઝ સૂર્ય ઉગ્યા પછી થોડીક મીનીટે તરતજ પઢવામાં આવે છે. ઘણાં લોકો સવારની નમાઝ પઢી ત્યાંજ બેસી રહે છે. અને ઇદની નમાઝથી પરવારીનેજ ઘેર જાય છે. જે લોકો પાસે મોટરો છે. પ્રથમ તેઓ પોતાના દોસ્તોને મળવા જાય છે. અને તેજ મોટરો ગરીબોને ત્યાં મોકલવામાં આવે છે. જેથી તેઓ પણ સહેલ કરી શકે ઇદની નમાઝ વખતસર અને વ્યવસ્થાપૂર્વક થાય છે. ખુત્બહ અને કીર્અત સાંભળવા માટે મોટા પ્રમાણમાં લાઉડ-સ્પિકરની ગોઠવણ થાય છે. ખુત્બહ ઘણો સરળ, ઉચ્ચ અને સર્વ વ્યાપક હોય છે. જેમાં દુન્યાની રાજકીય પરસ્થિતિ વિષે પણ પુરતું અવલોકન થાય છે

દેશ, કે કોમ વિષેની કોઇ મહત્વની બાબત નજર સમક્ષ હોય તો, તેના માટે પણ નાણાં ભેગાં કરવામાં આવે છે. અને શક્તિશાળી લોકો ખુલ્લા દિલે નાણા આપે છે. તે રૂપીઆ એક વ્યવસ્થિત કમીટીના વહીવટ હેઠળ ખર્ચાય છે. હું જે મેળાવડામાં હતો, તેમાં હુન્નર ઉદ્યોગનાં કારખાના સ્થાપવા અને દરિયાઇ અને હવાઈ જહાઝો તૈયાર કરાવવાં માટે રકમની અપીલ કરવામાં આવી હતી. મને એ દેખીને ઘણોજ આશ્ચર્ય થયો કે એક કલાકમાં લાખો રૂપીયા એકઠા થઇ ગયા. અને રાષ્ટ્રીય સભાના સભ્યોએ સભાજનોનો આભાર માન્યો. નમાઝથી પરવારી રીયાઝુલ-અમીરમાં મેળાવડો થયો. જેમાં નવી લડાયક સામગ્રી અને નવીન સીસ્ટમના દેખાવો થયા. હુ આ દેખાવો જોઇને અનહદ ખુશ થયો. અને મારા દિલમાં આ અભિલાષા ઉત્પન્ન થઇ કે મારા વતની ભાઇઓના આદર્શો પણ આવાજ હોત અને આવી કૌમી હમદર્દી અને કુર્બાની ત્યાં પણ હોત આ એક આઝાદ કૌમની ઘટના હતી. અને એક દેશની ઇદ હતી અમારા અભાગી દેશમાં શું થાય છે? થોડાક મુડીવાદીઓ અને અમીરો ધામધુમથી દેખાવ કરે છે અને આરામથી મોજ મારે છે. અને આડંબર એવા સમયે ગરીબોનાં ઘરોમાં દુઃખની લાગણી ફરી વળેલી હોય છે. અને અશ્રુઓના ભારથી તેમની આંખો નમી જાય છે. આઝાદ દેશના આઝાદ મુસ્લિમોની આ ખરી ઇદ આપણાં ગુલામ દેશના ગુલામ મુસ્લિમ શેઠીઆઓ વાંચે અને ઇબ્રત પકડે કે તમારી વર્તણુંક, તમારો રાજ, ગરીબ ભાઇઓ સાથે કેવી શર્મજનક છે. પછી તમારા સાથે બીજાઓની વર્તણુંક કેમ કર ન હોય. ઇબ્રત! ઇબ્રત!




મૌલાના :- અહમદ અશરફ રાંદેરી

સવાલ—એક માણસે પોતાની હયાતીમાં એક વસિયતનામું કર્યું. તેમાં એવું લખ્યું કે મારા મરણ પછી મારી કુલ મિલકત મારી ઓરત અને મારી છોકરીને મળે. મજકુર માણસનો વેપાર ફ્રેન્ચ (માડાગાસ્કર)માં હતો. અને તેનો ઇન્તિકાલ પણ ત્યાંજ થયો. તેના ઇન્તિકાલ પછી ત્યાંની સરકારે મજકૂર માણસની મિલકત લીલામ કરી તેના નાણાં તેની ઓરત અને છોકરીના નામે તેના વતન મોકલી આપ્યાં. છોકરીની માએ પોતાની રાજીખુશીથી પોતાના હિસ્સાના રૂપીઆથી જમીન ખરીદ કરી પોતાની છોકરીના નામે કરી આપી અને જમીનનો વહીવટ પણ છોકરીને સોંપી દીધે. પાછળથી મા દીકરીમાં નાઇત્તિફાકી થવાથી મા છોકરી પાસે પોતાનો હિસ્સો માગે છે અને છોકરી આપવા ઇન્કાર કરે છે. તો હવે શરીઅતની રૂએ માનો હિસ્સો લાગશે અથવા નહિ? તેમજ ઓરતે બીજા નિકાહ કર્યા છે.

જવાબ—મર્હૂમની મિલકતમાં મર્હૂમની ઓરત, એટલે છોકરીની માનો હિસ્સો લાગે છે. મર્હૂમની કુલ મિલકતમાંથી ઓરતને આઠમો હિસ્સો મળશે. બાકીની મિલકત છોકરીને મળશે બીજો વારિસ ન હોય તો બીજા નિકાહ કરવાથી હક બાતિલ થશે નહિ છોકરીનું કહેવું શરીઅત વિરૂધ્ધ છે. માટે પોતાની માને હક આપી દે પરંતુ મા એ છોકરીને બક્ષિશ કરી આપી હોય અને કબજો કરાવવા તેમજ છોકરીને સ્વતંત્ર માલિક બનાવી તેના નામે કરી આપી હોય તો એવી સુરતમાં તે જમીન છોકરીની થઈ જશે. અને મા પાછી લઈ શકશે નહિ. ખરી હકીકત જાણનાર અલ્લાહ પાક છે.

સવાલ—હું એક શાદીવાળો માણસ છું. મારા બાપ તેમજ બે ભાઇબહેન છે. અને એક કાકી છે. મારે બે છોકરા છે. મારી ઓરત મારા ભાઇબહેન જ્યારે શરારત કરે અને મારી ઓરત તેઓને દાટ ધમકી આપે તો મારી કાકી બે વાત વધારે ઉમેરી મારા બાપને કહે જેથી મારા ઘરમાં હમેશાં લડાઇ ટંટો રહે છે. મારી હાલત આ છે કે ન તો મારા બાપ મારૂં કહેવું માને છે. ન તો મારી ઓરત મારૂં સાંભળે છે. બાપથી બીવી માટે તલાકનું પુછું છું તો ગાળો આપે છે. ઓરતને સમજાવું છું તો તે વધારે જોશમાં આવે છે. નમાઝ પઢતી નથી. નમાઝ માટે કહું છું તો જવાબ આપે છે કે મારો ગુનોહ મારા સાથે. ગુસ્સામાં મારા છોકરાઓને પણ બસની બસની ગાળો આપે છે. આ પરેશાનીમાં ઇરાદો એમ થાય કે ઓરતને તલાક આપી દઉં પરંતુ મારા ભાઈ બહેનને ખાવા પીવાની તકલીફ પડે કારણ કે મારી મા વફાત પામી છે. એમાં ઘણો કસૂર મારા બાપનો છે. તો આવી હાલતમાં શરઇ માર્ગ મારા માટે શું છે?

જવાબ—તલાક અગરચે મુબાહ છે, પરંતુ અલ્લાહપાક સમક્ષ અતિશય મબગૂઝ છે સાધારણ મામૂલી વ તેમાં તલાક ન આપવી જોઇએ ઓરત અગર કહ્યું ન માનતી હોય તો તેનો ઇલાજ આ છે કે તેના સાથે હમબિસ્તરી છોડી દે. પછી પણ નાફરમાની કરે તો તેને એવી રીતે સજા આપે કે શરીરનો કોઇ ભાગ તૂટે નહિ. અને વધારે તકલીફ ન થાય. એ પછી પણ નાફરમાની કરે તો તલાક આપી દે. પોતાના બાપને પણ સમજાવે કે અગર હું

તલાક આપો હોય તો ભાઇબહેનને ખાવા પીવાની તકલીફ થશે જ્યાં સુધી થઇ શકે બન્નેમાં સુલેહ શાંતિ કરાવવી જોઇએ. તમારે સબ્ર અને તહમ્મુલથી કામ લેવું જોઇએ, અને તાકતભર આપસમાં સમજુતી કરાવવાનો પ્રયાસ કરવો જોઇએ.

**સવાલ**–કોઇ હિંદુ પંડિત પાસે તાવીજ લખાવવો અને બાંધવો જાઇઝ છે કે કેમ?

**જવાબ**–જો તેના તાવીઝ કે મંતરમાં કોઇ પ્રકારના કુફ્ર અને શિર્કના શબ્દ ન હોય તો જાઇઝ છે પણ એ વિષે ખાતરી કેમ કરી શકાય. શામીમાં છે કે અરબી વગરની ભાષાની તાવીઝ મકરૂહ છે-કારણ કે ગેરઝબાનને માણસ સમજી શકતો નથી અને ખાત્રી થાય છતાં આ વાત ગેરતના વિરૂધ્ધ છે કે એક કાફિર અને મુશરિક પાસેથી તાવીઝ લેવામાં આવે.

**સવાલ**–એક માણસ વેપાર કરે છે કોઇને સસ્તા ભાવે આપે છે કોઇને વધારે ભાવે આપે છે

**જવાબ**–તે પોતાના માલનો માલિક છે. પોતાના માલમાં અખ્તેયાર ધરાવે છે જેમ જોઇએ તેમ ઓછા વધારે ભાવે વેચી શકે છે. પરંતુ રાતદિવસ આમ જનતાના વપરાશની વસ્તુને બહુ મોંઘી કરી વેચવી ગુજરાન અને હમદર્દીના ખિલાફ છે, ખેરખ્વાહી અને હમદર્દીનો ખ્યાલ રાખવો જોઇએ

**સવાલ**–એક માણસે પોતાની ઓરતને ત્રણ તલાક આપી દીધી છે. જો હવે પાછા તેની સાથે નિકાહ ન કરી શકાય, તો ઘણી નુકસાની છે. હલાલા વગર હનફી મઝહબમાં કોઇ સૂરત થઇ શકે છે? યા તો બીજા મઝહબ પર અમલ કરવામાં આવે તો કાંઇ વાંધો છે?

**જવાબ**–ત્રણ તલાક આપી છે તો તલાકે મુગલ્લઝદ પડી ગઇ. "હલાલહ" વગર પાછો નિકાહ પડી શકતો નથી. હનફી મઝહબમાં બીજો ઇલાજ નથી અને હલાલાથી બચવા માટે પોતાના મઝહબને છોડી બીજા મઝહબ પર અમલ કરવું જાઇઝ નથી (દરેં મુફતારો) ધીરજ અને સમજણ વગર એકદમ ત્રણ તલાક આપી તે વેળા નુકસાનીનો ખ્યાલ કરવો હતો હવે નુકસાની યાદ કરવાથી શું કામ!

કાળ સાથે રમત કરીને પી
હાથ માથા ઉપર ધરીને પી.
કોઇના નયનોથી જે છલકે છે,
પ્રેમ ઉન્માદને વરીને પી.
વેદના દિલમાં ઘર કરી રહેજો,
પુન દિલનું હૃદય ભરીને પી.
એની ઇચ્છા તો એજ જાણે છે,
ચથરી ચથરી ડરી ડરીને પી.
કોઇના ભાગ્ય પર ન ઇર્ષા કર,
તારી કિસ્મતને કરગરીને પી.
તોફાં ડુબી ગઇ ઘટાઓમાં,
ચરણે સાકીના શિર ધરીને પી.
ના ફળી આશ નીગમાર્થી,
યાદ આશાને તુ કરીને પી
થા 'મદહોશ' હોશ ખોઇને,
જિંદગી જિંદગી કરીને પી
"મદહોશ' જેતપુરી.



દર્દ ઉન્નત બની ફરીને પી,
દિલથી પીનાર! દિલ ભરીને પી
દિવ્યતાઓને તુ દિપાવી દે,
દર્દ કે શોકને વરીને પી.
જિંદગીનું સ્વરૂપ છે એમા,
જિંદગી જિંદગી કરીને પી.
દિન કોઇના જનાબા રાજી થા,
વિશ્વમાં પ્રેમ પાથરીને પી
ડુબી પળશે કૃપાની વીજળીઓ,
પ્રાણ ઉપર તું આદરીને પી.
તારા માથે ઘટા ચઢી આવી,
કોઇના રૂપ પર ઠરીને પી.
સુવા જિંદગી, એક પળ છે,
મોતને પણ તુ છેતરીને પી.
આન ઉપવનમાં છે વસંત ચમના,
હામ હૈયા મહીં ધરીને પી.
પીતુ હો માનજોર ઓ 'ઐયાશ',
દિલમાં સાકીના ઉતરીને પી
—'અયાશ' જેતપૂરી



# હસવું જોઈએ.

ઝિન્દગીમાં ઝિન્દગી હારીને હસવું જોઈએ;
કાળને છેટેથી પડકારીને હસવું જોઈએ.

દિલના દાગો દિલમાં વિસ્તારીને હસવું જોઈએ.
એ ભવનને એમ શણગારીને હસવું જોઈએ.

પ્રેમ ભીના શબ્દ ઉચ્ચારીને હસવું જોઈએ.
દિલ છે બાળક તેને બુચકારીને હસવું જોઈએ.

તું મને મજધારમાં મૂકીને નાવિક હસ નહીં;
તુજને મારી નાવડી તારીને હસવું જોઈએ.

પરહરે છે પ્રાણ ઉરને આપ અશ્રુ-અંજલીઃ
કોઇને કાતિલ નઃ સંહારીને હસવું જોઈએ.

પ્રેરણા આપે છે રૂદનની નિરાશા ક્રૂર ઘડી;
આશાનું કહેવું છે દિલ ઠારીને હસવું જોઈએ.

છે વલોપાતો વ્યથામાં પ્રેમ-બાંધારણથી પર;
ખેલ એ પ્રારબ્ધના ધારીને હસવું જોઈએ.

દુઃખ વિના અસ્તિત્વમાં કયારે થયો છે સુખનો વાસ;
પ્રાણનાં લફરાંથી, પરવારીને હસવું જોઈએ.

સાંભળીને થાય સાતે વ્યોમના સાંધા અલગ;
એવી આહ શ્રીમાન દિલ મારીને હસવું જોઈએ.

કાળજું ઠંડુ કરીને કાળજું ઠંડું કર્યું;
તેમની જોઈ વફાદારીને હસવું જોઈએ.

કોઇ પણ જગમાં નથી મુજ હાસ્યનું કારણ 'કલીમ';
રડતાં રડતાં કોને સંભારીને હસવું જોઈએ!

'કલીમ' વાકિદી

'સૌદા' જો તેરા હાલ હૈ ઈતના તો નહીં દેખ,
ક્યા જાને તુને ઉસે કિસ આનમેં દેખા."

× × ×

"કૈફિયતે ચશ્મ ઉસકી મુઝે યાદ હૈ 'સૌદા',
સાગર કો મેરે હાથસે લે જો કે ચલા મેં."

**'ઝૌક' દહેલ્વી સાહેબ**–મુસ્લીમ શૌરા ખાકાનયે હિંદ શેખ મુહમ્મદ ઇબ્રાહીમ 'ઝૌક'નો દરજ્જો કસીદા રચવામા સૌથી ઉચ્ચ છે. જે કામ 'સૌદા'એ શરૂ કર્યું તે કામને 'ઝૌક' પૂર્ણ કર્યું. 'ઝૌક'ના કસીદાથી તેમની શાઈરીની ખ્યાતી જણાઇ આવે છે. કસીદાઓમાં 'સૌદા' પછી 'ઝૌક'નોજ નંબર આવે છે. 'ઝૌક' સૌથી મોટું કાર્ય એ કર્યું કે ભાષાને ઘણી સાફ કરી, અને તેને ચગકારી. તેઓ શબ્દોની રચના અને તેનો યોગ્ય ઉપયોગ કરવામાં એક્કા હતા. કહેવતો અને મહાવરાઓના ઉપયોગ કરવામાં તેમનો કોઈ હરીફ નથી. 'ઝૌક'ની શાઇરીમાં બનાવટ બિલ્કુલ જોવામાં આવતી નથી સરખામણી ઘણી સાદી રીતે કરી છે અને તેને એવી ખૂબીથી અને કાળજીથી કામમાં લાવ્યા, જેનાથી શેઅર (પંક્તિ) વધુ ચમકી ઉઠયા છે. એ બધી બાબતોને નજરો સમક્ષ રાખતાં તેમની શાયરી 'સૌદા' સાથે સરખાવી શકાય છે. 'ઝૌક' ઘણા કઠીન પરંતુ દિલહારક રદીફોનો ઉપયોગ કર્યો છે. અને ઘણી ખૂબીની સાથે તેમને નભાવ્યા પણ છે. તેમના કસીદાઓમાં ફિલ્સૂફીના વિચારો અને જુદા જુદા આલિમોના વિચારો પણ ઘણા જોવામાં આવે છે.

શેખ મુહમ્મદ ઇબ્રાહીમ નામ–'ઝૌક' ઉપનામ. ઇ. સ. ૧૭૮૯માં દહેલીમાં પૈદા થયા. 'ઝૌક'ના પિતા શેખ મુહમ્મદ રમઝાન એક ગરીબ સિપાઇ હતા. શિક્ષણ પણ ઓછું પ્રાપ્ત કર્યું છે. પરંતુ પોતાના વાચનથી જ્ઞાન સર્વ પ્રાપ્ત કર્યું. હાફિઝ ગુલામ રસૂલ 'શૌક'ના શાગિર્દ થયા. પછી શાહ 'નસીર' દહેલ્વીના શાગિર્દ થયા. શાહ નસીર દહેલીના ઉસ્તાદ બાદશાહ શાહ ઝફરના ઉસ્તાદ હતા. જ્યારે શાહ 'નસીર' દક્કન ગયા તો બાદશાહે 'ઝૌક'ને પોતાના ઉસ્તાદ બનાવ્યા. બાદશાહના ઉસ્તાદ બનતાંજ તેઓ વધુ ખ્યાતીમાં આવી ગયા, અને ખાકાનયે હિંદ મુસ્લીમ શૌઅરનો ખિતાબ મળ્યો. ઇ. સ. ૧૮૫૪માં દહેલીમાં મરણ પામ્યા. મરતા પહેલાં થોડી મીનીટ અગાઉ એ શેઅર બોલ્યાઃ–

"કહતે હૈં આજ 'ઝૌક' જહાંસે ગુજર ગયા;
ક્યા ખૂબ આદમી થા ખુદા મગફિરત કરે"

જુઓ એમની શાયરીના થોડાક નમુનાઃ–

"સર તા કદમ હૈ શૌક તેરી તાલિબે જમાલ;
"મુશ્તાક રોઝાદાર હૈ જૈસા હિલાલકા."

* × *

"ઔર ઉઠી સુબ્હ હમ શરૂકે વાર સુર્ખરૂ;
ખેદ રંગ દેરમી રહી મુહમ્મદકે આલથી"

× × ×

"વહશતને હમેં જાનકે ગુલિસ્તાંસે નિકાલા;
ગૈરતને કદમ ફિર ન બયાબાંસે નિકાલા."

\+ + ×

"બદ્રિ પુરા ઝખ્મકા અંગૂર મુબારક અય 'ઝૌક';
દિલે ઝખ્મીકો તેરે બાદપે ઇશરતકે મઝે."

× × +

**ડાકટર અલ્લામા 'ઇકબાલ' સાહેબઃ**– ચાલુ યુગના સૌથી મોટા પોલીટીકલ શાયર અલ્લામા 'ઇકબાલ' ઇ. સ. ૧૮૭૫માં સિયાલકોટ (પંજાબ)માં પૈદા થયા. મર. અબ્દુલકાદિર કહે છે કે "કોને ખબર હતી કે મરહૂમ 'ગાલિબ' પછી હિંદુસ્તાનમાં ફરી એવો શાયર પૈદા થશે. જે ઉર્દૂ શાયરીમાં નવા પ્રાણ ફૂંકશે, અને જેના પરિણામે 'ગાલિબ'ના ઘણા વિચારો અને નિરાલી વર્ણન શક્તિ પાછી ઉન્નતિમાં આવશે

અને ઉર્દૂ સાહિત્યમાં નવી રોશની આવશે. પરંતુ ઉર્દૂ ભાષાની ઉન્નતિ તો જુઓ કે આ યુગમાં 'ઇકબાલ' જેવો શાઇર પ્રાપ્ત થયો, જેની શાઇરીનો સિક્કો ઉર્દૂ જાણનારાઓના દિલોમાં બેસી ચૂક્યો છે જેની ખ્યાતિ રોમ, બર્લિન, ઉપરાંત ઇંગ્લાંડ, ફ્રાંસ સુધી પહોંચી ગઇ. ઉર્દૂના અન્ય કોઇ શાઇરને પોતાની ઝિંદગીમાં આવી ખ્યાતિ નસીબ થઈ નથી જે ડૉ. 'ઇકબાલ'ને મળી છે." મિર્ઝા 'ગાલિબ'ને પણ પોતાની ઝિંદગીમાં એવી કામયાબી મળી નથી જેટલી આજ ડૉ. 'ઇકબાલ'ની છે. ડૉ. 'ઇકબાલ' હઝરત 'દાગ' દહેલ્વીના શાગિર્દ હતા. પરંતુ પોતાની શાઇરી તો 'ગાલિબ'ના રંગને સ્વીકારે છે. જો કે 'ગાલિબ' જેવી નાજુકતા, સરળતાના વિચારો તો દિલકારક રીતે ઇકબાલમાં નથી. પરંતુ તેમની શાઇરી ઉચ્ચ વિચાર, ફિલસૂફી અને તસવ્વુફમાં મિર્ઝા 'ગાલિબ'ના તેઓ ખરેખર જાનશીન છે.

---

## પરદેશના ગ્રાહકોને:—

'કસ્વાં'ને લગતો દરેક પત્રવ્યવહાર મારેનું નવું સરનામું:—

VAHSHI Sahitya Karyalaya
M. M. P. Lane,
RANDER.
[Surat, Bom., India]

---

ઇકબાલના પિતાનું નામ શેખ નુરમુહમ્મદ. તેમના વડીલો કાશ્મિરના રહેવાસી હતા. અરબી, ફારસીનું પ્રાથમિક જ્ઞાન સિયાલકોટમાં શમસુલ ઉલમા મૌલવી સૈયદ મીર હસનથી મેળવ્યું. લાહોરથી એમ. એ. ની ડિગ્રી મેળવી ઇંગ્લાંડ ગયા. સર થોમસ આર્નોલ્ડથી ફિલસુફીનું જ્ઞાન મેળવ્યું. કેમ્બ્રીજ યુનિવર્સિટીથી છૂટીને જર્મની ગયા. જર્મનીએ એમને ડોક્ટરનો ખિતાબ આપ્યો. એ પછી હિંદ આવ્યા તો બ્રિટીશ સરકારે 'સર'નો ખિતાબ આપ્યો. હિંદમાં ડોક્ટર ઇકબાલ કોમી શાઇરીના કારણે બેહદ માનીતા છે. તેમનો પયામ જોશથી ભરપુર છે. પોતે કહે છે કે:—

"અમલસે ઝિંદગી બનતી હૈ
 જન્નત ભી જહન્નમ ભી;
યેહ ખાકી અપની ફિતરતમે
 નઃ નૂરી હૈ નઃ નારી હૈ."

[એજ શેઅર અત્રે ગુજરાતીમાં રજુ કરૂં છું.
"અમલથી ઝિંદગી થાય છે
 જન્નત ને જહન્નમ પણ;
આ માણસ આપ નેચરમાં
 ન. નર્કી છે ન વૈકુંઠી."]

ડૉક્ટર ઇકબાલ ૨૧ એપ્રિલ સને ૧૯૩૮ માં સદાને માટે આ દુન્યાથી અમારાથી વિખૂટા પડી ગયા, અને પોતાની અમર યાદ અમારા માટે છોડી ગયા.

"તુર્કો સે નાઝ હૈ તેરે લબે એજાઝ પર.
મહવે હૈરત હૈ સુરીયા રફ્અતે પરવાઝ પર.
શાહિદે મઝમું તસદ્દુક હૈ તેરે અંદાઝ પર,
ખન્દા ઝન હૈ ગુન્ચે દિલ્લી ગુલે શીરાઝ પર.
આહ! તુ ઉજડી હુઈ દિલ્લીમેં આરામીદઃ હૈ;
ગુલ્શને વીમરમેં * તેરા હમનવા ખ્વાબીદઃ હૈ.
ગેસૂયે ઉર્દૂ અભી મિન્નત પઝીરે શાના હૈ;
શમ્અ યેહ સૌદાઇ દિલે સોઝે પરવાના હૈ.
હિન્દ તુઝમેં કોઇ ફૂલે રેઝગાર ઐસા ભી હૈ;
તુઝમેં પિન્હાં કોઇ મોતી આબદાર ઐસા ભી હૈ.
[બાંગે દરા.]

[* વીમર (જર્મની)નો મશ્હૂર શાઇર ગેટેની આ જગ્યાએ કબ્ર છે.]

અપૂર્ણ.

# દગાબાજ દુન્યા!

અજબ તારા નખરા ને અંદાજ દુન્યા!
દગાબાજ દુન્યા, દગાબાજ દુન્યા!

હતા જેઓ મારા મને પ્રાણ-પ્યારા!
દુઃખોના દિલાસા મુસીબતનાં સહારા!
કરી એ ગયા આજ મુજથી કિનારા!-
—જુદાઇથી આવે ન એ બાઝ દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

હું જેના દુઃખોને ગણી મારા સહેતો!
હું જેના દુઃખોથી દુઃખી થઇને રહેતો!
મને જોઇ દુઃખમાં ફરે છે એ કહેતો!-
—"નથી મુજને એ કાજ દિલ-દાઝ" દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

મે જેના જીવનમાં નવા પ્રાણ પુરી!
કરી આશ પુરી હતી જે અધુરી!
કરી આશા-વીણા એ મારી બસુરી!
—ફેલાઇ ફરે છે કરી નાઝ દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

જીવનનો હું સમજીને આધાર જેને!
મુસીબતમાં જઇને કરી વ્હાર જેને!
શું કહેવું! નથી યાદ ઉપકાર જેને!-
—કરી ગઇ ભલાઇ જ્યાં પરવાઝ દુન્યા!
દગાબાજ દુન્યા, દગાબાજ દુન્યા!

વચન જેના કોઇ દી નથી મેં ઉથાપ્યા!
મેં જેના કસમ પર જીગર-જાન આપ્યા!-
અને પાક મહોબ્બતના જાપો મેં જાપ્યા!-
—છતાં કેમ મુજથી એ નારાઝ દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

હતું જેનું નિરતેજ-નાશાદ જીવન!
હતું પાઇ કીધું મેં આબાદ જીવન!-
ન એ પણ જુએ મારું બર્બાદ જીવન!-
—થયો છું હું જે કાજ તારાજ દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

સુખો કાજ જેના દુઃખોમાં હું દરદગો!
વહીને ખુશીનો ન લીધો છે મેં દમ!
બન્યો છું હું જેનાં ઝખમનું કાજ મરહમ!-
—બની એજ ઉભો તિરંદાઝ દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

સદા જેના છુપા એ ભર્મો છુપાવ્યા!
ને કર્મોના નિરદીન મર્મો છુપાવ્યા!
વળી એથી જેના અધર્મો છુપાવ્યા!-
—એ ગાને ઉઘાડા કરે રાઝ દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

અજબ નાઝ-નખરાં અજબ શાન તારી!
જરા જો, રહી સત્ય નિર્દય ભારી!
અને જાણી શું કરે કેમ યારી?-
—સુણી લે તું "ઉન્મત્ત"ની આવાઝ દુન્યા!
દગાબાજ દુન્યા દગાબાજ દુન્યા!

—"ઉન્મત્ત"

# ઇન્કાર

—એમ. કે. મનિયાર
બી. એ.

ઉગતી ઉઘાડી બારીમાંથી મેં બહાર જોયું. આકાશ સ્વચ્છ હતું. માત્ર દૂર ક્ષિતિજને કિનારેથી વાદળીનો એક ટુકડો ઉડીને મારી તરફ આવી રહ્યો હતો. નાનકડો વાદળીનો ટુકડો, બરાબર હૃદયના આકાર જેવોજ, જાણે કોઈનું હૃદય તે જ્યારે છેક નજીક આવ્યો ત્યારે એકાએક તેના ટુકડા થઈ ગયા અને પવન-વેગથી ઉડતાં, દૃષ્ટિથી દૂર જઈ અલોપ થઈ ગયાં.

વાદળીના એ વિખરાએલા ટુકડાઓએ મને એક તૂટેલ હૈયાની યાદ તાજી કરાવી. એ યાદથી મારૂં માથું ભારે થઈ ગયું. બન્ને હાથો વડે માથાને દબાવી- આંખ મીંચી હું આરામ ખુરશી ઉપર જઈ પડ્યો. અને પછી એ મીંચાએલી આંખોના પડ ઉપર એક સૌમ્ય મૂર્તિ આવીને ખડી થઈ ગઈ. તેની આંખો મારા તરફ મંડાએલી હતી. મોટી મોટી કાળી કાળી આંખો, કેટલી નિર્મળ અને નિર્દોષ એ આંખો હતી! એ આંખોના ભાવ તો હું આજેય ભૂલી શકું એમ નથી. એ આંખો અખ્તરની હતી.

મેં ફરીને બારીમાંથી આકાશ તરફ જોયું. આકાશ ખાલી હતુ અને જાણે તે અખ્તરની આંખોનાં ભાવોથી ધરતી તરફ જોઈ રહ્યું હતું. મારાથી એ ન જોવાયું. ઉઠીને તુરત મેં બારી બંધ કરી દીધી. પણ અખ્તરની છબી મારી આંખ આગળથી ખસતીજ ન હતી. તેની આંખોના ભાવો હું ભૂલીજ નહોતો શકતો, ન જાણે કેમ!

અખ્તર મારી બહેન ફરીદાની બહેનપણી હતી. અખ્તર અને ફરીદાને ખૂબજ બનતું. બન્નેને એકમેક વિના જરીયે ન ગમતું એવો ભાગ્યેજ દિવસ જતો જ્યારે બન્ને થોડી વારને માટે પણ ન મળ્યાં હોય. અખ્તર વારંવાર મારે ઘેર આવતી. હું તેને જોતો રહેતો અને આશ્ચર્યપૂર્ણ ભાવો અનુભવતો. તે ફરીદા સાથે ખૂબ વાતો કરતી, હસતી અને આનંદ કરતી પણ હું જ્યાં જતો કે તે બંધ પડી જતી અને પછી હું ફરીદા સાથે વાતો કરતો હોઉં ત્યારે તે એકેય શબ્દ બોલ્યા વિના મારા તરફ જોયા કરતી. તે એવી શરમાળ હતી કે હું તેની સાથે વાતોજ નહોતો કરી શકતો. જ્યારે, જ્યારે હું વાત કરવાને યત્ન કરતો ત્યારે ત્યારે તે ખૂબ શરમાઈ જતી, અને મોઢાને ઓઢણીથી ઢાંકી દેતી. કેવી આકર્ષક એની એ શરમાળતા હતી!

પણ ધીમે ધીમે તેની એ શરમાળતા ઓછી થતી ગઈ પછી તો તે મારી સાથે પણ ફરીદાની જેમજ વાતો કરતી, હસતી અને આનંદ કરતી. અને જ્યારે જ્યારે અમારી ત્રિપુટી જામતી ત્યારે હાસ્ય અને આનંદની છોળો ઉછળતી પછી તો હું અખ્તરની આંખોના ભાવો બરાબર કળી શક્યો. તેની આંખોમાં હું પ્રણયની આછી આછી લહરીઓ બરાબર જોઈ શક્યો કે પછી એ મારીજ આંખોનું પ્રતિબિંબ હતું? ગમે તે હો પરંતુ અખ્તર પ્રત્યે મારા હૈયામાં સ્નેહની સેર ફુટતીજ રહી.

પછી તો અખ્તરના આવવાની રાહ હું કેટલીય આતુરતાથી જોતો. અને તે આવતી ત્યારે ગમે તે કારણ શોધી હું ફરીદા પાસે જતો. અખ્તર મને કેમ ગમતી હતી તે તો આજેય હું નથી જાણી શક્યો. મારાજ હૈયાંના ઊંડાણમાં છૂપી મારી સમજણ એની ભાષા જેવી શક્તી મારી પાસે ન હતી. કારણ શોધવાનું મને કોઈ કારણ પણ નહોતું જણાયું. એટલું તો હું આજે પણ કહી શકું છું કે અખ્તર સુંદર હતી. તેનો ભરાવદાર દેહ અને લાંબા ફણીધર જેવા વાળ ખૂબ આકર્ષક

હતા. પણ એ બધામાં મને તેની આંખોજ બહુ ગમતી. મોટી મોટી કાળી કાળી આંખો. નિર્મળ અને નિર્દોષ આંખો. કેવી આકર્ષક હતી એ આંખો ?

પણ આમાં ફરીદાનો પણ કાંઈ ઓછો ભાગ ન હતો ? તેજ તો મને વારંવાર કહ્યા કરતી હતી કે અખ્તરનેજ મારે જીવન સહચારી બનાવવી. કદાચ આમાં અખ્તરને મારી જીવન સહચરી બનાવી ફરીદા તેને પોતાની જીવન સાહેલી પણ બનાવવા ચહતી હોય. ગમે તે હો પરંતુ ફરીદાના આડકતરા સુચનોથી અખ્તર મને વધુને વધુ ગમતી ગઇ. એક દિવસે મે ફરીદાને પૂછયું.

"ફરીદા તે નજમની પત્નીને જોઇ ?" નજમ એ મારો દૂરનો સગો થતો હતો.

## બદલા માટે મળતા

સામયિકોના મેનેજરોને તેમના પત્રો નિચલા સરનામે મોકલવા વિનંતી છે.

તંત્રીઃ 'કારવાં'
એમ. એમ. પી. લેન,
રાંદેર
[ જી. સૂરત ]

"જોઇ છે કેમ ?" ફરીદાએ જવાબ આપ્યો.

"કહે છે બહુ ખુબસુરત છે !" મેં હસીને પુછયું.

"અખ્તર કરતાં ઓછી." હસીને ફરીદાએ જવાબ વાળ્યો આવા જવાબની મે આશા નહોતી રાખી. છતા ફરીદાની મતલબ સમજતાં મને વાર ન લાગી. એક દિવસે ફરીદાએ મારી કબાટ ઉઘાડી તેલની શીશી લીધી અને પૂછયું; "ભાઈ આજ આ તમારૂ તેલ જરા લઉં છું"

'પૂછવાની શી જરૂર છે.' હસતાં હસતાં હું બોલ્યો અને ઉમેર્યું, "તું હમેશા એ તેલ શા માટે નથી વાપરતી.' વાળ વધારવાને માટે એ ઘણુંજ સરસ છે"

"કેટલાય તેલ વાપર્યા પણ અખ્તરની સરખામણીમાં આપણા વાળ કાંઇ થવાના છે !' મારા રૂમમાંથી જતાં જતાં તે બોલી. આખરે આવા જવાબ આપવાની ફરીદાની શી મતલબ હતી ! અખ્તરનેજ જીવન સહચરી બનાવવાનું શું એ આડકતરૂ સુચન ન હતું ? અને આમ અખ્તરની છબી મારા દિલમા જડાઇ ગઇ.

એક દિવસે ફરીદા ક્યાંક બહાર ગઇ હતી ત્યારે અખ્તર તેને મળવાને આવી. ને પહેલાં તો ફરીદાના ખંડમાં ગઇ. બીજે આગળેય જોયું; પણ ફરીદા તેને ક્યાંય ન જડી આખરે

## નવું સરનામું

'કારવાં' ઓફીસ તા. ૧-૯-૪૬થી નીચેના સરનામે ખસેડવામાં આવશે.

વહુશી સાહિત્ય કાર્યાલય
એમ. એમ. પી. લેન,
રાંદેર.

તે મારા રૂમમાં આવી 'રજા વિના હું તમારા રૂમમાં આવી છું તે. ગુસ્સે તો ન થશોને ? ને શાપી હું બેઠો હતો ત્યાં ટેબલ આગળ આવતા બોલી.

"રજા લઇને આવી હોત તો, કદાચ થાત !" મેં સસ્મિત જવાબ આપ્યો. મારો જવાબ સાંભળતા તો તે સહેજ શરમાઇ, પણ તુરતજ શરમને છુપાવતા તે બોલી "હાં પહેલા એ કહો ફરીદા ક્યાં છે !

"કામ હતું કાંઇ !" મે પૂછયું

'હં, ત્યારે અમો ઓરતોને કામ હોય ત્યારેજ મળીએ છીએ એમને !"

છેલ્લા ચાર દિવસ થયા મને સખત તાવ આવતો હતો ફરીદા આખો દિવસ મારા બિછાના આગળજ બેસી રહેતી હતી અમ્મા ઘરકામ કરતાં કરતાં થોડી થોડી વારે મારી પાસે આવતાં મને માથા કપાળ ઉપરથી કોલન વોટરનો કકડો ઉઠાવી બીજુ મુકવાનો, ફરી પીવડાવાને અને એવાં એવા બીજા સુચનો ફરીદાને કરી ચલી જતાં હતાં છેલ્લા પંદર દિવસ થયા મેં અખ્તરને જોઇ ન હતી. હમણા હમણાં તે અમારે ત્યા ભાગ્યેજ આવતી હતી હવે તો ફરીદાજ તેને ત્યાં જઇ તેને મળી આવતી હતી. દિલ અખ્તરને જોવાને ખૂબ ચહાતું હતુ. પરતુ કાંઇ ઉપાય ન હતો એક દિવસ મે ફરીદાને અખ્તરના ન આવવાનું કારણ પૂછ્યુ. પહેલા તો ફરીદાએ મને ખેદ થશે એ બીકે વાતને ટાળી દીધી. પરંતુ મારા આગ્રહથી તેણે બધી વાત મને કહી સંભળાવી

છેલ્લા કેટલાક દિવસ થયા અખ્તરને ઠેકાણે પાડવાની અખ્તરના માતપિતા વાત કરતા હતા. અખ્તર માટે તેના પિતાએ પોતાના ભાઇના દીકરા રશીદની પસંદગી કરી હતી રશીદને એકાદવાર મેં જોયો હતો. તેનુ શરીર કસરતી હતું, સુદ્દઢ બાંધો અને દેખાવ પણ આકર્ષક હતો પરતુ શાદી કરતાં પહેલા અખ્તરના પિતાએ અખ્તરની મરજી માંગી તેમણે અખ્તર ના કહેશે એવુ તો કલ્પેલુંજ ન હતુ માત્ર તેની મરજી જાણવાનેજ આમ કર્યું હતુ. પરતુ તેમના આશ્ચર્ય વચ્ચે તેમણે જાણ્યુ કે અખ્તર રશીદ સાથે શાદી કરવાને બિલકુલ નારાજ હતી. અખ્તર આમ હિંમત કરશે એ જાણતાં અખ્તરના માતપિતાને ખુબ આશ્ચર્ય થયું. પછી તો અખ્તરને ખુબ સમજાવવામાં આવી. પરંતુ અખ્તરની ના હાના નજ પરિણમી આખરે તેના માત પિતાને

થોડા વધુ વખત માટે એ વાત પડતી મૂકવાનું ઠીક લાગ્યું. પરંતુ એ બનાવ પછી અખ્તર ઉપર થોડાક બંધનો તો આવીજ પડ્યા. અખ્તરનું બહાર આવવા જવાનું તદ્દન બંધ કરી દેવાયું. અમારે ત્યાં અખ્તરના ન આવવાનું એ કારણ હતું. આમ અખ્તરને મળવાની તક મારે માટે જતી રહી પરંતુ ફરીદા પાસેથી હું અખ્તર સંબંધે થોડું થોડું જાણી શકતો હતો. છેલ્લા ચાર દિવસની મારી માંદગીએ એ તકને પણ ગુમાવી દીધી. ફરીદાને મારા બિછાના આગળજ બેસી રહેવું પડતું હતું એટલે તે અખ્તરને નહોતી મળી શકતી. આમ અખ્તર અને મારી વચ્ચે પડદો પડી ગયો.

હું જાગતોજ આંખ મીંચીને પડ્યો હતો અમ્મા થોડીવાર ઉપરજ ફરીદાને હું ઉઠું ત્યારે કોફી બનાવી પીવડાવવાનું કહી ગયા હતા. ફરીદા મારા ઉઠવાની રાહ જોતી પુસ્તક વાંચતી મારા બિછાના આગળ જ બેઠી હતી. એટલામાં કોઈક ધીમા પગલે મારા રૂમમાં દાખલ થયું હોય એમ મને લાગ્યું.

"તું શા માટે આવી અખ્તર?" ફરીદા અખ્તરને આવતી જોઈ આશ્ચર્યથી બોલી.

"આટલા દિવસ થયા તું ન આવી તે જાણ્યું." અખ્તર ધીમેથી બોલી.

"ભાઈને ચાર દિવસ થયા તાવ આવે છે એટલે ન આવી શકી." ફરીદાએ જવાબ આપ્યો.

"ચાર દિવસ થયા તાવ આવે છે?" આશ્ચર્યથી અખ્તર બોલી. "હવે સારું છે ને?"

"હા સારું છે." કહેતાં ફરીદા ઉભી થઈ, "અખ્તર તું જરા થોભજે હું ભાઈજાન માટે કોફી બનાવી લાઉં છું. ભાઈને જરા ઉંઘનું ઝોકું આવી ગયું છે હું કોફી બનાવી લાઉં એટલામાં તો જાગી જશે લે આ પુસ્તક વાંચ." કહેતાં પુસ્તક આપી ફરીદા બહાર ચાલી ગઈ. અખ્તર ફરીદાની જગ્યાએ બેઠી હશે થોડી પળો સુધી કશું ન સંભળાયું પરંતુ એકાએક અખ્તરે મારા કપાળ ઉપર હાથ મૂક્યો સુંવાળો નરમ હાથ, હું શાંત પડી રહ્યો. અખ્તરે હળવેથી હાથ ઉઠાવી લીધો. ને મેં ધીમેથી આંખ ખોલી. ન જાણતો હોઉં તેમ હું આશ્ચર્યથી બોલ્યો "અખ્તર!" અખ્તરે આતુર નયનોથી મારા તરફ જોયું. પંદર દિવસ પછી આજ અખ્તર અમારે ત્યાં આવી હતી. પંદર દિવસ પછી આજ હું અખ્તરને જોઈ રહ્યો હતો. તેના નિર્મળ નિર્દોષ નયનો આતુરતાથી મારા તરફ ટીકાયા હતા. "અખ્તર મારે ખાતર તું ફરીદાને પણ નથી મળી શકતી!" હું બોલ્યો.

"દુઆગાઓ ઉપર વડીલોને વિશ્વાસજ નથી હોતો." અખ્તરે જવાબ આપ્યો.

'ને પરહેઝગારો કરતો તેમનો વિશ્વાસ તેમને નથી છોડતો શું?' હું પાછો બોલ્યો.

"મનમાં તેઓ છોડતા જ પરંતુ અમારું ચાલતું આવ્યું છે, ચાલે છે અને ચાલશે વડીલોના વિશ્વાસને ખાતર સંતોષને ખાતર આપણે એટલું સહવેજ છૂટકો"

અખ્તરનો જવાબ કેટલો બુદ્ધિપૂર્ણ હતો! જવાબ સાંભળી મારી તેના પ્રત્યેની લાગણીમાં અનેક ગણો વધારો થઈ ગયો. મેં આંખ પાછી મીંચી લીધી. તે મારાથી કેટલે દૂર હતી. મને વિચાર આવ્યો પરંતુ એકવાર એ મારી નજીક હશે એ વિચારે મારું હૈયું ડોલી ઉઠ્યું. મેં પાછી આંખો ખોલી ત્યારે ફરીદા કોફીનો પ્યાલો લઈ મારા બિછાના આગળજ ઉભી હતી.

"ભાઈ કોફી પી લો." તે બોલી. હું ધીમેથી બેઠો થયો. ફરીદા બિછાના ઉપર બેસી ગઈ અને એક હાથે મને ટેકો આપ્યો ને બીજા

હાથે કૉફીનો પ્યાલો પકડ્યો બન્ને હાથ આમ રોકાયાથી કૉફી કેમ પીવાડવી તેને તેની મુંઝવણ થઇ. અખ્તરે તુરતજ પ્યાલો લઇ લીધો. તે પ્યાલામાંની કૉફી રકાબીમાં રેડતી ગઇ અને ફરીદા મને તે પીવાડતી ગઇ. કૉફી પીવાઇ રહેતાં હું પાછો સૂઇ ગયો. થોડી વાર પછી અખ્તર જવાને ઉઠી અને બની શકશે તો આવતી કાલે પણ આવશે એવુ કહેતી તે રૂમમાંથી ચાલી ગઇ. ફરીદા પણ તેની સાથે ગઇ અને હું વિચારતો પડી રહ્યો.

* * *

ન જાણે કેમ અબ્બા અમ્માના સગાંને ખૂબ ચાહતાં. અમ્મા પ્રત્યેના સ્નેહનુંજ કદાચ એ કારણ હશે. અમ્માની વાતનું અબ્બાએ કદીય ઉલ્લંઘન કીધું હોય એવું મને યાદ નથી. અમ્માની રાજીમાંજ એમની ખુશી સમાઇ જતી મારી શાદીની વાત નીકળતાંજ અમ્માએ ઝાહીદાની પસંદગી જાહેર કીધી. ઝાહીદા મારી માસીની સૌથી નાની દીકરી. અબ્બાને તો જાણે અમ્માએ તેમના દિલનીજ વાત ન કહી હોય તેમ તુરતજ સંમતિ પુરાવી દીધી. પરંતુ મારી સંમતિ માંગી ત્યારે તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો. અબ્બા ખૂબ ગુસ્સે થઇ ગયા. અમ્મા પાસે તો આંસુઓ સિવાય બીજું કશુ હતુંજ નહિ. બીજા સગાઓ પણ મારી ના થી ખૂબ નારાજ થઇ ગયા. પણ કોઇને મારા દિલને પૂછવાની પરી ન હતી. સૌ પોતાની મરજીનુંજ કુટતા હતા. એમને ક્યાંથી ખબર હતી કે અખ્તર સિવાય કોઇની છબીજ મને રૂચતી ન હતી. એની ખામોશ મહબ્બતને હું શી રીતે ભૂલી શકું. ને ફરીદ સાથે ના પાડવામાં રહેલ ભેદથી હું ક્યાં અજાણ્યો હતો. એ અખ્તરને ભૂલી જવાને સૌ મને કહી રહ્યા હતા. અખ્તરને હું શી રીતે ભૂલી શકું એમ હતું? શક્યતાથી એ કેટલું દૂર હતુ.

પછી મિત્રો, સ્નેહીઓ, સંબંધીઓ મને જુદી જુદી રીતે સમજાવવા લાગ્યા. ઝાહીદાને ન કહેવામાં જાણે હું હિમાલય જેવી ભૂલ કરી રહ્યો હોઉં. એમ સૌ મને કહેવા લાગ્યા. એક રીતે તો ઝાહીદા સાથે શાદી કરવાનું મારી પાસે કોઇ કારણ ન હતું. ઝાહીદા ભોળી ચાલાક અને ખૂબસુરત પણ હતી. વધુમાં તે મારી માસીની દીકરી હતી એટલે કયું કારણ બતાવી મારે ના કહેવું એજ મને સમજાતું ન હતું. જાણે હુ એકલોજ શાદીની સમસ્યામાં ગુંચવાઇ ન ગયો હોઉં એમ મને લાગ્યું. એ વખતે ફરીદાજ એક મને જણાતી હતી જે કંઇક સહાય કરી શકે. પરંતુ મારા આશ્ચર્યની તો ત્યારે અવધીજ ન રહી જ્યારે ફરીદાએ પણ ઝાહીદાનીજ પસંદગી કીધી. અબ્બા અમ્મા અને સૌ સ્નેહીઓની નારાજગીથી તેનું કોમળ મન ડગી ગયું હતુ. તેમની ખુશીમાં ખુશ રહેનાર ફરીદા આખરે ડગી ગઇને છેવટે મને સમજાવવાને આવી. મારો છેલ્લો આશાનો આરો તૂટી ગયો. "ભાઇ." ફરીદા એવી કરૂણતાથી એ શબ્દ બોલી કે મારો ક્રોધ તદ્દન ઓગળી ગયો "ફરીદા તુંય છેવટે મારો સાથ છોડી એમ મેં નહોતું ધાર્યું." ડરતાં ડરતાં હું બોલ્યો.

"ભાઇ અબ્બા અમ્મા કેટલા નારાજ થઇ ગયાં છે. કાલથી તો અમ્માએ કંઇ ખાધું પણ નથી."

"ફરીદા એમને મારી નારાજીનો જરાય ખ્યાલ ન આવતો હોય!" હું બોલ્યો.

મારા નિર્ણય પછીના થોડાજ દિવસોમાં મેં જાણ્યું કે અખ્તર રફીક સાથે તેને ગામ જઈ રહી હતી. તેના અબ્બાની પણ બદલી થવાની હોવાથી સૌ અહીંથી ચાલ્યા જવાની તૈયારી કરી રહ્યા હતા.

જવાને આગલે દિવસે અખ્તર ફરીદાને મળવાને આવી. અખ્તરને જોવાને હજીય મારૂં દિલ તડપી રહ્યું હતું. અખ્તરને મારી વિદાય કહેવાનેય મારૂં મન આતૂર હતું, પરંતુ હું તેમ નહોતો કરી શકતો. કારણ હું બેવફા હતો. અખ્તર આગળ જઈ ઉભા રહેવા જેટલીય મારામાં હિંમત ક્યાં હતી.

અખ્તર આવી ત્યારે ફરીદા ગ્રામોફોન વગાડી રહી હતી. એકાએક ગ્રામોફોન બંધ થઈ ગયું. રેકર્ડ અધુરીજ ઉઠાવી લેવામાં આવી ને પછી બીજી રેકર્ડના શબ્દો હવામાં તરતા મારા કાનોમાં અથડાયા.

" મેહરૂસે જો મહબ્બતમેં
ઇન્કાર કિયા હોતા. "

શબ્દો અથડાતાંજ જાણે મને ચક્કર આવી ગયા. હું દોડીને ફરીદાના રૂમમાં ગયો અખ્તર ગ્રામોફોન આગળજ ઉભી હતી. હું રૂમમાં દાખલ થયો ત્યારે રેકર્ડમાંથી શબ્દો સરી રહ્યા હતા.

" ના દિલકી દિયા હોતા
ના પ્યાર કિયા હોતા. "

ઝડપથી મેં રેકર્ડ ઉઠાવી લીધી. ને અખ્તર તરફ જોયું તેની મોટી મોટી કાળી કાળી નિર્મળ નિર્દોષ આંખોના પાંપણો ઉપર બે વખતે આકાશના તારલા જેવા બે ચમકતાં બિંદુઓ પડું પડું થઇ રહ્યાં હતાં.

ને રેકર્ડ મારા હાથમાંથી પડી ગઈ.

આંસુઓ ખરી પડયાં.

હું ઝડપથી મારા રૂમમાં ચાલી આવ્યો ને દરવાજો જોરથી બંધ કરી દીધો.

એ પછી મેં અખ્તરને નથી જોઇ.

આજ એ ચાંદને આકાશમાં ઉગીને વિખેરાઇ અલોપ થઇ જતા વાદળીના ટુકડા એ પાછી તાજી કરાવી. મારા હાથે તોડેલું દિલ તૂટી ગયું છે. એ આજેય મને મૂક રીતે રંડાવ્યા કરે છે.

●

# સુરૈયા

—અગન

(ગતાંકથી ચાલુ)

"કેમ બેટા, હવે કેવી તબીઅત છે?" તાજીએ પૂછ્યું.

"મને શું થયું હતું?" સમજાયું ન હોવાથી મેં સામો પ્રશ્ન કર્યો. એટલામાં પિતાશ્રી દવા લઈને આવ્યા. મેં તેમના સામે જોઈ એક ભાગ પી લીધો. તેમણે કહ્યું, "બેટા, ગભરાઈશ નહિ; ઠીક થઈ જશે."

હું શાંત રહ્યો એટલે પિતાશ્રી મારી તબીઅત સારી છે એમ સમજી બહાર ચાલ્યા ગયા. હું તો પાછો મારા વિચારમાં તન્મય થઈ ગયો. મારી આંખમાં આંસુ આવ્યાં નહિ. હું સમજી શક્યો નહિ કે મારામાં આટલી બધી સહનશક્તિ ક્યાંથી આવી? પણ મારું દિલ બેચેન હતું: એટલામાં અંધકારનો પડછાયો પૃથ્વી ઉપર ઉતર્યો. સહુ કોઈ વિખરાઈ ગયું. ફક્ત મારી મા અને હું ત્યાં રહી ગયાં. મેં આમતેમ ફરવા માંડ્યું; ત્યાં માતાએ કહ્યું.

"અરે, તારું કપાળ તો સુજી ગયું છે!"

"નહિ જેવું છે." મેં કપાળ ઉપર હાથ રાખતાં કહ્યું.

"જરા ટીંકચર આયોડીન તો લગાવી લે?"

"જરા સરખું છે, એમાં ટીંકચરની શી જરૂર છે?"

"ના, બહુ સુજી ગયું છે, બેટા જરા લગાવી લેને!"

"બહુ સારું." કહી મેં ટીંકચર મારા કપાળ ઉપર લગાવ્યું.

ખાવાનું તૈયાર થઈ ગયું અને મેં નહિ ખાધું. "મને ભૂખ નથી." એમ કહી ખુરશી ઉપર બેસી ગયો કારણ કે માતુશ્રી મારી તરફ જોઈ રહ્યાં હતાં. આઠ વાગતા આવ્યા એટલે મારી મા પણ મારા રૂમમાંથી ચાલ્યાં ગયાં. હવે હું એકલો અટૂલો મારા ખંડમાં રહી ગયો. પાછા એજ વિચાર, એજ ઉદ્વેગ વળ્યો; સુરૈયા ક્યારે આવે એજ ઈંતેઝારી કરતો રહ્યો.

આશા પણ એક વિચિત્ર વસ્તુ છે. મારી સ્થિતિ આપ કલ્પી શકો છો. એક એક ઘડી એક વરસ બરાબર લાગતી હતી. હું એવી ઘડીઓને ગણી વિતાવી રહ્યો હતો. જેમ જેમ સમય વીતતો જતો હતો તેમ તેમ મારી પરેશાની વધતી જતી હતી. મારી સ્થિરતા ક્યાંયે ખોવાઈ જતી હતી. સુરૈયાની ગુમનીએ મને બેચેન બનાવી દીધો હતો. મારી આશાની ઈમારતો અને કલ્પનાની મૂર્તિઓ ભસ્મીભૂત થવાની અણી ઉપર હતી. ભવિષ્યમાં દ્રષ્ટિ ફેંકતા કલ્પના અંતિમ પરિણામને માપી શકતી નહિ. ઘરના સર્વે નિદ્રાધીન હતા પણ હું એકલોજ મારી વ્યથાઓ અને યાતનાઓ પર ચોધાર આંસુએ મારી રહ્યો હતો. લગભગ અગીયારના સુમારે મારું બારણું કોઈએ ખખડાવ્યું હું એકદમ કૂદ્યો, દરવાજો ઉઘાડ્યો અને સુરૈયાને મારી સામે ઉભેલી નિહાળી. એ આગળ વધી તેણે દરવાજો બંધ કર્યો અમે બન્ને ઘણી વાર સુધી અમારું મૌન તોડી શક્યાં નહિ એ આરામ ખુરશી ઉપર બેઠી અને આખા રૂમમાં નિઃશબ્દતા પ્રસરી રહી. હું સુરૈયાના ભાવો વાંચતો હતો. છેવટે મેં મૌન તોડવાનો ભગિરથ પ્રયાસ કર્યો અને "સુરૈયા" એટલું બોલ્યો; પણ પ્રત્યુત્તર મળ્યો નહિ ફરી પાછી એજ નિઃશબ્દતા સ્વરૂપર પ્રસરી રહી મારા જોતાં જોતાં તો તેની આંખોમાંથી આંસુ ટપકી પડ્યાં. મારાથી એ જોવાયું નહિ. હું પણ રડી પડ્યો; પાછી સ્વસ્થતા કેળવી હું બોલ્યો.

"તું તો મને......"

"હાં; કહો. અટકી શા માટે ગયા? પરમ દિવસે સમાજે તમારા પગમાં ઝંઝીરો નાખી હતી. આજે મારા પગમાં એવીજ ઝંઝીરો પડી છે." એમ કહી તે રડી પડી.

"હજી મામલો બહુ બગડ્યો નથી. તું ધારે તો ઘણું થઇ શકે તેમ છે."

"કેવી રીતે?" સુરૈયાએ હસુ હસુ થતાં પૂછ્યું.

"તું તારી માતાને સાફ સાફ શબ્દોમાં સુણાવી દે કે મને એવાં લગ્ન મંજૂર નથી. આજે મેં પણ મારી માતાને સંભળાવી દીધું છે."

"એ કેમ બની શકે? માતાની આજ્ઞાનો વિરોધ આમ એક છોકરીથી કેવી રીતે થઇ શકે? તમે તો જાણો છો કે સ્ત્રીઓ શરમાળ પ્રકૃતિની હોય છે." વિચાર કરીને ધીમા સ્વરે સુરૈયાએ કહ્યું.

"જો આ વસ્તુ થઇ શકતી નથી તો તુંજ બતાવ કે હવે બીજું શું થઈ શકે તેમ છે!"

"હું શું કહી શકું તેમ છું? હું કાંઇ કાર્ય ઉપાડવા વિચાર કરૂં છું તો શરમાળ પ્રકૃતિ આડે આવે છે અને કોઇ આવું પગલું ભરવા માગુ છું તો દુનિયા શું કહેશે એનો મારે વિચાર કરવો પડે છે. માતાજીનો વિચાર આવે છે તો હું મારૂં માથું જોરથી દબાવી બેસી જાઉં છું અને તમારો વિચાર આવે છે તો હૃદયને નિશ્વાસ સાથે પકડી લઉં છું. મારી સામે બે પરસ્પર વિરોધી વસ્તુઓ છેઃ એક માતાની આજ્ઞા ને બીજી તમારી મહબ્બત." આટલું કહી તે અટકી ગઈ.

"તો પછી?"

"હું તો એ નિર્ણય ઉપર આવી છું કે તમે પુરૂષ છો અને હું અબળા છું. સ્ત્રી કરતાં પુરૂષમાં સહનશક્તિ પ્રમાણમાં વધારે હોય છે;" હૃદયને પકડી પાછી તે બોલીઃ "ત...મે...મને ભૂ...લી...જ વા પ્રયત્ન કરો.

આ સાંભળી મારૂં હૃદય ધબકારા મારવા લાગ્યું ને મારા ઉપર વિજળી પડી હોય તેવો મને ભાસ થયો. હું સફાળો બેઠો થઇ ગયો અને તેના બન્ને ખભાને જોરથી હલાવી કહ્યું.

'સુરૈયા, તને ભૂલી જાઉં એ શું શક્ય છે? એ કદી બનનાર નથી. તુંજ કહે એ કેવી રીતે શક્ય છે!......"

'હા એ શક્ય છે." સુરૈયાએ મને વચ્ચેજ અટકાવી કહ્યું. "પુરૂષોમાં સ્ત્રી કરતાં સહનશક્તિ વધારે છે. હું એક સ્ત્રી છું ને આ વ્યથા સહન કરી શકું છું તો પછી તમે તેને સહન કેમ ન કરી શકો? તમે સહન કરી શકો છો; જરૂર સહન કરી શકો છો. મારી સાથે જે સ્નેહના સુતરણું ગાંઠે બંધાયા છો એજ સ્નેહના સોગંદ દઈ હું તમને વિનવું છું કે તમે મને ભૂલી જાઓ. અને આશા રાખું છું કે ભવિષ્યમાં તમે ભૂલથી પણ મારો વિચાર નહિં કરો."

"તારી ખુશી!" મેં ધીમે રહી મસ્તકને બે હાથથી પકડી કહ્યુઃ "પહેલાં ઘા કર્યો ને હવે પાછી ઘા રૂઝાવવા આવી છો કે મને કદી પણ યાદ ન કરો."

થોડીવાર કોઈ બોલ્યું નહિં.

"હાય, એક આશા હતી જેના ઉપર હું તરી રહ્યો હતો. એના પણ ભુક્કે ભુક્કા થઇ ગયા. દુનિયાને મારી જરૂર નથી. ને તો મને દુનિયાની જરૂર છે. હું હવે ક્યાં જાઉં? કોની પાસે દિલનું દર્દ વર્ણવું? કોની સાથે વાતો કરૂં?... મારો જીવ બહુજ ગભરાય છે......હવે મારે દુનિયામાં ન રહેવું જોઇએ."

મારો નિશ્વાસ માતો ન હતો. આંસુ પણ વહી રહ્યું હતું ને એક પાગલની જેમ બકી રહ્યો હતો. સુરૈયા ગભરાઇ ગઇ. ને ફરી મને પકડ્યો ને આરામખુરશી ઉપર બેસાડી કહેવા લાગી. "તમને શું થઇ ગયું છે! ખુદાને વાસ્તે તો હોશમાં આવો! મારી તરફ જુઓ. કંઇ

એવું પગલું ન ભરતા. આપઘાત કરવો એ મહાનમાં મહાન ગુનાહ છે. તમે જો આપઘાત કરશો તો એનું પાપ મારા શિરે પડશે. શું તમે એમ ચાહો છો કે એનું પાપ મારા સિર ઉપર રહે? ખાતર કેસમ, એવું ન કરતા. અલબત, તમારી ઉર્મિઓને સખત આઘાત પહોંચ્યો છે પણ તમે મારો વિચાર કરો. હું મારી ઉર્મિઓ સાથે કેવું તુમુલ યુદ્ધ લડી રહી છું. તમે સહન કરો. કુદરતે એમ નિર્મિત કર્યું હશે કે આપણે આપણી ઉર્મિઓને માતાપિતા ઉપર કુર્બાન કરીએ. હવે તમે શું કરવા માગો છો? તમે મને વચન આપો કે તમે કદી આપઘાત નહિ કરો. બસ મને એજ ઇચ્છા છે." મેં તેના પ્રતિ જોયું તો તે રડી રહી હતી. "હું વચન આપું છું–સંપૂર્ણ વચન આપું છું કે હું આવું કૃત્ય નહિ કરું." આ સાંભળી સુરૈયાના મુખ ઉપર ઝાંખું સ્મિત ફરકી રહ્યું ને તેણે દરવાજા તરફ ચાલવા માંડયું. દરવાજા પાસે પહોંચતા તેણે ફરીથી મારી તરફ જોયું અને નજર ફેરવી દરવાજો બંધ કરી ઘર તરફ નીકળી પડી.

હું વિચારોમાં ને વિચારોમાં દીર્ઘકાલ સુધી બેસી રહ્યો. અને વિચારોમાં એટલો બધો ચકચૂર થઇ ગયો કે મને મારા અસ્તિત્વનું પણ ભાન રહ્યું નહિ. આ વિચારોમાં ફરીથી મારામાં દીવાનગી આવવા લાગી. મારા કાનમાં ફરીથી સુરૈયાનો અવાજ આવવા લાગ્યો. "હા, એ અશક્ય છે. પુરૂષમાં સ્ત્રી કરતાં સહનશક્તિ વધારે છે. હું એક સ્ત્રી છું અને આ વ્યથા સહન કરી શકું છું તો પછી તમે તેને સહન કેમ ન કરી શકો? તમે સહન કરી શકો છો; જરૂર સહન કરી શકો છો. માતાપિતાની આજ્ઞાની એરણ ઉપર આપણે આપણી ઉર્મિઓનું બલિદાન દેવાજ આ જગમાં આવ્યા છીએ......"

આંખોમાંથી આંસુ તો સરકી રહ્યાં હતાં. એટલામાં પાંચના ટકોરા થયા ને મિનારાઓથી બાંગ સંભળાઇ ને નમાજ પડી. મારામાં સહનશક્તિ આવતી જણાઇ. બહાર ફરવા જવાના વિચારથી હું ઘરમાંથી નીકળ્યો અને ઘરેથી થોડેજ દૂર આવેલા એક બાગમાં હું ગયો; ને ફુલના છોડ પાસે બેસી ગયો. પક્ષીઓ જગત સર્જનહારનું કિર્તન કરી રહ્યાં હતાં તો પુષ્પ પર તુષારબિન્દુઓ મોતીની માફક ચમકારા મારી રહ્યાં હતાં. એટલામાં મારો એક મિત્ર ત્યાંથી પસાર થયો, તેણે મને જોયો ને મે કહ્યું.

"અરે, તું પણ આ બાગમાં ફરવા આવે છે?"

"પણ તું અહિંયા ક્યાંથી? પહેલાં તો કદી પણ તે મને આ બાજુ જોયો નથી!"

હું આજેજ આ બાજુએ આવ્યો છું ને નિત્ય આવતો રહીશ. હું ફરવા નીકળતોજ ન હોતો."

"બસ! તો તમે કદી પણ આ માર્ગે ઘરની બહાર નીકળતાજ નહિ ના! ચાલો આગળ જઇએ."

હું ઉભો થયો અને અમે બન્ને આગળ ચાલ્યા. દૂર જઇ અમે ઘર તરફ પાછા વળ્યા. ઘર આવી કપડાં બદલીનેજ બેઠો હતો ત્યાં તો પાછી એક મિત્રે બૂમ પાડી. મેં તેને ઘરમાં બોલાવ્યો. આડીઅવળી વાતો શરૂ થઇ. વાતવાતમાં મારા મિત્રે મને કહ્યું.

"આપણને આજે બશીરે નિમંત્રણ મોકલ્યું છે; તારે આવવું પડશે?"

"ભાઇ, મને તો નિમંત્રણ નથી એટલે હું નહિં આવી શકું." મેં કહ્યું.

"તારી આમંત્રણ પત્રિકા તો મારી પાસેજ છે. તે મોકલી રહ્યો હતો ત્યારે મેં કહ્યું, લાવો હુંજ પહોંચાડી દઇશ; મારે તે બાજુ જવું છે."

મિસાગોગી આમંત્રણ પત્રિકા કહાડતાં તેણે કહ્યું અને ઉમેર્યું, "ભાઇ, ક્ષમા કરો. પત્રિકા પહોંચાડતા વિલંબ થયો."

મેં પણ મશ્કરીમાં કહ્યું. "અહિંયા ક્ષમા તો મળતીજ નથી; પુરેપુરી સજા મળશે."

"ત્યારે સજા ભોગવવા તૈયાર છું." તેણે પણ હસતાં હસતાં કહ્યું.

"તને તો પુરેપુરી સજા મળશે." એમ કહી મે નોકરને બોલાવ્યો અને ચાહ લાવવાનું કહ્યું, તે ચાહ લાવ્યો ને મેં કહ્યું; "લીક, આ તમારી સજા."

"ભાઈ, આ સજા જરા કઠણ છે પણ તેને માટે હું તૈયાર છું." આટલું કહી તેણે ખુરશીને ટેબલ તરફ તાણીને ચાહ પીવામાં મશગૂલ થયા. થોડી વાર પછી "ચાલો, બહાર જઇએ" એમ કહેતાંક ને ઉઠયો અમે બહાર નીકળ્યા અને વાત કરતા કરતા એક ગલીમાં આવી પહુંચ્યા કે અચાનક મારી દ્રષ્ટિ ઉંચે પડી. મે સુરૈયાને જોઇ તે નીચે પડેલા રૂમાલ તરફ જોઇ રહી હતી. મારી ઉર્મિઓએ ફરીથી તુફાન મચાવ્યું મે ઉર્મિઓને દાબવા પ્રયાસ કર્યો એટલામાંજ મારો મિત્ર જે મને વારંવાર ક્યારેનોય પ્રશ્ન પૂછી રહ્યો તે બોલ્યો. "ભાઇ જરા જવાબ તો દે"

"શેનો જવાબ દઉં?" મે સ્થિર થતાં કહ્યું. આ સાંભળી તે ખુબ હસ્યો; ત્યાં તો અમારીજ રાહ દેખતા બશીર ઉપર મળી. તેણે અમારો સત્કાર કર્યો અને, અમે અંદર ગયા. પ્રાસંગિક વાતો થઇ અને બધા વિસર્જન થતાં અમે ઘર પાછા આવ્યા.

આગળ સમય વિતતો ગયો પણ કોઇ કોઇ વખતે સુરૈયાનું સ્મરણ મને વ્યાકુળ બનાવી દેતું હતું. આમને આમ આ દુઃખ સહન કરતો ગયો ને ભૂલતો ગયો. વિધિએ મને સાથ આપ્યો. 'મારૂં' હૃદય દિનપ્રતિદિન પ્રફુલ્લિત બનતું ગયું.

લગભગ બેએક માસ પછીની વાત છે.

મારા પિતાશ્રીએ મારા લગ્ની તૈયારી કરી, ત્યારે પાછી સુરૈયાની યાદે મારા દિલને બેચાર બનાવી દીધું. સુરૈયાનાં લગ્ન તો થઇ ગયાં હતાં. તે મને જોવા આવી હતી. મેં તેને હસતી દેખી મારા દિલને સાંત્વન આપ્યું. અને એ સિવાય બીજુ થઇ પણ શું, શકે?

## "પ્રાર્થના"

મારા પાપોની ક્ષમા નહિ, કિંતુ હું તો યોગ્ય શિક્ષાજ વાંચ્છું છું.

દીન વદને, યાચનાભરી દ્રષ્ટિએ કે અપેક્ષાભર્યા હૈયે હું ક્યારેય તારી સમીપ નથી આવ્યો

"હા. મંદિરના તેં એકાન્ત ખૂણામાં ઉભા રહીને મે અનેક માનવો-જોયા છે જેઓ રડાર આવી, અનેક પ્રણામો કરી, ગદગદ સ્વરે કહે છે "ઓ દેવોના દેવ! તું દયાનો સાગર છે... હું તો પાપી છું ...મહાન પાપી!...મારા મારે પાપોની ક્ષમા દેજે!"—.

આમ પ્રત્યેક નિશાએ આવી, મંદિરે દિવસે પાપોની ક્ષમા યાચી, નિત્ય નવાં પાપો કરવાનો પરવાનો મેળવી તેઓ સત્વર ચાલ્યા જાય છે!

તેઓએ ઘણી વખત મારી પ્રાર્થનાનો ઉપહાસ કર્યો છે...મને તેમની માફક પ્રાર્થના વિનવ્યો છે.

તેમનાં કથનો તેમની-જનતાની દ્રષ્ટિએ ભલે સાચાં હોય, કિંતુ મને તો સર્વ અસ્વિકાર્યજ લાગ્યાં છે અને તેથી હું તો તને એજ પ્રર્થું છું કે મારાં પાપોની ક્ષમા નહિ, કિંતુ, મને યોગ્ય શિક્ષાજ દેજે

'ઈન્દુ'

# આ વાઝકી દુન્યા

: સંભળાવનાર :
...ૐકાર...



## વસ્તી ઘટાડવા માટે !

હિંદની વધી પડેલી વસ્તીને ઘટાડવા માટે શહેરોમાં ઠીક ઠીક યોજનાઓ પ્રગટી રહી છે ! પહેલ કરવાનું માન અમદાવાદ ખાટી જાય છે. પણ વસ્તીની દ્રષ્ટિએ હિંદનું સૌથી શ્રેષ્ઠપદ પ્રાપ્ત કરનાર કલકત્તા શાનું પાછું પડે? અને અનુકરણીયા દ્દષ્ટિને પ્રતાપે ઢાકા, અલ્હાબાદ, દિલ્હી, નાશિક, કાનપુર પણ શાના બાકી રહી જાય? વળી કલકત્તાનો રેકર્ડ તોડવા મુંબઈ કાં પાછું પડે? આમ શહેરે શહેર હુલ્લડો જાગે, અને પછી કસ્બા તથા ગામડાઓ સુધી પહોંચે તો હિંદની વસ્તી આપોઆપ ઘટી જાય. પ્રમાણસર ઘટે ત્યાં સુધી કોઈને વાંધો પણ શો હોય? કેટલાયે સમયથી મનમાં ગોળાતો બહારોય બહાર નીકળે અને અનાજની અછતનો પ્રશ્ન પણ ઉકેલાઈ જાય! એ પાંચ કરોડ મરી જાય ત્યાં સુધી ભગવાન કોઈનેય સદ્‌બુધ્ધિ ન સુઝાડે તો સારું! માનવતામાં તો મનુષ્યનું મગજ સમતોલ રહે પણ દાનવતામાંયે સમતોલ રહે કે જેથી મરનુના આંકડામાં ત્રિરાશીનું પ્રમાણ જળવાઈ રહે! તો પછી કુદરતેજ હિંદના ભારને હળવો કરવા આ હુલ્લડોની પ્રેરણા કોઈને કાં ન આપી હોય? કેટલાક આ રાજદ્વારી અધોગતિને પ્રસુતિની પીડા કહે છે; પણ હું તો એને ગોરી સુયાણીની કરામત ગણું છું!

અહમદશાહ કોટ બનાવનો ને માણેકનાથ બાવો ખાજુરીની ગોપીની નાદડી સુંપનો પછી શાને એ સાદડી ઉકેલતાં પેલો કોટ પણ ફસકી જતો. આમ રાષ્ટ્રીય સરકારનું ચણતર ઉકેલવા રાજદ્વારિ માણેકનાથ આંવે પ્રયત્ન કરી રહ્યો છે કુંભાર દિવસો સુધી વાસણો ઘડી તેની ભઠ્ઠી પકવે અને ભઠ્ઠી તૈયાર થયા પછી કોઈ લાકડીપટા નિષ્ણાત પાંચ મિનિટમાંજ બધાં હાંડલા ભાંગી નાખે એવું આજે હિંદમાં વર્તાઈ રહ્યું છે. કુંભાર કહે છે કે ભાંગનાર ભાંગી ભાંગીને થાકશે પણ અમે ઘડી ઘડીને થાકવાના નથી! એક જોડવા મથે છે તો બીજો તોડવા મથે છે, આમ જોડવા અને તોડવામાં ધણની પછી ભારે ઓછો થઈ રહ્યો છે પણ ખુબી એ છે કે પાકાઓ તો પોતાની કોઠારોમાં સલામત છે અને રસ્તા પર કાચાનો ઘોડો નીકળી રહ્યો છે! હશે, અને હિંદમાંના કુરકુલાત ભારતી થાય તોય વસ્તી ઘટે ખરી! જેને કે સિવીલવૉરની આદ્યાકી કરતાં દેશની અરતીની આદ્યાકી વધી જાય, એ સંભવિત નથી. કુદરત વધુ વરસાદ મોકલીને લીલો દુકાળ પાડે; અને યુધ્ધમાં વધેલું રોકાણથી બહારનું અનાજ ન આવે વધુમા સોરાજ્યની સીરસ્ટગ પ્રમાણે 'દાદાકારી' નો મંત્ર અજમાવે ને છેવટે ગર્ભ કંટ્રોલના સુપ્રેમ સાધનો તો છેજ. એકથી વધારે બાળક જન્મ કરનાર દંપતિને સખત દંડ કરે, અને વાંઝીઆઓને ઇનામ આપે નો તાબડતોબ હિંદની વસ્તી ઘટી જાય.

લોકોના ખેલદિલી તો ગોઠડગ્ગ વધીજ ગઇ છે! ઇંગ્લાંડમાં રમાતી કાઉન્ટી મેચો કે ટેસ્ટ મેચોના રનના આંકડાની જેમ શહેરોમાં તુલ્લકે અંગે થતાં ખુનોના આંકડા ઉમંગથી વંચાય છે. બીજાઓને મન ભલે હોળી હોય પણ ગુંડાઓને તો દિવાળી છે! વહેપારીઓની મહોરમ પણ મવાલીઓના ઇદ છે! રક્તની હોળી ભલે ખેલાય, આગથી તાપણું ભલે થાય; પણ મનમાની લૂંટ તો મળે છે ને? આગ, લૂટ અને ખુનનાં અમરફળો સહભાગી હિન્દને હાથ લાગ્યાં છે! આનું નામજ રાજદ્વારી નસીબદારી! બીજું શું? જગતમાં હવે કોઇ પુનઃ ઢંઢેરો પીટાવી શકે છે કે "બ્રિટનની સંગીનો વગર હિંદના નાલાયક હિંદુ-મુસલમાનો સંપીને રહી શકે એમ નથી!" પણ અમે તો છાતી ઠોકીને કહી શકીએ છીએ કે 'કુહાડ'નો કોગીયો હાથ લાગવાથીજ હિંદને ખરેખરી આઝાદીનાં દર્શન થશે!



## હિંદુસ્તાની લાજ શરમની લૂટ!

અત્યારે આપણી સામાજિક જિંદગીને ત્રણ લુંટારા લૂટી રહ્યા છે. એક તો સિનેમા, બીજાં બિભત્સ ચિત્રો અને બિભત્સ જાહેરાતો છાપનાર ફરફરીયાં, અને રેડીયો. થર્ડકલાસ ફિલ્મોના પ્રેમગીતોની રેકોર્ડો રેડીયાવાળાઓ વગાડવી વગાડાવીને ઉચ્ચ અને મધ્યમ કુટુંબની ખાનદાની છોકરીઓ અને છોકરાઓને પ્રેમ દીવાનાં બનાવે છે. એ સિનેમાના હળવા ઝેરને ફેલાવવાનું ગાન રેડીયો હાઉસ ખાટી જાય છે. શું રેડીયોના પ્રોગ્રામ ઘડવૈયાઓને આગળ પાછળનો કંઇ વિચારજ નથી? એના સિવાય બીજું હિંદને શોભે એવું રજુ થઇ શકતું નથી?

આજે આબાલ વૃદ્ધ, છોકરીઓ કે પ્રૌઢાઓ દરેકના મોઢામાંથી "જબ તુમહી ચલે પરદેશ લગાકર ઠેસ" કે "અંગડાઇ તેરી હય બહાના!" "મેં તેરા તુ મેરી" એવાં અનેક ગીતોની લીટીઓ મદમાં સરી પડતી દેખાય છે! એ છે આપણી ફિલ્મી દુનિયાનો પ્રતાપ. જેમ ચાહ વગર કોઇને ચાલતું નથી તેમ આજે શહેરમાં કોઇને સિનેમા વગર પણ ચાલતું નથી. બીડીઓના વ્યસનની જેમ સિનેમાનું વ્યસન પણ રગરગમાં વ્યાપી ગયું છે! દરેક યુવક-યુવતી જાણે પોતેજ હીરો કે હીરોઇન હોય તેમ બની ઠનીને ફરે છે અને સિનેમાના સંવાદો વાતવાતમાં બોલે છે ને ચાર ભેગાં મળ્યાં કે સિનેમાના ગીતો લલકારે છે! એક તરફ મસ્જિદોમાં રમઝાનની તરાવીહ ને કુર્આનનો દોર ચાલતો હોય તેજ વેળા બીજી બાજુ ગ્રેકોર્ડો વગાડી આનંદ મેળવાતો હોય! આપણાં નૈશાં બાળકોની ઇદ ઉજવણી પણ સિનેમાની રેકોર્ડોથીજ થાય છે! રોમાન્સથી ભરપૂર એ થર્ડ કલાસ ગીતો ઘરમાં ઘાલતાં પહેલાં ઘરના મુરબ્બી વર્ગે તો વિચારવું જોઇએ! આજ ફેસના ફેશન તો સોની રૂપેરી પરદા પરથી મુસ્લિમ ઘરોમાં ઘુસવા લાગી છે! બલાઇ કે મસરૂ બુરખાઓની નીચે ઢંકાએલો એ સિનેમાની સુંદરીઓ જેવો સાજ, એ ફેશનનું અનુકરણ આપણને ઘરના અને ઘાટના પણ રહેવા નહિ દે!

ફિલ્મો, ફિલ્મી રેકોર્ડો અને રેડીયો પછી નગ્ન જાહેરાતને ઉત્તેજન આપનાં છાપાં તથા શક્તિની બિભત્સ જાહેરાતોના ઢગલા પણ સમાજને બદી તરફ ઘસડી જવામાં ઓછાં કારણભૂત નથી. સ્વાર્થની ખાતર ફિલ્મોવાળા સસ્તા રોમાન્સને વહેતું કરે કે છાપાંવાળા એવી જાહેરાતો છાપે પણ સરકારે શા માટે એવી ગલીચી પર પ્રતિબંધ ન મૂકવો જોઇએ? રેસ, જુગાર, કે સટ્ટા કરતાં આ સામાજીક

બદી કંઈ ઉતરતા પ્રકારની નથીજ! અલબત્ત એય ઝેર તો છેજ પણ મધુરા પ્રકારનું ઝેર છે! ગુનોહ-તો છે પણ ખુબસુરત ગુનોહ હોઈ તેનાથી તૌબાહ કરવાનું મન થતું નથી! સમાજના ચોકીદારો ચેતે અને આપણા ભાવિને અંધકારમાંથી સવેળા ઉગારી લે તો સારૂં! નહિતર "વોહી રફતાર એ઼ંગી જો પહેલેથી સો અબભી હય!" જેવું થઇને રહેતાં આપણા બાળકો હાથથી જશે, ને દીન અને દુન્યાનાં પણ નહિ રહે.

## દુર્વેશ કોલેજ!

સ્ટંટબાજ એકટરો અને સ્ટંટબાજ એડીટરોનું નામ તો તમે સાંભળ્યું હશે? પણ સ્ટંટબાજ દુર્વેશ તરીકે ખ્વાજા હસન નિઝામી સાહબ હિંદમાં સૌથી મોખરે છે. એમણે ડઝનબધી સ્કીમો હિંદમાં વહેતી મૂકી છે, અને એક સ્કીમ પૂર્ણ ન થાય તે પહેલાં બીજી શરૂ કરી દીધી છે હજારો મુરીદોને બેવકૂફ બનાવી લાખો રૂપીયા જમા કર્યા છે. 'એહલે બૈત સ્કૂલ', ખ્વાજા મોડલ સ્કૂલ', 'તબ્લીગી સ્કૂલ', 'ખુશનવીસી કોલેજ', એ દરેક કોલેજ અને સ્કૂલોની સ્કીમો કાગળ પરજ જન્મીને કાગળ પરજ મરી ગઈ છે.' (એ સિવાયની સેંકડો સ્કીમો હવામાં ઉડતી કરી છે તેનું તો નામજ લેતા નથી. ફકત સ્કૂલો-કોલેજોનીજ વાત કરીએ) હાલમાં વળી દુર્વેશ કોલેજ સ્થાપવાની વાત છાપામાં વહેતી કરી છે. એ કોલેજ આવતી મોહર્રમની ૧લી તારીખથી શરૂ થશે. ૧૨ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવશે બાર માસમાં કોર્સ પૂર્ણ થશે. દર માસના સો રૂપિયા લેખે દરેક વિદ્યાર્થી પાસેથી ખર્ચના બારસો રૂપિયા અગાઉથી લેવામાં આવશે! ઠીક છે જેવી રીતે કોઇ ઊંટવૈદ કે નીમહકીમ પાસે રજીસ્ટર્ડ પ્રેક્ટિશનર તરિકેનું સર્ટિફિકેટ વગર હવેથી કોઇ પીર, મુરીદ બનાવી ન શકે; એવો કાયદો રાષ્ટ્રીય સરકાર પાસે ખ્વાજા સાહેબે ઘડાવી લેવો જોઇએ! જેઓમને આવા ફળદ્રુપ ભેજાના પીર મળે, તેની નસીબદારી માટે બે મત નથી! રૂહની કમજોરી માટે દુઆ અને શરીરની કમજોરી માટે શકિતની દવા પણ એ પીરસાહેબ દે છે. એટલે એકે સપાટે લોકોનાં દીન અને દુન્યાનું ભલું કરી શકે છે. હવે ફકત સવા રૂપિયાની નજીવી ફીસમાં "આગસ" પણ વેચવા માંડ્યા છે. રૂહાનીયતનાં શોખીનો માટે આ શેરડીનું ગાડું લૂંટવા જેવું ખરૂ! 'વહેલો તે પહેલો' ફિરપછતાયે ક્યા કરે, જબ ચિડીયા ચૂગ ગઇ ખેત! જો મારી પાસે ૧૨ સો રૂપિયા હોત તો હું જ દુર્વેશીનું સર્ટિફીકેટ મેળવી પેન્શન લીધા પછી પીરીની લાઇનમાં જ ઝુકી પડત!

## મુ. સાહિત્યકારો!

મુસ્લિમ સાહિત્યકારો એકઠા મળે ત્યારે સાહિત્ય પરિષદવાળા-એમને મળતા નથી એવાં એવા રોદડાં રડવાથી પરવરતા નથી. ચર્ચા-પત્રો લખવામાં શૂરા મુસ્લિમ કલમધારીઓ, વાતો કરવામાં એક્કા મુસ્લિમ નકવિઓ, રાજકોટના આગણે પોતાની નક્કર સાહિત્યસેવાની એક પણ નિશાની ન મોકલાવે તો જાણીશું કે એમની ફોકટની ડંફાસ છે! યાદ રહે ૧લા અકટોબર સુધીમાં રાજકોટમાં સાહિત્ય પરિષદના સ્વાગત પ્રમુખને તમારા નિબંધો પહોંચાડવાના છે. ટટ્ટુઓ એકલા દોડે તેમાંથી ઘોડાની કીંમત અંકાતી નથી. દશેરાના દિવસે ઘોડદોડની હરીફાઇમાં ટકી રહે તેવા અરબી ઘોડાની કીંમત અંકાય છે. જોઇએ છે આપણા મુસ્લિમ સાહિત્યકારો અરબી અશ્વ સાબિત થાય છે કે બાડીયા ટટ્ટુ! અમારા જેવા લેખન-વેડીયા પાસેથા કોઈ મોટી આશા ન રાખો; બાકી સારો નિબંધ લખી રાજકોટમાં સાહિત્ય પરિષદમાં સિક્કો જમાવે એવા કોઇ સાહિત્યકારને મહાગુજરાત ગઝલ મંડળ જરૂર પોતાના પ્રતિનિધિ તરીકે મોકલી શકે ખરૂં-છે કોઇ બીડું ઝડપનાર! પાછળથી ઉહાપોહ કરવો નકામો છે!

# ગુલામી.

અનુઃ–મુનશી ઇસ્માઇલ એ. પટેલ (ગંદેર).



માણસ ઝિંદગીનો ગુલામ છે. માટેજ દિવસોએ બરબાદી અને અપકિર્તિ આપે છે. અને રાત્રિઓ લોહીનાં આંસુ વહેવડાવે છે.

મારો જન્મ હઝારો વર્ષ પહેલાં થયો હતો. પણ આસાર સુધી મેં વંશપરંપરાની ગુલામી અને હાથપગ બેડીયોમાં જકડાયેલા હોય એવા ગુનેગારો સિવાય કંઇજ નવું જોયું નથી.

મે પૂર્વથી પશ્ચિમની પ્રદક્ષિણા કરી. હું જીવનનાં કાળાંધોળાંમાં ફર્યો. સમાજ અને ટુકડીઓને રોગમાં ને ટોળામાં ગુફામાંથી નીકળી મહેલો સુધી જતાં જોયાં. પણ હજુય ભારથી નીચી નમેલી ગરદનો હાથમાં પડેલી બેડીયો અને મૂર્તિ સમક્ષ ગુંથણીએ પડી નમતાં માથાં સિવાય મે કંઇજ નવું જોયુ નથી.

હુ મનુષ્ય જાતિ સાથે બાબુલથી પેરીસ અને નેનવાથી ન્યુયોર્ક સુધી રહ્યો મે એના ચરણ નિશાન અને પગમાં પડેલી બેડીયોના એંધાણ રણોમાં પડેલાં જોયાં. અને જંગલો તથા વનવગડાઓને સમય અને સમાજની વાતો દોહરાવતાં સાંભળ્યાં છે.

હું પેલેસો, મોટા રાજમાર્ગો અને પૂજાલયોમાં ગયો. સ્ટેજો, વધસ્તંભો, અને ઊંચા વ્યાખ્યાનાસનો સામે ઊભા રહી મેં બારીક નિરીક્ષણ કર્યું તો મજુર વેપારીનો, વેપારી સિપાઇનો, સિપાઇ કમાન્ડરનો, કમાન્ડર બાદશાહનો, બાદશાહ પાદરીનો, અને ખુદ પાદરીને મૂર્તિનો ગુલામ જોયો. જે માટીના બનેલી છે, જેને ગુંદીને દુષ્ટ પાપાત્માઓએ મનમાની મુરાદ પૂરી કરવા ખાતર બુદ્ધિહિન અને અશક્ત મસ્તકોના ઢગલા પર મૂકી એને ચણી લીધી છે.

હું અમીરો અને પહેલવાનોના ઘરોમાં ગયો. ગરીબ અને અશક્ત લોકોની ઝૂંપડીઓમાં ગયો. હાથીદાંતની ફ્રેમમાં મઢેલ ફોટો અને અમૂલ્ય સરસામાનથી શોભતા રૂમોમાં બેઠો. નિરાશા અને નિરાધારીના ઓળામાં અને ઝિંદગીના છેલ્લા શ્વાસ નીકળી રહ્યા હોય એવી કોટડીઓમાં થોભ્યો અને જોયું તો વિદ્યાર્થીઓ અ-બ-ક-સાથે નીચતા અને નમ્રતાનો પાઠ લઇ રહ્યા છે. બાળાઓ નમાલાપણા અને દગાબાઝીનાં અસ્તર હોય એવા પોશાક પરિધાન કરી રહી છે અને ખુદ માતાઓ તાબેદારી–હુકમપાલન અને પરતંત્રતાની બેડીઓમાં ઢચીપચી પડી છે.

હું સમાજ સાથે ઝરા કિનારે–યુફ્રેટીસના કાંઠે, નાઇલ નદીના મૂખે, એબેસિનિયાના પહાડ અને એથેન્સના મેદાનોમાં રોમના ગિર્જાઓમાં કોન્સ્ટંટીનોપલની ગલીઓ, પેરિસની સહેલગાહો અને લંડનની આલીશાન ઇમારતો સુધી ગયો અને જોયું તો દરેક જગ્યાએ ગુલામીવાડી દબદબાની સાથે જ જોવામાં આવી. જેને ખુશ કરવા ખાતર લોકો નવજવાન અને કુવારી કન્યાઓને ભેટ ચઢાવે છે, ને પછી એને દેવતાના નામથી ઓળખાવે છે. એના કદમોમાં અત્તર-ગુલાબજળ જાતજાતનાં ફૂલ-બિછાવે છે. તેને બાદશાહના રૂડા નામથી સંબોધે છે. એની મૂર્તિઓ સમક્ષ સુગંધીદાર લોબાન અને એવી જ બીજી વસ્તુઓનો ધૂપ આપવામાં આવે છે. તેને ઇશ્વરી-દૂતના રૂડા નામથી ઓળખવામાં આવે છે. ગુંઠણીએ પડી એને નમે છે ત્યારે કાયદાનું નામ આપે છે એને માટે લડે છે અને એક બીજાનો સંહાર કરે છે ત્યારે પતન-પ્રેમથી સંબોધે છે. જ્યારે પોતાને એને શરણે લઇ જાય છે ત્યારે પૃથ્વી પર સાક્ષાત પ્રભુ ઉતર્યાનો દાવો કરે છે. એનો ખિતાબ અને એ પર શ્રદ્ધાના જોશમાં આવી એક

બીજાના મકાનો તોડી ફોડી એક જ ટાઇપનાં બનાવવામાં આવે છે ત્યારે એને સમાનતાના નામથી સંબોધે છે એને હાથ કરવા ખાતર તનતોડ કોશિશ કરે છે, ત્યારે એને લક્ષ્મીદેવી અને વહેપાર કહી આગળ કરવામાં આવે છે.

ટૂંકમાં એ એક એવી શક્તિ છે જેના અનેક દુર્ગુણ અને નામ છે. ખરૂં જોતાં એ એક એવો રોગ છે જે પ્રથમથી જ છે અને અંત સુધી રહેશે જે પોતાની સાથે જાતજાતની બીમારીઓ અને મુસીબતો રાખે છે. જેનો ભવિષ્યની પ્રજા પોતાના પૂર્વજોથી વારસો મેળવે છે, કે જેનાં બી વર્તમાનકાળ, ભવિષ્યકાળ માટે વાવે છે. જેવી રીતે આ ફસલનુ બી આવતી ફસલમાં વાવવામાં આવે છે.

ગુલામીની જેટલીય જાતો છે તેમાંની કેટલીક આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવી છે

અંધ ગુલામી—જે મનુષ્યના વર્તમાનકાળને પૂર્વજોના ભૂતકાળ સાથે મેળવી દે છે અને તેને તેમના રિવાજી બંધનોમા જકડી લે છે. જે પૂર્વજો માટે એક નવુ અંગ બનાવી દે છે.

મુંગી ગુલામીઃ—જે સ્ત્રીપુરૂષ ઉભયને એવા પક્ષે બાંધે છે, જેથી તેઓ નફરત કરે છે, જાણે કે પગ અને બુટનો સંબંધ ન હોય તેમ.

બેરી ગુલામીઃ—જે મનુષ્યની આસપાસ બનતા બધાજ પ્રસંગોનું સાંગોપાંગ અનુકરણ કરાવે છે, જેથી તે શેરના બદલે પડઘા અને માનવીના બદલે સંસારમાં પડછાયા સમાન થઇ જાય છે.

લંગડી ગુલામીઃ—જે હિમ્મત અને અડગતાની ખાંધ પર બદમાની ઝુંસરી લાદી દે છે, જેના લીધે માનવી એવા હથ્થાર સમ થઇ જાય છે, જેને જ્યારે આંગળીઓ ચાહે ત્યારે વાપરે અને તોડીફોડી નાખે છે.



રંગબેરંગી ગુલામીઃ—એ અસલ વસ્તુને ઊલટા નામથી સંબોધે છે. જેમકે મકરબાઝને અકલમંદ, દોઢડાહ્યાને મુત્સદ્દી, અશક્તને નમ્ર અને કાયરને શાંતિપ્રિય કહેવડાવે છે.

હલકટ ગુલામી—જે અશક્તને ભય અને ડરના કારણે ઝબાન ખોલાવે છે, જેથી તેઓ એવી વાતો કહે છે. જે તેઓ સમજ્યા વગર પબ્લીકમાં મૂકે છે.

તિર્છી ગુલામીઃ—જે એક કોમને બીજી કોમના નિયમો પાળવા તરફ ઘસડી જાય છે.

વંશપરંપરાની ગુલામીઃ—જે રાજકુમારોના માથે રાજનો તાજ પહેરાવે છે.

કાળી ગુલામીઃ—જે નિર્દોષોની ઔલાદને ગુનેગારોની ઔલાદ સમજી નફરત અને ધિક્કારથી વર્તવા ફરજ પાડે છે.

આજ જ્યારે હું જગતની કોમો સાથે ચાલતાં ચાલતાં થાકી ગયો મારી નજર ખાનદાનો અને તેમની ઔલાદને જોઇ ઘરાઇ ગઇ તો હું પડછાયાઓના મેદાનમાં જઇ બેઠો. જ્યાં ભૂતકાળના ઓળા છુપાયલા અને ભવિષ્યની આત્માઓના પડછાયા લાગ જોઇ બેઠા હતા......ત્યાં મે જોયું કે એક નાજૂક પડછાયો સૂર્ય તરફ એકી ટસે જોતો એકલો જઈ રહ્યો છે. મેં તેને પૂછ્યું "તું કોણ છે? અને તારૂં નામ શું છે?"

તેણે કહ્યું: મારૂં નામ આઝાદી છે."

મેં ફરી પ્રશ્ન પૂછ્યોઃ–

"તમારા પુત્રો ક્યાં છે?"

તેણે તરતજ ઉત્તર દીધોઃ "એકને ફાંસી થઇ. બીજો પાગલ થઈ મૃત્યુ પામ્યો. અને ત્રીજો હજુ પેદા થયો નથી." આટલું કહી તે ધૂમરાથી ઘેરાયલા વાતાવરણમાં અદ્રશ્ય થઇ ગયો.

[સંપૂર્ણ.]

# ફરિયાદી !

—"ખામોશ" કનિયલ્પુરી.

શિયાળાની ઋતુ હતી. અતિશય ઠંડી પડી રહી હતી. અંધકારમય રાત્રીમાં એક ગરીબ અને વૃધ્ધ ભિખારી, વરસાદ વડે ભીંજાયેલાં ચીંથરાંને નીચોડવા માટે પોતાની ઝૂંપડીમાં જગ્યા શોધી રહ્યો હતો. ધ્રૂજતા હાથો વડે દીપકને પંપાળ્યો. અને પંપાળીને દીવાની વાટ, જે સાવ ભીંજાયેલી હતી, તેને બાળવાની કોશિશ કરી, એક બે ત્રણું એમ બધી દિવાસળીઓ ખલાસ થઇ ગઇ. શરીર કંપી રહેયું હતુ. દાંત વાગવા લાગ્યા. ઝૂપડીનાં અંધકારની સાથે આંખોની રોશનીએ પણ જવાબ આપી દીધો હતો. હાથ પગને અહીં તહીં ફેરવ્યા પરંતુ નિરર્થક...ઃ.

ગરીબ ભિખારીની ઝૂંપડીમાં નિયમાનુસાર અંધારું છવાઇ રહ્યું હતું. બહારથી આવીને પણ વર્ષા-બિંદુઓથી રક્ષણ ન પામી શકયો. આખી ઝૂંપડીમાં વરસાદનું પાણી ટપકી રહ્યું હતું. અને ભિખારી પ્રકૃતિની સુપ્રસાદી વડે ભીંજાઇ રહ્યો હતો......ઘટા ટોપ અંધકાર..... વિદ્યુતના ચમકારા......વાદળાંની ગર્જના......આ બધાં ગરીબ ભિખારીનાં હૃદય-પીંજરમાં ઉતરીને રહી જતાં. ભિખારીએ નિરૂપાય થઇને બન્ને હાથો સંભાળપૂર્વક આકાશ ભણી ઉંચકયા. અને રડતી આંખે કુદરતને પુકારવા લાગ્યો.

"અય કુદરત ! શું તુ પણ હરા કરા અમીરોની જેમ ગરીબ મુફલિસ અને કંગાલ ભિખારીઓને ધકેલી રહી છે ?"

"અય કુદરત ! શું તુ પણ ભિખારીની દશા ઉપર દયા નથી દાખવતી ?"

"અય કુદરત ! શું તારી કને પણ અમારા જેવા ગોહતાજોના માટે આશ્વાસન નથી ?"

"અય કુદરત ! શું તને પણ અમોને ફાટેલાં ચીથરોમાં જોઇને મજાક કરવાની ટેવ પડી ગઇ છે ?"

"અય કુદરત ! શું તારી લાંબી પહોળી વિશાળ સલ્તનતમાં પણ અમ બેકસોના માટે પૂછપરછ નથી ?"

"અય કુદરત ! જવાબ દે......અમે ગરીબ શીગે, શેટલા માટે......શેદના માટે...... ઉત્તર નથી મળતું ?"

"અય કુદરત ! કુરબાન તરી આ નિરાળી નતીજા ઉપર !"

અચાનક જોરથી વાદળાં ગર્જના થયાં. વિજળી ચમકી. અને એક ભયંકર ધડાકાની સાથે ફરિયાદીની ઝૂપડી આગને સ્વાધીન થઇ ગઈ ! સવારે પાણીના તેજ ગ્રવાહએ ઝૂંપડીનું નામનીશાન મિટાવી દીધું હતુ ! !

—મુબિન.

ગાંધીને જુઓ. તે થોડા વર્ષોના અંતરે તે અમુક દિવસો માટે ઉપવાસ કરે છે.

હિંદુસ્તાનમાં પ્રત્યેક માણસ ઉપવાસ કરે છે. જો તે ઉપવાસ કરતાં કરતાં મરી જાય તો તેના આત્માને 'નિર્વાણ' કે 'અહુમસા' અથવા એવીજ જાતના પુણ્યો પ્રાપ્ત થાય છે. જેનો અર્થ સ્વર્ગ પ્રાપ્ત કરવાનો છે. એ આ લોકો માટે ધાર્મિક પ્રશ્ન છે. અને સાથે સાથે તમે એ પણ જાણતા હશો કે નામદાર શહેનશાહની સરકારની એક પોલીસી છે કે હિંદી પ્રજાના કોઇ પણ ધાર્મિક પ્રશ્નોમાં માથું મારવું ન જોઇએ.

જો કે આપણે થોડી ને ટૂંકી મુસાફરીમાં હિંદ વિષે ઘણું જાણી લીધું છે. હવે ગરમી વધુ પડે છે કઇએ પાછા ફરવું જોઇએ અને ત્યાં થોડાં 'પેગ' ઉડાવવાં જોઇએ.

●

## ૨-હિંદનો ચિંતામય ઇતિહાસ.

હિંદનો ઇતિહાસ એક મહાન ક્રાન્તિમય અને હૃદયવેદક વિષય છે. એવું કે અલેકઝાંડર ડુમાના નોવેલો જેવું. તેની અંદર ક્રમશઃ બાદશાહો, શહેનશાહો, પરદેશીઓ, દેશદ્રોહીઓ અને એવા કેટલાકોના સુચિપત્રો મળશે. હિંદુસ્તાની લોકો જેમને સામાન્ય રીતે 'દેશી' કે 'રૈયત' કહેવામાં આવે છે, પોતાના ઉન્નતિના ઇતિહાસમાં મહાન ભાગ લઇ ચૂક્યા છે એટલે કે તમાશો જોનાર બનીને

કદી પણ જ્યારે બે હરીફો વચ્ચે લડાઇ થાય તો જનના રણક્ષેત્રની આજુબાજુ તમાશો જોવા ઉભરાઇ પડે અને તે ફોજને શાબાશી આપવા મંડી પડે કે જેઓ જીતી રહ્યા હોય.

બે અતિ ઉપયોગી વાતો જે હિંદના ઇતિહાસમાં વધુ જાણીતી છે તે એ કેઃ—

૧-હિંદમાં પ્રથમથીજ પરદેશી પ્રજા ચઢી આવી રાજ્ય કરવા લાગી. પ્રથમ આર્ય, પછી યુનાની, મુસલમાન, મોગલ, પઠાણ વિગેરે અને

૨-અનિયુ કે એ ક્રમશઃ હુમલાઓના કારણે એક જાતની મહાન 'વંશાવળી' પેદા થઇ છે.-હિંદુસ્તાની લોકોનાં લોહીમાં જુદી કોમોના જોહર જોવામાં આવે છે. દ્રાવિડ, આર્ય, મોગલ, ઇરાની, શામી એટલુંજ નહિ પરંતુ યુનાની લોહીનો પણ એમાં સમાવેશ થાય છે. ધર્મમાં પણ જુદા જુદા મતભેદો સહેલાઇથી જોઇ શકાય છે. એવીજ રીતે સંસ્કૃતિ, ભાષા, રીતરિવાજ અને રંગઢંગમાં પણ.

હિંદનો ખરો ઇતિહાસ તે યુગથી શરૂ થાય છે-કે જ્યારથી અંગ્રેજો આપણા એ મિત્રો દૂર દેશના ટાપુઓથી ફક્ત વેપારના વિચારો લઇ વેપારી મિત્ર બનીને આવ્યા હતા. જો કે એ લોકો પોતાના દિલના રાજા હતા. ઉંડા વિચારવાળા હતા. તેથીજ તેમને અહિંના જુદા જુદા યુદ્ધો કે જે સામાન્ય હતા તેથી તેમનો ઘણું દુઃખ પહોંચ્યું. હિંદમાં શાંતિનો છાંટોયે ન હતો જ્યાં ત્યાં બસ અશાંતી અશાંતી હતી જે નફાની દ્રષ્ટિએ સૌથી અગત્યની વસ્તુ ગણાય છે. એથીજ અંગ્રેજોએ હિંદી બનાવોમાં પોતાનું માથું મારવા માંડયું. ઘણા કઠોર હૃદયની સાથે તેઓ આ રાજ્ય સ્થાપી શક્યા કે જેમાં કદી પણ સૂર્ય આથમતો નથી ખરી રીતે જોતાં હિંદવાસીઓ પોતેજ તેઓથી ખુશ હતા અને જાણી જોઇ તેઓએ પોતાના દેશની લગામ અંગ્રેજોના હાથમાં આપી—એ ઠીક છે કે કેટલાક નિમકહરામ અને પાંચમી કતાર વાળાઓએ દેશને દગો આપી અંગ્રેજોના વિરૂદ્ધના કરવા મંડી પડ્યા છે. કેટલાક ન ગમે એવા બનાવો પણ બની ગયા—જેમાં સૌથી વધુ પ્રખ્યાત અને હૃદયવેદક બનાવ—કલકત્તાનો તે બનાવ છે જેને—"બ્લેક હોલ કે અંધારી કોટડી"ના નામે સંબોધવામાં આવે છે એ બનાવને એ રીતે વર્ણવવામાં આવે છે કે—

રોબર્ટ ક્લાઇવ અને નવાબ સિરાજુદ્દૌલા કલકત્તા કલબના મેદાનમાં 'ગોલ્ફ' (Golf) રમતા હતા જો કે એ નવાબ હતા. (બીજા દેશીઓની જેમ). એ પણ જંગલી અને અણસમજુ હતા. તેથીજ મેદાનમાં ૧૮ કાણાંઓ પર નંબર લખેલા ન હતા. પરંતુ તેના જુદા જુદા રંગો હતા જેવા કે લાલ, ગુલાબી, નારંગી, વાદળી, પીળો વિગેરે અને છેલ્લા કાણાનો રંગ કાળો હતો. જ્યારે રમતા રમતાં છેલ્લા કાણા સુધી પહોંચી ગયા તો ક્લાઇવે ઘણી ચાલાકી અને હુશયારીની સાથે પોતાનો બોલ તેમાં નાખી દીધો. હવે એણે પાછા ફરી જોયું કે 'ગોલ્ફ'ના દેશી નોકરથી બોલ કઢાવીએ પરંતુ દગાબાઝ નવાબે એ છોકરાઓના બદલે તેમની જગ્યાએ પોતે હતો. તેથી ક્લાઇવને જાતેજ કાણામાંથી 'બોલ' બહાર લાવવાના માટે લાચારીએ જવું પડ્યું. જેવો તે કાણામાં પ્રવેશ્યો હશે કે સિરાજુદૌલાએ પોતાનો પગ એના પર મૂકી દીધો અને ક્લાઇવ અંદરજ રહી ગયો. આમ થતાંજ ક્લાઇવે જોરજોરથી બૂમો પાડી રડવા માંડ્યું. એ સાંભળીને સેંકડો અંગ્રેજો-સ્ત્રી-પુરુષો-જે કલબમાં સોડા ને વીસ્કીની મજા લઇ રહ્યા હતા, દોડી આવ્યા. નવાબે એ બધાને આવતાં જોઇ કહ્યું કે ક્લાઇવ અંદર પડી ગયો છે તેને બહાર કાઢો. આવી રીતે એ બધાને દગાથી અંદર મોકલી દીધા. બધા અંદર જતાંજ નવાબે પોતાનો પગ કાણાંના મોઢાં ઉપર મૂકી દીધો એ વિચારે કે બધાને ગુંગળાવી મારી નાખવામાં આવે. પરંતુ વફાદાર દેશીઓએ (સિપાઇઓએ) નવાબની વિરૂદ્ધતા કરી. (એ બનાવને બળવાના નામે ઓળખવામાં આવે છે) સાથે સાથે એ પણ જાહેર કર્યું કે અમે પોતે તો ભલે ભૂખ્યા રહીશું પરંતુ પોતાના ભોળા દોસ્તોને ભૂખ્યા રહેવા દઇશું નહીં. (અને એ વફાદાર રૈયત બે સદીથી એમજ પ્રમાણે કરે છે) એજ સમયમાં યુક્તિબાજ અને હાજર દિમાગી અંગ્રેજો જોતજોતામાં લખનૌ જઇ પહોંચ્યા. ત્યાંના વફાદાર સિપાઇઓએ એમનો બચાવ કર્યો. અને એ બનાવનું નામ 'લખનૌની કાર્લીફ' રાખવામાં આવ્યું. બ્લેક હોલના બનાવથી ઇંગ્લાંડમાં શોકની લાગણી છવાઇ ગઇ. અને કહેવામાં આવ્યું કે અંગ્રેજોને એમાં કંઇ શંકા નથી થતી કે તેઓ એક કાણામાં છે પરંતુ તેમની સફેદ ચામડીના માટે એક જાતનું અપમાનજ ગણાય કે તેઓ અંધારી ઓરડી કે બ્લેક હોલમાં રખાયા.

એ બનાવ પછીજ અંગ્રેજો હિંદમાં વિદ્યા, રોશની અને લઘુમતીનો ફેલાવો કરી રહ્યા છે. તેઓએ રેલ્વે બનાવી છે. પોસ્ટ ઓફિસો, સ્કૂલો, હોસ્પીટલો, શરાબખાનાઓ, જેલો, પાગલખાનાઓ અને નજરબંધીના કેમ્પો બનાવ્યા છે. તદ્ઉપરાંત તેઓએ હિંદને એક 'કાનુની સભા' બનાવી છે. જો બીજા શબ્દોમાં કહીએ તો બ્રિટીશ સામ્રાજ્ય ટાઇપની શાંતિ Pase Britania ડિફેન્સ ઓફ ઇન્ડીયા કહેવાય છે.

## ૩-પીળું હિંદુસ્તાન

તમે ધ્યાનપૂર્વક જોયું હશે કે હિંદના નકશા પર બે રંગ વધુ લાગે જોવામાં આવે છે. લાલ અને પીળો. લાલ ભાગ 'બ્રિટીશ ઇન્ડીયા' કહેવાય છે અને પીળા ભાગને હિંદુસ્તાની હિંદુસ્તાન' કે 'દેશી રાજ્યો' કહેવામાં આવે છે. જુઓ તેમની સંખ્યા ૬૦૦થી વધુ છે. એમાંના એવા પણ રાજા છે જેમને ૧૯ તોપોનું માન મળે છે અને કેટલાક એવા પણ છે કે જેમને કોઇ સારા દિવસે એક બે ફટાકડા ફોડીને માન અપાય છે.

હિંદુસ્તાન વિશે તમારા વિચારો અને પ્રવાસ તેજ વખતે પૂર્ણ થઇ શકે કે જ્યાં લગી તમે કોઈ દેશી રાજ્યમાં એકાદ બે દિવસ રહી પ્રવાસ ન કરો. તમારે ત્યાં રહેવાની, સુવાની ને ખાવાપીવા વિશે જરાયે ચિંતા કરવાની જરૂર નથી. તમામ સફેદ જાતના પ્રાણીઓ દેશી રાજ્યોમાં આવકારદાયક ભલે પધારો કે 'સુસ્વાગતમ' કહેવાય છે. ફક્ત એક તાર કરી ખબર કરવામાં આવે તો રાજ્યનો વડો પ્રધાન સ્ટેશન પર તમારૂં સ્વાગત કરવા આવી જશે. સ્ટેશન પરથી 'રોલ્સ રોય્સ' કારમાં બેસાડી તમને કોઈ શાહી મહેલમાં લઈ જવામાં આવશે ત્યાં તમે શાહી મેહમાન તરીકે ગણાશો શાહી મેહમાનને દરેક વસ્તુ તેના બિસ્તરા પરજ પ્રાપ્ત થાય છે. જેમાં સવારના નાસ્તાનો પણ સમાવેશ થાય છે. આથી હું વિશ્વાસ રાખુ છું કે તમે આ પ્રવાસથી ઘણોજ આનંદ પ્રાપ્ત કરી શકશો.

આ મહારાજાઓ અને નવાબો હિંદુસ્તાનના ભૂતકાળની રંગીન અમાનત સમાન છે. સંગેમરમરના આલીશાન મહેલ, સુવર્ણ પતરાની મોટર ગાડીઓ, નૃત્ય કરનારીઓ, અને ખ્વાજાસરાઓની પલ્ટન ને પલ્ટનજ નજરે પડશે. આ બધું જોઈ તમને હિંદના ભૂતકાળની વાતો યાદ આવી જશે. તમારે એનો વિચાર ન કરવો જોઇએ કે રાજા યુગની સાથે ચાલતા નથી. તેમાંના કેટલાક શિક્ષીત છે એટલે કે તેઓ પોતાનુ નામ લખી શકે છે. તેઓ બ્રીજ, જોકર, અને ચાર હાથ રમી શકે છે. તેઓ શેમ્પેઇનથી લઇ જીની વોકર સુધીની દરેક જાતની વીસ્કીઓ પી શકે છે અને વોલ્ટ્ઝ Waltzથી લઇ ફોક્સટ્રોટ સુધી દરેક જાતનાં ડેન્સોમાં પ્રવીણ હોય છે. તેમના આવા રંગઢંગની કોઇ હદજ નથી. વિના સંકોચે તેઓ પોતાની કોઇ પણ કાર અને પોતાની પ્રિય કંચનીઓ કોઇને પણ બક્ષીશ આપવામાં સંકોચાતા નથી. તેઓ બહુમતિને પસંદ કરનાર છે અને એ વિશ્વાસ રાખે છે કે કોઇ અંગ્રેજ કે અમેરિકન પ્રાઇવેટ સોલ્જર હોદ્દાની રૂએ કોઇ મહારાજાથી નીચો નથી. કેટલીક હિંદી રાજકુમારીકાઓ મીલ્લીવનના કારખાનાના મઝદૂરોની સાથે પણ નાચી શકે છે. એ સર્વ તેઓએ આઝાદીના માટે કર્યું છે.

## ૪–પશુ પંખીઓ

હિંદના પશુપંખીઓનું અવલોકન પણ એક સારામાં સારો વિષય છે. સૌથી વધારે પ્રખ્યાત હિંદુસ્તાની પંખી 'હુમા' છે (નામ એક ચકલીનુ જે હાડકાં ખાય છે અને જેના પર એનો પડછાયો પડે તે રાજ્ય કે ધન મેળવે છે) જેના પડછાયા વિષે કહેવાય છે કે તે કોઇ પણ દેશને સુખશાંતિ અને જનતાને વૈભવ વિલાસ આપી શકે છે

એ ઉપરાંત ઘણા સૌંદર્ય પાંખવાળા, ગાવાવાળા, બોલવાવાળા નાના મોટા પંખીઓ પણ છે. ગીરગિટની ખાસિયતવાળા પણ છે, ગળા લામનાર પણ છે અને ગીધ પણ જોવામાં આવે છે જે મુડદાં અને મૃત્યુ પામેલા શરીરને સાફ કરી જાય છે. અરે એટલુંજ નહિ કદી કદી તો જીવતાંને પણ સાફ કરી જાય છે પરંતુ હિંદુસ્તાનનું સૌથી પ્રખ્યાત પામેલું સામાન્ય પખી 'પરિન્દયે ઝિન્દાં' (કેદખાનું) છે.

હિંદમાં પ્રાણીઓ પણ હજારો જાતના જોવામાં આવે છે. કેટલાંક ચાર પગથી ચાલે છે અને કેટલાક ફક્ત બે પગવાળાં છે. હિંદુસ્તાનના સૌથી વધુ ઉપયોગી પ્રાણીઓમાં વધુ ભાગ્યશાળી કુતરો છે. કેટલાક ગજનબદા-

એમના વિશાળ દિમાગોમાં ખોટી જાતના વિચારો ઉત્પન્ન થઈ જશે. એટલું જ નહિ પરંતુ અહિંના કાયમના નિવાસી ગોરા પ્રાણીઓને માટે એથી કિસ્રજન પૈદા થઈ જશે. એ યાદ રાખો કે તમારી અને દેશીઓની સંસ્કૃતિમાં કોઈ ચીજ શામિલ નથી તમે ગૌ માંસ ખાઓ છો ત્યારે તેઓ ગાયની પૂજા કરે છે. તમારી સ્ત્રીઓ કલબ ઘરમાં નાચે છે ત્યારે તેમની સ્ત્રીઓ ઘરમાં પરદો કરે છે. તમે વફાદાર ગણાઓ છો ત્યારે તેઓ એક નામની પ્રજા છે. તેથી કોઈ પણ દેશી વસ્તીમાં ફરવા ન જશો. કદી પણ સિનેમામાં નીચલા વર્ગમાં ન જાઓ. અને લંડનમાં ચાર આનાવાળી જગ્યા તમારે માટે યોગ્ય હોય. કદી પણ કોઈ દેશીને 'જનાબે મન' કે "બરાયે મહેરબાની' જેવા શબ્દોથી ન સંબોધો. એ દેશીઓ કોઈ પણ જાતની ઇજ્જતને લાયક નથી જેમને સફેદ ચામડીનો હક મળ્યો હોય. હિંદુસ્તાની હોટલોથી દૂર રહો હિંદુસ્તાની રેસ્ટોરન્ટો પાસે કદી પણ ફરકતા નહિ...હિંદુસ્તાનના અખબારોને હાથ ન લગાડો. યાદ રાખો તમારી સલ્તનતનો પાયો એક આનબાન પર કાયમ છે. જો તમો કોઈને પણ છેડશો તો એમનામાં રહેલો વંશપરંપરાના આઝાદીના ગુણો વૃદ્ધિ પામશે.



સાથે સાથે એ વાતને પણ ધ્યાનમાં રાખો કે જાહેરમાં તમે કોઈ હિંદુસ્તાનીથી ગેરવર્તણૂંક ન કરજો એક જમાનો હતો કે જ્યારે કુલી કે મઝદૂરોને ઠોકરો મારવામાં આવતી હતી. પરંતુ આજકાલ એમની સ્થિતિ એવી નથી જેવી કે પહેલાં હતી.

આ પૂર્વવાસીઓ વધુ દસવાળા હોય છે. સમય વખતે 'ગધેડાને બાપ બનાવવાના' ઉસૂલ પર અમલ કરતાં એમની થોડી ખુશામદ પણ કરી લેવી જોઈએ દા. ત. એમના પૂર્વજોના રીતરિવાજના વખાણ કરવા. મતલબ કે ગમે તે સમયે તમે તમારી ગોરી ચામડીનો પ્રભાવ ન બતાવો. દા. ત. જો કોઈ સિનેમાંથી કોઈ, સ્વતંત્ર દિમાગવાળા ઈન્સાનને તે વખતે બહાર જતાં જુઓ કે જ્યારે 'ખુદા બાદશાહને સલામત રાખે' એ ગીતનું ગૂંજન થતું હોય, ત્યારે ઉપદેશ આપવાને બદલે બીજી તરફ મોં ફેરવી લ્યો. ઉપદેશ આપવા જતાં તમે મુસીબતમાં આવી પડશો. તમે જુઓ છો કે અખબારોની સફ્ફામાં રખડતા ફરે છે—અને ખુશામદની પોલીસી જ તમારે માટે ઉપયોગી થઈ પડશે. મતલબ કે સૌથી સારી રીતે વર્તણૂંક રાખો.

## ૬—શું શું ન વાંચશો

સામાન્ય રીતે એ ન વાંચો કે જે કોઈ હિંદુસ્તાનીએ લખી હોય. જ્યાં સુધી કે પ્રખ્યાત થએલાઓના સુચિપત્રમાં એમનું નામ હોય જેવાં કે ટી. કે. રામન. કાર્નેલિયા સોરાબજી વગેરે વગેરે. સૌથી સારી વાત તો એ કે એવી કિતાબ ન વાંચો કે જે હિંદુસ્તાનના પ્રશ્નો બાબત હોય છતાં પણ વાંચવાની ઇચ્છા હોય તો કેથેરાઈન મેયોની 'મધર ઈન્ડીયા' અને એસ. એસ. એમરીની 'હિંદુસ્તાન અને આઝાદી'; ટોમસ બ્રાઉનની 'બંગાલ લાન્સર' જેવી કિતાબો વાંચો—કદી દેશી એડિટર હોય એવા અખબારોને ન વાંચો કેમકે તેમની અંગ્રેજી ભાષા અશુધ્ધ હોય છે તેમજ સફાઈદાર છપામણી પણ હોતી નથી.

સંપૂર્ણ

---

# ભીખારીઓનું રાજ્ય

એમ તો દુન્યામાં દરેક જગાએ સાધુ ફકીર, સંતો વિગેરે જોવામાં આવે છે. પરંતુ ચીનમાં તો એ લોકોનું એક જાતનું રાજ્ય ગણાય છે. ત્યાંના સાધુઓ, ફકીરો સૌ એક ભીખારી રાજાના તાબામાં છે. દરેક કસ્બામાં એક હાકિમ હોય છે જેનો ચુકાદો દરેક વાતોમાં આખરી નિર્ણય તરીકે ગણવામાં આવે છે. એ હાકિમોની રજા સિવાય તેમના સમાજમાં કોઇ દાખલ થઇ શકેજ નહિ.

એ ભીખારીઓના બધારણ એવી જાતના છે કે દરેક માણસ સામાન્ય રીતે તેમના સવાલો પુરા કરે છે. તેઓ કદી આપવાના માટે ઇન્કાર કરતા નથી. જો કોઇ ભુલેચૂકે ઇન્કાર કરે તો બધા ભીક્ષુકો દરેક રીતે તેને હૈરાન કરે છે, એટલુંજ નહીં પરંતુ તેના પ્રત્યેક કામોમાં તેઓ આડા આવે છે. અહિં સુધી કે જ્યાં લગી તે માણસ માફી ન માગે ત્યાં લગી એને દરેક રીતે રંજાડવામાં આવે છે.

ચીનમાં એ લોકોનું એટલું જોર છે કે કેટલાક દુકાનદાર તેમના રોજના સવાલોથી બચવા માટે એ પ્રાંતના હાકિમને મળી અમુક રકમ નક્કી કરી લે છે એ રકમ માસિક તરીકે ગણવામાં આવે છે. આમ કર્યા પછી દુકાનદારો પોતાની દુકાને નોટીસ બોર્ડ લગાડે છે જેને વાંચી ભીખારીઓ સીધા ચાલ્યા જાય છે. એ રીતે એ લોકો ભીક્ષુકોથી પોતાનો છુટકારો મેળવે છે.

અહોભાગ્ય ગણો કે સમજો ત્યાંની ભીક્ષુકોની રકમ વધુ પડતી હોતી નથી કારણ કે દરેક માણસને આખાયે દિવસમાં અનેકવાર ભીક્ષા આપવી પડે છે. એ ઉપરાંત દેશમાં દરેક વસ્તુ સોંઘી છે. ત્યાંના ગરીબ માણસની જનતા પોતાનો ગુજરાન નિર્વાહ ઘણી સારી રીતે ચલાવી શકે છે. ત્યાંના ભીખારીઓનો ધંધો એવો છે કે ગમે તે માણસ ગમે તે વખતે એ ધંધો સ્વીકારી તેમના સમાજમાં દાખલ થઇ શકે છે.

સૌથી વધુ આશ્ચર્યની વાત તો એ છે કે જેને સાંભળી આપણે હસી પડીએ. ત્યાંની એક કંપનિએ એક સંસ્થા સ્થાપી છે. જેનું નામ છે "મરઘીના પીંછાંવાળું મકાન." એ મકાનનો ઘેરાવો વિશાળ છે. જમીન પર પીંછાવાળી શેતરંજી પાથરેલી હોય છે. રાતના વખતે ભીખારીઓ એ સંસ્થામાં આવે છે અને રોજનું નક્કી કરેલું ભાડું એના મેનેજરને આપે છે. હોલ સંપૂર્ણ ભરાઇ જાય તે વખતે ઘંટડી વગાડવામાં આવે છે. તે પછી બારણું બંધ કરી દેવામાં આવે છે. સવારે એક મોટો કાગળ તે ભીખારીઓ ઉપર નાખી દે છે. એ કાગળમાં નક્કી કરેલા અંતરે કાણાં હોય છે. દરેક ભીખારી એ કાણું શોધી કાઢી તેમાંથી પોતાનું મોઢું બહાર કાઢી લે છે. જો કમનસીબે ભીખારીઓ કાણાંની સંખ્યા કરતા વધારે હોય તો મેનેજર તેમનામાંથી બાકીઓને શોધી કાઢી બહાર ફેંકી દે છે. એ કામ તેઓ લાખા વાંસ વડે કરે છે તેમાં મોઢું બાંધ્યું હોય છે.

સવાર થતાંજ બીજી ઘંટડી વગાડવામાં આવે છે. એનો અર્થ એ છે કે 'કાણામાંથી મોઢું કાઢી લ્યો.' જો કોઇ ભૂલી જાય તો કેટલીક વાર એવું પણ બની જાય છે કે કાગળની સાથે છત લગી તે માણસ ઉંચકાઇ જાય છે. આ હોલમાંથી નીકળતાંજ તેઓ પોતાનો ધંધો શરૂ કરી દે છે. ચીના લોકો એ આરામગૃહને બહુ પસંદ કરે છે.

× × ×

યુરોપમાં સૌથી વધુ ભીખારીઓની સંખ્યા ઈટલીમાં છે. તેનું એ કારણ છે કે ત્યાં પરદેશી લોકો ધનવાન હોવાના કારણે, તેમજ ત્યાંના લોકો આળસુ અને ગરીબ છે. ઈટલીમાં તો ભીખારીઓને પારસાઈનો નામો પહેરાવવાની કોશિશ કરવામાં આવે છે. એનું કારણ એ છે કે થોડી મુદ્દત થઈ ત્યાં કેટલીયે જાતની ધાર્મિક ટોળીઓ હતી. જેઓ ફક્ત દાતા લોકોના આસરા ઉપરજ પોતાનું ગુજરાન ચલાવતા. જો કે એ ટોળીઓ આજે નથી છતાં પણ તેના થોડા અંશો બાકી છે.

× × ×

પેરીસમાં ભીખારીઓની સંખ્યા વધુ છે. કારણ કે ફ્રાન્સના જુદા જુદા મુલકોમાં ભીક્ષા પર પ્રતિબંધ છે. એટલા માટે કેટલાક કામચોર, આળસુ લોકો પેરીસમાં આવી ભીક્ષા માંગે છે. પેરીસમાં એક ઓફિસ છે. જ્યાં ભીખારીઓને માસિક પગાર આપી તેમની પાસેથી એ બાબતની માહિતી મેળવવામાં આવે છે કે શહેરમાં કોણ ધનવાન છે, કોણ ભીખારીઓને ભીક્ષા આપે છે. આવી માહિતી મેળવી એ ઓફિસના સંચાલકો મોટો લાભ ઉઠાવે છે.

× + ×

એબીસીનીયાના ભીખારીઓ પોતાના બેડોળ શરીરના કારણે જનતાના દિલોમાં દયા ઉત્પન્ન કરવામાં જાણીતા છે. ત્યાં આજે પણ સારા તંદુરસ્ત માણસોને લૂલા, લંગડા અને આંધળા બનાવવાના કારખાના મૌજૂદ છે. આ કારખાનાઓમાં રાક્ષસ જેવા દયાહીન માણસો નિર્દોષ બાળકોના શરીરના ભાગોને તોડે છે. એ પછી તેઓ બજારોમાં ભીખ માગવાને લાયક ગણાય છે. કેટલાક લોકો તો બાળકોને ભીખ માગતા પણ શીખવે છે. તેમજ એવા બાળકો ઉપર તે કડક રીતે દેખરેખ પણ રાખે છે. સામાન્ય રીતે લોકો વિશ્વાસ કરતા નથી કે એવા જંગલી લોકોમાં પણ આવા કૌભાંડની કાર્ય થાય છે. પરંતુ એ વાત સત્ય છે.

× × ×

બ્રાઝિલના ભીખારીઓ આખાયે જગતના અન્ય ભીખારીઓ કરતા વધુ બેશરમ હોય છે તેઓ પુષ્કળ ધન એકઠું કરે છે. એટલુંજ નહિ પણ એ વાત બહાર પડી જશે તેનીયે ચિંતા રાખતા નથી ત્યાંના ભીખારીઓ ઘોડા પર કે ખચ્ચર પર સવારી કરતા જોવું એ તો નાની વાત ગણાય. જો કોઈ માણસ તેમને ઉપદેશ કે શિખામણ આપે તો તેઓ સામે હિંમતપૂર્વક ઉત્તર આપે છે કેઃ—

"મહાશય હું આપથી રૂપીઆ માગવા આવ્યો છું ન કે ઉપદેશ."

* * *

હિંદુસ્તાનમાં પણ ભીખ માગવાનો એક પવિત્ર ધંધો ગણાય છે. પંજાબમાં તો હજુ પણ કેટલીક જાતો એવી છે કે જે ભીખ માગીનેજ પોતાનું ગુજરાન ચલાવે છે હિંદમાં કેટલાક ફકીરો, સાધુઓ એવા પણ છે કે જે બળજબરાઈથી ભીખ માગે છે. જ્યાં લગી તેમનો સવાલ પુરો કરવામાં ન આવે, એ લોકો જાતજાતના ઢંગ કરશે. વધુમાં એટલુંજ નહિ પરંતુ ભીખ માંગતાં મળેલા પૈસામાંથી તેઓ અફીણ ભાંગ, ગાંજા કે જુગારનો શોખ કરે છે. જો હિંદમાં પણ ચીન દેશ કે પેરીસની જેમ કરવામાં આવે તો એ લોકો આરામથી પોતાની જિંદગી ગુજારી શકે એમ છે. અરે! રસ્તા પર આળોટતા, કે રાતના સુતા તો મરી જશે! પરંતુ ચોદ દિન કહાં કે......!



ઉર્દૂ-સાહિત્યના
હિન્દુ

# મોહાન શાહરે

△

[ઉર્દૂ સાહિત્યમાં હિંદુ ભાઇઓએ પોતાનો હદથી વધુ ફાળો આપ્યો છે. ઉર્દૂ પદ્ય-ગદ્યમાં પણ તેઓ અનોખી ભાત પાડે છે. ઉર્દૂના કેટલા હિંદુ શાયરો વિષે જોરકી હકીકત મળી છે તે અમે 'કારવાં'ના વાંચકો સમક્ષ રજૂ કરીએ છીએ. —સંપાદક ]

'સમર':—બિહારીલાલ નામ-પિતાનું નામ ચંદીલાલ 'નિહાલ'-દાદાનું નામ બિહારીલાલ 'ગુલશન'-ઇ. સ. ૧૮૫૯માં સીતાપુરમાં પૈદા થયા. શાયરીની દુન્યામાં પિતાના શાગિર્દ બન્યા. ફારસીમાં અઝીઝુદ્દીન 'અઝીઝ'ના શાગિર્દ હતા. પંજાબ યુનિવર્સીટીમાંથી ફારસીની પરીક્ષા આપી ઉત્તીર્ણ થયા. કેટલીયે સ્કૂલોમાં ફારસીના શિક્ષક તરીકે રહ્યા. પોતાની કૌમના કેટલાયે પેપરોના એડિટર હતા. ઇ. સ. ૧૮૯૧થી ઈ. સ. ૧૯૨૫ સુધી ગીશન હાઈસ્કૂલમાં શિક્ષક રહ્યા. ઇ. સ. ૧૯૨૨માં નવયુવાન પુત્રના મરણથી સખ્ત આઘાત પહોંચ્યો. એ આઘાતથી આપે શાયરીને પણ તિલાંજલી આપી. ફારસીમાં એક પુસ્તક પ્રગટ થયું છે.

"ક્યૂં ન હો મુઝકો જુસ્તજુ તેરી;
દિલમેં રેહતી હૈ આરઝૂ તેરી"

× × ×

'જૌહરી':—કુંવર હરિસીંગ નામ-રજપુત ગેઝેટના એડિટર-લાલા શગનલાલ 'ગીશન'ના શાગિર્દ—

"અય હિંદ ઝમાના વોહ તેરા યાદ, હૈ મુઝકો,
ઇસ દૌરે ગુઝિસ્તાકી, ફિઝા યાદ હૈ મુઝકો;
વોહ એહલે શુજાઅતકી વફા યાદ હૈ મુઝકો,
વોહ તેરે જવાનદરકી જિયા યાદ હૈ મુઝકો.

× × ×

થા તુઝસે મુઝય્યન સહરો શામકા સિલા,
ચલતાથા ખુદાઇમેં તેરે નામકા સિક્કા.

* * *

પૈદાથા તેરે કબ્ઝકા મૈદાને શુજાઅત,
હર ઝરાંથા પરવર દહે દામોને શુજાઅતે,
થા હાથમેં તેરે સદ સામાને શુજાઅત,
પલતેથે તેરી ગોદમેં મર્દાને શુજાઅત,

\+ + +

હર ફૂલ યેહ કેહતા થા સીપરદાર હૂં મૈં;
હર શાખકો દાવા થા કે તલ્વાર હૂં મૈં."

'જિગર':—રંગબહાદુર નામ-ગોરખપુર વતન-બી એની ડિગ્રી ધરાવે છે.

"તંગદસ્તી તો ઝમાનેમેં ફુગાકની બી નહીં,
દિર્સકા પાંવ જો ચાદરસે ન બાહિર હોતા."

'જંગ':—જંગબહાદુર નામ-ગીરના રહેવાસી-નાઝર હતા-'અનીસ' નામના પેપરના એડિટર હતા. અંગ્રેજી ફારસીમાં માહેર હતા. ઇ. સ. ૧૯૦૭માં ૫૦ વરસની ઉમરે મરણ પામ્યા.

"મેરે સાથ હૈ ઇન્કિલાબે ઝમાના,
બદલે દુંગા દુન્યાકો કરવટ બદલ કર."
"જિગરમેં ગયા દિલસે પૈકાં નિકલ કર,
ઉઠા દર્દભી સાથ પેહલૂ બદલ કર."

× × +

'જવાં':—હઝારીલાલ નામ-લખનૌના રહેવાસી-ઇ. સ. ૧૮૮૦માં મરણ પામ્યા.

"પત્થરકા તેરા દિલ હૈ તો ફૌલાદકા જિગર,
ઇસ પરભી તેરા નામ કોઈ બેઅસર નહીં થા."

\+ × ×

'જોશ':—કેદારનાથ નામ-નવયુવાન શાઇરોમાંના એક છે.

"લાશ દફનાયે વોહ કાતિલ ચાહે અપને હાથસે,
ઔર તો કોઈભી બાકી હસરતે બિસ્મિલ નહીં."

× × ×

'જોશ':—પંડિત લભુરામ-શિક્ષક તરીકે નોકરી કરે છે.

"લખ્તે જિગરસે મુઝકો ઝિયાદા અઝીઝ હૈ.
ટૂટા હુવા જો તીર તેરે દિલમેં રેહ ગયા."

+ × ×

'જોશ':—પંડિત હરિહરનાથ નામ-અને નાગર-અલ્હાબાદના રહેવાસી-'બિસ્મિલ' ઇલ્હાબાદીના શાગિર્દ.

"કહીં ઐસા ન હો સુનલે કોઇ વોહ ખીંચ રેહતા હૈ,
તેરી તસ્વીરસે મૈં ચુપકે ચુપકે બાત કરતા હૂં."

+ + ×

'જૌહર':—જવાહરસીંગ નામ-પિતાનું નામ બખ્તાવરસીંગ-અને કાયસ્થ-ખ્વાજા 'વઝીર'ના શાગિર્દ. અયોધ્યા પછી બલરામપુર રાજ્યમાં પોતાનું જીવન પુરૂં કરી ઇ. સ. ૧૮૮૦માં મરણ પામ્યા. પાંચ દીવાન પ્રગટ થઇ ચૂક્યાં છે. ઘણા માયાળુ હતા.

"ખારકી તરહે મીલી બાગે જહાંમેં તકદીર,
જિસસે લિપટું વોહ છુડા લેતા હૈ દામન અપના."

+ + +

"ન કોઈ રહા હૈ ન કોઇ રહેગા,
ફકત એક હક્ક નેકોઇ રહેગા."

× + ×

'જૌહર':—લાલા માધવરામ નામ-પિતાનું નામ લાલા જવાહીરમલ-મહાન વેપારી હતા-'મુનીર'ના શાગિર્દ. ઇ. સ. ૧૮૫૦માં મરણ પામ્યા. દીવાન પ્રગટ થઇ ચૂક્યું છે.

"તોડા જો ફૂલ બુલબુલે સયદા કે સામને,
ક્યા તેરે દિલમેં દદ કુછ અય બાગબાં ન થા."

× × ×

'ચમન':—રણછોડસીંગ નામ-અને કાયસ્થ-પિતાનું નામ સરદારસીંગ-દહેલીના રહેવાસી-'સાલિખ' દહેલ્વીના શાગિર્દ.

"સમઝકર સોચકર દિલકો મિટાના યાદ રખીયેગા,
વોહ દિલ જો દિલસે નિકલ જાયે બડી મુશ્કિલસે
મિલતા હૈ."

+ + +

'હ્યામી':—પંડિત બિશન નારાયણ નામ-પંડિત દેવીપ્રસાદ સાહિબના પુત્ર-અને બ્રાહ્મણ-બરેલી વતન-ઓક્ટોબર ઈ. સ. ૧૮૯૯માં પૈદા થયા-ફારસી ઘરમાંજ શીખ્યા-મેટ્રીક સુધી અભ્યાસ કરી લાચારીએ રેલ્વે ખાતામાં નોકરીએ રહ્યા. ટૂંક મુદતમાં તો રેલ્વેખાતામાં હેડક્લાર્ક સુધી પહોંચી ગયા. નવ વરસ નોકરી કરી રાજીનામું આપી મુંબઇમાં નોકરી કરે છે. પિતા વારસામાં એટલાં પુસ્તકો મૂકી ગયા કે જે ગણી શકાયજ નહીં. નાનપણથી શાયરીનો શોખ હતો.

"કુલ જવાનીકી ખાક કદ્ર ન કી,
આજ અફસોસ હૈ જવાનીકા."

* * *

"ઝાહિદ તૌબા કરો કૈસી શરાબ,
મૈં નહીં ખાતા કભી અંગૂર તક."

* * *

"હમારા હક હૈ જન્નત પર અગર ઇન્સાફસે પૂછો,
કે વોહ મીરાસે આદમ ઔર હમ ઔલાદ આદમકી."

* * *

'હસરત':—હરપ્રસાદ નામ-બનારસના તાલુકદાર-જયનારાયણ કોલેજ બનારસમાં શિક્ષક તરીકે નોકરી કરે છે. મૌલવી અસ્તાદ દુરૈનના શાગિર્દ.

"હાથ ધરતે હૈં કલમ કિતાબ તેરી તહરીર પર,
મુફ્ત ગોયા ખા રહે હૈં ખૂબી વે તકદીર પર."

+ × +

'હિદમ':—દ્વારકાપ્રસાદ નામ-મંગલપ્રસાદના પુત્ર-જાતે કાયસ્થ-'હુસૈન' બરેલ્વીના શાગિર્દ-ફારસી અરબીમાં અજોડ હતા.

"તરીકે હકક પરસ્તી ઈશ્કવાલોંકા નિરાલા હૈ,
ન પરવા મસ્જિદોંકી હૈ ન પરવા હૈ શિવાલોંકી"

\+ + ×

'હુઝૂર':—બાલમુકુંદ ખત્રી-ખ્વાજા 'મીર' દર્દના શાગિર્દ-અરબી પર કાબુ હતો-બળવા પહેલા મરણ પામ્યા.

"યાં મુઝમેં નહીં હૈ જાન બાકી,
વાં અબભી હૈ ઈમ્તેહાન બાકી."

* × *

'ખુર્દ':—દરદયાલપ્રસાદ-શિરસ્તેદાર ગાજીપુર—

"દિલ પર નિગાહ ડાલકે ઉસને લગાદી આગ,
શીલા ચિરાગે તૂરકા બર્કે નઝરમેં હૈ."

'ખસ્તા':—જિયાલાલ નામ-જાતે કાયસ્થ-દહેલીના રહેવાસી.

"નઃ પા તુઝસે પરી પૈકર નઃ મૈં હૂરોંકા શયદા હૂં,
નઃ જન્નત મેરે કાબિલ હૈ નઃ મૈં જન્નતકે કાબિલ હૂં."

'ખાલિશ':—જગેશ્વરપ્રસાદ નામ-પિતાનું નામ કાશીનાથ-જાતે કાયસ્થ-નુદરદના રહેવાસી.

"બખિઝ્મી રાહે ઈશ્કમેં ગુમ હૈ,
કિસસે પુછું નિશાન મંઝિલકા.
આઈના જિસકો આપ કેહતે હૈં,
એક ટુકડા હૈ વોહ મેરે દિલકા."

'ખસ્તા':—હરપ્રસાદ નામ-અંબાલાના રહેવાસી.

"સિતારે હૈ કે મોતી હૈ કે શબનમકે કતરે હૈં,
દિખાતા હૈ ફલક નયરંગીયાં ગૌહર રીઝાં હોકર"

'ખુશ્તર':—હરિકૃષ્ણસીંગ નામ-ગોરખપુરના રહેવાસી-લક્ષ્મીનારાયણના પુત્ર-જાતે કાયસ્થ-'રિયાઝ' ખૈરાબાદીના શાગિર્દ-અરબી અને ફારસીના વિદ્વાન હતા. ગન્તિક વિદ્યા સાથે અંગ્રેજી ઉપયોગ પુરતું જાણે છે. દીવાન પ્રગટ થઇ ચૂક્યું છે.

"બેદરે કુદરતકા પૈદ હૈ કૌસકે આકરે ઈંયાં,
કુમ્હાર ભી નહીં પા સકતા હૈ સાહિલ મેરા."

× + +

"ઝડોયકે મંઝિલે મકસૂદ પે રૂહ કેહતી હૈ,
ખુદા નહીં હૂં મગર સાયએ ખુદા હૂં મૈં."

'ખુશદિલ':—બેનીપ્રસાદ નામ-પિતાનું નામ દુર્ગાપ્રસાદ લખનૌના રહેવાસી-'આમિલ' લખનવીના શાગિર્દ.

"ઝીનયે બાબ હકીકત હૈ મિજાઝ અય ઝાહિદ,
રાસ્તા કાબેકા સીધા હૈ સનમે ખાનેસે."

## પરદેશના ગ્રાહકોને:—

'કારવાં'ને લગતો દરેક પત્રવ્યવહાર મોકલવાનું નવું સરનામું:—

VAHSHI Sahitya Karyalaya
M. M. P. Lane,
RANDER.
[Surat, Bom., India]

ખુશ્તર—જગન્નાથ નામ-પિતાનું નામ મગનલાલ-જાતે કાયસ્થ-લખનૌના રહેવાસી-અવધના છેલ્લા બાદશાહના 'મુત્સદ્દી હતા. શ્રીમદ ભાગવત ઉર્દૂ નઝમમાં અદ્દભૂત પુસ્તક છે. ઈ. સ. ૧૮૬૪માં મરણ પામ્યા.

"હમગમ ખુશ્બુએ શયદા હૂં ખુશી હૈ તો મેહ હૈ,
કૂચએ ગુલ આઈ તમન્નાયે દિલી હૈ તો યેહ હૈ"

'ખુશ્તર':—કિશનસીંગ નામ-હૈદરાબાદના રહેવાસી-આજના નવયુવાન શાયરોમાંના એક છે.

"હોંસ યુ બેવાસ અપના ક્યૂં બના લેતા હૈ તૂ,
શમ્આ કે સર ચઢકે ક્યા મૈંરાજ પા લેતા હૈ તૂ."

'ખુશહાલ':—જ્ઞાનસિંગ નામ-જિલ્લે જહેલમના રહેવાસી.

"મુશાસે શૌકસે સૌ બાર થે વોહ દામિતહાં મેરા,
ચલા ગફલતકી જાનિબ દિલ યેહ કેહના શાહમાં મેરા"

**'ખુરશીદ'**—પંડિત બળદેવકિશન નામ-લાહોરમાં ગોત્રાત ઇન્સ્પેક્ટર છે.

'ન વોહ ઓસાફ હં હમમેં ન વોહ કુદરત રહી દિલમેં,
હમારી ગફલતોંસે દેખીયે સારા વતન બિગડા
અગર દિલમેં ખિયાલાત ગનીમતકા લાવો તુમ
તો ઇસ ઉજડે ચમનકો આજકો નોનસે પાવો તુમ,
મેં ક્યા મુંહસે કહું મેં' કોન હું દુન્યામેં ક્યા હું મેં
બશરકી હસ્તી હૈ, નાપાકકા ઐક આઇના હૂ મેં'
ખુદાકી બઝમ નઝરમે કુલ બશર દુન્યાકે યકસાં હૈ
તો દિલમેં ક્યું ખલિશ ગમકે હુવે હિન્દુ મુસલમાં હૈ'
નહીં બિગડા હૈ કુછ અબભી અગર ચાહો સંભલ જાવ,
કુદરત છોડ દો ઔર જાનિબે ઇરશાદ તુમ આઓ.
કહાં સિપ્પા હૈ મઝહબમેં કરો તુમ ગૈર આપસમેં,
ગઝબ હૈ ગર ઝમાનેમેં જુદા ભાઇસે ભાઇ હૈ'

**'ખુર્શીદ'**-જ્વાલાપ્રસાદ નામ-એમ. એ. ની ડિગ્રી ધરાવે છે રાયબહાદુર જાનકી-પ્રસાદના પુત્ર.

"ઐક હસરતકી ગમ સાથ ગેરે ઝેરે લહદ.
ઔર કોઇભી નઃ સાથી હુઆ મરકર અપના."

**'ખ્યાલી'**—ખાલીરામ નામ-ઉર્દૂ ભાષાના વિદ્વાન હતા. મિર્ઝા 'ગાલિબ'ના શાગિર્દ ઇ. સ. ૧૯૮૨માં મરણ પામ્યા.

"કર દિયા બાદે ખિઝાંને ઇસ દરદગ બરહંગ,
વસ્લે ગુલ્સુલકી કભી ગુલને અગરકી મૂરત."

**'દાના'**—રોશનલાલ નામ-જાતે કાયસ્થ, લખનૌના રહેવાસી-મેહતાબરાય 'મેહતાબ' પિતાનું નામ-ઉર્દૂ અને ફારસીના અજોડ શાયર હતા. ૬૦ વરસની ઉંમરે ઇ. સ. ૧૯૦૭માં મરણ પામ્યા

"ન ગુલ હૂં ઔર ન હૂં આલમમેં ન ખારે દામન,
જાન ,જોબનકા હુઆ હૂ મેં ગુબારે દામન."

**'દાનિશ'**:—શંભુસીંગ નામ-આજના યુવાન શાયરોમાંના એક છે.

"દુન્યામેં પડતી જાનાં ગાંગમેં જાને હૈં ડાઓગે,
કોઇ દેખે તો યેહ સમઝે ખુદાકો યાદ કરતે હૈં."

**'દર્દ'**—ગણેશલાલ નામ-જાતે કાયસ્થ-શાહજહાંપુરના રહેવાસી 'બેદમાન' શાહજહાં-પુરીના શાગિર્દ.

'ફકીરોં ઓકસે ગુઝરી હમેં દેનેમેં કુદરત હૈ,
ખુદાકા યાદ હૈ દિલમેં ખુનોંકા સરમેં નોબ હૈ"

**'દિલરેશ'**—અમર બિહારીલાલ નામ.

ન દેહલી હૈ અબકે યારહકા ખુગ્ગૂ મિલા હોકર,
તુઝે રસ્વા કરેગી મેરી ખામોશી ઝબાં હોકર.
વોહી 'દિલરેશ' હમનત હૈ યેહી દિલકી તમન્ના હૈ.
કે ગુઝરે ઉમ્ર સારી ખાદિમે હિંદુસ્તાં હોકર"

**'દિમાગ'**—ગંગાલાલ નામ-પિતાનું નામ કનૈયાલાલ બીસાનપુરના રહેવાસી.

"ઐક હી શિકસ્ત હો કરકે દીખા દેતી હૈ,
જોહરે આઇના કાતિલ તેરી તલવારમેં હૈ."

**'દીવાના'**—બંસીગોપાળ નામ-શાહજહાં-પુરના રહેવાસી-'શાદ' દહેલ્વીના શાગિર્દ. ઇ. સ. ૧૯૯૩માં મરણ પામ્યા

"મઝા હૈ અગર મેરે દિલમેં રહો તુમ,
મેરી આરઝૂ મેરા અરમાન બનકર."

**'દીવાના'**—સરદાર મોહનસીંગ નામ એમ. એ. ની ડીગ્રી ધરાવે છે, તરાનએ કુદરત' 'જોહરે તેહઝીબ' વિગેરેના કર્તા. 'ઉર્દૂ ગેઝેટના' સહતંત્રી અને ગવર્નમેન્ટ કોલેજ લાહોરમાં પ્રોફેસર છે. ઘણા આનંદી સ્વભાવના છે.

"ફિતરતકી બહારોંકો આંખોંકા દિખાદે તૂ,
રૂખસારે હકીકતસે પર્દેકો ઉઠા દે તૂ.
પૈગામે તરક્કી હૈ, પૈગામે મહબ્બત હૈ;
દુન્યાપે અસીરીકો આઝાદીગે જન્નત હૈ.
સોતોંકો જગાયે જા, બિછડોંકો મિલાયે જા,
ગૈરત વહ જન્નત તૂ દુન્યાકો બનાયે જા."

અપૂર્ણ.

હૃદયના ઊંડાણમાંથી મળેલું

# આત્મ-સંદેશ

આવી, ઉષા છે આવી!
જ્યોતિ જગે જલાવી,
આવી ઉષા છે આવી!

તીમીર હટાવવાને;
શમ્આ દિપાવવાને,
ભૂલેલા મુસાફિરને,
રસ્તો બતાવવાને,

સૌરભ અમી છે લાવી;
આવી, ઉષા છે આવી!

શૂરગિત સૂણાવવાને;
મૂક્તિ અપાવવાને,

બેફામ નવયુવકને,
તું પ્રાત્ય જાવવાને,

રણપીપૂડી બજાવી;
આવી, ઉષા છે આવી!

પડતાને તારવાને;
સૂતા જગાડવાને,
'અદીબ' ત્હારી નૈયા
ને પાર લાવવાને,

આશા અમર જતાવી;"
આવી, ઉષા છે આવી!

'અદીબ' કુંપરી.

●●

## કારવાંને!

નૂતન આ આઠમા વર્ષે, પ્રવેશી કારવાં! આજે,
દિવાલો ભેદીને દુઃખ દુર્ગની દીર્ઘાયુષી થાજે;
સુમન સાહિત્ય સૌરભને, સમર્પીને સદા સૃષ્ટિ,
વિશ્વ બન્ધુત્વ વર્ષાની, વિશ્વે વરસાવજે વૃષ્ટિ....૧
સલિલ સ્વદેશ સેવાના, સીંચી સ્વદેશીને સ્હાજે,
કરુણાના તું કટોરા પી, કરુણા જામો ભરી પાજે;
રહી કર્તવ્યમાં તત્પર, સુમાર્ગે જો તું સંચરશે,
નવીન હૈયા વિષે વિશ્વાસ છે, સુપ્રીતિને વરશે....૨

—નવીનચન્દ્ર ભ. દેસાઈ વાસોડકર

●●




મોલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલ**-મૈયત ઉપર તેના કુટુંબીઓ તથા સ્નેહીઓ કપડું નાખે છે તો શરીઅત મુજબ તે કપડું નાખવું જાઇઝ છે? શરીઅતનો તેમાં શો હુકમ છે?

**જવાબ**-મૈયત ઉપર કે જનાઝા ઉપર સગાં સ્નેહીઓએ કપડું નાખવું જરૂરનું નથી. કેટલીક જગ્યાઓએ આ જે રિવાજ પડી ગયો છે તે બંધ કરવો જોઇએ. બેશક મૈયત ગરીબની હોય તો કફન આપવું સવાબનુ કામ છે.

**સવાલ**-મૈયતને ઘરમાથી કાઢતી વખતે ઘરના લો.કો તરફથી ગરીબ ફકીરોને ઘઉં આપે છે. જેને તોશો કહે છે તો તે આપવો જાઇઝ છે?

**જવાબ**-મૈયતને ઘરમાંથી કાઢતી વખતે સાથે તોશો કાઢવામાં આવે છે. એની શરીઅતથી કોઇ પણ જાતની સાબિતિ નથી. એ રિવાજ સત્વર બંધ કરવો જોઇએ. બેશક શરીઅતની હદમાં રહી મૈયતને સવાબ પહોંચાડવો સારામાં સારી વાત છે. આ પ્રમાણે મૈયતને ઘઉં, જુવાર અથવા બીજી કોઇ ખાવાની વસ્તુનો સવાબ પહોંચશે એ ઇરાદે તોશો કાઢવો નહિ.

**સવાલ**-એક માણસ ગાંજો, ભાંગ, દારૂ પીતો હોય ને ઇમામત કરતો હોય તો તે માણસ ઇમામત કરી શકે છે? અને તેની પછવાડે નમાઝ થાય છે?

**જવાબ**-જે માણસ ગાંજો, ભાંગ, દારૂ પીતો હોય તે ઇમામત કરવાને લાયક નથી. એવા ઇમામ પાછળ નમાઝ પઢવી મકરૂહ થાય છે ઇમામ પરહેઝગાર અને મસઅલા મસાઇલથી વાકેફગાર હોય એવાનેજ રાખવો જોઇએ.

**સવાલ**-મૈયતને દાટતી વખતે અહીંના મોલવી સાહેબ પાંચ સાત માણસોને ગુસ્લ કરાવીને જનાઝની ફરતા કુર્આન શરીફ લઇને બેસાડે છે પછી મોલવી સાહેબ આ પ્રમાણે કહેવું શરૂ કરે છે

"અઝીઝાન યે મૈયત મર ગયા ઉસમે ઇસ્લામકે હક હુકૂક અદા ન હોનેસે યે કલામે શરીફ વાસ્તે અલ્લાહકે ઇસ મૈયતકો બખ્શા" આવી રીતે કહીને એક જણો કુર્આન શરીફને ચૂમીને બીજાને આપે છે બીજો ત્રીજાને એમ દરેક બેઠેલાને આપે છે. છેવટે કુર્આન શરીફ મોલવી સાહેબના હાથમાં આપે છે. ફરી વાર મોલવી સાહેબ ઉપર મુજબનું કહેવું શરૂ કરે છે. એમ ત્રણ વાર મોલવી સાહેબ કહે છે. જેને વખત પરતનું કે હિલ્લો કરવું કહે છે. જેનો મોલવી સાહેબ સવા રૂપીયો લે છે. તો બખ્શ બખ્શાવવા બાબત શરીઅતમાં શું હુકમ છે?

**જવાબ**-સવાલમાં પૂછેલી હકીકત ચોખ્ખી શરીઅત વિરૂધ્ધ છે. એવી રીતે હિલ્લો કરવો જાઇઝ નથી. એ મસઅલો વિગતવાર અમારા "ફતાવા આરીફીયાહ"માં પ્રગટ થઇ ચૂક્યો છે. જે જોવા ખાસ ભલામણ છે.

**સવાલ**: નાનાં બચ્ચાં. છોકરો અથવા છોકરી ૩ થી ૪ વરસ સુધીની ઉંમરમાં ગુજરી જાય તો તેને ઓરત નવડાવી (ગુસલ દઇ) શકે કે નહિ. એ બારે શરીઅતનો શો હુકમ છે?

**જવાબ**:-નાબાલિગ છોકરાને ઓરત અને નાબાલિગ છોકરીને મર્દ ગુસલ દે તે જાઇઝ

છે. પરંતુ છોકરાને મર્દ અને છોકરીને ઓરત ગુસલ દે તે સારામાં સારૂં છે.

**સવાલઃ**—એક માણસ ઇમામત કરે છે. અને બંને હાથમાં દસે આંગળાઓમાં અકીકની વીંટીઓ પહેરી રાખે છે. અકીક અને તેવા બીજા પત્થરોની ચાંદીની વીંટીઓ પહેરી રાખે-છે. તો નમાઝમાં તેથી કાંઇ નુકશાન તો નથી ને? શું તેના પછવાડે નમાઝ થાય છે?

**જવાબઃ**—ચાંદીની વીંટી અકીકની હોય કે બીજા કોઇ પત્થરની સાડા ચાર મશા (સાડા દસ વાલ)ની પહેરવી જાઇઝ છે, બધી આંગળીઓમાં વીંટીઓ પહેરવી જો કે તે ચાંદીની હોય મર્દ માટે ઠીક નથી. કારણ કે એ ઘરેણાંમા ગણાય છે અને ઘરેણાં મર્દ માટે નથી, ઓરત માટે છે. નમાઝ તો થઇ જશે.

**નોટઃ**—આ બધા મસલાઓ હનફી મઝહબ ની મોતેબર કિતાબો "ફતાવા આલમગીરી" "શામી" "દુર્રેમુખ્તાર" વગેરેમાંથી લખવામા આવ્યા છે મુસલમાનોએ દરેક કામ સુન્નત તરીકા માફકજ કરવાં જોઇએ રસૂલે ખુદા સલ૰ ફરમાવ્યુ છે કે મારી સુન્નત અને ખલીફાએ રાશેદીનની સુન્નતને મજબુત વળગી રહો. શાદી હોય કે ગમી. દરેક કામમાં સુન્નત તરીકાની તાબેદારી કરવી જરૂરી છે. અને એમાજ દીનો દુન્યાની ભલાઇ છે. સહીહ હદીસ શરીફમાં આવ્યું છે કે આપ. સલ૰ ફરમાવ્યું છે કે અમારા કામમાં નવી વાત પેદા કરશે તે રદ છે. બાતિલ છે. એ હદીસથી સાફ સિધ્ધ થયું કે મઝહબમાં જે વાત આવીજ નથી તેને આપણા તરફથી સારી સમજી ઉત્પન્ન કરવી "બિદઅત" અને સખત ગુનાહનું કામ છે.

**સવાલ**—અહિં ઠંડી છે અને ઠંડીના કારણે વુઝુ ન કરે, અને તયમ્મુમ કરી નમાઝ પડે તો જાએઝ છે અથવા નહિ?

**જવાબ**—ઠંડા પાણીથી વુઝુ ન કરી શકતો હોય તો ગરમ પાણીથી વુઝુ કરે તયમ્મુમ તો ત્યારેજ કરી શકે છે કે પાણી ઠંડું કે ગરમ તદન વાપરી ન શકે અથવા ન મળે.

**સવાલ**—વુઝુ અગર ફકત હાથ ધોઇને કુરઆન શ. ની તિલાવત અથવા ગુજરાતીમાં લખેલ કુરઆન શ. અથવા પંજસુરહ અથવા યાસીન શ. પડવું જાએઝ છે યા નહિ?

**જવાબ**—જનાબત (નાપાકીની હાલત) ન હોય તો વગર વઝુએ કલામે શરીફ મોઢે પડી શકે છે. તેમજ હાથમાં પકડયા વિના જોઇને પણ પડી શકે છે. વઝુ વગર કુરઆન શરીફ કે પંજસૂરહ કપડાં અથવા જુઝદાન વિના હાથમાં પકડવું જાએઝ નથી.

**સવાલ**—તયમ્મુમ કરવાનો તરીકો શું છે અને કઇ ચીઝોથી તયમ્મુમ થઇ શકે છે?

**જવાબ**—તયમ્મુમના ત્રણ ફર્ઝ છે નિય્યત કરવી અને બે વાર પાક માટી પર હાથ મારી પહેલી વાર બન્ને હાથ મોંઢા પર અને બીજી વાર કોણીઓ સુધી બન્ને હાથ પર ફેરવવા. કોઇ જાણકારને રૂબરૂમાં પુછી શીખી લેશો.

**સવાલ**—પગરખાં હાથમાં પકડી મસ્જિદમાં તેમ ઇબાદતખાનામાં લઇ જઇ શકાય કે કેમ?

**જવાબ**—પગરખા (જોડા)ને સાફ કરી હાથમાં રાખી મસ્જિદમાં જઇ શકો છો બલ્કે મસ્જિદમાં મૂકી પણ શકો છો. ઘણી જગ્યાએ ચોરી થઇ જવાની બીકથી લોકો જોડા મસ્જિદમાં સાથે રાખે છે.

# મુસ્લિમ સ્ટુડન્ટસ યુનીયનની

## જનરલ મીટીંગ,

શ્રી મુસ્લિમ સ્ટુડન્ટસ યુનીયન રાંદેરની જનરલ મીટીંગ તા. ૫-૯-૪૬ને ગુરૂવારે બપોરે બે વાગે એમ. એમ. પીપરડીવાલા હોસ્ટેલમાં મળી હતી, જેમાં એમ. એમ. પીપરડીવાલા હાઈસ્કુલના લગભગ બધા મુસ્લિમ વિદ્યાર્થીઓ તેમજ મુસ્લિમ શિક્ષકો તથા બહારના બીજા સદગ્રહસ્થોએ હાજરી આપી હતી કુર્આન શરીફની તિલાવત બાદ નીચે પ્રમાણે નવા વર્ષ માટે એહેદારોની ચૂંટણી થઈ હતી.

(૧) પ્રેસીડેન્ટઃ-શ્રી. એસ. એસ. રીફાઈ એમ. એ.

(૨) વા. પ્રેસીડેન્ટઃ-શ્રી. એમ એ. નાખુદા.

(૩) ઓન. જનરલ સેક્રેટરીઃ-શ્રી. ગુલામ મોહંમદ અશરફ.

(૪) ઓન. જોઈન્ટ સેક્રેટરીઃ-શ્રી. અબ્દુલ. વાહીદ. ચોપડાત.

ત્યાર બાદ હાઈસ્કૂલના મુસ્લિમ શિક્ષકોએ તથા બીજા સદગ્રહસ્થોએ યુનીયનનું કામ આગળ વધારવા વિદ્યાર્થીઓને અપીલ કરી હતી. ભાષણો બાદ હાજર રહેલાઓમાં ચંદો ઉઘરાવવામાં આવ્યો હતો જેમાં બધા મળી કુલ રૂ. ૧૦૫) જમા થયા હતા. મીટીંગનુ કામકાજ પુરૂં થતાં પ્રેસીડેન્ટ શ્રી. એસ. એસ. રીફાઈ સાહેબે હાઈસ્કૂલના ઉત્સાહી ટ્રસ્ટી શ્રી. ઇબ્રાહીમ અહમદ ઇસ્માઈલ સાહેબ કે જેઓ યુનીયનના કામકાજમાં તેમજ મુસ્લિમોની કેળવણી આગળ વધારવામાં ઘણુજ મદદરૂપ થાય છે તેમનો આભાર માની સભા વિસર્જન થઈ હતી.

### એમ. એમ પી. રાંદેર
### આભાર સ્વીકાર

૨૫૦ મેસર્સ ધી ઓ. રાંદેરીઅન લી. રાંદેર.

૧૦ જનાબ હાજી અહમદ મોહમદ પીપરડી સા. રાંદેર.

૫૦ જનાબ શેઠ હાજી મોહંમદ ઇસ્માઈલ મહાવાઈ હા શ્રી. ઇબ્રાહીમ સીમાન સા. બોસાદ

૫ જ. મીયા મોહંમદ અમીર સા. પંડવાઈ

૧૦ ફાતમાબીબી C/o મારેફ ઇબ્રાહીમ અશરફ સા રાંદેર.

૫૦ જ. સુલેમાન મોહંમદ પટેલ સા. ગ્રીન બમલો. કોસબા.

૧૦૦ જ. અબ્દુર્રહેમાન ગુલામહુસેન બસા સા. રાંદેર.

૨૫ મેસર્સ ગનીભાઈ એન્ડ કું. સુરત.

૨૦ જ. છોટુભાઈ હાજી અહમદ કટપીસ-વાલા સા.

૨૫ જ. સીદીક વાઘરીવાલા સા.

૧૦૦ „ એક મુસ્લિમ સદગ્રહસ્થ સા.

૧૦૦ „ સુરત સીડ્ઝ હાઉસ સુરત.

૧૦૦ „ હાજી જુસુફ સા. સુરત.

૨૫ „ હાજી હાશમ સા. .

૧૦ „ બી. એ. ફાજલ સા.

૨૫ „ હાજી હુસેન સીદીક મોતીવાલા સા.

૨૫ „ કાદેર એન્ડ હાશમ કું.

૧૦ „ યુસફ ગુલામ હુસેન ભામ રાંદેર.

૫૫ ટ્રસ્ટી આપશાબીબી હાશિમ ઇસ્માઈલની છોકરીનું વકફ રાંદેર.

૧૦૦ જ. ઈબ્રાહીમ અહમદ સુરાદ સા.

# શમ્આ જલતી રહી અને રડતી રહી

— એમ. કે. મનિયાર
બી. એ.

રેતીમાં પોતાની ગરમીને સમાવીને સૂર્ય ક્યારનોય ચાલી ગયો હતો. રાત્રીએ પોતાનો અંચળો એ ઉપર પાથરી દીધો હતો. દિવસના વેપારીઓ પોતાનો હિસાબ ગણીને ઘર ભેગા થવા ક્યારના ચાલી ગયા હતા. રાતના વેપારીઓ ઝડપથી પોતાના કાર્યમાં ગુંથી ગયા હતા. બજારને નાકે બે વિદેશી પ્રવાસીઓ એકબીજા સાથે કાંઈક વાતો કરતા ઉભા હતા. તેમની વાતોને સમજવા મથતો તેમનો ભોમિયો તેમની નજીકજ ઉભો હતો. થોડી વાર પછી એક જણ ભોમિયા તરફ જોઇ બોલ્યો, અહમદ આજ અમારે ગાણું સાંભળવું છે !" થોડુંક અંગ્રેજી સમજતો અહમદ પ્રવાસીના વાક્યનો સાર સમજી ગયો.

"જરૂર સાબ. સારામાં સારી ગાનારીને ત્યાં હું તમને લઇ જઇશ." તૂટી ફૂટી અંગ્રેજીમાં તેણે જવાબ આપ્યો.

પ્રવાસીઓ પોતાની ભાષા ભોમિયો વધુ માથાકુટ વિના સમજી શક્યો છે તે જાણી સંતોષ પામતાં. તેની સાથ ચાલવા લાગ્યા. બજારથી સીધી શરૂ થતી મકાનોની હાર તરફથી અહમદ પ્રવાસીઓને લઈ આગળ ચાલ્યો. પ્રવાસીઓ આજુબાજુનું બારીક નિરક્ષણ કરતાં અહમદની સાથ ચાલવા લાગ્યાં. એક જગ્યાએ રસ્તા ઉપર નાના બાળકો ઉઘાડે શરીરે શોર મચાવી રહ્યા હતાં. એક ઘરમાં સુરીલા અવાજે કોઈ બાળકી કલામે પાકની તિલાવત કરી રહી હતી પ્રવાસીઓ અહીં સહેજ ઉભા રહ્યા અને ઘરની અંદર જોયુ. બાળકી દીપક આગળ પ્રકાશમાં ડોલીને પઢી રહી હતી. તેનો મીઠો અવાજ અને ડોલવાની ઢબ પ્રવાસીઓને ખૂબ આકર્ષક લાગ્યાં.

"પવિત્ર કુરાન પઢે છે." અહમદે સમજાવ્યું.

"કેટલું સરસ." બોલીને બન્ને પછા આગળ વધ્યા. આ વખતે અહમદે એક ગલી તરફ વળાંક લીધો. પ્રવાસીઓએ તેનું અનુસરણ કર્યું. થોડું આગળ ચલ્યા હશે ત્યાં તેમની નજર એક સ્ત્રી ઉપર પડી. તે સ્ત્રીએ પોતાના દેહને વિચીત્ર રીતે શણગાર્યો હતો. તેના છુટા વાળો તેની પીઠ ઉપર પથરાઈને પડ્યા હતા. પ્રવાસીઓને જોતાંજ તે હસી પડી "વેશ્યા છે." એવું અહમદે અંગ્રેજીમાં સમજાવવાનો પ્રયત્ન કીધો. પરંતુ અંગ્રેજીના પુરતા જ્ઞાનના અભાવે તે સ્પષ્ટતા ન કરી શક્યો. પોતાની એ મુંઝવણ અને અશક્તિનું ભાન કરતો તે આગળ વધ્યો. હવે તે એક મકાન આગળ આવી અટક્યો સહેજ ઉઘાડાં દ્વારમાંથી પ્રકાશ સરકીને સામેની દીવાર ઉપર પથરાઈ ગયો હતો. સંગીતના ધીમા સૂરો અંદરથી આવી રહ્યાં હતાં. અહમદ બન્ને પ્રવાસીઓને લઇ અંદર દાખલ થયો. અંદર કેટલાયે માણસો દીવારને અઢેલીને બેઠા હતા. વચ્ચે ગાનારી બેઠી હતી. તે ખરું ખુબસુરત હતી. વાળની બે વેણી ગુંથીને તેણે બન્ને ખભા ઉપરથી ઉરભાગ ઉપર ઝુલતી મૂકી હતી. લાલ મેંદી તેના સફેદ હાથોમાં ખૂબ આકર્ષક લાગતી હતી દીપકનું પ્રતિબિંબ ઝીલતી આંખોને સહેજ નમાવી ગાનારીએ આગંતુકોને આવકાર આપ્યો. અહમદ પ્રવાસીઓને લઇ એક બેર બેસી ગયો. ગાનારીની જમણી બાજુએ એક યુવાન બેઠો હતો. પહેરન ઉપર લીલા રંગનું જાકીટ અને માથા ઉપર તેણે પીળા રંગનો રૂમાલ બાંધ્યો હતો. આછી ફુટેલી મૂછો અને એકસાગીરા બેસવાની તેની ઢબ બધામાં તેને જુદો પાડી દેતી હતી. ગાનારીની ડાબી બાજુએ એક વૃદ્ધ બેઠો હતો. તેણે હાથી લગભગ અમીર

આંગળીઓમાં મોટા મોટા નંગોવાળી વીંટીઓ પહેરી હતી. તે કીમતી પત્થરોનો વેપારી હતો. પ્રવાસીઓ આજ સવારેજ તેની દુકાનમાં જઇ આવ્યા હતા. અહીં તેને આવેલો જોઇ બન્ને પ્રવાસીઓ ધીમું હસ્યા. જવાબમાં વૃદ્ધ પણ હસ્યો. વૃદ્ધની બાજુમાં ત્રણ ચાર યુવાનો ધીમે ધીમે વાતો કરતા, ઘડીમાં પ્રવાસીઓ તો ઘડીમાં ગાનારી તરફ જોઈ હસી રહ્યા હતા. છેક ખૂણામાં એક માણસ આ બન્ને પ્રવાસીઓને ક્યારનો તાકીને જોઇ રહ્યો હતો. પ્રવાસીઓની તેમના ઉપર દૃષ્ટિ પડતાંજ તે અરબીમાં કાંઈ બોલ્યો. અહમદે તેનો ભાવાર્થ પ્રવાસીઓને સમજાવ્યો. તે પ્રખ્યાત જ્યોતિષી હતો અને આવતી કાલે પોતાને ત્યાં તેમને લઇ આવવાને તે અહમદને વિનતી કરતો હતો રેતીમાં ભવિષ્ય જોઇ કહેશે એવું પણ તે કહેતો હતો.

એટલામાં ધીમું થએલ સંગીત પાછું તેજ થયું ને ગાનારીનો મીઠો અવાજ વાતાવરણમાં ગૂંજી રહ્યો. મીઠો અવાજ અને સંગીત પ્રવાસીઓને ખૂબ ગમ્યાં. ગઝલ પુરી થતાં અહમદે તેનો ભાવાર્થ પ્રવાસીઓને સમજાવ્યો.

"ક્રૂર શમ્મા!

હમણા તો તું પરવાનાને બાળવાને મગરૂર બની રહી છે.

પરંતુ યાદ રાખ!

તારા બળી રહ્યા પછી.

અંધકારમાં તારા રૂદનને સાંભળનાર એકેય પરવાનો તારી પાસે ફરકતું ન હશે. અને અહમદે ઉમેર્યું; એ ગઝલનો લખનાર કવિ ગાનારીની બાજુમાં બેઠેલ પેલો બેદરકાર યુવાન હતો. પ્રવાસીઓ આશ્ચર્યથી એ યુવાન તરફ જોઇ રહ્યા.

"કવિ મુસ્તરને ચાહે છે" અહમદે પ્રવાસીઓને જણાવ્યું. "પણ મુસ્તરી કવિને નથી ચાહતી" પ્રવાસીઓ અહમદના એ કથનને સાંભળી રહ્યા.

"તે મને ચાહે છે." પ્રવાસીઓના આશ્ચર્યમાં વધારો કરતાં અહમદ પાછો બોલ્યો.

"ત્યારે તું શા માટે એને પરણતો નથી?" બે માનો એક મૂછમાં હસતો બોલ્યો

"હા, થોડા વખત પછી હું તેના હાથની માગણી કરનાર છું." અહમદ ઉત્સાહથી બોલ્યો. પણ તેમની વાતો આગળ વધે તે પહેલાંજ મુસ્તરીએ બીજી ગઝલ ઉપાડી. ગઝલ પૂરી થતાં પ્રવાસીઓ જવાને માટે ઉઠ્યા. ગાનારીના હાથોમાં થોડાક સિક્કા મૂકયાં. ગાનારીએ હસીને તે સ્વિકારી લીધા.

"જાઉં છું મુસ્તરી." અહમદ જતાં જતાં બોલ્યો.

"પાછો ક્યારે આવીશ?" મુસ્તરી વાળની બન્ને વેણીને હાથમાં ઉછાળતાં બોલી કવિ ભાવભરી દૃષ્ટિથી મુસ્તરીની એ અદાને જોઇ રહ્યો હતો.

"કાલે" અહમદે ટુંકો ઉત્તર વાળ્યો.

"જરૂર!" કહેતાં મુસ્તરીના હોઠો ઉપર સ્મિત ફરકી ગયું.

"જરૂર." સસ્મિત અહમદે જવાબ આપ્યો અને પ્રવાસીઓને લઇ ચાલી ગયો તેને જતો જોઇ કવિ ક્રોધથી કાંઇ બોલ્યો. મુસ્તરીએ કોઇ તરફ જોયા વિનાજ બીજી ગઝલ ઉપાડી.

* * *

બીજે દિવસે અહમદ જ્યારે મુસ્તરીને મળવાને આવ્યો ત્યારે તેને જોયું કે કવિ તેના આવતાં પહેલાંજ આવી ગયો હતો. કવિને જોતાં તેને ખૂબ ક્રોધ ચઢ્યો. પરંતુ તે શું કરી શકે તેમ હતું? તે કવિને અદેખાઈથી મુસ્તરી સાથ વાતો કરતાં જોઇ રહ્યો.

"હું એક સવાલ પુછી શકું છું." કવિ ગંભીરતાથી બોલ્યો. તેણે એક દ્રષ્ટિથી મુરતરી તરફ જોયું. મુરતરીના બન્ને હાથો ખોળામાં હતાં અને ઉરભાગ ઉપર થઇને ઝુલતી બન્ને વેણી એ હાથોમાં પડી હતી. કવિને લાગ્યું જાણે વિષધરો મુરતરીના હાથોમાંનું રાતુ વિષ પી રહયાં હતાં.

"જરૂર." મુરતરી સ્મિત ફરકાવતાં બોલી.

"તને મારી ગઝલ ગમતી નથી તો તું શા માટે ગાય છે ?" કવિએ પૂછયું.

"કવિરાજ" મુરતરી કટાક્ષથી હસતાં બોલી. "હું મારે માટે નથી ગાતી."

જવાબ સાંભળતાં કવિ ઝંખવાણો પડી ગયો. પણ એ ભાવોને છુપાવતાં તે તુરતજ બોલ્યો.

"તો શું ગાવાનું કાર્ય પણ તું તારી મરજી વિરૂદ્ધ કરે છે ?"

"હા." કહેતાં મુરતરી ગંભીર થઇ ગઇ. આવી ગંભીરતા કવિએ મુરતરીના મુખ ઉપર કદી જોઇ ન હતી. સદાય હસતું ખીલેલ પુષ્પ જેવું તેનું મુખ ગંભીર ભાવોમાંય કવિને એછું આકર્ષક તો નજ લાગ્યું. મુરતરી ધીમા સ્વરે બોલી. "મારેય ઘર હોય, પતિ હોય, બાળકો હોય, એવી ઇચ્છા ઘણી વાર થાય છે."

"તો તું તેમ શા માટે નથી કરતી ?" વચ્ચેજ અહમદ બોલી ઉઠયો. કવિએ ઘૃણાત્મક દ્રષ્ટિથી અહમદ તરફ જોયું.

"માત્ર યોગ્ય સમયનીજ રાહ જોઇ રહી છું." મુરતરીએ જવાબ આપ્યો. ને સૌ થોડા વારને માટે શાંત રહયા. પછી એકાએક મુરતરીના મુખ ઉપરના ગંભીર ભાવો ભૂંસાઇ ગયા અને પાછી હાસ્યની રેખાઓ તે ઉપર વિસ્તરી ગઇ. તે સ્મિતને ઓપ્ટો વચ્ચે રમાવતાં બોલી. "આજ એક સવાલ પૂછવો છે." ને તેણે બન્ને તરફ સુચક દ્રષ્ટિથી જોયું. પછી તે બોલી. 'ફૂલમાં જો ખુશ્બુ ન હોય, રંગ ન હોય તો કોઇ એના તરફ જોય ખરૂં ? કોઇ એને વહાલથી સુંઘે ખરૂં ?

પ્રશ્ન સાંભળતાં કવિ જાણે વિચાર સાગરમાં ડુબી ગયો. પણ અહમદે તરતજ જવાબ આપી દીધો. "મુરતરી એનો જવાબ શું હોય શકે ! જો ફૂલમાં સુવાસ ન હોય, આંખને આકર્ષતો રંગ ન હોય તે ફૂલને કોણ સુંઘે ! એવું ફૂલ તો પગ તળેજ કચડાય."

"નહિ નહિ ફૂલને પગ તળે કચડવું એ તેનું અપમાન છે. અસહય અપમાન." કવિ મોટેથી બોલી ઉઠયો. "ફૂલમાં એક વેળા સૌંદર્ય હતુ, એક વેળા સુવાસ હતી. એટલું માત્ર તેને આંખોએ દગાવાને, ઓષ્ટો વડે ચુમવાને યોગ્ય નથી ઠેરાવતુ શું ?" યોગ્ય જવાબ મળતાં મુરતરી અંતરથી રાજી થઇ. પરંતુ એ લાગણીને પ્રદર્શિત કર્યા વિના તે બોલી "કવિરાજ વસ્તવમાં એવું કદી બનતું નથી; વાસ્તવમાં તો અહમદે કહયું તેમજ બને છે." અહમદને પોતાનો જવાબ મુરતરીને ગમ્યો છે એ જાણતાં ખૂબ હર્ષ થયો. તે કવિ તરફ ઉપહાસ ભરી દ્રષ્ટિથી જોઇ રહયો.

"ભલે બનતુ હોય." કવિ બેદરકારીથી બોલ્યો. "બને છે એટલે સત્ય છે એમ માની લેવું એજ તો ભુલ છે."

"ને એ ભુલ એક માત્ર તનેજ દેખાય છે ?" હસતાં હસતાં અહમદ બોલ્યો.

"આંખોની જરૂરત છે" કવિએ જવાબ આપ્યો. કવિનું કટાક્ષબાણ મુરતરી સમજી ગઇ. અહમદને એ ન સમજાયું.

અને થોડી વધુ વાતચીત પછી ત્રિપુટી છુટી પડી.

\+ × +

૩૮

મુસ્તરીને આજ એકલી નિહાળતાં અહમદે આનંદ અનુભવ્યો. કેટલાય દિવસ થયાં તે આ તકની રાહ જોતો હતો. કવિની ગેરહાજરી દિલમાં રમ્યા કરતી વાત કહેવાને તક રૂપ જણાઇ. તેણે મુસ્તરી સાથે વાતો કરવા માંડી તે વાતને વળાંક આપતો આપતો આખરે મૂળ વાત ઉપર આવ્યો. "તો મુસ્તરી તું ચાહે છે કે આ જીવનમાંથી તને છુટકારો મળે?"

"જરૂર. માત્ર યોગ્ય સમયનીજ રાહ જોઇ રહી છું" મુસ્તરીએ જવાબ આપ્યો.

"પણ ત્યારે આમને આમ તું ક્યા સુધી બેસી રહીશ?"

"સમય આવશે ત્યાં સુધી."

"સમય એમ નહિ આવે. મુસ્તરી તેને તો ખેંચી લાવવો પડશે." અહમદ મુસ્તરીની ધીરજ પી અકળાતાં બોલ્યો. મુસ્તરી વિચાર મિશ્રીત ભાવોથી તેના તરફ જોઇ રહી.

"હું ચાહું છું આપણે અહીંથી દૂર દૂર ચાલ્યા જઇએ." આખરે અહમદે દિલની વાત કહી દીધી. મુસ્તરી એ સાંભળતાં ગંભીર થઇ ગઇ અને પછી બોલી "આજ મારે તને સ્પષ્ટ શબ્દોમાં કહેવું પડશે. તું ખૂબ અંધકારમાં છે".

"અંધકારમાં!" અહમદ આશ્ચર્યથી બોલ્યો. મુસ્તરીના ખુબસુરત મુખ આગળ અંધકાર! તેનાથી માની શકાયું નહિ

'સાચું કહે અહમદ તું મને ચાહે છે!' મુસ્તરી તેને આશ્ચર્યમાં ડુબેલો જોતાં બોલી.

'હજુય તને શંકા છે?"

"શંકા!" કહેતાં મુસ્તરી ખડખડાટ હસી ઉઠી "ફુલમાં ખુશ્બૂ ન રહેશે, ફુલમાં રંગ ન રહેશે ત્યારે એ ફુલને પગ તળે કચડાવું પડશે; નહિ અહમદ!" જવાબ સાંભળતાં અહમદે એક સખ્ત આંચકો અનુભવ્યો. તમાચો ન પડ્યો હોય તેવું તેને લાગ્યું. મુસ્તરીનો તે દિવસનો પ્રશ્ન નકામો નહોતો પૂછાયો. તે પ્રશ્ન પાછળ એક ભેદ હતો. એ ભેદ પામતાં તેને લાગ્યું જાણે તેને કોઇએ તમાચો માર્યો હતો. ના એ કોઇનો તમાચો ન હતો. એ પોતાના હાથનોજ તમાચો હતો.

"ત્યારે તું મને નથી ચાહતી શું!" તે નિરાશાથી બોલ્યો.

"કદી નહિ!" મુસ્તરી તિરસ્કારથી બોલી. "તને ચાહીને હું માત્ર કવિને બાળતી હતી. કવિને એમ બાળવામાં મને આનંદ આવતો હતો. શમ્આનો પરવાનો તો એ, તું નહિ. તું તો માત્ર રંગ અને ખુશ્બૂને ચાહનાર છે; જે આજ અને આવતી કાલ સુધીજ ટકનાર."

'ક્રૂર શમ્આ" અહમદ ક્રોધથી બોલ્યો.

"શમ્આની ક્રૂરતા પરવાનાને નથી જણાતી"

'પણ યાદ રાખ મુસ્તરી પરવાનાને બાળીને શમ્આ સુખી નથી થતી!' મુસ્તરી એ ઉપર ખડખડાટ હસી પડી. એ બેદરકાર હાસ્યથી તે વધુ ચીડાયો. તે ક્રોધથી કંપતા સ્વરે બોલ્યો. "મુસ્તરી તને આજ હું આ છેવટનું સંભળાવી દઉં છું. કવિને તું મેળવે તે પહેલાંજ તેને આ દુન્યામાંથી બીજી દુન્યામાં મોકલી દઇશ!" "ધમકી આપે છે!" મુસ્તરી બોલી. તેની દ્રાક્ષના જેવી આંખો સહેજ લાલ થઇ ગઇ, "હું ચાહું છું તું અહીંથી દૂર થઇ જાય!"

"જરૂર તારા જેવી ફરેબીથી દૂર રહેવું એજ ઉત્તમ છે તારો અવાજ પહોંચી શકે તેથીય દૂર રહેવું નસીબની બીના છે." કહેતાં ઝડપથી અહમદ ચાલ્યો ગયો. મુસ્તરી તેની પાછળ ખડખડાટ હસી રહી.

× × ×

એક રાતે મુસ્તરી એકલીજ બેઠી હતી. છેટે શમ્આ બળી રહી હતી. પરવાનાઓ તેના ફરતે ચક્કર લઇ ઉડી રહ્યાં હતાં "મુસ્તરી!" એકાએક મુસ્તરીના કાને અવાજ અથડાયો અને સાથેજ દરવાજે કોઇએ જોરથી ઠોક્યો.

મુસ્તરી ઝટ ઉભી થઇ અને સાંકળ ખોલી નાખી. સાંકળ ખુલતાંજ કવિ એક ધક્કા સાથે દરવાજાને હડસેલી અંદર ધસી આવ્યો. તેની આંખો રાતી થઇ ગઇ હતી. સફેદ મોઢા ઉપર રક્તવર્ણું લાલી છવાઇ ગઇ હતી. તેની પહોળી છાતી ઉંચી નીચી થઇ રહી હતી. મુસ્તરી આશ્ચર્યથી કવિ તરફ જોઇ ગભરાટથી બોલી. "શું થયું કવિ?"

"જે થવાનું હતું તે!" સ્હાતે કંઠે કવિએ જવાબ આપ્યો. મુસ્તરીએ કવિની આંખો તરફ જોયું. સંધ્યાના ઘેરી રતાશ એમાં છવાઇ ગઇ હતી

"મુસ્તરી!" કવિ એક હાથને મુસ્તરીના ખભા ઉપર મૂકતાં બોલ્યો 'મોત હમણાં મને અહીં શોધતી આવી લાગશે. પણ તે પહેલાં એક ભીખ માંગવાને હું અહીં આવ્યો છું મારી આખરી આશાને પણ તું ઠુકરાવીશ?" છેલ્લું વાક્ય બોલતાં બોલતાં કવિએ મુસ્તરીના ખભાને બળ પુર્વક હલાવ્યું. મુસ્તરી જાણે કશું ન સમજી હોય તેમ ખાલી નયનોએ કવિ તરફ જોઇ રહી.

"મુસ્તરી તું મારી તરફ ન જો હું ખુની છું. ફાંસીની મોત મને મળે તે પહેલાં તું આ ખંજરને મારી છાતીમાં હુલાવી દે. મારી એ આખરી ઉમ્મીદ છે. તારા હાથે મરવાથી મને આનંદ આવશે." કહેતાં ખભા ઉપરથી હાથ ઉઠાવી કવિએ કમરમાંથી એક ખંજર ખેંચી કાઢયું. ખંજરની ધાર ખુનથી લાલ રંગાઇ ગઇ હતી

"તું ખૂની છે!" મુસ્તરીના મોઢામાંથી આપ મેળેજ શબ્દો સરી પડ્યા.

"હા મેં તારા પ્રિતમનું ખુન કીધું છે", કહેતાં કવિની ખંજરવાળા હાથની મુઠ્ઠી સખ્ત થઇ ગઇ.

"મારો પ્રિતમ!" આશ્ચર્યથી મુસ્તરી બોલી ને તે દિવસની આહમદની ધમકી તેને યાદ આવી. તે હસવાનો પ્રયત્ન કરતાં બોલી. "મારો પ્રિતમ એવો કાયર નથી!" જવાબ સાંભળતાં કવિ ખડખડાટ હસી ઉઠ્યો, જાણે હવાનો એક સપાટો ખજૂર વૃક્ષમાંથી પસાર થઇ ગયો. "કાયર નથી!" તેણે મુસ્તરીના શબ્દો પાછા ઉચ્ચાર્યા "જો આ ખંજરની ધાર હજુય તે કાયરના ખૂનથી લાલ છે" ને પાગલ જેવી નજરથી કવિએ ખંજર તરફ જોયું.

"પણ એ ખૂન મારા પ્રિતમનું નથી" મુસ્તરી શાંતિથી બોલી

"ત્યારે!" આશ્ચર્યથી કવિ બોલ્યો

"એ ખૂન મારા પ્રિતમના વૈરીનું છે." મુસ્તરીએ જવાબ આપ્યો

"તો તારો પ્રિતમ!" સ્થિરતા ખોઇને કવિ બોલ્યો.

"મારા સામે ઉભો છે." શબ્દો કાન પર અથડાતાંજ કવિના હાથમાંથી ખંજર પડી ગયું. અને બીજીજ પળે મુસ્તરી કવિના હાથોમાં જકડાઇ ગઇ. પણ એ સુખદ પળો વધુ લંબાય તે પહેલાં કવિને શોધતાં માણસો અંદર ઘુસી આવ્યા, અને કવીને પકડી લેવામાં આવ્યો.

આંસુ સારતી મુસ્તરી એ જોઇ રહી.

એ વખતે શય્યા ઉપર એક પરવાનો બળી મર્યો. તેના મૃત્યુ ઉપર રૂદન સારતી શમ્મા જલતી રહી, જલતી રહી અને રડતી રહી...... [સમાપ્ત]

## નવું સરનામું

'કારવાં' ઓફીસ તા. ૧-૯-૪૯થી નીચેના સરનામે ખસેડવામાં આવી છે.

વાહરી સાહિત્ય કાર્યાલય,
એમ. એમ. પી. લેન,
રાંદેર.

# જિગર મુરાદાબાદી

—અહમદ મુહમ્મદભાઈ પટેલ

"જિગર"ના "શોઅલએ તૂર" નામક કાવ્ય-સંગ્રહમાં જુદા જુદા સમયની ગઝલો ઉપરાંત ફારસી અને ઉર્દૂ નઝમોનો પણ સમાવેશ થાય છે. પણ એમની આજની શોહરત એમની ઉર્દૂ ગઝલોને આભારી છે. એમની ઘણી નઝમો પણ ગઝલોજ છે. જે એકાદ ભાવના અથવા પ્રસંગને વર્ણવે છે અત્યારે રાજકીય અને આર્થિક વાતાવરણ એવી રીતે બદલાઈ રહ્યું છે, કે અત્યારની પ્રકાશન-સંસ્થાઓ અને ગ્રાહકો માટે પોતાનો કદમ વધુ સમય પર્યંત જમાવેલો રાખવાનું મુશ્કેલ બન્યું છે, એટલે ગઝલ લેખની વૃત્તિ પણ ખસતી જણાય છે.

એ કળામાં રસ લેનારાઓ પોતાનો વાંધો રજૂ કરીને કહે છે, કે ગઝલ સાધારણ માણસની આવશ્યકતામાં હોય તોય ઇન્સાનની ભાવનાનું પ્રતિનિધિત્વ કરે છે, એ કદાચ સાચું પણ હોય.

પણ ઇન્સાનની વિશાળ જિન્દગીમાં, માત્ર એટલીજ વસ્તુ પ્રતિનિધિત્વ કરી શકતી નથી કેટલીક ગાઢ ભાવનાઓ, ઉર્મિઓ અને સંવેદનો છે, કે જે મુહબ્બતના મુકાબલામાં ઇન્સાનના વિચાર અને કર્મો પર વધુ અસર કરતા હોય છે

ગઝલ વાસ્તવમાં સમાજની નિષ્પન્નતા હતી, પણ હવે લોકશાસન યુગમાં કવિઓ અને ગઝલ શોખીનો પર અનેક રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય જવાબદારીઓ આવી પડી છે આજે કવિઓ "મહોબ્બત મહોબ્બત મહોબ્બત મહોબ્બત, કોઈ ધુન હો યેહ ગીત ગાતા ચલા જા" ના તરાનાઓ ગાઈને પોતાના ફર્ઝની પૂર્ણાહુતિ થઈ ગઈ એવું સમજી શકે નહિ અને ન "જિગર"કા યેહ નગમહ હૈ ઔર સાજે મશરિક, યહ મગરિબ ઝદોંકી કહાની નહીં હૈ." ના નારાથી એશિયાના સુષુપ્ત થયેલા આત્માને સંતોષી શકે છે?
આજે તો સત્ય પરિસ્થિતિને પિછાણવાનું અને આપણા સામાજિક ફર્ઝને અંગેજ વિચારણા ચલાવવી પડશે. એ રીતેજ સમાજના પાયાઓ મજબુત બનાવી શકાય છે.

ગઝલની ટેકનિક અંગે એ વાત કબૂલ-રામાં આવ્યો છે, કે કાફિયા બંદીની પાબન્દી બનાવો અને ઉર્મિઓને સગવડ પૂર્વક રજૂ કરવામાં આડખીલી રૂપ બને છે. અને બંધ ગોઠવણીને અંગે ઉર્મિઓને સાચા સ્વરૂપે રજૂ કરી શકાતીજ નથી. ગઝલનું ભાવિ કેવું હશે? તે વિષે કંઈ પણ કહેવું એ કવેળાનું હશે, હા, એટલી વાત તો ચોક્કસ કે ગઝલ તેના અત્યારના સ્વરૂપમાં તો નથીજ કાયમ રહી શકતી. એના સ્વરૂપના ફેરફારનો આધાર સમાજના ભાવિ હાલ પરજ હશે.

આ સમયમાં અમારી પ્રકૃતિ પર ગઝલે ઘણી અસર પાડી છે. આ યુગના ઉર્દૂ ગઝલકારોમાં 'અસગર', 'હસરત', 'જિગર', 'ફાની' અને 'ફિરાક' મોખરે છે. 'જિગર' ને જે વિખ્યાતિ અને લોકપ્રિયતા મળી છે, એ બીજા કોઈ ગઝલકારને નથીજ મળી.

'જિગર'ની ગઝલોની મુખ્ય વિશિષ્ટતા એ છે કે એમના મુખેથી ગઝલ સાંભળવામાં જેટલો આનંદ થાય છે એટલોજ આનંદ કાગળ પર છપાયલી ગઝલો વાંચવામાં મળે છે.

ગઝલકારોની વિચાર સરણીમાં નિકટની સામ્યતા હોય છે, અને એ પ્રણાલિબદ્ધ છે એમાં નવો ચિલો શોધવાનું કાર્ય વિકટ અને દુષ્કર તો છે જ.

કવિ પ્રેમની હરેક ચોટ ખાય છે, તે ખાવા માટે, કવિ પ્રત્યેક ક્ષણે તૈયાર હોય છે, પ્રેમ માર્ગેથી કોઈ પણ પ્રકારની નિરાશા અને નિષ્ફળતા, કવિને પદદલિત કરીજ શકતી નથી. તે પ્રત્યેક પ્રકારની બદનામી, દુશ્નામી, અને મુસીબત ઝીલવાને તૈયાર હોય છે. તેની મુસીબતો, વેદનાઓ અને વ્યગ્રતાઓ, તેને માટે ધીમે ધીમે શાંતિ, આશ્વાસન અને રાહત સમાન બની જાય છે. ઘણી વેળા, કવિ, દુઃખોનું સ્વાગત કરવાને આતુરતાપૂર્વક ઝંખતો હોય છે. કવિ પોતાના પ્રિયપાત્ર તરફથી પ્રત્યેક પ્રકારના અયોગ્ય અને અણછાજતા વર્તનો સહી લેવા કટિબધ્ધ હોય છે, પણ પોતાના પ્રિયપાત્ર પ્રત્યેના પોતાના પ્રેમને તિલાંજલિ આપવા ક્યારેય તૈયાર હોતો નથી. તે પોતાના જીવનને વ્યથા અને વેદનાના સમૂહ તરીકે કલ્પે છે, પણ હૃદયોર્મિઓ પર તેનો કશોજ કાબૂ હોતો નથી વફા એનું ઇમાન હોય છે, અને ફના (નાશ) એનો અંજામ (પરિણામ) હોય છે. દરેક ગઝલ-કારોમાં ઉપર વર્ણવેલી ભાવના હોય છે, અને "જિગર"માં પણ એ ભાવના છેજ. બીજા ગઝલ-કારોની જેમ તેઓ પણ પ્રિયપાત્રની વફાદારીના ઝંડાધારી અને વફાદારી માટે પોતાના સર્વસ્વની કુરબાની આપવા પડે પડે તૈયાર છે.

"હાય-પેહમ મજબૂરિયાં મહરૂમિયાં, ના કામિયાં,
ઇશ્ક આખિર ઇશ્ક હે તુમ ક્યા કરો હમ ક્યા કરે?"

આ લાચારીઓ, અપ્રાપ્તિઓ, અને નિષ્ફળતાઓથી તેઓ નિરાશ થવાને બદલે તેમાં રોમાંચકતા ભર્યો આનંદ ભોગે છે.

"વાયરે શૌકે શહાદત કોય કાતિલકી તરફ
ગુન ગુનાતા રક્સ કરતા ઝૂમતા જાતા હૂં મૈં
જાનો જહાં નિસાર કર અઝ અવલ કદમ
અય બુલ હવસ મુઆમિલએ જાનો જહાંસે ક્યા"

× × +

"દર્યાફી ઝિન્દગી પર સદકે હઝાર જાનેં
મુઝકો નહીં ગવારા સાહિલકી મૌત મરના."

તેઓ એ વાતનો પણ વિચાર કરતા નથી. તેમની એ વ્યથાઓ અને કુરબાનીઓથી પ્રિય પાત્રના દિલ પર કશી અસર પડી છે, કે નહિ !

"ક્યા ગરઝ મુઝકો તેરે દિલપે અસર હૈ કે નહીં;
મૈં પરસ્તારે મહબ્બત હૂં ખબર હૈ કે નહીં!"

જીવનની કટુતાઓ અને નિષ્ફળતાની આંધિઓ અને તૂફાનો છતાં તે પ્રેમના માર્ગમાં ઝિન્દહદિલી પૂર્વક વિચરે છે.

"જુનૂને ઇશ્કમેં આબરૂ - ગુરો ક્યા
રોના કેહને હૈં કિસકો ના રોના ક્યા!"

× × +

દિલે આશિકકી ક્યા મજમૂઅએ અઝદાદ હે તા ઉ;
ઇધર આબાદ હોતા હૈ ઉધર બરબાદ હોતા હૈ."

+ + +

"ગમેંપા પૂછો કિસ તદ દિલસેં એહસાસે ગમકો ફના કર દેતી હૈં।
દિલકો દવા ક્યા સુકૂન હોતા હૈ જબ કોઇ આસરા નહીં હોતા."

"તસવ્વુફ અને ફિલસૂફીએ ગઝલની બિલવણીમાં ખાસ ભાગ ભજવ્યો છે, કેમકે એ બન્નેમાં શુધ્ધ, નિઃસ્વાર્થ અને ખાલિસ પ્રેમ હોય છે. આ કારણે ગઝલમાં મસ્તી ભરી

"હુજૂ મેને-તેરા અય શૈખ ભરમ ખોલ દિયા;
તૂ તો મસ્જિદમેં હૈ નિય્યત તેરી મૈખાને મેં."

× × ×

"હો ગયા મુરીદે મય ઝાહિદ,
અબ તો ચેહરે પર નૂર રૈહતા હૈ!"

ગઝલકારનુ વ્યકિતત્વ એ પરથી જાણી શકાય છે, કે તેમના કલામ વિષે જનતાનો શો અભિપ્રાય છે? તેમજ તેમની શાયરીનું વ્હેણ કઇ બાજૂએ છે? એ સિધ્ધાંત અનુસાર 'જિગર'ના કલામને જોવામાં આવે, તો સ્પષ્ટપણે જણાઈ આવશે, કે 'જિગર' બીજા ગઝલકારોની જેમ પોતાના સ્વત્વનો નાશ કરતા નથી, તેઓ તો નિઃસ્વાર્થ અને બલિદાનની ભાવનાથી પ્રિયના હ્રદયમાં પોતાને માટે ઝંખના જન્માવે છે.

એ માન્યતાને સમર્થન આપતા કેટલાક શેઅરો નીચે પ્રમાણે છેઃ—

"કામ આખિર જઝબએ બેઇખ્તિયાર આહી ગયા,
દિલ કુચ્છ ઇસ સૂરતમેં તડપના ઉન્કો પ્યાર આહી ગયા.

* * *

તબ મન્ઝિલેં હુઈ હૈ યું દરકો આરઝૂકી,
કુચ્છ મેંને જુસ્તજૂ કી કુચ્છ ઉસને જુસ્તજૂ કી.

× × ×

મૈં ગુનહગારે જુનૂં મૈંને યેહ માના લેકિન,
કુચ્છ ઉધરસે ભી તકાઝાએ નઝર હોતા હય"

પ્રેમ અને સૌન્દર્યની કલામાં ત્રાજવાનું પલ્લું કયારેક કયારેક ખુદ 'જિગર'ની તરફ નમેલું દેખાય છે.

"મૈં તો હર હાલતમેં ખુશ હું લેકીન
ઉસકા કયા ઇલાજ;
ઉમડઆ આતી હય વોહ આંખે 'જિગર'
મેરે લીએ."

+ × +

યા વોહ થે ખફા હમસે યા હમ હૈં ખફા ઉન્સે;
કલ ઉન્કા ઝમાનહ થા આજ અપના જમાનહ હય'

બીજા શબ્દોમાં એમ કહી શકાય છે કે તેઓ પ્રેમની નિરાધારીઓની સાથે સાથે સૌન્દર્યને મોટી હદ લગી પ્રભાવિત કરી શકે છે, એવું માને છે. જુઓઃ—

"તજાહુલ, તગાફુલ, તબસ્સુમ, તકલ્લુમ;
યહાં તક તો પ્હોંચે વોહ મજબૂર હોકર."

કેટલીક સુન્દર રજૂઆત છે!

"ઔર તો કુચ્છ-કયી નહીં આપકે ઇકિતદાર મેં;
આપ મુઝે ભૂલા સકે યેહ નહીં ઇખ્તિયારમે."

એ મન્ઝિલે પહોંચીને સૌંદર્યનું પરિવર્તન પ્રેમમાં થઇ જાય છે પણ સ્વમાન અને લાચારીની એ લાગણીઓ, પ્રિયના દૂર રહેવાથી અથવા રિસાઇ જવાથી બનેલો બનાવેલો ખેલ બગડી જાય છે, એ વેળા "જિગર"ના શેઅરો કમાલના હોય છે!

"માના ગુરૂરે હુસ્નભી એક ચીઝ હય મગર;
ફિરભી દૂર દૂર તેરે ખ્વાસતાંસે કયા."

પછી તેઓ એ ગેર સમજૂતીને દૂર કરવાને કેવો સરસ ઉપાય યોજે છે!

"તેરી કસમ અરે ઓ જરહ રહનેવાલે,
ગુરૂર ઇશ્ક ન થા નાઝ આશિકાનહ નઃ થા."

જિગરની કલ્પના સૃષ્ટિમાં પ્રિય-પ્રેમીના પ્રેમ પર બે પ્રકારની અસરો દ્રષ્ટિગોચર થાય છે એક તો એ કે એમની હ્રદયેચ્છાઓ નિરાશાઓના ભડકો સાથે અથડાઇને ભાંગીને ભૂકો નથી થઇ જતી, બીજી એ કે એમનું પ્રિયપાત્ર લોહી પીનાર હોવાના બદલે માંગના લોચા અને લોહીનો બનેલ હોય છે, અને તેનામાં લાગણી પ્રધાનતા હોય છે. 'મીર' તેમજ બીજા કવિઓ અને 'જિગર' વચ્ચે

પ્રકૃતિજ કવિને કવિતા કહેવાને બળપૂર્વક પ્રેરે છે.—

એના નમૂનાઓ પણ ચાખી લો.

"વોહ કબકે આએભી ગએભી
નઝરમે અભતક સમા રહે હૈં;
યેહ ચલ રહે હૈ વોહ ફિર રહે હૈ,
યેહ જા રહે હૈં વોહ આ રહે હૈં.
વોહી કયામત હૈ કદે બાલા
વોહી હૈ સૂરત વોહી હૈ સરાપા;
લબોકી જુમ્બિશ જિગરકો લર્ઝિશ
ખડે હંય ઓર મુસ્કુરા રહે હંય
ખિરામ રંગીં, નિઝામ રંગીં,
કલામ રંગીં, પયામ રંગીં;
કદમ કદમ પર રવિશ રવિશ પર
નએ નએ ગુલ ખિલા રહે હંય."

દિવાસ્વપ્નની તિવ્રતા, ભાવનાઓની એકતાનતાને એ રંગીન ધોકો પણ કેટલો આકર્ષક હોય છે!

"હાય યેહ હુસ્ને તસવ્વુરકા ફરેબે રંગો બુ;
મૈં સમઝા જૈસે વોહ જાને બહાર આહી ગયા.
જબ નિગાહેં ઉઠ ગઈ અલ્લાહરે મેઅરાજે શૌક;
દેખતા કયા હૂં વોહ જાને ઇન્તિઝાર આ હી ગયા."

* × *

"તસવ્વુરમેં ભી કુચ્છ એસા તેરી તસ્વીરકા આલમ;
કે જૈસે અબ લબે નાઝુકસે કુચ્છ ઇર્શાદ હોના હય."

કેવું સચોટ બળ છે એમાં? બુલાવવાની વાત પણ પ્રેમીના હાથમાં, અધિકાર નથી.

"ઇલાહી તર્કે મહબ્બત કયા મહબ્બત હય;
ભુલાતે હયં ઉન્હેં વોહ યાદ આહી જાતે હય."

"જિગર" ઇન્તિઝારને પણ સુંદર રીતે વર્ણવે છેઃ—

"કુચ્છ આયલી હય આહી ઉસ પાએ નાઝ કીસી;
તુઝ પર ખુદાકી રહમત એ દિલ ઝરા ઠેહરના."

"જિગર"ની વિનવણીઓ પણ ઉર્દૂ–કવિતા સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન રાખે છે.

"આ કે બેતાબ ઇન્તિઝાર હૂં મંય;
દર્દકી આખિરી પુકાર હૂં મંય"

× × ×

"આકે તુઝ બિન ઇસ તરહ અય દોસ્ત
ગભરાતા હૂં મંય;
જૈસે હર શૈમેં કિસી શૈકી કમી પાતા હું મંય!"
તુમ નહીં કિનારમેં; લુત્ફહી કયા બહાર મે!"

"નઃ સુનયે નઃ સુનયે ગમે દર્દે મેરા,
યે હય આપબીતી કહાની નહીં હય"

ટૂંકમાં એટલુંજ કે 'જિગર'ની ગઝલો અમારા જીવન અને પ્રેમ અને સૌંદર્યથી વધુ નિકટ હોય છે, એવા પ્રસંગો, એવા વત્તા પ્રમાણમાં દરેકના જીવનમાં આવેજ છે, એ ઉપરાંત જિગરની અનોખી શૈલિ દરેકને આકર્ષે છે, એટલે એમની ગઝલો આપણા હૃદય-ધબકારાઓને મૂર્તિમંત સ્વરૂપ આપે છે

આ કારણેજ 'જિગર' લોકપ્રિય વિખ્યાત અને દરેક પ્રકારના માનસવાળા લોકોના કવિ છે.

---

**બદલા માટે મળતા**

સામયિકોના મેનેજરોને તેમના પત્રો નિચલા સરનામે મોકલવા વિનંતી છે.

તંત્રીઃ 'કારવાં'
બોગ. એમ. પી. લેન,
રાંદેર
[જી. સૂરત]

---




# ધિકતી ધરા

વાંઝણી આશા લતા દેખી શકો ?
ફાલી ફૂલી અવદશા દેખી શકો ?
હું જ સંતાનો ફરૂં છું આપથી:
આપ મુજ વિરહ દશા દેખી શકો ?
હોત દૃષ્ટિ દિલ અને દુન્યા ઉપર,
મૃગની સામે ઝાંઝવા દેખી શકો ?
અશ્રુબિંદુઓમાં હળવી આગ છે.
ભળગી ઉડતાં તણખલા દેખી શકો ?
મુજ હૃદય ઉદ્યાનથી આઘે ખસો—
પાનખરના વાયરા દેખી શકો ?
લાલ મારી દઉં મદિરા પીઇને—
મુખ ધાણી શિષ્ટતા દેખી શકો ?
દિલને ચરણોમાં ધરે "સાબિર" વત—
આપ આ ધિકતી ધરા દેખી શકો ?

— સાબિર [વટવા]

# ઈસ્લામી શિક્ષણ (કુર્આન)

જ. મૌ. અબ્દુર્રહીમ સાદિક સા.

બેશક જે લોકો અલ્લાહને તથા તેના રસૂલને ઈજા પહોંચાડે છે, તેઓના ઉપર ખુદાપાક દુન્યા તથા આખેરતમાં લઅનત કરે છે. અને તેઓના માટે તેણે હલકાઈ કરનાર અઝાબ તૈયાર રાખ્યો છે. અને જે લોકો મુસલમાન પુરૂષો તથા મુસલમાન સ્ત્રીઓ પર તેમના કંઈ ગુનોહ કર્યા વિના (આળ મૂકી) રંજ પહોંચાડે છે, તો તેઓ (પોતાના ઉપર) આક્ષેપનો તથા સ્પષ્ટ ગુનાહનો બોજો લાદે છે. (કુર્આન).

* * *

બેશક ખુદાપાકે કાફિરો પર ફિટકાર કરી છે અને તેમના માટે ધગધગતી આગ તૈયાર રાખી છે. તેમાંજ તેઓ સદા રહેશે, તેઓ કોઈ સહાયક કે મદદગાર નહિ મેળવે. જે દિવસે તેઓના મોઢાં આગમાં ઉંધાંસીધાં કરવામાં આવશે. ત્યારે તેઓ એમ કહેશે જે અમે અલ્લાહનું કહયું માન્યું હોત અને રસૂલના ફરમાન ઉઠાવ્યા હોત તો કેવું સારૂં થાત ! (કુર્આન)

* * *

હે ઈમાનવાળા ! અલ્લાહથી ડરતા રહો અને સીધી (વાજબી) વાત કહો તો ખુદાપાક તમારા માટે તમારાં કામ કબૂલ કરશે, અને તમને તમારા ગુનાહ માફ કરી દેશે; અને જે કોઇ અલ્લાહની તથા તેના રસૂલની આજ્ઞાનુસાર ચાલશે તો તે મહાન સફળતા મેળવશે. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ (હદીસ)

જ. મૌ. અબ્દુર્રહીમ સાદિક સા.

રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે, "ઓ મુહમ્મદ! જ્યારે હું કોઈ ચીજનો હુકમ કરૂં છું તો તેને કોઇ ફેરવી શકતું નથી અને ખચીત મેં તને આપ્યું, એટલે તારી ઉમ્મત માટે એ તારા પર ઉપકાર કર્યો કે હું તેઓનો આલમગીર દુષ્કાળથી નાશ કરીશ નહિ. અને તેઓ સિવાય અન્ય કોઈ શત્રુને તેઓ પર એવો કાબૂ આપીશ નહિ, કે તેઓનો સર્વનાશ કરે. અગર જો તેઓ પર આખી જગતના લોકો સંગઠિત થઇ (ચઢી) આવે. પણ એટલુંજ કે તેઓમાંનાજ કેટલાક કેટલાકનો નાશ કરે. અને તેઓમાંના કેટલાક કેટલાકને કેદ કરે."

(હદીસ કુદસી, બુખારી)

* * *

રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે, "મારો બંદો નફિલ ઇબાદતો વડે હમેશ મારાથી નજીક થાય છે; તે એટલા સુધી કે હું તેને મારો વહાલો બનાવું છું. ફરી હું તેનો કાન બની જાઉં છું, જેનાથી તે સાંભળે છે. અને આંખ બની જાઉં છું, જેનાથી તે જુએ છે. અને પગ બની જાઉં છું, જેનાથી તે ચાલે છે. અને જો તે મારાથી માગે તો અવશ્ય હું તેને આપું. અને જો તે મ.રા પનાહમાં આવે તો અવશ્ય હું તેને આશ્રય આપું." (હદીસ કુદસી, બુખારી)

* * *

રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે, "કિયામતના દિવસે હું ત્રણ માણસોથી ઝગડનાર છું. (૧) તે પુરૂષ જેણે મને વચ્ચે રાખી વચન વગેરે આપ્યું ફરી તેણે દગલબાજી કરી. (૨) તે પુરૂષ જેણે આઝાદ માણસને વેચ્યો અને તેની કીંમત ખાધી. (૩) તે પુરૂષ જેણે કોઇને નોકર કે મજૂર રાખ્યો ફરી તેનાથી પુરૂં કામ લીધું અને તેનો પગાર કે મજૂરી આપી નહિ." (હદીસ કુદસી, બુખારી.)

## "બાબરની વાત"

પૂછ ના સહચર મને તે બેવફા દિલ્બરની વાત;
યાતના થાશે તને સુણતાં દુ:ખી અંતરની વાત!
પુત્ર કાજે જાન અર્પી સ્નેહમાં ઉલ્લાસથી;
વિશ્વમાં પંકાય છે એ શેર નર બાબરની વાત!
શૃંખલા ચર્ણે પડી ને બેડીઓ હાથો મહીં;
છે અનુકંપાજનક ભારત તણા કિંકરની વાત!
આજ નિર્દોષો સહે છે જુલ્મ કેવાં વિશ્વમાં,
શું હૃદય કંપાવનારી કાળના ખંજરની વાત!
વાસના ચાહક જનો સમજે શું અગ્નિ પ્રેમનો;
દેડકાં ખાબોચિયાંના જાણે શું સાગરની વાત?
તે કરી નિર્બળ મુજને સત્વરે ચાલ્યાં ગયાં;
એક પણ નવ સાંભળી મારા દુ:ખી અંતરની વાત!
તીરો ખંજરના જખમમાં એટલી પીડા નથી;
જેટલી દિલમાં ચુભે છે બેવફા સહચરની વાત!
પ્રેમમાં લયલા તણા એ હાલ મજનૂનો હતો;
આંખમાં અશ્રુ હતા મુખ પર હતી દિલબરની વાત!
ગર્વથી નિજ શીશ ઉન્નત રાખનારાઓ સુણો;
કેટલી દ્રાવક છે એ ફિરઓનના લશ્કરની વાત!
સાગરે તૂફાન હો તો હો મને પરવા નથી;
ભાગ્ય સાથે નાવ છે કરમાં મને લંગરની વાત!
વસ્લની રજની હતી કંપાવનારી હાય હાય;
હે 'શમીમ' દિલમાં રહી બસ નયનના નશ્તરની વાત!

'શમીમ' ધોરાજવી



## યા ચ ના

આદમી વર્ષો નિહાળ્યું ગ્રાહકોના રંગને:
કાગળો કેરાં અભાવે રૂપ-સ્વરૂપ-ઢંગને!
એ છતાં કષ્ટોને વેઠી "કારવાં" આગળ વધે;
ધન્ય છે એના દિલે નિત જંગના ઉમંગને!
પ્રાર્થના મરી છે એ પ્રભુ તણા દરબારમાં;
કે, તે દફનાવે હવે કાગળ તણા આ જંગને!

"ખામોશ"

# આ વાઝકી દુન્યા

: સંભળાવનાર :
...જોકર...

દિલ્લીમાં વાટાઘાટો શું દેશના દર્દીનું વસોણું દેરવઈ રહ્યું છે. આ લખાણ છપાઈને બહાર પડશે તે પહેલાં તો માખણને છાશ જુદી પડી જશે. આશા તો સ્વાભ છે કે દેશને માખણનાં દર્શન થશે. દુઆ કરો કે એ વલોણું પાણી વલોવવા જેવું ન સંભવે! અંદર અંદર કુલ્લામાં શું ગોળ ભગાઇ રહ્યો છે તે તો સમજાતું જ નથી; પણ છાપાંઓ મોટાં મોટાં અક્ષર, અક્ષર ઈંચનાં હેડીંગો કરી એક દિવસ નિરાશાના સૂર કાઢે છે તો એક દિવસ. આશાના સૂર કાઢે છે છતાં આપણે પૂર્વીય જનો તો આશાવાદી હોઇ આશાજ રાખીએ કે એનું શુભ જ પરિણામ આવશે. શાઇરના શબ્દોમાં કહીએ તો :

" આકડશે કહો ક્યાં સુધી લીગ-કોંગ્રેસ?
કહો ક્યાં સુધી મુખ ફુલાવીને રહેશે?
લડે કે વઢે પણ એ છે ભાઈ ભાઈ;
કદી એકતા રંગ લાવીને રહેશે!"

જો કે આજે તો હજુય મુંબઇ-કલકત્તા-ઢાકા વગેરેમાં છરાઓંઓનો પ્રયોગ દેશના દુર્ભાગ્યે ચાલુજ છે. અને છરતાં નહિ તો ગર્યાં પછી મૂડદાઓ એકમેકની સાથે પડીને દિલ નહિ તો ડીલથી અડોને એકતા જાળવે છે. એ મડદાંની એકતા જીવતાંને બોધપાઠ રૂપ નિવડે એજ અભ્યર્થના. બાકી કોમી વેર-ઝેર કરતાંય ગુંડાગીરીનું તત્વ. અને તેય ફક્ત લુંટફાટ કરવા માટે ઘણું જોર કરી રહ્યુ છે. ગુંડાઓની દુરબુધ્ધિ તો સુધરતી સુધરશે પણ ખુદા લીડરોને સદ્બુદ્ધિ અર્પે તોય બસ છે! દિલ્હીની મંત્રણાઓ સફળ થાય તોજ હિંદ ઉગરી શકે એમ છે બાકી પાણી વિનાનાં ઢોર સૂનાં જેવી હાલતમાં ગુંડાગીરીને હાથે આખા દેશના નાગરિકનો ઘટ ઘડાઇનેજ રહેશે!

o

હવે દેશની બહાર નજર કરીએ તો ઇરાનના સાથાને પાંસળાં પારકી મુત્સદીગીરીને પ્રતાપે અલગ થઈ રહ્યા છે. રશીયાની દખલગીરીથી આઝરબૈજાન પ્રાંત તો ઇરાનથી અલગ થયો. હવે કહેવાય છે કે બ્રિટનની દખલગીરીથી ફાર્સ પ્રાંત પણ અલગ થવા મથી રહ્યો છે. ફાર્સના શેખોએ બળવો કર્યો છે ને બુશાયર બંદર પણ કબ્જે લીધું છે. એટલે કે ઉત્તરમાં રશિયાનો પગ રહે ને દક્ષિણમાં બ્રિટનનો પગ રહે એવી સોગટાંબાજી ઇરાનમાં ગોઠવાઈ રહી છે. જેથી પુનઃ એકવાર 'ગરીબકી જોરૂ સબકી ભાભી'ની કહેવત સાચી ઠરતી દેખાય છે.

વળી તુર્કીની સરહદ પર પણ કેંઇ રશિયા 'દાકિસન! નતકિસન!' કરી રહ્યુ છે કાર્ડિનલ્સના વહીવટમાં જાગ માગતા થાને કે 'મેરી અચ્છી મત ભૂલાયો!' એ કહેવતનો સાચી ઠેરવવા એ ફાસફોસ કરી રહ્યું છે. એક તરફથી રશિયાની દાદાગીરી ચાલુ થઈ છે તો બીજી બાજુથી બ્રિટન-અમેરિકાની, ગ્રીસ ને હાર્ડ આયવા તો ઠેરી અને ઠેરી જેવી જોડી તુર્કીનાં રક્ષણ હાજર કરી રહી છે. અત્યારે તો તુર્કી પૂરા હિંમત

પૂર્વક જવાબ આપી રહ્યું છે. "આગે આગે દેખિયે હોતા હય ક્યા?"

બાકી પેરિસની શાંતિ પરિષદમાં અત્યારે ઇન્ટરવલ પડ્યો છે. યુદ્ધ પુરૂં થયાને એક વરસ તો પૂર્ણ થઇ ગયું છતાં શાંતિના દર્શન થયાં નથી. કદાચ યુધ્ધની જેમ છ વરસે શાંતિ સ્થપાય તો સ્થપાય અને તે પહેલાં યુધ્ધનીજ સ્થાપના ન થાય તો સારૂં! શિવાજી અને અફઝલખાંની જેવી મુલાકાત થઇ હતી કંઇક તેવીજ વઘનખ છુપાવીને શેકહેંડ કરવા જેવી મિત્ર-મધાંતાઓની મનોદશા જણાય છે!

**"ભગવાન કિનારેપે લગાદે તેરી નૈયા!"** બીજાઓની નાવને ભગવાન કિનારે લગાડે કે ન લગાડે પણ બરમાઓની નાવને તો કિનારા નજીક લાવી દીધી છે. હિંદુસ્તાન જેટલી દોડાદોડી કર્યા વગર બરમામાં 'વચગાળાની સરકાર' સ્થપાઇ ગઇ છે. જો કે હિંદમાં તો વચગાળાની સરકારનું સ્વરૂપ હજી અધ્ધરજ છે; છતાં બરમામાં તો કંઇ મામલો થાળે પડ્યો જણાય છે. કંઇ નહિ "આપણને નહિ તો આપણા પાડોશીને પણ હજો." હિંદીઓ ખુશ થાઓ કે બરમાની ઓગ સાનની સરકારે આપણને પૈઆ ખાંડી ખાવા માટે એક લાખ મણ ચોખા આપવાની ઓફર કરી છે.

સુભાષબાબુ જીવતા છે અને જે જાય છે તે દિવસોમાં કોઇ પણ દિવસે પ્રગટ થશે એવી અફવાઓ હજી શમી નથી; તેમ જાપાનેય અણુ બોમ્બની શોધ કરી હતી પણ તે ત્રણ દિવસ મોડું પડ્યું એવી પણ અફવા ફેલાઇ છે હશે હાલમાં તો હુલ્લડની અફવાઓ હિંદમાં એટમ કરતાં પણ વધુ ભયંકર પરિણામ લાવી રહી છે!

●

ગુજરાતી સાહિત્ય પરિષદને 'ચક્રોરે' ઠીક ઠીક સૂચના કટાક્ષરૂપે કરી છે. પરિષદમાં ચાર-પાંચ વિભાગ રખાય છે તો વધુ વિભાગ કેમ નહિ? એકીકરણ કરતાં પૃથક્કરણથીજ દેશનું વધુ ભલું થાય એમ છે તો પછી એજ રીતે ભાષાનુંય ભલું કરવા માટે એને જુદા જુદા વધુ ને વધુ વાડામાં કેમ ન વહેંચવી? માસિકોમાં અને અઠવાડિકોમાં સ્ત્રીઓનો વિભાગ, બાળકોનો વિભાગ, કુમારોનો વિભાગ જુદો હોય છે યા તેમનાં જુદાંજ પત્રો હોય છે તેમ શું સાહિત્ય પરિષદમાંય બાળક વિભાગ, કુમાર વિભાગ, સ્ત્રી વિભાગ, પ્રૌઢ વિભાગ, વૃધ્ધ વિભાગ, જુદા કેમ ન રખાય? અને વળી એથીય સંગીન કામ કરવું હોય તો જેમ શેરડીમાંથી ગંડેરી બનાવવામાં આવે છે તેમ સાહિત્યનાય ભાગ પાડવા. નવલિકા વિભાગ, નિબંધ વિભાગ, નવલકથા વિભાગ, કવિતા વિભાગ, નાટ્ય વિભાગ, ચર્ચા વિભાગ, જાહેર ખબર વિભાગ આમ જુદા જુદા સોળ વિભાગ, કારણ કે સોળમું અધિવેશન છે ને? તો ઓછામાં ઓછા સોળ વિભાગ પાડવા અને તે સોળે વિભાગના સોળ પ્રમુખના ઉપરી એક મુખ્ય પ્રમુખ હોય! આગામિ પરિષદ ભરાય ત્યારે સત્તર પાડવા. આમ ને આમ પરિષદની વયનો આંકડો વધતો રહેશે, અને વિભાગીય યોજના પણ મજબૂત થતી જશે. અને દરેકે દરેક વિભાગ મજબૂત થતો જશે! જુવોને શરીર તો એક હોય છે પણ તેના દરેક વિભાગને માટે આજે જુદા જુદા ડાક્તરો હોય છે ને! આંખના ડાક્તર જુદા, દાંતના જુદા, કાનના જુદા, ગળાના સ્પેશિયાલિસ્ટ જુદા, પેટના દરદોના ડાક્તર જુદા, ચામડીના સ્પેશિયાલિસ્ટ જુદા, હાડકાંના ડાક્તર જુદા, લોહી તપાસનાર જુદા, થુંક ને પેશાબ તપાસનાર જુદા, આમ ને આમ અનેક ડાક્તરો મળીને લોકોના શરીરનું સત્યા-

નાશ પામતા નથી પણ શરીરને સંચારી દે છે; તેમ જુદા જુદા વિભાગીય પ્રમુખો મળીને ગુજરાતી સાહિત્ય પરિષદનો જરૂર ઉત્કર્ષ કરી શકે! સુજ્ઞેષુ કિં બહુના!

•

ઈન્ટરીમ યાને કામચલાઉ હાલમાં હિન્દી ખાતે જે વચગાળાની સરકાર સ્થપાઈ છે તે ઇન્ટરીમ યાને કામચલાઉ સરકાર કહેવાય પણ એકલી સરકારજ ઈન્ટરીમ હોય છે એમ કંઈ નથી; બીજી ઘણીય વસ્તુઓ ઇન્ટરીમ હોય છે. બપોરના જમણ પછી બહાર બજારમાં ફરવા નીકળીએ, અને હોટલમાં શુરી સેવ-ગાંઠીયા, ખમણ કે સક્કરપારાની સાથે ચાહનો ડોઝ ચઢાવીએ તો તે ઈન્ટરીમ ડીનર કહેવાય! રેલ્વેમાં મુસાફરી કરતાં કોઈ સુપરેશી સાડી-વાળીની સામે એકાએક મળતાં તે મલકાઈ મલકાઈને વાતો કરે અને વાત દરમિયાન સાડીનો છેડો પણ માથા પરથી સરકાવી દે ને તમે અડધા અડધા થઈ જાઓ; તો બે ઘડીની એ આંખોની બાપામાં વાત કરવાને ઈન્ટરીમ લવ કહે છે!

[રિયાસત]

સરકારવાળાઓ ઘેર પોતાની પત્નિને મૂકીને પારકા દેશમાં લડવા જતાં ત્યાં દિલ્લગી માટે એકાદ કામચલાઉ પતિ કરી બેસે તેને ઈન્ટરીમ મેરેજ કહે છે! હિન્દની હજારો એંગ્લો ઈંડીયન છોકરીઓ સાથે અમેરિકનોએ ઇન્ટરીમ મેરેજ, છેલ્લા મહાયુદ્ધનો લાભ લઇને કર્યાં હતાં! કોઈ સભાનો નક્કી થએલો પ્રમુખ છેલ્લી ઘડીએ તબીયતનું બહાનું કાઢી 'અઈ એમ વેરી સોરી'નો તાર ઠોકી ગેરહાજર રહે તો તેને સ્થાને કોઈ તળપદા આગેવાનને પ્રમુખ સ્થાને 'ગણપતિ બાપા મોરીયા'ની જેમ ગોઠવી દઇએ તો તે ઇન્ટરીમ પ્રમુખ કહેવાય! મોટાં મોટાં શહેરોમાં તો ઇન્ટરીમ પત્નિઓનાં રૂપ બજારોજ કાયમ હોય છે! પુત્રને અભાવે કોઈ રાજવી પારકાના પુત્રને દત્તકવિધાન કરી ગાદીએ બેસાડે તો તે પુત્ર પણ ઇન્ટરીમ પુત્ર કહેવાય! કોલેજ, સિનેમા અને પાર્કમાંથી સાંપડેલો પ્રેમ બહુધા ઈન્ટરીમજ હોય છે! નાટક-સિનેમામાં તો નાયક-નાયિકા વચ્ચે ઇન્ટરીમ લગ્ન, ઇન્ટરીમ જીવન અને ઇન્ટરીમ મૃત્યુ પણ યોજાય છે! એક્ટર-એક્ટ્રેસો વચ્ચેનાં લગ્નો પણ બહુધા ઇન્ટરીમજ હોય છેને? કારણ કે તે લગ્નો ડાઇવોર્સના તાતણે બાંધેલાં હોય છે!

ઘણી વાર ડાયરેક્ટરો કે પ્રોડ્યુસરો સાથે પણ એક્ટ્રેસો ઇન્ટરીમ કો-ઓપરેશનથી જોડાય છે! પતિ-પત્નિ લડી પડે ત્યારે સંતાન, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ઘણી વેળાં ઇન્ટરીમ સેટલમેન્ટની ફરજ બજાવી તેમના સાંધા મેળવી દે છે! સાહિત્યકારો અને વાંચકોની વચ્ચે ઇન્ટરીમ પૂલ તરીકેની ફરજ ઘણી વેળા વિવેચકો બજાવે છે! દલાલો, આડતીયા, કે કમીશન એજન્ટો તો વચગાળાના ઇન્ટરીમમેન તરિકેજ કમાઈ ખાય છે! એક બીજા રાજ્યના એલચીઓ પરસ્પર ઇન્ટરીમ બંગડાં મારવાનું કાર્ય કરે છે! તકરાર ફરિયાદ કે હુલ્લડ-હડતાલમાં ઘણીવેળા લવાદો ઇન્ટરીમ મેડીએટરની ફરજ બજાવે છે! ન્યાયાધીશ અને વાદી કે પ્રતિવાદીની વચ્ચે માર્ગદર્શક તરિકે રોકેલા વકીલો પણ ઘણી વેળા માર્ગદર્શનને બદલે ઇન્ટરીમ વાટપાડુનું કામ કરે છે!

•

મહાગુજરાત ગઝલ મંડળનો એક મુશાયરો તા. ૨૯-૯-૪૬ના રોજે મગન ખ. તેજનીચંદ હોલમાં શ્રી. ઉમાશંકર જોષિ એમ. એ.ના પ્રમુખસ્થાને શાનદાર રીતે યોજાઇ ગયો છે.

# ધીરે ધીરે !

(હી-પ્રામી)

પહેલા તો મને પોતાનો બનાવ્યો કંઈ પ્યાર બતાવી ધીરે ધીરે;
તડપાવે છે કાતિલ કેમ પછી તલવાર ચલાવી ધીરે ધીરે.

નિજ પ્રેમભરી વાતોથી મને લાચાર બનાવી ધીરે ધીરે;
મુજ દિલમાં હવે આવીને રહે છે ઘરબાર સજાવી ધીરે ધીરે

બાળેલ એ તારી આગ કરી પણ ફૂંકોથી ન હરશે હાર નહી:
હમદર્દી કરે છે કેમ હૃદયમાં અંગાર લગાવી ધીરે ધીરે.

તું પ્રેમના પંથે ફરી વિકટતા હું' મિત્ર મને ના પૂછ કદી,
પગલાં હું ભરું છું વિઘ્નો તણી ભરમાર હટાવી ધીરે ધીરે.

હે ! અંત જવા દે છોડ મને ઉદ્દેશ હું તારો પામી ગયો;
લઈ જાય છે ક્યાં મદમૂર્છના મને તું આ દ્વાર તજાવી ધીરે ધીરે.

શિણગારીઓ વેરી દીધી સિતમગર મુજ શાંત હૃદયમાં હાય જ્યાં,
તેં દિલની સિતારી કેમ ફરીથી ગાનાર બનાવી ધીરે ધીરે.

વિયોગમાં કોના ઝૂરી રહી છે એ ઉડી ગયો છે કોણ કહે?
કોયલ તું કરે છે મને અરે ! ટહુકાર રીઝાવી ધીરે ધીરે.

એ ફૂલની વશ કર વાતો મહીં હું તલ્લીન બન્યો એવો, કે અરે'
પળવારમાં દિલ લઈ ચાલ્યો ગયો હસનાર હસાવી ધીરે ધીરે.

સૂર્ય ન આંજી જાય હરીફ હુશ્યાર રહેજે ધ્યેયે જરી,
તું આંખનાં પાણી આંખમાં દેજે પળવાર સમાવી ધીરે ધીરે.

ગુસપુસ તું ગુલોની ઓથમાં બેઠી સૌરભના ગીતો ગાય છે પણ,
જો આવી ખિઝાં ને ચાલી જશે ગુલઝાર જલાવી ધીરે ધીરે.

આશાઓ તમે શો લાભ ઉઠાવ્યો મુજ દિલમાં ઉપસ્થિત થઈને કહો?
એથી તો નિરાશાઓને હૃદયની એકાર જગાવી ધીરે ધીરે.

પ્રાર્થના તારી કો કદી ફળશે પરહરજે ન 'બિસ્મિલ" આશ કદી,
તું પ્રેમના દ્વારે શીશને મતરૂં દે પાર ઝુકાવી ધીરે ધીરે.

"બિસ્મિલ" મીરજની.

# "આપણા નકલી અંગ્રેજોની સેવામાં"

[ મૂળ લેખકઃ-હઝરત અલ્લામા સૈયદ સુલેમાન નદવી સાહેબ ]

( અનુવાદક-ઇસાભાઇ ઇબ્રાહીમ કાવીવાલા )

હિન્દુસ્તાનમાં અંગ્રેજોએ અંગ્રેજી શિક્ષણને જે હેતુસર પ્રચલિત કર્યું હતું, તેને તેમણે ગુપ્ત રાખ્યો ન હતો. બલ્કે સ્પષ્ટપણે કહી નાંખ્યું હતુ કે એનો હેતુ એવા હિન્દીઓ જન્માવવાનો છે, જેઓ 'નસલ' અને 'વતન'ની દ્રષ્ટિએ તો હિંદુસ્તાની હોય પરંતુ દિલ અને દિમાગ તથા રસિકતાની દ્રષ્ટિએ અંગ્રેજ હોય! કે જેથી અંગ્રેજી શાસન વિરૂધ્ધ જે દ્રોહાત્મક ભાવનાઓ જન્મી રહી છે તે સદંતર બંધ થઈ જાય! જેમકે શરૂ શરૂમાં એમજ થયુ. અને એવા હિન્દુસ્તાનીઓ પેદા થયા જેઓ અંગ્રેજોથી પણ વધારે "અંગ્રેજ" પુરવાર થયા તેમણે પૌર્વાત્ય સંસ્કૃતિ, પૌર્વાત્ય વિદ્યાઓ, અને પૌર્વાત્ય શિક્ષણની દરેક રીતે વિરૂધ્ધતા કરી, અને દરેક વસ્તુને યુરોપની દ્રષ્ટિએ દેખવા તથા પ્રત્યેક ભલાઇ બુરાઇનો નિર્ણય અંગ્રેજની આંખથી કરવા લાગ્યા !!

પરંતુ કેટલી આશ્ચર્યની વાત છે કે જે વસ્તુ હિન્દુસ્તાનીઓની દ્રોહાત્મક ભાવનાઓને વિનાશવા માટે બનાવવામાં આવી હતી, તેજ વસ્તુ અન્ય પ્રકારની દ્રોહાત્મક ઊર્મિઓની ઉત્પત્તીના કારણભૂત પણ બની ગઇ! અર્થાત જ્યારે એ હિન્દુસ્તાની નકલી અંગ્રેજોએ જોયું કે પોતાની સભ્યતા, સંસ્કૃતિ, ધર્મ અને કૌમ તથા વતનના અંકુશોમાંથી નિકળવા છતાં પણ તેઓ નેટિવ, દેશી, કાળો આદમી અને સર્વ પ્રકારે અંગ્રેજોથી ઉતરતી કક્ષામાંજ રહ્યા, તો પ્રથમ તેમણે બરાબરી અને સમાનતાની માંગણી કરી અને જ્યારે તેમાં નિષ્ફળતા મળી તો તે ભાવના ચિંતા, ક્રોધ, અને વૈરના સ્વરૂપમાં પલટાઇ ગઇ! પરિણામે હિન્દુસ્તાની કૌમી અને રાષ્ટ્રીય ચળવળોનો આરંભ થયો, જે આજે રાજકીય સભા-મંડળો અને કોન્ફરન્સો, લીગો અને કોંગ્રેસોના સ્વરૂપમાં આપણી નજર સમક્ષ છે.

એ અસલી તથા નકલી અંગ્રેજોમાં અર્ધી સદી પર્યંત યુધ્ધ થતું રહ્યુ. અને હિન્દુઓમાં ગાંધીજીએ આવીને નકલી અંગ્રેજ હિન્દુઓમાં પ્રાચીન હિન્દુ સંસ્કૃતિ જીવંત કરવાની ધગશ ઉત્પન્ન કરી દીધી! અને ત્રીસ વરસના ગાળા દરમ્યાન એજ "નકલી અંગ્રેજ હિન્દુ" જેઓ પૈકી ઘણાખરા મહાન વિદ્વાન બેરિસ્ટરો તથા કેમ્બ્રીજ અને ઓક્સફર્ડમાં ભણેલાઓ અથવા હિન્દુસ્તાની યુનિવર્સિટીઓના સર્ટીફીકેટ ધારણ કરનાર છે, એ ચળવળના નાયક છે! અને અત્યારે અંગ્રેજી રાજકારણી ફંદાના ઉકેલવામાં પ્રવૃત્ત છે.

આજે હિન્દુ યુવાનથી લઇને વૃધ્ધો સુધ્ધાં પ્રાચીન હિન્દુ સંસ્કૃતિ, સંસ્કૃત સભ્યતા, સંસ્કૃત ભાષા તથા સંસ્કૃત વિદ્યાઓને જીવંત કરવામાં પ્રયત્નશીલ છે!

ગાંધીજીની "સાયં-પ્રાર્થના" ગુરૂ નાનક વગેરેની જેમ એક નૂતન હિન્દુ ધાર્મિક આમંત્રણનો પાયો નાંખી રહી છે!! જેના સિદ્ધાંતોમાં 'નેશનાલીઝમ' અને 'વતનવાદ' બીજા રંગમાં સ્થાન લઈ રહ્યાં છે! અને હવે દરેક હિન્દુ પોતાના પ્રત્યેક રંગમાં પોતાની પુરાણી સંસ્કૃતિને ફરીવાર જીવંત તથા પોતાના મહાત્માઓની પ્રાચીન મહત્તાને ફરી વાર સ્થાપિત કરવામાં મશગુલ છે, અને એટલાજ ખાતર તેમને પોતાના દેશમાં રાજકીય સ્વતંત્રતા અને સ્વાધિનતાની આવશ્યકતા છે!!

પરંતુ અહીંયા પ્રશ્ન આ છે કે હે મુસ્લિમ! તું શું ચાહે છે? શું વાસ્તવમાં હવે આપણી કૌમના નકલી અંગ્રેજોમાં પણ "પ્રાચીન-પ્રિયતા" અર્થાત પુરાણી ઇસ્લામી સંસ્કૃતિનો પ્રેમ ઉત્પન્ન થયો છે?! આ તો સત્ય છે કે હિન્દુઓ સાથે તો તેમને મતભેદ થયો છે, પણ શું અંગ્રેજો સાથે પણ મતભેદ થઈ ગયો છે? અને અંગ્રેજી સંસ્કૃતિ અંગ્રેજી સભ્યતા, અંગ્રેજી પોશાક, અંગ્રેજી રહેણીકરણીથી તેમના હ્રદયોમાં નફરત (ઘૃણા) ઉત્પન્ન થઇ ગઇ છે? અને શું એમને પણ હવે પોતાની ધાર્મિક વિદ્યાઓ, ધાર્મિક રહેણીકરણી અને ધાર્મિક સંસ્કૃતિ નહિ તો પોતાની કોમી વિદ્યાઓ, કૌમી ભાષા, કૌમી રહેણીકરણી અને કૌમી શિક્ષણ સાથે પ્રેમ ઉત્પન્ન થયો છે?! જો છે તો મુબારક! અને જો નથી તો અફસોસ! અફસોસ.

અફસોસ વગર, મુસ્લિમો પોતાની ભૂલને સમજી લે તો કેવું સારું થાય, કારણ કે એમ કરતાં તેઓ પોતાની પ્રત્યેક ભૂલને સમજી શકે છે. અને તે આ કે મુસલમાન અન્ય કૌમોની જેમ 'નસલ' અને 'વતન'થી બન્યા નથી બલ્કે તેમની બુન્યાદ માનસિક મતવ્યો, જિંદગીના કેટલાક સૈદ્ધાંતિક અને જીવન વ્યવહાર તથા અર્થકારણના ખાસ ખાસ નિયમો, તથા આ ખ્યાલ પર છે કે વર્તમાન જીવનનું પ્રત્યેક કર્મ બીજા ભાવી જીવનની ભલાઇ પર રચાએલું છે, પરિભાષામાં એનુંજ નામ 'દીન' (ધર્મ) છે.

આપણો ધર્મ અન્ય કૌમોની જેમ કોઇ દેવ-વિદ્યા, દેવ-માળા, અને માયથોલોજી પર રચાએલો નથી. બલ્કે તે વર્તમાન સાંસારિક જીવનના નક્કર વિષયોને ખુદાઇ નિયમો તથા ઇલાહી આજ્ઞાઓનુસાર પરિપૂર્ણતાએ પહોંચાડવાનું નામ છે, એ નિયમો અને આજ્ઞાઓ જેવી રીતે પોતાના મૂળ કેન્દ્રની દ્રષ્ટિએ સર્વાંગે 'અક્લી' છે.

'અક્લી' હોવાનો આ અર્થ નથી કે દરેક મનુષ્યની અક્લમાં એમની ખૂબીઓ અને કારણોનું આવવું આવશ્યક હોય? બલ્કે આ અર્થ છે કે એમાં 'અક્લી' હિકમતો અને મસ્લેહતો પણ છે, ભલે, આપણામાંથી કેટલાક એને ન સમજી શકે જ્યારે દુન્યવી સામ્રાજ્યોના સઘળા નિયમોની ખૂબીઓ અને હિકમતોનું પ્રત્યેક કિસાનની સમજમાં આવવું જરૂરી નથી તો પછી ખુદાઇ આજ્ઞાઓની ખૂબીઓ અને હિકમતોનું દરેકની સમજમાં આવવું શા માટે જરૂરી હોય?

વાત રહેજ આગળ વધી ગઇ. પ્રશ્ન આ હતો કે 'અંગ્રેજી-માનસ-ગર્વાદા'થી હટીને આપણા યુવકો ક્યાં સુધી "પીછેહટ" કરવા ઇચ્છે છે? અને એના માટે તેમના હ્રદયોમાં કેવા વિચારોની પરંપરા છે? અને આખરે 'પાકિસ્તાન' તથા 'સત્તામાં સમાનતા' અને 'જુથબંધી' વગેરેના રક્ષણોની આવશ્યકતા શા માટે છે? અને હિન્દુઓના બુન્યાદી શિક્ષણથી ગભરાટ કેમ છે? આજે કઇ થઇ રહ્યું છે તે કેવળ ખંડનાત્મક છે અર્થાત હિન્દુઓની વિરૂદ્ધતા માત્રજ છે, તો એનાથી મુસ્લિમોની જિન્દગી કેવી રીતે બનશે?!! અને મુસ્લિમ નવયુવકો તથા માર્ગદર્શકોના હ્રદયમાં એના વિષે કંઇક રચનાત્મક વિચારો પણ છે કે નહિ?!

મુસ્લિમોએ પોતાના રાજકારણીય સિદ્ધાંતો અર્થકારણીય સિધ્ધાંતો, સોસ્યલ સિધ્ધાંતો, વિષયો, નિયમો અને આજ્ઞાઓ સંબંધી આ વિચારવાનુંજ નથી કે એમના બદલે શું હોય, કારણ કે એનો અર્થ તો આ થાય કે એમનો ધર્મ શું હોય?!! બલ્કે આ વિચારવું રહ્યું કે એમને કઇ રીતે પ્રચલિત કરવામાં આવે, અને નૂતન સ્વરૂપો માટે ઇસ્લામી સિધ્ધાંતોનુસાર શું નિર્ણય કરી શકાય છે. [સંપૂર્ણ.

# 'હડતાલ પર.'

અંતિમ છે નિર્ણય જીવન ને મોતના પરિણામનો,
મુજ કામનો, સંતાનનો, નિર્વાહનો, અંજામનો,
મુજ શ્વાસ પણું થંભ્યો નથી દિન દેખવા આરામનો,
આ મોંઘવારીમાં જીવું છું, ફક્ત ખાલી નામનો.
જાણે વિધાતા ક્રૂર થઈ "ખડખડ" હસે મુજ ચાલ પર!
હું પેટ માટે ઉતર્યો છું આજ આ હડતાલ પર!

પળ પળ રહ્યો તૈયાર કરવે, જીન્દગી નાખી ઘસી,
નિષ્ઠુર થઇ રફતાર મુજ પર, કાળની તો પણ હસી,
છે અલ્પ વેતન, મોંઘવારી, તોય જીવું છું હસી,
પણ આજ મૂકી દોટ છેલ્લી, મોતની સામે ધસી,
છે આજનો નિર્ણય પછી, શા માટે થોભું કાલ પર?
હું પેટ માટે ઉતર્યો છું, આજ આ હડતાલ પર!

છે પેટ ભરવાનું; નથી ભંડાર કૈં છલકાવવા,—
તન લથડતું, અવયવ શિથીલ ને ફક્ત પોષણ પામવા,—
છે શીર્ષ રોટી-પ્રશ્ન, પેટે અન્ન પામી જીવવા,—
હું વિનવું છે ન્યાય માટે, આ તર્ક માનવ થવા,
કાપી રહી ઇન્સાનીયત નિષ્ઠુર તોડા તાલ પર!
હું પેટ માટે ઉતર્યો છું, આજ આ હડતાલ પર!

કચડાઇ કાતિલ ક્રૂર પંજે, કરગરે કંગાલીયત,
નિષ્ઠુર થઇ નિર્દય છે, આ રૂદન પર ખીન આવડત,
વિસરાઇ ગઇ માનવ-હૃદયથી, નષ્ટ થઇ ઇન્સાનીયત,
ગભરાય છે, અકળાય છે, કચડાય છે કંગાલીયત!
થંભી સૂરજ, ને ચંદ્રમાની ચાલ, મ્હારી ચાલ પર!
હું પેટ કાજે ઉતર્યો છું, આજ આ હડતાલ પર!

—"નયન" [રાણાવાવ]

# નવો ચાંદ

—રિફાઈ સાબેરી

આપણા ઇસ્લામી મહીનાનો પહેલો ચાંદ જોઈ શું શું પઢવું અને જેવું જોઈએ એને માટે અમુક અમુક બાબતોમાં ફઝીલત છે છતાં પણ મને જે જે સબાબ હાથ આવ્યાં છે તેનો અનુવાદ રજુ કરૂં છું.

દરેક મહીનાનો પહેલો ચાંદ જોતા ત્રણ વખત "અલ્લાહો અકબર" ત્રણ વખત દરૂદ શરીફ:—

"અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદિમ્ બઅદદે મા સલ્લે અલા નુરિઝલ્લાહે વ સલ્લે અલા ઉમ્મતિહી બઅદદે મા ઝિકરહુ બિલ્લાહે વ સલ્લે અલા અસ્હાબેહી કુલ્લ યવ્મીન અમાને વ અલા આલેહી વ અસ્હાબેહી વ અઝ વાજેહી વ ઝુર્રિય્યાતેહી વ અહલે બૈતેહી વ અહબાબેહી વ બારિક વસલ્લમ"

મઝકુર દરૂદ શરીફ પઢવું અફઝલ છે છતાં પણ ગમે તે દરૂદ શરીફ પઢી શકાય છે અને એ પછી એક વખત:—

(૧) અલ્લાહુમ્મા અહિલ્લહુ અલૈના બિલ અમ્ને વલ ઈમાને વસ્સલામતે વલ ઇસ્લામે રબ્બી વ રબ્બોકલ્લાહો.

(૨) અલ્લાહુમ્મા અહિલ્લહુ અલૈના બિલ યુમ્ને વસ્સલામતે વલ ઇસ્લામે વત્તૌફીકે લેમા તોહિબ્બો વતર્ઝા રબ્બી વ રબ્બોકલ્લાહો.

મઝકુર બંનેમાંથી ગમે તે એક દુઆ પઢી છેલ્લે ત્રણ વખત દરૂદ શરીફ પઢી દુઆ માંગવી છે. એ કબુલ થશે

મઝકુર રીત એમ રીતે ચાલુ છે: આ બાબત જે ખાસ રીત છે તે નીચે મુજબ છે.

(૧) 'મોહર્રમ' મહીનાનો પહેલો ચાંદ જોઈ*

"અલ્લાહો અકબર" અને "દરૂદ શરીફ" ત્રણ ત્રણ વખત "સુરએ ફાતેહા" ત્રણ વખત પઢી દુઆ માગવી.

પુરી "બિસ્મિલ્લાહ" સાથે જે કોઈ ૨૧ વખત "સુરએ ફાતેહા" પઢશે તેનું આખુ વરસ છ એ આફતો આમાનથી બસર થશે, અને એ પછી જે કંઈ દુઆ માંગશે તે કબુલ થશે અને એ સિવાય બેહદ સવાબ મળશે.

"સુરએ મુલ્ક"; "સુરએ રહમાન" અથવા "સુરએ કદ્ર" પઢી દુઆ માંગવાથી છ. આ. કબુલ થશે અને બેહદ સવાબ પણ મળશે.

સોનું, ચાંદી અથવા એની બનેલી ચીજો, કીંમતી પથ્થર, પાણી અને ઓરત મઝકુર ચીજોમાંથી ગમે તે જોવી

૦

(૨) "સફર" આ મહીનાનો પહેલો ચાંદ જોઈ.—.

"અલ્લાહો અકબર" અને "દરૂદ શરીફ" ત્રણ ત્રણ વખત અને "સુરએ ઇન્નાઅન્ઝલ્ના" ત્રણ વખત અને દરૂદ શરીફ ત્રણ વખત પઢી દુઆ માંગવી.

"સુરએ મુલ્ક"; "સુરએ યાસીન" અથવા "સુરએ હામીમ એન સીન કાફ" પઢી દુઆ માંગવાથી છ આ કબુલ થશે અને બેહદ સવાબ પણ મળશે.

ચાંદી અથવા ચાંદીની બનાવેલી કોઈ પણ ચીજ, આરસી, છોકરા એમાંથી કોઈ પણ ચીજ જોવી.

૦

(૩) "રબીઉલ અવ્વલ" આ મહીનાનો પહેલો ચાંદ જોઈ:—

"અલ્લાહો અકબર" અને "દરૂદ શરીફ" ત્રણ ત્રણ વખત અને 'સુરએ કૌસર" ત્રણ વખત અને દરૂદ શરીફ ત્રણ વખત પઢી દુઆ માંગવી

---

* ચંદ્ર જોયા એટલે ચાંદ થવા ત્યારે, જો કોઈ કારણસર પોતે ચાંદ ન જોયો હોય છતાં પણ ચાંદ જોયો છે એ સમજીને પઢવું જોઈએ.

"સૂરએ મુલ્ક"; "સૂરએ મુજાદેલાહ" અથવા "કદરામે ફિલ્લાહ" પછી દુઆ માંગશો તો ઇ. અ. કુબૂલ થશે અને બેહદ સવાબ મળશે

ફીરોઝા, આઇના (આરસી) અથવા જવાન મર્દના પગની પીંડલી એમાંથી ગમે તે એક જોવી.

●

(૪) "રબીઉલ આખિર" આ મહીનાનો પહેલો ચાંદ જોઇ:—

"અલ્લાહો અકબર" અને "દરૂદ શરીફ" ત્રણ ત્રણ વખત અને સૂરએ કૌસર ત્રણ વખત અને દરૂદ શરીફ ત્રણ વખત પછી દુઆ માગવી.

"સૂરએ મુલ્ક" પછી દુઆ માંગવી ઇ. અ. કુબૂલ થશે તેમજ બેહદ સવાબ મળશે.

ગોપગા જાનવર (ખાસ કરી બકરા-ઘેટા) અથવા પાણી એમાંથી ગમે તે જોવુ.

●

(૫) "જમાદિલ અવ્વલ" આ મહીનાનો ચાંદ જોઇ:—

"અલ્લાહો અકબર" અને "દરૂદ શરીફ" તથા "સૂરએ ઇખ્લાસ" પછી દરૂદ શરીફ દરેક ત્રણ ત્રણ વખત પછી દુઆ માંગવી.

"સૂરએ મુલ્ક"; "સૂરએ મુઝમ્મિલ" પછી દુઆ માંગવી ઇ અ કુબૂલ થવા ઉપરાંત બેહદ સવાબ મળશે.

કુર્આન શરીફ, પાણી, પોતાના છોકરાનું મોઢું, સોનું, ચાંદી અથવા એ બંનેની બનાવેલી વસ્તુ એ બધામાંથી ગમે તે જોવુ.

●

(૬) "જમાદિલ આખિર" આ મહીનાનો ચાદ જોઇ:—

"અલ્લાહો અકબર"; "દરૂદ શરીફ"; "સૂરએ ફતાહ" અને "દરૂદ શરીફ" દરેક ત્રણ ત્રણ વખત પછી દુઆ માંગવી.

"સૂરએ મુલ્ક" અથવા "મુદ્દસ્સિર" પછી દુઆ માંગવી ઇ અ. કુબૂલ થશે અને બેહદ સવાબ પન મળશે

ઔરત (સ્ત્રી)નું મોઢું, હાથની હથેલી, ઉમો ગરદ, ઝમીન, આસમાન એમાંથી ગમે તે જોવુ.

●

(૭) "રજબ" આ મહીનાનો ચાંદ જોઇ:—

"અલ્લાહો અકબર; દરૂદ શરીફ; સૂરએ અલ્હીવાત; અને દરૂદ શરીફ" દરેક ત્રણ ત્રણ વખત પછી દુઆ માંગવી.

"સૂરએ મુલ્ક"; "યાસીન"; "હામીમ એન મીમકાફ" એમાંથી કોઈ પણ પછી દુઆ માંગવી ઇ અ. કુબૂલ થશે અને બેહદ સવાબ મળશે

શાહીનો ખડીઓ, કુર્આન શરીફ હથળી હથેલી, ફીરોઝા પત્થર એમાંથી ગમે તે વસ્તુ જોવી

●

(૮) "શઅબાન" આ મહીનાનો ચાંદ જોઇ:—

"અલ્લાહો અકબર; દરૂદ શરીફ" ત્રણ ત્રણ વખત સૂરએ "કારેઅહ" ત્રણ વખત અને દરૂદ શરીફ ત્રણ વખત પછી દુઆ માંગવી.

સૂરએ "મુલ્ક", "યાસીન", "જિન્ન" કોઇ પણ એક પછી દુઆ માંગશો તો ઇ. અ. કુબૂલ થવા ઉપરાંત બેહદ સવાબ મળશે.

ફીરોઝા પત્થર, મોતી, લીલું ઘાસ, આલિમનો ચેહરો એમાંથી ગમે તે જોવુ.

●

(૯) "રમઝાન" આ મહીનાનો ચાંદ જોઇ.—

"અલ્લાહો અકબર; દરૂદ શરીફ" ત્રણ ત્રણ વખત; સૂરએ "વત્તીન" ત્રણ વખત અને દરૂદ શરીફ ત્રણ વખત પછી દુઆ માંગવી.

સૂરએ "મુલ્ક" "મુહમ્મદ" કોઇ પણ પઢી દુઆ માંગવી ઈ. અ. કુબૂલ થશે અને બેહદ સવાબ મળશે.

ઔરત; લીલોતરી (લીલાં ઝાડપાન); ફુલ; તલ્વાર અને પોતાની ઔલાદ એમાંથી ગમે તે જોવું.

મઝ્કૂર મહીનાનો ચાંદ જોઈ ત્રણ વખત સૂરએ "ફ્તહ" પઢનારનું આખું વરસ સુખ, ચૈન, આરામ અને હસીખુશી સાથે ઇ. અ. બસર થશે.



(૧૦) "શવ્વાલ" આ મહીનાનો ચાંદ જોઇ:-

"અલ્લાહો અકબર; દરૂદ શરીફ" ત્રણ ત્રણ વખત સૂરએ "તબ્બતયદા" ત્રણ વખત અને "દરૂદ શરીફ" ત્રણ વખત પઢી દુઆ માંગવી.

સૂરએ "મુલ્ક", "ફ્તહ" કોઇ પણ પઢી દુઆ માંગેથી ઇ. અ કુબૂલ થશે અને બેહદ સવાબ પણ મળશે.

રંગીન કપડુ (કોઇ પણ રંગથી રંગેલુ કપડુ); ચેહરો; લીલા રંગનું કપડું; ફીરોઝા પથ્થર; પાણી એમાંથી ગમે તે જોવું.



(૧૧) "ઝિલ્કઅદ" આ મહીનાનો ચાંદ જોઇ:—

"અલ્લાહો અકબર" અને "દરૂદ શરીફ". સૂરએ "અલમ નશરહ" તથા "દરૂદ શરીફ" દરેક ત્રણ ત્રણ વખત પઢી દુઆ માંગવી.

સૂરએ "મુલ્ક", "નૂન", "નિસાઅ" કોઇ પણ પઢી દુઆ માંગવી ઇ. અ. કુબૂલ થશે તેમજ બેહદ સવાબ પણ મળશે.

કુર્આન શરીફ; છોકરો; અરીસા એમાંથી ગમે તે જોવું.



(૧૨) "ઝિલ્હજ્જ" આ મહીનાનો ચાંદ જોઇ.—

"અલ્લાહો અકબર, દરૂદ શરીફ, સૂરએ કાફેરૂન અને દરૂદ શરીફ" દરેક ત્રણ ત્રણ વખત પઢીને દુઆ માંગવી.

સૂરએ "મુલ્ક" અથવા "ફજ્ર" પઢી દુઆ માગવી ઇ અ કુબૂલ થશે.

ઘોડો; બકરા ઘેટા; મોતી અને છોકરી એમાંથી કેઇ પણ વસ્તુ જોવી.

સૂરએ "મુલ્ક" માટે અકસર બુઝુર્ગો (રેહ) ફરમાવી ગયા છે કે.—"દરેક મહીનના ચાંદ જોઇ એને પઢવાથી આખો મહીનો સુખ, આરામ, ચૈનથી બસર થાય છે."

દરેક મહીનામાં નફિલ ઇબાદતો વગેરે માટે દરેક મહીનાવાર મારા તરફથી અનુવાદ 'કારવાં'માં વખતો વખત પ્રગટ થાય છે તે જોવા ભલામણ કરૂં છું.

દરેક મહીનાનો પહેલો ચાંદ જોઈ કઈ કઈ સુરતો પઢવી અફઝલ છે તેને માટે જનાબ "કામિલ" સાહબના અશઆર રજુ કરૂં છું. કાફિયા વગેરે મેળવવા એની અંદર સુરતોના નામ, કેટલીક જગ્યાએ શરૂઆતના શબ્દો, અને કેટલીક જગ્યાએ વચ્ચેના અથવા છેલ્લા શબ્દો છે; જેથી સમજ ન પડે તો "અન્મા"નો પારો જોઈ લેવો અગર કોઇ જાણકારને પુછી લેવું. દરેક સુરાને ત્રણ ત્રણ વખત પઢવી બેહતર અને અફઝલ છે.







હિલાલે **મોહર્રમકા** જબ દેખલો...
તો તુમ સુરએ ફાતેહાકી પઢો.

**સફરકા** નઝર ચાંદ આતા હૈ જબ...
તો સુરએ ઈઝાજાઆ પઢતે હૈ સબ.

અઝીઝ **રબીઉલ** આવે જબ અવ્વલીન...
તો **કૌસરકી** સુરત પઢો બિલયકીન.

**રબીઅ** આવે જબ દુસરા દૌરનો ..
ઈઝાજુકઝીલત આહી દફેન, પઢો.

**જમાદીલ અવ્વલમેં** તુમ લાકલામ...
પઢો સુરએ કુલહોવલ્લાહ તમામ

**જમાદિલ આખરીકા** હો ચાંદ જબ ..
પઢો સુરએ **ઈકરાઅકો** તુમ સબકે સબ

**રજબકા** નઝર જિસ દમ આયે હિલાલ...
પઢો **આહીયાત** ઉરમે એ ફાગો કાલ.

હિપાલ જો **શઅબાનકા** ચાંદ દે...
પઢો સુરએ **કારેઆ** શૌકસે.

નઝર ચાંદ જબ આયે **રમઝાનકા**...
તો **વત્તીન** પઢના હે બેહતર લિખા.

હો જબ જલ્વગર ચાંદ **શવ્વાલકા**...
તો સુરત પઢો દિલસે **તબ્બતયદા**.

જો **ઝીલ્કદમેં** ચાહતે હો ફ્લાહ...
પઢો દિલસે તુમ સુરએ **અલમનશરહ**.

જો **ઝિલહજ** હો વાસ્તેમેઅદલ મુઅમેતુન...
તિલાવત કરો સુરએ **કાફેરૂન**.

જો યે સુરતેં દિલસે પઢતા રહે...
તો "કામિલ" વોહ હાલમેં ખુશ રહે.

---

*સુરએ "ફજર"

મજકુર સુરતો માટે આમુક બુઝર્ગો (રહ) ફરમાવી ગયા છે કે:- જે જે મહીનામાં જે જે સુરતો પઢવાની છે તે સુરતોને શરીઅત મુતહેરના દરેક હલાલ કામ માટે મહીનાની પહેલી ચાંદની પઢનાર પોતાના નાગના અદદ પ્રમાણે અથવા ૩૧૩ વખત પઢવાને. વખત અને જગ્યા નક્કી કરી આગળ પાછળ ૧૧-૧૧ વખત દરૂદ શરીફ સાથે દરરોજ રાત્રે પઢશે અને ખુદા તઆલાના વાસતાથી દુઆ માંગશે તો ઇ. અ. દરેક ધારેલું કામ પુરૂં થશે.

કોઈ પણ હરામ કામ માટે અમલ કરનાર હેરાન થશે એ બાબત ખાસ ધ્યાનમાં રાખવી.

ખુદાપાક નેક અમલની, રગબત અને હિદાયત અતા કરે. આમીન.



બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા અને વૃદ્ધાવસ્થા એમ દરેકે દરેક અવસ્થામાં જો એકધારું જીવન જીવી શકાય તો જગત શાંતિમાં કેટલો ઉમેરો કરી શકાય! એ આપણામાંથી બહુ ઓછા વિચારતા હશે.

× × × ×

જે જીવન સમાજ કે દેશનાં ઉપયોગમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અંશમાત્ર પણ ન આવી શકે, એ જીવનની કિંમતજ નથી, એમ આપણને લાગવું જોઈએ.

× × × ×

ભય, રોગ કે કોઈ એક આયુધધારી બનાવથી છાતીમાંના ધબકારાનું પ્રમાણ વધઘટ થઈ જાય, એ પણ આપણી નબળાઈનું એક પ્રતીક છે.

# —: મુરાદની શાયરી :—

ઇશ્કની છે બહુ પરીક્ષા આકરી,
કયસ મર્યો રણમહીં ઝુરી ઝુરી.
શીરીં ને લયલા અને જુલીએટ ગઇ,
રોમીઓ ફરહાદ મર્યા આહ ભરી.
કયસ પથ્થર ઝીલતો 'લયલા' કહી,
એઉ મર્યા દિલ મહીં અરમાં ધરી.
પર્વતોને ખુંદવા ફરહાદ ગયો,
ઇશ્ક માટે જાનને કુરબાં કરી.
જગ મહીં એ ખેલ ખેલી ઇશ્કના,
ઇશ્કને આપી અનોખી ખ્યાતી.

શાયરી છે ઘેલછા વાતો ખરી,
રોજ કરવી મારે એની ચાકરી
હાથમાં લઇને કલમ બેઠો છું હું,
પ્રેરણાની વાટ જોવી આકરી.
હું મથું પણ પ્રેરણા આવે નહિ,
પ્રેરણા એ ક્યાં રહી કહ્યાગરી.
ને ગળે મારે પડી છે જ્યારથી,
ઘર મહીં ચાંચા. મળે નહિ ભાખરી.
પ્રેરણાને પકડવા રોજ હું,
જાળ લઇ બેસું બનીને પારધી.
ને જીવન વીતે મારું આમ આમ,
જીંદગી મારી બની છે શાયરી,
ને તને લોકો કહે, હરદમ 'મુરાદ'
શાયરીમાં ચસકી તારી ડાગળી'.

—મુરાદ




મૌલાના : અહમદ અશરફ રાંદેરી



સવાલ-અમારા માણસો કબુતર શીકાર કરી ખાવાનુ કહે છે ને અર્ધા માણસો કહે છે કે કબુતર શીકાર કરીને ખાવાનો હુકમ નથી કેમકે તેઓને શહીદીનો મરતબો મળેલ છે તો શીકાર કરીને યા બંદુક મારીને આપ શીકાર કરી શકતા નથી તો તે વીષે શુ હુકમ છે - શીકાર કરીને ખાય શકીએ કે નહિ ?

સવાલ-હલાલ જાનવરોનો શિકાર કરવો મુબાહ (જાએઝ) છે તેમા કબુતર દાખિલ છે એનો શિકાર કરવામા કઇ વાંધો નથી. જે લોકો કહે છે કે કબુતરને શહીદીનો મરતબો મળેલ છે એ તદન ખોટુ છે એની શરીઅતમા સાબિતી નથી.

૧ સવાલ-ઇદુલફિત્રની નમાઝમા ઇમામે બીજી રકઅતમા સુરએ ફાતિહાના પછી એક તકબીર ઝાએદ અદા કરી ત્રણ વાર સુબહાન રબ્બિયલ અઅલા કહે એટલી વાર ચોભ્યા પછી બીજી સુરહ મેળવી અને આખિરમા સજદએ સહવ અદા ન કર્યો તો શુ ઇદની નમાઝ અદા થઇ અથવા નહિ ?

જવાબ-પુછેલી સુરતમા બેશક ઇમામથી ભૂલ થઇ છે. ઇદ જેવી મોટી જમાઅતમા ઇમામથી ભૂલ થઇ જાય તો સજદએ સહવ માફ છે. કેમકે આમ લોકો આ જાતના મસઅલાથી વાકિફ હોતા નથી એટલા માટે નમાઝમા ગરબડ પૈદા થવાનો ભય મજબૂત થઇ જાય છે. બેશક બીજી નમાઝોમા સજદએ સહવ અદા કરવો વાજીબ છે હર હાલમાં આ ઇદની નમાઝ વગર કરાહતે સહીહ થઇ ગઇ મજમુઆ ફતાવા મૌલાના અબ્દુલ હૈ લખનવીમા મૌજુદ છે.

સવાલ-મારી પમે સોનું ખરીદેલુ છે. તેની ઝકાત કેવી રીતે આપવી હવના ભાવે કે ખરીદ કરેલા ભાવે ?

જવાબ-વરસ દિવસ વિતવાથી ઝકાત ફર્ઝ થાય છે માલનો ચાલીસમો ભાગ કાઢવો જોઇએ આજે જે સોનાનો ભાવ હોય તે ભાવે હિસાબ કરી ઝકાત આપવી જોઇએ. મતલબ કે તમોએ મોંઘા ભાવે ખરીદ્યુ હોય કે સસ્તા ભાવે ઝકાત ફર્ઝ થાય તે વેળા જે ભાવ હોય તે ભાવે ઝકાત અદા કરવી જોઇએ.

સવાલ-બેંકમા ૯૦ રૂ. ભરી રસીદ વસુલ કરવી અને તેઓના ધોરણ મુજબ ત્રણ વરસ રૂપીઆ રાખવાથી ૯૦ રૂ. ને બદલે રૂ ૧૦૦ આપે છે તે જાઇઝ છે અથવા નહિ ?

જવાબ-એ ખુલ્લે ખુલ્લુ બ્યાજ છે. જાએઝ નથી કુર્આને પાકમા અને હદીસોમા બ્યાજ વિષે ઘણી વઇદો આવી છે માટે એ કામથી ઘણુજ બચવુ જોઈએ જાએઝ રીતે વેપાર ધંધો કરવો જોઇએ તેમા અલ્લાહ પાકે બરકત રાખેલી છે

સવાલ-એક માણસ પાસે રૂા ૧૦૦૦૦ની મુડી છે ને તે રૂપીય માંથી ૫૦૦૦ વેપારમા વાપરે છે, અને રૂા. ૫૦૦૦ ઘરમા કાયમ રાખે છે તો તેણે કેટલા રૂા.ની ઝકાત આપવી પડશે

જવાબ-બધા રૂપીઆની ઝકાત આપવી પડશે. અને રૂા. ૫૦૦૦ ઉપર વરસમા જેટલો નફો મળશે, તેની પણ ઝકાત આપવી પડશે. અને જો ખુદા ન ખ્વાસ્તા વેપારમા નુકસાન જાય તો જેટલી રકમ બાકી રહે એટલાની ઝકાત આપવી પડશે

સવાલ-ઝકાતના પૈસા મદ્રસાના ઉસ્તાદને પગાર તરીકે અપાય કે નહિ ને જો કદી

સૈયદ હોય તો શું કરવું અને સૈયદ ન હોય તો શું હુકમ છે?

**જવાબ**—ઝકાતના પૈસા મદરસાનાં મૌલ્વીને પગાર પેટે આપવા જાએઝ નથી. મૌલ્વી સૈયદ હોય અથવા બીજી કોઈ કોમના. ઝકાતમાં શર્ત આ છે કે ગરીબ હકદારને કોઇ પણ પ્રકારનો બદલો લીધા વગર માલિક બનાવી આપવો.

**સવાલ**-હિન્દુની બેંક હોય અને મુસલમાને એ રૂપીઆ મૂકેલા હોય તો વ્યાજ લેવાય કે નહિ?

**જવાબ**-ચાલતાં સુધી બેંકમાં પૈસા મૂકવા ન જોઇએ વ્યાજ લેવું દેવું હરામ છે. છતાં કોઇ લાચારીથી મૂકયા હોય તો વ્યાજ લઈ લે. પણ પોતાના ઉપર અથવા કોઇ નેક કામમાં ખર્ચ ન કરે કોઇ ગરીબને આપી દે. આપની વેળા સવાબની નિય્યત ન કરે.

**સવાલ**-હિન્દુ પાસે વ્યાજ લેવું જાએઝ છે કે નહિ?

**જવાબ**-વ્યાજ લેવું દેવું બધાં પાસેથી હરામ છે. મુસલમાન હોય કે હિન્દુ

**સવાલ**-હાલમાં હિન્દુ બેંકોએ કેશ સર્ટિફિકેટ કાઢયા છે. દાખલા તરીકે આજે એક માણસ બેંકમાં રૂા. ૭૦ ભરીને કેશ સર્ટીફિકેટ લે તો તેને ત્રણ વરસે ૧૦૦ રૂા. મળે છે તો એવા સર્ટિફિકેટ લેવા જાએઝ છે અથવા નહિ?

**જવાબ**-એ ખુલ્લું વ્યાજ છે. એવા સર્ટિફિકેટ લેવા હરામ છે, એનાથી બચવું જોઇએ અને બીજા અંજાણ મુસલમાનોને પણ વાકિફ કરવું જોઇએ. કે આવી રીતે કરવું જાઇઝ નથી. સખત ગુન્હો છે.

**સવાલ**-અમારા કાઠિયાવાડમાં એવો રિવાજ છે કે લગ્નના પ્રસંગે ગામની જમાઅતના લોકો છોકરા અને છોકરીવાળાઓ પાસેથી અમુક રકમ ફરજીયાત લે છે અને તે રકમમાંથી અમુક મદરસામાં ઉસ્તાદોના પગારમાં વાપરે છે. અને અમુક રકમ મસ્જીદમાં લે છે તો શું આવી જાતનો ફરજીયાત ટેક્ષ લેવો જાએઝ છે?

**જવાબ**-શરીઅતે મુહમ્મદીમાં કોઇના પાસેથી જબરન (ફરજીયાત) ટેક્ષ લેવો જાએઝ નથી. અને જબરન લીધેલા પૈસા મસ્જીદમાં અથવા બીજા કામમાં વાપરવા જાએઝ નથી. હા જો શાદીના પ્રસંગે પોતાની ખુશીથી મદરસામાં અથવા બીજી કોઇ સંસ્થામાં આપે તો તે લેવુ જાઇઝ છે. જમાઅત અને પંચમાં સુધારા માટે ધારાધોરણ એવા મુકર્રર કરવામાં આવે કે જે શરીઅત વિરૂદ્ધ ન હોય. અલ્લાહ વધુ જાણનાર છે.

**સવાલ**-મારા બાપએ શેરો લખતી વેળા મારૂ નામ પણ સાથે જોઇન્ટ કર્યું હતુ એટલે જે શેરો રાખ્યા છે તે મારા અને મારા બાપના નામે છે, હવે મારા બાપનો ઇન્તીકાલ થઈ ગયો છે તો શું એ શેરો મારી મિલ્કત ગણાશે અથવા બીજા વારસદારોનો પણ હક લાગશે?

**જવાબ**-જોઇન્ટ લી. શેરો અમુક મસ્લિહતથી ખરીદેલા છે, એ બક્ષિશ નથી. એમાં મરહૂમના બધાં વારસોનો હક લાગશે. છોકરાને છોકરી કરતાં ડબલ મળશે. જો દરેક વારસોનો હિસ્સો જાણવો હોય તો ખુલાસાવાર લખશો. અલ્લાહ બેહતર જાણનાર છે.

**સવાલ** જે બચ્ચાઓ મોટા મદરસામાં જઇ દીની ઊંચી તઅલીમ ન લઇ શકે એવા બચ્ચાઓને દરેક નાના મદરસામાં કેટલા પ્રમાણમાં દીની તઅલીમ આપવી જરૂરી અને ફર્ઝ છે, અને તે ફર્ઝનું પ્રમાણ કેટલુ હોવુ જોઇએ અને તેમાં દિન્યાતના કયા કયા વિષયનો સમાવેશ હોવો જોઇએ.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

●

**સવાલ**–અમારા માણુસો કબુતર શીકાર કરી ખાવાનું કહે છે ને અર્ધા માણુસો કહે છે કે કબુતર શીકાર કરીને ખાવાનો હુકમ નથી કેમકે તેઓને શહીદીનો મરતબો મળેલ છે તો શીકાર કરીને યા બંદુક મારીને આપ શીકાર કરી શકતા નથી તો તે વીશે શુ હુકમ છે ? શીકાર કરીને ખાય શકીએ કે નહિ ?

**સવાલ**–હલાલ જાનવરોનો શિકાર કરવો મુબાહ (જાએઝ) છે તેમાં કબુતર દાખિલ છે. એનો શિકાર કરવામાં કઇ વાધો નથી. જે લોકો કહે છે કે કબુતરને શહીદીનો મરતબો મળેલ છે એ તદન ખોટું છે એની શરીઅતમાં સાબિતી નથી.

૧ **સવાલ**–ઇદુલફિત્રની નમાઝમાં ઇમામે બીજી રકઅતમાં સુરએ ફાતિહાના પછી એક તકબીર ઝાએદ અદા કરી ત્રણુ વાર સુબહાન રબ્બીયલ અઅલા કહે એટલી વાર ચોભ્યા પછી બીજી સુરહ મેળવી અને આખિરમાં સજદએ સહવ અદા ન કર્યો તો શુ ઇદની નમાઝ અદા થઇ અથવા નહિ ?

**જવાબ**–પુછેલી સુરતમાં બેશક ઇમામથી ભૂલ થઇ છે. ઇદ જેવી મોટી જમાઅતમાં ઇમામથી ભૂલ થઇ જાય તો સજદએ સહવ માફ છે. કેમકે આમ લોકો આ જાતના મસઅલાથી વાકિફ હોતા નથી એટલા માટે નમાઝમાં ગરબડ પૈદા થવાનો ભય મજબૂત થઇ જાય છે. બેશક બીજી નમાઝોમાં સજદએ સહવ અદા કરવો વાજીબ છે, હર હાલમાં આ ઇદની નમાઝ વગર કરાહતે સહીહ થઇ ગઇ. મજમુઆ ફતાવા મૌલાના અબ્દુલ હૈય લખનવીમાં મૌજુદ છે.

**સવાલ**–મારી પસે સોનું ખરીદેલું છે. તેની ઝકાત કેવી રીતે આપવી હાલના ભાવે કે ખરીદ કરેલા ભાવે ?

**જવાબ**–વરસ દિવસ વિતવાથી ઝકાત ફર્ઝ થાય છે. માલનો ચાલીસમો ભાગ કાઢવો જોઇએ. આજે જે સોનાનો ભાવ હોય તે ભાવે હિસાબ કરી ઝકાત આપવી જોઇએ. મતલબ કે તમોએ મોંઘા ભાવે ખરીદ્યું હોય કે સસ્તા ભાવે ઝકાત ફર્ઝ થાય તે વેળા જે ભાવ હોય તે ભાવે ઝકાત અદા કરવી જોઇએ.

**સવાલ**–બેંકમાં ૯૦ રૂા. ભરી રસીદ વસુલ કરવી અને તેઓના ધોરણુ મુજબ ત્રણુ વરસ રૂપીઆ રાખવાથી ૯૦ રૂા. ને બદલે રૂા ૧૦૦ આપે છે તે જાઇઝ છે અથવા નહિ ?

**જવાબ**–એ ખુલ્લે ખુલ્લું વ્યાજ છે. જાએઝ નથી. કુર્આને પાકમાં અને હદીસોમાં વ્યાજ વિષે ઘણી વઇદો આવી છે. માટે એ કામથી ઘણુંજ બચવુ જોઈએ. જાએઝ રીતે વેપાર ધધો કરવો જોઇએ. તેમાં અલ્લાહ પાકે બરકત રાખેલી છે.

**સવાલ**–એક માણુસ પાસે રૂા. ૧૦૦૦૦ની મુડી છે ને તે રૂપીયામાંથી ૫૦૦૦ વેપારમાં વાપરે છે, અને રૂા. ૫૦૦૦ ઘરમાં કાયમ રાખે છે. તો તેણે કેટલા રૂા.ની ઝકાત આપવી પડશે.

**જવાબ**–બધા રૂપીઆની ઝકાત આપવી પડશે. અને રૂા. ૫૦૦૦ ઉપર વરસમાં જેટલો નફો મળશે, તેની પણુ ઝકાત આપવી પડશે. અને જો ખુદા ન ખ્વાસ્તા વેપારમાં નુકસાની જાય તો જેટલી રકમ બાકી હશે એટલાની ઝકાત આપવી પડશે.

**સવાલ**–ઝકાતના પૈસા મદ્રસામાં ઉસ્તાદને પગાર તરીકે અપાય કે નહિ, ને જો કદી

**સવાલ**–ઇદની નમાઝ ઉઝર વગર મસ્જિદોમાં પઢવી અને વસ્તી બહાર મેદાન કે ઇદગાહ હોવા છતાં ત્યાં ન જવું એ વિષે શું હુકમ છે? ઇદગાહ જવાથી વધુ સવાબ મળશે કે કેમ અને વધુ સવાબ મળવા છતાં સુસ્તીથી વસ્તીની મસ્જિદોમાં નમાઝ પઢી લેવી એ વિષે શરીઅતનો શું હુકમ છે?

**જવાબ**–બન્ને ઇદની નમાઝ વસ્તી બહાર જંગલ કે કોઇ મેદાન અથવા ઇદગાહની મસ્જિદ હોય તો તેમાં પઢવી સુન્નતે મુઅક્કદા છે, મતલબ કે વસ્તી બહાર જંગલમાં ઇદની નમાઝ પઢવાથી વધુ સવાબ હાંસેલ થાય છે. જેઓ આળસુ માત્ર સુસ્તીના કારણે એ સુન્નત પર અમલ ન કરતાં મસ્જિદોમાં નમાઝ પઢી લે છે તેઓ ખરેખર મોટા સવાબને છોડી મલામતને પાત્ર થાય છે. માત્ર એ જ વાત રસુલે ખુદા (સલ.)એ વરસાદના કારણે ઇદની નમાઝ મસ્જિદ શરીફમાં પઢવી હતી એ એ. જનાબ સિવાય હમેશાં મસ્જિદે નબવી (સલ.)ની ઘણી ફઝીલત અને બુઝુર્ગી હોવા છતા ઇદની નમાઝ સહાબાઓને સાથે લઇ વસ્તી બહાર પઢી છે અને ખુલફાએ રાશિદીન (રદી.)નો અમલ પણ હમેશા એનાજ ઉપર રહ્યો છે, માટે સર્વ મુસલમાનોએ એનાજ ઉપર અમલ કરવો જોઇએ, અને દરેક વસ્તીના બધાં મુસલમાન ભાઇઓએ એકઠા કરી ઇદની નમાઝ ઇદગાહમાં પઢવાનો પ્રયત્ન કરવો જોઇએ. જે વસ્તીમાં બુઢ્ઢા કમઝોર હોય તેમના માટે એકાદ વસ્તીની ખાસ એક મસ્જિદમાં નમાઝ થવી જોઇએ, બાકી બધાંઓએ મળી ઇદગાહમાંજ ઇદની નમાઝ પઢવી જોઇએ એમાં ઇસ્લામની શોકત ઝાહેર થાય છે વળી સવાબ પણ વધુ મળે છે. એજ મુજબ સહીહ હદીસો તથા હનફી મઝહબની મોઅતબર કિતાબોમાં મૌજુદ છે. મજમુઆ ફતાવા મૌ. અબ્દુલ હઇ લખનવીમાં, પણ એજ પ્રમાણે લખેલું છે.

**સવાલ**–ફર્ઝ નમાઝ પઢી રહેવા પછી "અલ્લાહુમ્મ અન્તસ્સલામ" પઢવા પહેલાં બીજી લાંબી લાંબી દુઆ પઢવી કેમ છે?

**જવાબ**–પુછેલી સુરતમાં જાણવું જોઇએ, કે હઝરત રસુલે ખુદા (સલ.)નો તરીકો આ હતો કે જે ફર્ઝ નમાઝો બાદ તુરત સુન્નત નમાઝ નથી જેમકે અસ્ર, ફજ્ર તે નમાઝો બાદ સલામ ફેરવી આપ કોમ તરફ ફરી જતા હતા, અને સુબહાનલ્લાહ, અલ્ હમ્દુ લિલ્લાહ, અલ્લાહુ અકબર વિગેરે મુખ્તસર વઝીફો પઢી દુઆ માંગતા હતા. અને જે નમાઝો બાદ તુરત સુન્નતો છે જેમકે ઝોહર, મગરિબ, ઇશા તે વખત સલામ ફેરવી તુરત હઝરત (સલ.) અલ્લાહુમ્મ અન્તસ્સલામ વાળી દુઆ પઢતા હતા. એ બે વખતે દુઆ માંગવી જરૂરી નથી. સહીહ હદીસોથી એજ મુજબ સાબિત છે.

**સવાલ**–અમારા તરફ વારસા વહેંચણીનો રિવાજ નથી. જેથી મારો ઇરાદો એવો છે કે હું એ રિવાજને મારા ઘરમાં જારી કરૂં પરંતુ એમ કરવામાં મને ઘણીજ તકલીફ વેઠવી પડે છે અગર હું મારો બધો માલ અસબાબ મારા મોટા છોકરાને કોઇ હીલાથી બક્ષિસ કરી આપું કે તે મારા મરવા પછી વારિસોને શરીઅતે મુહમ્મદી પ્રમાણે વહેંચી આપે તો શું એ ઠીક છે.

**જવાબ**–વારસા વહેંચણીના બધા ખુલાસાવાર એહકામ કુર્આન શરીફ અને સહીહ હદીસોથી સાબિત છે. છોકરા છોકરીઓ બધા વારિસદાર થાય છે. શરીઅતના હુકમ મુજબ વારિસોને વારસો ન આપવો સખ્ત ગુનાહનું કામ છે. વારિસો પૈકી કોઇ એકનો અમુક રકમ આપવા અમુક વસ્તુ હયાતીમાં બક્ષીસ આપી શકાય છે તે પણ કોઇ ખાસ મસ્લેહત કે કારણસર હોય પરંતુ કોઇને તદ્દન વારસાથી બાકાત ન કરવું જોઇએ. હદીસ શરીફમાં છે કે જે વારિસદારને બાકાત કરશે તેને જન્નતની હવા પણ નસીબ થશે નહિ. શરીઅત મુજબ વારસા વહેંચણીનો રિવાજ ચાલુ કરવો મોટા સવાબનું કામ છે. તમો જરૂર એ કામ કરશો. ખુદાપાક અને તેના રસુલે પાકની રઝામંદી હાસિલ થશે.

સૈન્યોનો મુકાબલો થયો છે, તે સમયે ઉમ્મતુલ હબીબ ફૌલાદી બખ્તર સજીને એક તાબની વિજળી ના પેઠે પોતાની સફમાંથી નિકળી અને તૈમૂરના લશ્કર ઉપર તીરોનો વરસાદ વરસાવતી આગળ વધી, તેણે દુશ્મનોની સફો વેરવિખેર કરી નાંખી. કોઇ પણ શખ્સ ઓળખી શકયો નહિ કે આ દિલેર સિપાહીના વેષમાં કોઈ કોમળ કુમારિકા છુપાયેલી છે.

એક ઇતિહાસકાર ઉમ્મતુલ હબીબની તે સમયની શિકલ શબાહતનું ચિત્ર આ શબ્દોમાં ચિતરે છેઃ—

"ઉમ્મતુલ હબીબ, અથવા હબીબાબાનુ બેગમ લાંબા કદની ઔરત હતી. હાથ પગ મઝબૂત હતા. ગજન મોટી મોટી આંખો, રંગ ગોરો, ગોળ ચેહરો અને વિશાળ લલાટ. બારીક અને કમાનરૂપી ખૂબસુરત ભમરો, રૂઆબદાર ચેહરો. જે સમયે તેણે તૈમૂરી ફોજ ઉપર હુમલો કર્યો, બખ્તર પહેરેલું હતું અને એક લોખંડી ટોપ માથા ઉપર હતો. માથાથી બે ગજ ઉંચો ભાલો ગન કમરમાં ખંજર, ખભા ઉપર કમાન અને પીઠ ઉપર તીરોનો ભાથો હતો. જમણા હાથમાં એક મોટી ફૌલાદી ગુરજ (ગદા) અને બન્ને બાજુએ બે તલવારો લટકી રહી હતી. તે એક પ્રચંડ ઘોડા ઉપર સવાર બહુજ આનબાનો સાથે આવી રહી હતી."

**આકર્ષક ભાષણ**

બીજે દિવસે ગિરફતાર થએલા અમલદારો તૈમૂર આગળ લાવવામાં આવ્યા.

"આ બધાને કતલ કરવામાં આવે." અમીર તૈમૂરનો ભયંકર અવાજ ગૂંજી ઉઠયો.

બધા કેદીઓના મસ્તક નીચે ઝુકી ગયા. મૃત્યુનું ભયંકર દૃશ્ય તેઓની આંખો સામે આવી ગયું.

"હે બાદશાહ!" કેદીઓમાંથી કોઇનો દિલેર અવાજ સંભળાયો "હું તને કંઈ અરજ કરવા ચાહું છું."

આવા નાજુક સમયે આ દિલેર અવાજ સાંભળીને દરબારીઓની નજરો બોલનારના ચેહરા ઉપર ચોંટી ગઇ. તે એક દાઢીમૂછ વગરનો નવયુવાન હતો. તેના ચેહરા ઉપર ભયનું અંશ પણ ચિન્હ ન હતું. તૈમૂર ખુદ બહાદુર હતો અને બહાદુરોની કદર કરતો હતો. તેણે આ અવાજ સાંભળીને કૌતુકભરી દૃષ્ટિએ તેના પ્રત્યે જોયું અને કહ્યું

"આગળ વધ અને બોલ તું શું ચાહે છે?" તૈમૂરની શૌકત ગણાતાં નવયુવાનની હિમ્મત વિશેષ વધી ગઇ. તેણે આગળ વધીને કહ્યું:—

"હે બાદશાહ! હજારો ખુદાના બંદાઓની ખૂનરેઝી પછી તેં જે વિજય મેળવ્યો છે, શું તું સમજે છે કે આ કોઇ પ્રશંસિત મર્દાનું કાર્ય છે. તે શું ઇતિહાસમાં તારી મહાનતા અને વીરતા દર્શાવશે? શું તું એમ સમજે છે કે આ કોઇ મઝહબી ફરજ છે? જેનાથી આખિરતમાં તને નજાત મળશે? શું તું એમ સમજે છે કે આ કોઇ દિલેરી અને શાન છે, જે તેં મેળવી છે? જો તારા આવા વિચારો છે તો તે તદ્દન ગલત છે. તેં એવો સંગીન ગુનાહ કર્યો છે કે તેનાથી તારું દામન કયામત સુધી પાક અને સાફ થઇ શકશે નહિ. તારી આ બરબરીયતથી જગતનો ઇતિહાસ આંખ મીંચામણા કરી શકશે નહિ. સિત્તેર હજાર તુર્કોને દગાથી સુરંગ વડે ઉડાવી દેવા, લાખો મઅસૂમ અને ન્હાના બાળકોને યતીમ અને હજારો શિયળવાની અને પાકદામન ઔરતોને બેવા બનાવવી એ બહાદુરી કહેવાઇ શકાય જ નહિ. તારા આ કાર્ય ઉપર દુન્યા નફરત કરશે. આખિરતમાં તારું આ કાળું કૃત્ય માફ ન

થશે. તેં તુર્કોના રક્તથી હાથો નથી રંગ્યા બલ્કે ઇસ્લામના પાયાને કમજોર કર્યો છે. આજ બહાદુર તુર્કોએ આખા યુરપમાં પોતાની વીરતા દાખવીને ઇસ્લામની મહાનતા વધારી હતી અને વિજયી કોમનો મહાન ખિતાબ મેળવ્યો હતો. પરંતુ અફસોસ તેં ઇસ્લામના આ અનુયાયીઓના પ્રયત્નોને ધુળભેગા કરી નાખ્યા એમને બળહીન નથી કર્યા, ઇસ્લામને હાની પહોંચાડી છે. જો તું બતાવી શકતો હોય તો બતલાવ કે આસ્માની શરીઅત અથવા દુન્યાના કોઈ પણ કાનુનમાં ખુદાની મખ્લૂકને આવી સંગદિલી પૂર્વક રેંસી નાખવી જાઇઝ છે? બાયઝીદનો શું ગુનાહ હતો કે તે આવી આફત ગુજારી? તારા આ અયોગ્ય હુમલા છતાં તેણે શાંતિ અને સુલેહનો પેગામ આપ્યો. અને નિર્દોષ પ્રજાના પ્રાણો બચાવવાને માટે તારી સાથે નરમીપૂર્વક વર્ત્યો. પણ તારૂં પાષાણ હૃદય ન પીગળ્યું. તેં મગરૂરી સાથે લખી મોકલ્યું કે જ્યાં સુધી તારા મુલ્ક ઉપર વિજય ન મેળવીશ, આરામથી ન બેસીશ.

તું સફળ થયો, ભલે થયો. તારી આ સફળતા કોઇ અગત્યતા ધરાવતી નથી. તારો પ્રભાવ બેસાડવાને તું ચાહે તેટલો જુલ્મ, સિતમ અને દગો કર. પરંતુ યાદ રાખ કે તને પણ એક દિવસ મરવું છે. જ્યારે તું પરવરદિગારે આલમની આગળ પેશ થશે, જે બાદશાહોનો બાદશાહ છે. ત્યારના માટે તું હમણાંથીજ તેના સવાલોના જવાબ તૈયાર રાખ. કદાચ તે સમયે તને કોઇ જવાબ ન સુઝે. પરંતુ તું શું જવાબ આપી શકે છે?-તારી પાસે તારી દયાભાવના કયા દ્રષ્ટાંતો છે? તું તો જુલ્મો સિતમ કરવાનેજ ટેવાયલો છે. ખુદ તારો આ ફેંસલોજ, જે તે ગરદનો કાપવાને માટે આપ્યો છે, તારી અનહદ બુઝદિલી અને સંગદિલી દર્શાવે છે. તું પોતાને બહાદુર કહે છે. પરંતુ મને કહે કે શું બહાદુરોની તલવારો શસ્ત્ર વિનાના ઇન્સાનો ઉપર ઉઠે છે! અમો નિરૂપાય છીએ. લોખંડી સાંકળોમાં જકડાયલા છીએ. મુકાબલો કરવાની કોઇ શક્તિ ધરાવતા નથી. છતાં પણ તારો કાયરો જેવો ન્યાય છે કે અમારી ગરદનો ઉડાવવામાં આવે છે."

જોશને લઇ આ નવયુવાનનો ચેહરો લાલ થઇ ગયો હતો. આંખોમાંથી વીરતા અને દિલેરીના તણખા ઝરી રહ્યા હતા. તેણે પોતાનું બોલવું ચાલુજ રાખ્યું.

"બહાદુરો તે છે જે પોતાના વતન માટે કુર્બાન થઇ જાય છે. દિલેર તે કોમ છે જે પોતાની ઇજ્જત અને ટેક માટે પ્રાણો નિછાવર કરે છે, પરંતુ કદી પણ અન્યોની ગુલામી સ્વીકારતા નથી. અમો હારી ગયા છીએ તો શું? અમોએ અમારી ફરજ બજાવતા જાનો આપી અને કેદ થયા. અમો બહાદુર છીએ અમારી કોમનો દરેક દરેક બાળક બહાદુર છે. અમારા મર્દોએજ માત્ર તારી સાથે યુદ્ધ કર્યું નથી. બલ્કે ઓરતો પણ લડી છે. તું આશ્ચર્ય પૂર્વક શું જોઇ રહ્યો છે? જો તને યકીન ન આવે તો હું બતાઉં"

આટલું કહેતાજ નવયુવાન પોતાનો હાથ મસ્તક સુધી લઇ ગયો અને લોખંડી ટોપ ઉતારીને જમીન ઉપર ફેંકી દીધો અને અત્યંત જોરે [illegible] પોકાર્યો: "હે સુલ્તાન જો, જો તને યકીન આવતું ન હોય તો, ઓળખજે. તારી આંખોમાં પ્રકાશ હોય તો, અંદાજો કરી લે. જો કરી શકતો હોય તો; કે જે કોમની ઓરતો આવી બહાદુર અને દિલેર હોય છે, તેના મર્દ કેવા વીર અને દિલેર હશે!"

આખા દરબારમાં [illegible] ભયાનક શાંતિ અને સ્તબ્ધતા છવાઈ ગઈ હતી

જ્યારે લોકોએ એનું વ્યક્તિત્વ જાણ્યું તો આશ્ચર્યમાં ગર્કાવ થઇ ગયા. તૈમૂર જેવા નિર્દયી બાદશાહ આગળ આવું ભાષણ ઘણું ભારે હતું. પરંતુ તેણે અત્યંત શાંતપણે નમ્રતાથી જવાબ આપ્યો.

"હે બહાદુર ખાન! તેં જે કાંઇ કર્યું તે બધું સત્ય છે. પરંતુ જે બનવું હતું તે તો બની ગયું જા, મેં તને અને તમામ કેદીઓને માફ કર્યા"

## તૈમૂર સાથે શાદી

તૈમૂરને ઉમ્મતુલ હબીબની આ દિલેરી અને કાબિલીયત ખૂબજ પસંદ આવી તેને પોતાની મલિકા બનાવવાની તેને ઇચ્છા થઇ, જેથી તેણે યઝદાની પાસે શાદીનો પૈગામ મોકલ્યો. પ્રથમ તો યઝદાનીને સંકોચ થયો કે તૈમૂર જેવા જાલિમ બાદશાહ સાથે ઉમ્મતુલ હબીબનો કેવી રીતે નિભાવ થશે. પરંતુ જ્યારે તેણે ઉમ્મતુલ હબીબનેજ રાજી જોઇ તો પૈગામ મંજૂર કરી લીધો. બીજેજ દિવસે બન્નેની શાદી થઇ ગઇ. ઉમ્મતુલ હબીબ શાહી હરમમાં દાખલ થઇને હબીબા બાનુના નામે ઓળખાવા લાગી.

## ઉમ્મતુલ હબીબની કાબિલીયત

ઉમ્મતુલ હબીબે હરમમાં દાખલ થઇને ઘણી જલ્દી તૈમૂરને આકર્ષી લીધો. તે તેની બીજી બેગમો કરતાં ઉમ્મતુલ હબીબને ઘણોજ ચાહવા લાગ્યો. તૈમૂર જેવા શખ્સને પ્રેમપાશમાં જકડી લેવો સહેલું ન હતું. પરંતુ આ ઉમ્મતુલ હબીબની કાબિલીયત, બુદ્ધિમત્તા, સમજદારી અને શિષ્ટતા હતી કે તેણે તૈમૂરનેજ જીતી લીધો નહિ, બલ્કે આખા મહેલને પોતાનો પ્રશંસક બનાવી લીધો, તે મોટે ભાગે તૈમૂરને સલ્તનતના કામોમાં સલાહ આપતી હતી. જ્યાં સુધી તે જીવંત રહી, તેની સાથે ને સાથેજ રહી. યુદ્ધોમાં પણ તેના પડખામાં રહીને શત્રુઓ સાથે લડી

તે તુર્કી, અરબી, ફારસી ઉપરાંત ગ્રીકી અને સંસ્કૃત ભાષા પણ જાણતી હતી. તેણીને શાયરી સાથે પણ દિલચસ્પી હતી. ભાષા લાલિત્ય અને સુખ્યતા જોઇને લોકો આફરીન પોકારી ઉઠતા.

તેણે તૈમૂરના મરણ પછી અનેક પુસ્તકે પણ લખ્યા છે "તુર્કી ખ્વાતીન" અને "અમીર તૈમૂરનો હિન્દ વિજય" આ બે કૃતિઓ ખાસ શ્રેષ્ઠતા ધરાવે છે. હકીકત બીજા પુસ્તકમાં અમીર તૈમુરના ચારિત્ર્ય વિષે પણ વિગતવાર લખ્યું છે. પોતાના અનુભવો પણ દર્શાવ્યા છે. આ પુસ્તકોના કેટલીએ ભાષામાં ભાષાંતર પણ થઇ ગયા છે અમીર તૈમુર વડે તેણીને કેટલાએ બાળકો જન્મ્યા, પરંતુ કોઇ પણ હયાત રહ્યો નહિં અમીર તૈમૂરની મૃત્યુની છેલ્લી પળો સુધી એજ ઇચ્છા રહી કે તેની ઉત્તરાધિકારી ઉમ્મતુલ હબીબજ થાય. પરંતુ તેની આ આરઝૂ પૂરી થઇ શકી નહિં કેમકે ઉમ્મતુલ હબીબનો સાવકો પુત્ર મિરાનશાહ મોટી ખૂનરેઝી પછી તખ્તનશીન થઇ ગયો. ઉમ્મતુલ હબીબે તખ્ત મેળવવાને કાંઇ પણ પ્રયત્ન કર્યા નહિ. ન શિકાર અને પુસ્તકોના વાંચનથી પોતાનું દિલ બહેલાવવા લાગી. પાછળથી લોકોએ અરજીઓ મોકલાવી કે જો તે તખ્તનશીન થવા ઇચ્છતી હોય તો અમો દરેક પ્રકારે સાથ આપવાને તૈયાર છીએ. અમો મીરાનશાહને કેદમાં પાડી દેશું. પરંતુ તેણીએ ઇન્કાર કર્યો અને ત્યાં શિખામણ આપી કે પોતાના બાદશાહને વફાદાર રહો.

૬૧ વર્ષની વયે માત્ર ત્રણ દિવસના તાવમાં તે વફાત પામી. મરણ સમયે તેની પાસેથી કાંઇ પણ ઝરઝવાહિર નિકળ્યું નહિ, પરંતુ તેણીના પુસ્તકાલયમાં ભિન્ન ભિન્ન વિષયોના પાંચસો સાથે પુસ્તકો મૌજૂદ હતા. શું તેણીએ મૂકેલો આ વારસો ઝરોઝવાહિર કરતાં કિંમતી ન હતો!

# અંધકાર

યુસુફ એમ. મુહમ્મદી

ઠંડીથી થરથરતો કરગુથી કાંપતો અને તાવથી ધમધમતો રફીક આગળ ને આગળ વધી રહ્યો હતો. રસ્તામાં અવરજવર કરી રહેલા માનવીઓમાં એ જુદોજ પડી રાહદારીઓની નજર ખેંચે એવી અવસ્થામાં ધીમે ધીમે કદમ માંડી રહ્યો હતો. એના વદન પર યુવાનીના તેજને બદલે, દુઃખ અને વિષાદની છાયા પથરાઈ હતી. એનો આત્મા યૌવનની આશા અને આંકાક્ષાના અંકુરો અનુભવવાને બદલે ઘોર નિરાશાની ધગધગતી ભઠ્ઠીમાં બળી રહ્યું હતું; અને એ બળતરાની વેદનાથી પીડાતો પીડાતો, પોતે જાગતો હતો છતાં અત્યારે ભાનશાન વગરની હાલતમાં હતો. રસ્તાનુ કોલાહલભર્યું વાતાવરણ તેના ધ્યાનને સ્પર્શવા નિષ્ફળ નિવડ્યું હતું.

એક ગલીમાં તેણે પ્રવેશ કર્યો. નાકેજ આવેલ મકાનના દરવાજા પર ટકોરો માર્યો. દરવાજો ઉઘડી ગયો. દરવાજામા દ્વારમૂર્તિ આરિફા ઉભી હતી. પારણામાં નાનો અમીન નિદ્રાધિન હતો, રફીક દરવાજામાં દાખિલ થયો.

"કેમ પાછા!" આરિફે પ્રશ્ન કર્યો. બે કલાક પહેલાં નોકરી પર ગએલા પતિ આમ ઓચિંતે ગભીર વદને પાછો આવે એ આરિફા માટે નવાઇભર્યું હતું. રફીકે જવાબ ન આપતાં આરામખુરશી પર પડતુ મુક્યું. આરિફા બાજુમાં આવી જમીન પર બેસી ગઇ.

"તાવ તો નથીને!" પતિનો હાથ પોતાના હાથમાં લેતાં તે બોલી રફીક છેલ્લા ચાર દિવસ થયા તાવથી પીડાતો હતો. આજે સવારમાં આરામ હોવાથી તે નોકરી પર ગએલ.

'કંઇક લાગે છે" રફીક ધીમેથી બોલ્યો.

"લાગે છે શું? ઠેઠ!" મે તમને કહ્યું હતું કે જહન્નમમાં જાય નોકરી સાજા થાવ ત્યારે જજો. પણ તમો ક્યાં કોઇનું માનો એમ છો!" આરિફાએ બનાવટી રોષમાં પતિને ઠપકો આપ્યો.

"હવે નહિ જાઉં, આરિફા!" રફીકે ફીક્કું હસતાં કહ્યું.

"ઠીક ત્યો હવે તમે પથારીમાં જરા આંખ મીંચો તો હું ચા બનાવી આપું." આરિફાએ હુકમ કર્યો. રફીક એ હુકમનો અનાદાર કરી શક્યો નહિ. તેણે પથારીમાં લંબાવ્યું પણ તેના વદન પરથી ગંભીરતા હજુ દૂર થઈ ન હતી. તે કોઇ ચિંતામાં હોય તેમ બસતું હતું.

"આરિફા!" તેણે પત્નિને ધીમેથી સાદ કર્યો.

"જી" કહેતાં, ચા બનાવવાનું પડતું મુકી આરિફા આવી અને પતિના સીરાને બેસી ગઇ.

"આરિફા! તું કમનસીબ છે."

"શા માટે?" પતિના કમનસીબ શબ્દે, આરિફાને નવાઈ ઉપજાવી.

"નથી જાણતી?"

"ના"

"અહિંજ તારી અજ્ઞાનતાના મૂળ છે."

"હશે! તમે કહી દો." આરિફાએ હસતાં હસતાં કહ્યું. પતિની આ વાતચીતમાં તેણીને ઘેલછા જણાઇ.

"તું એક દુઃખી વરને વરી છે એ માટે."

આરિફા હસી પડી.

"મારા વર દુઃખી હશે પણ મને ક્યાં દુઃખ આપ્યું છે!"

"જુઠ્ઠી."

"પણ તમે શા માટે આરામ લેતા નથી" આરિફાએ કંટાળાનો અભિનય કરતાં બોલી.

"હવે તો આરામ માટેજ છું."

"એટલે?"

"બીમારીમાં નોકરી પર જઇ શક્યો નહિ જેથી આજથી રજા મળી છે."

"આરિફાના વદન પર ગંભીરતા ફેલાઇ.

'ખેર" આરિફા નિસાસો નાખતાં બોલી.

"બોલ હવે તું કમનસીબ ખરી કે નહિ ?"

"નહિ બિલકુલ નહિ. પતિના દુઃખમાં ભાગ લેવું એ અર્ધાંગના માટે કમનસીબી નહિ પણ ખુશનસીબી છે." આરિફાએ પોતાની ફીલસુફી સમજાવી. તેણીનું મોઢું હસી રહ્યું હતું. પતિને ખુશ કરવા માટેજ. જ્યારે ઘરની કંગાલીયત તેણીના હૃદયને રડાવી રહી હતી. અને હૃદયમાંના અશ્રુ નિરાશાની આહ રૂપે બહાર નીકળી રહ્યા હતા. "દારિદ્ર પતિને પણ પત્નિ ચાહી શકે ?" રફીકે પ્રશ્ન કર્યો, તે જાણે પત્નિની પરીક્ષા લઈ રહ્યો ન હોય ?

"એમાંજ પત્નિની શોભા છે." આરિફાએ પ્રસન્ન વદને જવાબ આપ્યો.

"કહેવત છે કે દરિદ્રતા દરવાજામાં આવે છે ત્યારે પ્રેમ બારી વાટે ભાગે છે."

"એ કહેવતના યોજકને એવીજ કુશંગાર મળી હશે."

"હશે !" રફીક પાસે એનો જવાબ નહોતો, તે મૌન રહ્યો.

પત્નિ, એ પતિ માટે શીતળ છાયા છે. બહારની દુન્યાનાં ગમે એટલા દુઃખો હોવા છતાં પણ જ્યારે એ શીતળ છાયા હેઠળ પતિ વિસામો લે છે ત્યારે તે બધાં દુઃખો ભુલી જાય છે. પત્નિ, પતિ માટે ઘરને દોઝખ પણ બનાવી શકે છે અને સ્વર્ગ પણ. પછી પતિ દરિદ્ર હોય કે ધનાઢ્ય. રફીક ગરીબ હતો. ત્રીસ રૂપીઆનો સાધારણ પગારદાર નોકર હતો. તે આરિફાને ન સારું સારું ખવડાવી શકતો ન સારા સારા લુગડાં પહેરાવી શકતો, છતાં આરિફા તેને ચાહતી હતી. તેણીનો પ્રેમ પતિ પ્રત્યે અસિમ હતો. પતિ આજથી બેકાર બન્યો છે એમ જાણી તેને દુઃખ તો થયું જેમ દરેક સ્ત્રીને થાય છે તેમ. પણ તેથી તે પોતાના પતિને નહિ ચાહી શકે, એમ લાગ્યું નહિ.

"ઠીક ! ચા તો લાવ." રફીકે મૌનતાનો ભંગ કરી કહ્યું.

"બનાવી આપું છું" કહેતાં આરિફા પુનઃ ચા બનાવવા બેઠી.

(૨)

રફીકને બીમારીમાં સપડાએ આજ બે માસ થવા આવ્યા હતા. બીમારી દિન-બ-દિન ભયંકર સ્વરૂપ ધારણ કર્યે જતી હતી. ઘરમાં પાઈ પૈસાની સગવડ હતી નહિ કે જેથી સારા ડોકટરની દવા થઈ શકે. તેમ ઘરમાં દરદાગીનાં-માંયે કાંઇ નો'તું કે અત્યારે કામમાં આવે. મકાન માલિક ભાડા માટે તાણ કરી રહ્યો હતો રેશનવાળાએ રેશન આપવું બંધ કરેલું હતું અર્થાત, કંગાલીયત અને બીમારીની જબરદ જ્વાળા આ નાનકડા કુટુંબને બાળી ભસ્મિભૂત કરવાને તત્પર બની હતી

અત્યારે રાતનો સમય હતો. સર્વત્ર નિરવ શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતુ. દુન્યાની સાથે, સંસાર સાગરમાં રાતદિન આધિવ્યાધિ ને ઉપાધીના ખડકો સાથે ઝીકાતા દુઃખી જનો પણ અત્યારે નિદ્રાદેવીને ખોળે સુખના સ્વપ્ના સેવી રહ્યા હતા. ત્યારે આ કંગાળ કુટુંબની નૈયા કો' જુદીજ સ્થિતિના દરીએ ડોલા ખાઇ રહી હતી. રફીક રોજ કરતાં વધારે ગંભીર હાલતે બેભાન થઇ પડયો હતો. બાળક અમીન ભૂખના સબબે પારણામાં રડી રહ્યું હતુ. બે દિવસથી ફાકા કરી સેવતી આરિફા પતિના સિરહાને બેસી ઉન્હા આંસુઓ સારી રહી હતી. તે ચિંતાની કેદમાં ગિરફતાર હતી. કંગાલીયત માટે નહિ, પણ પતિની માંદગી માટે ! પતિ, ગૃહસ્થાશ્રમ અને સંતાન એ બધાંય સ્ત્રીજીવનના અત્યંત આકાંક્ષાની વસ્તુઓ કહી શકાય. આરિફા પણ એ આકાંક્ષાથી મુક્ત ન હતી.

પતિ જો સાજો થાય તો કંગાલીયતના ટળવા સાથે આકાંક્ષાઓ પરિપૂર્ણ થવા પામે. પણ શું કરે બીચારી! સમાજમાં અનેક કરોડપતિઓ અને લખપતિઓ અડીખમ ઉભા છે. એશ આરામ પાછળ હજારોનો ધુમાડો કરતા શ્રીમંતઝાદાઓનો પણ તોટો નથી. પણ આ કંગાળ કુટુંબની વારે આવે એવું કોઇ ન હતું. સમાજ પાસે લાખો નહિ પણ કરોડોના ખેરાત ફંડો હતા પણ કેવળ ધંધાદારી ભિખારીઓની જમાઅતોને પોષવા માટેજ! રાત્રિના વહેણ સાથે આરિફાની આશા પણ વહેવા લાગી. પતિની આવી માંદગીનાં પરિણામની કલ્પના, અને પોતાના ને બાળકના ભાવિનો ખ્યાલ આવતાં તે થરથરી ઉઠી. તેને જીવનમાં નિરાશાની નિશા આવતી જણાઇ. અચાનક તેણીને કાંઇ યાદ આવતાં તે બાજુના મકાન પાસે આવી. ડોકટર ખાદિમ હુસૈન અહિં રહેતા હતા પ્રખર સુધારક તરીકે તેઓ સમાજમા જાણીતા હતા. અત્યારે તેઓ પોતાની ઓરીસમા એકલાજ બેઠા બેઠા પુસ્તક વાંચી રહ્યા હતા. આરિફાને જોઇ તેઓ ખુરશીમાંથી ઉઠયા. આરિફા મેજ આગળ ઉભી રહી. ઘરની ચાર દીવાલો વચ્ચે ગોંધાઇ રહેલી આરિફા અત્યારે રાત્રીની નિરવ શાન્તિમા પરપુરુષ સમક્ષ એકલી ઉભી રહેતાં ભય અને કંપનો ભાવ અનુભવી રહી હતી. ડોકટર તેણીને કુતુહલ પૂર્વક જોવા મંડયા, 'ડોક્ટર સાહેબ! હું ગરીબ છું. મારો પતિ બીમાર છે"-આરિફા માંડ માંડ બોલી શકી.

"બીમાર છે તો સવારે દવાખાને લાવો," ડોકટરે બેદરકારીથી જવાબ આપ્યો. તેમની આંખોમાં આરિફા ઉતરી ગઇ હતી.

"પણ અત્યારે......"

"પણ અત્યારે તેડી જવાથી ફી આપવી પડશે," ડોક્ટરે આરિફાને બોલતી અટકાવી દીધી નાખ્યું.

"હું કંગાળ છું. મુફલિસ છું. ખુદાના વાસ્તે રહમ કરો. ફી આપી શકું તેમ નથી." આરિફા કરગરવા લાગી

ડોકટર ખમોશ રહ્યો. તેમની આંખો આરિફાને નિરખી રહી હતી. આરિફા કંગાળ હોવા છતાં કમનીય હતી. વિધાતાએ તેનામાં સૌંદર્યનાં વેલબુટા લગાવી રૂપનાં અંબાર જેવી બનાવી હતી. રાત્રી, રૂપસુંદરી અને એકાંતે ડોકટરને પિશાચી બનાવ્યો

નિચી નિગાહે ઉભેલી આરિફાએ જવાબની આશાએ ડોકટર પ્રત્યે નજર કરી. ડોકટરની મુખમુદ્રા ઉપર તરવરતી વાસના જોતાં તે ચમકી. ભયથી તેણી થરથર કંપવા લાગી. બીજીજ ક્ષણે ડોકટરનો પંજો તેણીના ખભા પર પડયો. તેણી મૂર્છિત બની ડોકટરનાં દેહ પર ઢળી પડી

× × ×

ડોકટરે આવી રીકને તપાસ્યો, ત્યારે રફીકના શરીરમાંથી ગરમી ઉડી ગઇ હતી. તેનો આત્મદિપક બુઝાઇ ગયો હતો.

"આરિફા! બેસ ખલાસ." ડોકટરે કહ્યું.

"હેં શું! મારો સંસાર દીપક બુઝાઇ ગયો?" કહેતાં આરિફા મૂર્છિત થઇ નીચે પડી. બીજીજ ક્ષણે ઘરની બત્તીમાં તેલ ખલાસ થવાથી બત્તી બુઝાઇ જતાં ઘરમાં ઘોર અંધકાર વ્યાપી ગયું.

સંપૂર્ણ.

# શકુન્તલા

અનુ. "ખામોશ"

જ્યારે ગાડી લાહોરના સ્ટેશનથી રવાના થઈ, ત્યારે ગાડીમાં તલ રાખવા જેટલી જગ્યા ન હતી. ઘણા પેસેન્જરો ફુટપાથ ઉપર ઊભેલા હતા, પરંતુ એમ હોવા છતાં એક મોટી વયનો માણસ પ્લેટફોર્મની ભીડને ચીરી તરતજ સેકન્ડ ક્લાસના ડબ્બાની બારીને વળગી પડયો. અંદર એક નવયુવાન પોતાનો સામાન યોગ્ય રીતે ગોઠવ્યા પછી સીટ ઉપર બેસીને છાપું ખોલી રહ્યો હતો; એટલામાં તેની નજર બારી તરફ ગઈ.

"અંદર આવી જાઓ" બહાર ફુટપાથ ઉપર બારીને વળગી રહેલા મોટી અવસ્થાના માણસને તે નવયુવાને કહ્યું.

મુસાફરે હસી દીધું...કેવી શુભ ઘડી છે? શિકાર પોતે શિકારીની જાળમાં આવી રહ્યો છે.

"આપ અંદર આવી જાઓ. બહાર ઘણી તેજ હવા ચાલી રહી છે અને વળી આજે શરદી પણ વધુ છે. તેના સિવાય ગાડીની ગતિ એટલી વિશેષ છે કે, આપ વધારે વખત ઠંડી હવાના તેજ ઝપાટાઓનો મુકાબલો નહિ કરી શકો."

મુસાફર નવયુવાનના ભોળપણની ઉપર દિલમાં ઘણો પ્રસન્ન થયો અને દિલમાંજ કહ્યું "કમબખત, મને પણ મુસાફર સમજી રહ્યો છે. એટલું નથી જાણતો કે, હું તેના માટે કેટલો વિપત્તિ આપનારો સાબિત થઈશ જેના પછી તેને મરતાં પકડીને-રડવું પડશે."

થોડી ક્ષણો પછી તે અંદર દાખલ થયો અને એક તરફ ભીંતના ટેકે લાગીને ચુપચાપ ઊભો રહી ગયો.

નવયુવાને સામેની બેઠક ઉપરથી પોતાની હેટ ઉપાડતાં કહ્યું "આપ અહીં બેસી જાઓ. પુષ્કળ જગ્યા છે."

"પરંતુ મારી કને......"

"ઇન્ટરની ટિકિટ લીધી હશે."

"નહિ, નહિ, મારી કને ટિકિટ......"

"થર્ડની છે કેમ?"

"નહિ......"

"અરે ભાઇ આવું નાનકડું દિલ પણ શા કામનું? આજકાલ ટિકિટ લેવી કોઇ સરળ વાત છે? બધા જાણે છે કે, ભીડના અંગે કેટલી વેળા ટિકિટ નથી મળતી, અને જો, કદિ કોઇ એવી તેવી વાત થઇ, તો આપણે સમજી લઇશું."

"......પરંતુ મારી પાસે તો કોઈ પણ ક્લાસની ટિકિટ નથી."

"નથી તો નહિ વારૂં. આજે ગિરદી પણ તો કાંઇ ઓછી ન હતી. બહાર લટકીને, સિગ્નલો જોડે ટકરાઇ પ્રાણ દેવા કરતાં, અહીં બેસવું વધારે સારૂં છે. આપ નચિંત બનીને બેસો. કોઇ ફાંસીએ તો નહિ ચઢાવી દેશે. બહુ કરશે તો દંડ ભરવો પડશે. જો આપની કને પૈસા ન હોય, તો હું તે ભરી દઇશ." મુસાફરને દરેક પ્રકારે સંતોષીને નવયુવાન છાપું વાંચવા લાગ્યો.

નવયુવાનની આ દયાવૃત્તિ અને ભોળપણુ જોઇને મુસાફરનું અપરાધી જીવન કંપી ઉઠયું. તે એક વિચિત્ર ચિન્તનમાં ગરકાવ થઈ ગયો. તે આ નવયુવાનને લૂંટવા આવ્યો હતો; પરંતુ નવયુવાનની આ માયાળુ વર્તણુકે અપરાધના પર્દામાં સંતાએલાં તેનાં વિષમય ચક્ષુઓને પવિત્ર માર્ગ બતાવી દીધો. ને વિચારવા લાગ્યો કે, જેને હું લૂટવાના વિચારે આવ્યો છું, તે મારી ઓળખ કે પરખ વિના આટલી આવભગત કરી રહ્યો છે. મારા જેવા ઝલીલ ઇન્સાનને પોતાના ગળે વળગાડી રહ્યો છે. શું હુ તેને લૂંટી શકીશ? ધિક્કાર છે મારી ઉપર!

આજથી નહિં પણ વરસોથી તેનો એજ ધંધો હતો. ગજવા કાતરવા અને નજર ચૂકવીને કોઇનો સામાન ઉપાડી છૂ થઇ જવું. થાપ દેવાની એવી એવી યુક્તિઓ યાદ હતી કે, પોલિસ અફસરોના પણ કાન કાપી શકતો હતો. આંખના પલકારામાં એવી એવી ઘટનાઓ ઉપસ્થિત કરી દેતો કે, મહાન નવલકથાકારો પણ તેની આગળ કશી ગણત્રીમાં ન હતા. સેંકડો નહિં હજારો, બલ્કે લાખો ઇન્સાનો તેના શિકાર બની ચુકયા હતા. કદિ ભૂલથી પણ તેના કપાળે ચિન્તા દર્શક રેખાઓ દેખાઇ ન હતી; પરંતુ આજે તે ચોરી કરતાં કેમ ગભરાઇ રહ્યો હતો! આ અચાનક પરિવર્તનનું કારણ તે પ્રયાસો કર્યા પછી પણ ન સમજી શકયો. તે નવયુવાનના ચેહરા ભણી તાકીને જોવા લાગ્યો. કેટલો સૌંદર્યવાન અને કેવો ભોળો નવયુવાન છે. એવું લાગે છે કે, જાણે ઇશ્વરે ચાંદ અને તારાઓના સર્જન પૂર્વે એનેજ બનાવ્યો હોય. તેને થયું કે, તે ઉભો થઇને એને પોતાની છાતીએ લગાડે. ન જાણે કેવા ભાગ્યશાળીનો આ સુપુત્ર છે!

પોતાની જિન્દગીમાં આજે પ્રથમ વેળા તેના દિલમાં સંતાન પ્રત્યેની ઇચ્છા તડપી ઉઠી.

ગાડી એક ઝટકાની સાથે થોભી ગઈ. તેણે નિર્ણય કરી લીધો હતો કે, અબ તે પોતાનો ધન્ધો બદલી નાંખશે અને તે નવયુવાનનો વિચાર તજી દઈ કોઈ બીજા શિકારને શોધી લેશે. એજ વિચારમાં તે ઊભો થનારો હતો કે નવયુવાને છાપા ઉપરથી નજર ફેરવીને કહ્યું "અમૃતસર આવી ગયું અને મને ખબર પણ ન પડી" અને પછી છાપાને એક બાજુ રાખતાં બોલ્યો "અહીં પંદર મિનિટ ગાડી થોભશે. આપ જરા મારા સામાનનો ધ્યાન રાખજો, હું દોડીને આપના માટે ટિકિટ લઇ આવું. હાં, કયાં સુધી જવું છે આપને?" એમ કહીને તેણે મુસાફરની ઉપર એક ઉત્તર-પ્રાપ્તિ કાજે દૃષ્ટિ ફેરવી.

"આપ તસ્દી ન લો, હું જઈ રહ્યો છું." મુસાફરે ઉભા થતાં કહ્યું.

"શું આપને અહીં લગી આવવું હતું?"

"નહિં, જવું તો મારે દિલ્હી સુધી છે."

"તો પછી બેસી રહો. હજી દિલ્હી દૂર છે." નવયુવાન એમ કહીને દરવાજા તરફ આગળ વધ્યો.

"આ તો મને પણ ખબર છે. પરંતુ હું રહ્યો ટિકિટ વગરનો. એટલે એક સ્થળે બેસી રહેવાથી કેમ ચાલશે? મારે તો જરા હરીફરીને જ પ્રવાસ ખેડવો પડશે જેથી કરી ટિકિટ-ચેકરોની નજરથી બચતો રહું."

"એટલા માટે તો કહી રહ્યો છું કે, ટિકિટ લઇ આવું."

"તો પછી આગળ જતાં લઇ લઇશું. એટલી જલ્દી શું છે? આપ બેસી જાઓ." મુસાફરે એમ કહીને નવયુવાનને રોકી લીધો.

"મારું સદ્ભાગ્ય છે કે, આપ જેવા બુઝર્ગ મારી સાથે છે."

"આ તો આપની દાનાઇ છે; નહિં તો 'મન આનમ્ કે મન દાનમ્!'"

"મનુષ્ય ભૂલની પ્રતિમા તો છેજ."

"ભૂલ અને અપરાધમાં ઘણો ફેર છે. હું તો એવો અપરાધિ છું કે, જેને કદાચ નર્કના સિવાય બીજે કોઇ જગ્યા મળશે નહિં."

"તો તો આપ અમારા કરતાં પ્રભુની કૃપાદૃષ્ટિના વધુ હકદાર છો."

"આપે હજી મારા જીવનની બીજી બાજુ નથી જોઇ અને જો જોઇ લેશો તો મને ખાત્રી છે કે, આપ આજ વેળા ચાલતી ગાડીએ મને ધક્કો મારીને નીચે પાડી દેશો."

"ઓહો; આપ તો ઘણા મનોરંજક લાગો છો. આપનો પરિચય?"

"સત્ય પ્રમાણે વર્ણવું?"

"અસત્યની તો આપનાથી મને આશાજ નથી."

"તો સાંભળો! હું એક 'ઉઠાવગીર' છું." નવયુવાનના મુખ ભણી જોતાં મુસાફર બોલ્યો. "આપને વિશ્વાસ નથી? તે સામે છાપામાં જે આપ એક ખીસા કાતરની છબી જોઇ રહ્યા છો, તે મારી પોતાની છબી છે. આ ધંધો મેં શા માટે ગ્રહણ કર્યો, તે એક ઘણી લાંબી કથા છે સંભળાવું? આપ સાંભળશો?"

"હાં હાં, કેમ નહિ?" નવયુવાન ગાભરો બનીને બોલી ઉઠયો.

મુસાફરે પોતાના સામેની બારી બંધ કરતાં કહ્યું આ ગાડી કયારે ચાલવા માંડી? મને તો એના ચાલવાની ખબરજ પડી નહિં."

નવયુવાને પોતાની ચાદરનો અર્ધો ભાગ તેની ભણી લંબાવતાં કહ્યું "આજે ઘણી ઠંડી છે! લ્યો આપ પણ એને ઓઢી લો."

"આ વીસ વરસોમાં આજે પ્રથમ વેળા મને આ શુભ ઘડી પ્રાપ્ત થઇ છે કે, હું આપ જેવા રહેમદિલ અને હમદર્દ નવયુવાન જોડે હળીમળીને સંતોષ પૂર્વક વાતો કરી રહ્યો છું. એક કહેવત છે કે, બિલ્લીને કોઇકે પૂછ્યું કે, તમે શરદીમાં કેમ બહાર નીકળતાં નથી? તો એણે જવાબ આપ્યો કે, ગરમીની અંદર મારી એવી કઇ આવભગત થાય છે કે, હું શરદીમાં પણ નીકળું? બસ, એવીજ હાલત મારી છે."

"વારૂ; આપ પોતાની વાત સંભળાવો."

"તો સાંભળો! હું મારા પિતાનો લાડકવાયો પુત્ર છું. મારા પિતાજી કને એટલા રૂપિયા હતા કે, તેઓ અભિમાનથી એમ કહેતા, જો અમારો લલ્લુ છાજ ભરી ભરીને રૂપિયા વિખેરતો રહે, તો પણ તેની ઝિન્દગીમાં આ રૂપિયા ખલાસ નહિં થાય; પરંતુ હું કહીશ કે, આ તેમની એક ભૂલ હતી. તેમને શું ખબર હશે કે, તેમનો લલ્લુ બે ચાર વરસો પણ મુશ્કેલથી વિતાવી શકશે?......હાં; તો હું તે દિવસોમાં એમ. એ. માં ભણતો હતો. તે વેળા આજકાલની પેઠે છોકરીઓ તથા છોકરા આઝાદીની સાથે એકજ કોલેજમાં બહુ ઓછાં ભણતાં હતાં. અમારી કોલેજમાં વધુમાં વધુ છ બાળાઓ ભણતી હતી. તે બધી જોડે મારો ગાઢ સંબંધ હતો અને હું ભણવા કરતાં, વિશેષ તેમની જોડે મળવા તથા તેમને જોવામાંજ આનંદ માણતો હતો. મને વિશ્વાસ હતો કે, તેઓ પૈકી એકની જોડે મારા ઝરૂર લગ્ન થશે; પરંતુ મારા આશ્ચર્યની સીમા ન રહી, જ્યારે મેં એમ સાંભળ્યું કે, મારી માતુશ્રીએ મને પૂછ્યા વગરજ કોઇ બીજા સ્થળે મારી મંગણી કરી દીધી છે. મને તેથી ઘણો ક્રોધ ચઢયો. કમ-અઝ-કમ મારાથી પૂછી તો લીધુ હોત! હું કાંઇ એટલો અજ્ઞાની તો હતોજ નહિ કે, વિચાર કર્યા વગર ઇન્કારી દેત અને ક્યાંક પણ મારી શાદી તો ઝરૂર થવાની હતી; પરંતુ જો આ સંબંધી મારી જોડે સ્પષ્ટ વાર્તાલાપ કરી લેવામાં આવત, તો કેટલું સારૂં થાત! પરંતુ એમણે તે સંબંધીની આવશ્યકતા અનિવાર્ય ન સમજી.

આ ખબર કોલેજની અંદર પહોંચી ગઇ અને જે કન્યાઓ દિવસમાં છ છ વખત મારા ટટકાવ્યા છતાં મારી કને આવતી હતી, તેઓ હવે મારી કને ભૂલથી પણ આવતી નહિં; એટલુંજ નહિં પણ મારા બોલાવ્યા છતા આવતી નહિં અને જો કદી તેઓ જોડે મારો અચાનક ભેટો થઇ જતો, તો ફિકા જવાબ આપી દઇને સત્વરે મારી આગળથી પસાર થઇ જતી. આ વાર્તાએ જાણે બળતામાં ઘી

હોમવા જેવું કામ કર્યું અને છેવટે હું એક દિવસે બળતો કકડતો ઘેર જઈ પહોંચ્યો. પિતાજી કને તો કાંઇ કહેવા સાંભળવાની હિંમત ન થઇ; પરંતુ માતુશ્રીની મે સારી પેઠે ખબર લીધી. હું ક્રોધમાં ઉન્મત્ત બની રહ્યો હતો. ન જાણે શું શું બકતો રહ્યો અને તેઓ હસતા રહ્યા. મને વધુ રોષ ચઢવા લાગ્યો છેવટે માતાજીએ પોતાના વિસ્મયજનક મુખડા પર થોડીક દુઃખ દર્દની રેખાઓને દોરતાં કહ્યું "શું છે રે? એક લખપતિની ચાંદ સમી પુત્રી સાથે તારો સંબંધ જોડી દીધો, તો મે શુ બગાડયું તારી જોડે?" એટલુ કહીને તેમણે મારા ક્રોધાવેશી ચક્ષુઓ જોડે પોતાની દ્રષ્ટિ મેળવી દીધી. પછી જરા શાન્તિ ધરીને કહ્યું:—

"લલ્લુ! હું તો સમજતી હતી કે, તું આનંદ પામશે આ સાંભળીને......!"

"બસ ચુપ રહો! માતાજી" મે તડપીને કહ્યુ "જો કંઇ કરી શકો છો તો આ વિવાહના બંધનને મજબૂત થયા પૂર્વેજ તોડી નાંખો."

"કેમ શુ ખરાબી છે એમાં? છોકરી આંધળી છે? મૂંગી છે? લૂલી છે? લંગડી છે? અને કઈ ખોડ છે તેમાં?"

"તે અજ્ઞાન તથા મૂર્ખ છે."

"તને એમ કોણે કહ્યુ? તે તો ભલી ચંગી......"

"શું ભલી ચંગી છે ગાના? અહીં તો મને તમે એમ. એ. લગી ભણાવી રહ્યા છો અને ત્યાં મારા ગ્રાજવામાં નાંખી રહ્યા છો એક અજ્ઞાન તથા મૂર્ખ છોકરી! બતાવો જોઇએ રહું નહિં તો બીજુ હું કરૂં પણ શું?"

"અરે લલ્લુ!" માતાજીએ મારી ભૂલ તથા નાદાની ઉપર હસતાં કહ્યું "તે અભણ કયાં છે? તે તો સારી પેઠે ભણેલી છે. રામાયણ, મહાભારત, ગીતા, હનુમાનચાલીસા, બધા પુસ્તકો તો વાંચી જાણે છે અને તું, તેને મૂર્ખ ગણે છે. છી...છી..."

"પ્રથમ તેને મૂર્ખ કહેતો હતો. હવે તેને જાનવર કહું છું. રામાયણ, મહાભારત, ગીતા, હનુમાનચાલીસા! આ કોઈ શીખવાના પુસ્તકો છે? આના વાંચનથી તો માનવી જગતને પાત્રજ રહેતો નથી. આ પુસ્તકોમાં પ્રાચીન કાળના લોકો તેરી વિચારો સંઘરાએલા છે. ભણતર કહેવામાં આવે છે અંગ્રેજીને, ભણતર કહે છે કોલેજની કેળવણીને. જે આપણા દિમાગમાં નવા વિચારો જન્માવે છે. બુદ્ધિને વિશાળ, દિમાગને ભવ્ય અને વાસ્તવિક રીતે આપણને એટલી નિપુણ બનાવે છે કે, આપણે પોતાની ઉપર કાંઇ પણ શંકા વગર ગર્વ લઇ શકીએ."

"તારૂં તો મસ્તક ભમી ગયું છે." એમ કહેતાં માતાજી બીજા ખંડમાં ચાલી ગયા.

મારૂં હૃદય કોલેજની તે સૌંદર્ય-પ્રતિમાઓની અંદર કેટલું ડૂબેલું હતું, એ તો હુંજ જાણતો હતો. માતાજીને એની શું ખબર હતી? પિતાજીને કાંઇ કહેવા જેટલી મારામાં હિંમતજ ન હતી. મતલબ કે મારી શાદી કરી દેવામાં આવી અને હુ ચૂપ રહ્યો. વધુ કાંઇ બોલી શકયો નહિ; પરંતુ દિલની હાથે મજબૂર હતો, એટલે દિલમાંજ એક યુકિત મેં વિચારી લીધી. એમ એ ની પરીક્ષાથી પરવારીને મને ઘેર જવું પડયું. કેમકે પહેલાં તો ભણવાનું બહાનું મળી જતુ હતુ; પરંતુ હવે આ ઢોંગ પણ હાથમાંથી જતો રહયો. મારે વિવશ બનીને લીલાને તેના પિયરથી લાવવીજ પડી.

મારા સસરાએ તેને ગાડીમાં મારી પાસેજ બેસાડી દીધી હતી. તેણે એક હાથ જેવડો

લાંબો ઘુંઘટ તાણી રાખ્યો હતો. આખા માર્ગે તેની જોડે મેં કોઇ વાત કરી નહિ અને તે બીચારીને તો કાંઇ કહેવાનું હતુંજ નહિ. ઘેર આવીને પણ મેં તેનાથી કદિ વાત કરી નહિ અર્ધી અર્ધી રાત્રિઓ લગી હું ઘરની બહાર રહેતો હતો અને તે મારી પ્રતિક્ષામાં જાગ્રત રહેતી હતી. મેં તેની તરફ નજર ઉંચકીને પણ જોયું નહિ અને જો કદિ મારી દ્રષ્ટિ ચાદરમાં લપેટાએલાં તેનાં શરીર ઉપર પડી પણ જતી, તો તે ઘુંઘટમાંથી મને કોઇ એવી નજરથી જોતી કે, મારૂં દિલ જરા નિરંકુશ બની જતું; પરંતુ દિલમાંજ પોતાની ઘડેલી યોજના પ્રત્યે વિચાર આવતાંજ હું ઉભો થઇ જતો હું અવારનવાર વિચારતો કે, હું મારૂં જીવન બરબાદ નથી કરી શકતો. મારે બહુ ઉંચે જવું છે. આકાશની ઉંચાઇ પર જઇને મારે ફરવું છે. હું આ પથ્થરને તો પોતાના ગળામાં લટકાવી જમીન ઉપર તાકતો રહી જઇશ.

એક દિવસે હું એમજ કાંઇ વિચારી રહ્યો હતો. ઓરડામાં લીલા સંકુચિત પગલે મારા ખંડમાં આવી અને ચુપચાપ મારા પગ દબાવવા લાગી. એક ગજ લાંબો ઘુંઘટ હાથીની સૂંઢ પેઠે ઝૂલી રહ્યો હતો. મેં પોતાના પગ સંકોચીને કહ્યું.

"મને કંઇ તકલીફ નથી"

"પરંતુ મને તો છે." તેણે રડતાં કહ્યું.

"તમને શી તકલીફ છે? સારૂં ભોજન આરોગો છો અને સારાં વસ્ત્રો પરિધાન કરો છો."

"આ વસ્તુઓ મને પોતાના માતપિતાને ત્યાં પણ પ્રાપ્ત હતી"

"તો એથી વધુ બીજું શું ઇચ્છો છો તમે?"

"આપનો પ્રેમ!"

"કેમ?"

"મારો અધિકાર છે તેની ઉપર."

"અને જો તેની ઉપર મારો પણ અધિકાર ન હોય તો?"

"તો મને આપ પોતાની સેવા કરવાનો અધિકારજ આપી દેજો નાથ! મને એટલાથીજ સંતોષ પ્રાપ્ત થઇ જશે."

"જો મને તેની પણ આવશ્યકતા ન હોય તો?"

"તો......!" એણે અશ્રુઓથી ભરાએલી આંખોને ઉપર ઉંચકી લીધી. એક વાર મને જોયું અને પછી નજરોને ઝૂકાવી ન જાણે ક્યાં સુધી પોતાના દુર્ભાગ્ય પર અશ્રુઓ સારતી રહી.

લીલા ચુપચાપ ગૃહ-કાર્યોમાં દરેક વેળા યંત્રવત પરોવાએલી રહેતી હતી મારાથી પછી કદિ એણે મારા વર્તાવની ફરીયાદ કરી નહિં. કદાચ એણે મારાથી કદાપિ શિકાયત ન કરવાનો ફેંસલો કરી લીધો.

કેટલાક સમય પછી મારા પિતાજી સ્વર્ગવાસી થઇ ગયા. પરંતુ હજી મારા પંથે એક રૂકાવટ બાકી હતી. તે હતી માતાજી! તે બીમારી પણ મુશ્કેલથી છ મહિના જીવંત રહીને ચાલતી થઇ. હવે હું દરેક રીતે સ્વતંત્ર હતો. મને કોઇ અટકાવનાર હતું નહિ. લીલા તે બીચારી કયા ખેતરની મુળી હતી? મેં તેને તેના માતપિતાને ત્યાં મોકલાવી દીધી નોકરીની મને ઝરૂરત ન હતી; પરન્તુ દિલને રમાડવા માટે સૌંદર્યવાન મૂર્તિઓની મને ઝરૂરત હતી; એટલા માટે બાળાઓનું ટ્યૂશન કરવા લાગ્યો. આ બાળાઓ નવયુવાન તથા ખુબસૂરત હતી અને હું પણ યુવાન હતો બસ પછી શું હતું? હું હતો અને તે બાળાઓ મારાં દિલના રમકડાં!

લીલાને પોતાના માવિત્ર બે વરસો વિતી ગયા. તે દરમિયાન તેના પિતાને રૂના વેપારમાં ઘણું નુકસાન થયું એટલુંજ નહિ પણ તેમણે દિવાળુંજ કાઢયું, જહકે તેનાજ ગમમાં સ્વર્ગવાસી થઇ ગયા. લીલાની માતા પ્રથમજ મરી ચૂકી હતી. પિતાના મૃત્યુ પછી તેના માટે કોઈનો આધાર રહયો નહિં. મને કેટલાક પત્રો લખ્યા. બંધ પરબિડીયમાં પોતાની વિપત્તિ કથાનું વર્ણન કર્યું; પરંતુ પાપાણમાંથી કદી પણ દૂધ નીકળ્યું છે? મારી ઉપર તેની જરા પણ અસર ન થઇ; એટલુંજ નહિં પણ મે તેને સ્પષ્ટ લખી નાંખ્યું કે, મારાથી કોઇ આશા ન રાખો. જો દુન્યામાં તમે મને સુખી જોવા ઇચ્છો છો, તો મારા પંથમાંથી દૂર થઇ જાવો."

અને તે ખરે મર મારા પંથમાંથી દૂર થઇ ગઈ. તેણે પછી કદિ મને કોઈ પત્ર લખ્યો નહિ.

મારી કને લગભગ એક ડઝન કન્યાઓના ટયુશન હતાં. તેઓ પૈકીની ચાર બાળાઓ તો અતિ સુંદર હતી. મન થતું હતુ કે, દરેક વખતે તેઓ મારી સન્મુખ બેસી રહે અને હુ તેમને જોતો રહું; પરંતુ એમ હોવા છતાં પણ હું નવાં ટયુશન લેવાની કોશિશ કરતો હતો મારી ધારણા હતી કે, કદાચ કોઇ તેઓથી પણ સરસ મળી જાય.

એક દિવસે વતમાન પત્રમાં "જોઇએ છે" ની કોલમની અંદર એક જાહેર ખબર પ્રગટ થએલી જોઈ. તેમાં લખ્યું હતું કે "જોઇએ છે એક શિક્ષક, જે મારી બહેનને આજ વરસે મેટ્રીકમાં અંગ્રેજી માટે તૈયાર કરી શકે. ઉમેદવાર સાહેબો ૨૭ સાંઢા રોડ, લાહોરના સરનામે પત્રવ્યવહાર કરવો."

જાહેર ખબર વાંચ્યા પછી મે એક પત્ર લખ્યો. જેનો બીજા દિવસેજ મને ઉત્તર મળી ગયો. બીજા દિવસે ત્રણ વાગે મળવાનો સમય નક્કી કરવામાં આવ્યો હતો.

બીજા દિવસે હું પોતાને ખૂબ શણગારીને નિયત સમયે તેમને ત્યાં પહોંચી ગયો. એક ચપરાશી દ્વારા મને એક નાનકડા ખંડમાં પહોંચાડી દેવામાં આવ્યો. એક નાનકડો ખંડ અને એક સામાન્ય ફરો કું એજ તેમની બધી દુન્યા હતી. મારો વિચાર હતો કે, કોઈ ધનવાનની પુત્રી હશે પરંતુ ત્યાં જઇને ખબર પડી કે, તે મકાન માલિકના બાળકોની ત્યાં સંભાળ રાખનરી છે. હું ત્યાંથી કોઈ ન કોઇ યુક્તિ દ્વારા નાસી જવાની ફિકરમાં હતો એટલામાં એક મોટી વયની સ્ત્રી નમસ્તે કહીને મારી પાસેજ કુરસી ખેંચીને બેસી ગઇ અને કાંઈ પરિચય કર્યા વિના બોલી "માસ્તરજી! મારી નાની બહેનને ભણવાનો બહુ શોખ છે. પરંતુ મુશ્કેલ એ છે કે, તે યુવાન છે. નિશાળે મોકલવાનો હવે જમાનો નથી રહ્યો. ઉમ્મીદ છે કે, આપ અમારા ઉપર કૃપા દાખવશો."

"ઝરૂર, ઝરૂર." મે અમસ્તું કહ્યું અને દિલમાંજ વિચારવા લાગ્યો કે, આ તો કન્યા જોઇનેજ ફેસલો થઇ શકે છે. અહીં તો જેટલો ગોળ હેય, તેટલીજ મિઠાશ હશે.

"પુષ્પા અહીં આવ." તે સ્ત્રીએ સદ પાડયો.

અપૂર્ણ.

## નવું સરનામું

'કારવાં' ઓફીસ તા. ૧-૯-૪૬થી નીચેના સરનામે ખસેડવામાં આવી છે.

**ચાહશી સાહિત્ય કાર્યાલય,**
એમ. એમ. બી. લેન,
**રાંદેર.**

કારવાં
પુ. ૮
અંક ૩
'ફના' સ્મારક અંક
● નવેમ્બર ૧૯૪૬ ●



# ભાઈ 'ફના' રાંદેરી !

એક પતંગીયું ભરરર, ભરરર, કરતું આવે અને શમા પર પોતાનો પ્રાણ નિછાવર કરે, એક પારીજાતનું પુષ્પ ખીલે અને તરતજ પોતાના કેસરી રંગનો પ્રભાવ પાથરતું ધરણી પર ઢળી પડે, એક લજામણી પત્ર કોઈનો અંગુલી સ્પર્શ થતાંજ બીડાય જાય; તેમ ભાઈ 'ફના' ખીલ્યા ન ખીલ્યા ને કાળના હસ્ત સ્પર્શથી બીડાઈ ગયા.

દેહ નાશવંત છે; પણ આત્મા અમર છે. કૌટુંબિક જવાબદારીઓની ચિંતામાં રોગગ્રસ્ત બની ભાઈ 'ફના'નો દેહ, આ નાશવંત જગતમાંથી અદૃશ્ય થયો. માટીનો માનવી માટીમાં મળી ગયો; પણ પોતાની માનવ સુગંધી જગત પર પ્રસરાવી ગયો. રાંદેરના થોડાક યુવાનો વાતોના તડાકા મારતા હતા; તેવામાંથી ભાઈ 'ફના'ને સાહિત્ય સેવાની કલ્પના સાંપડી, અને થોડાક આશાભર્યા યુવાનોને કાને વાત નાખતાં રાંદેરમાં સુ. ગુ. સાહિત્ય મંડળનો જન્મ થયો. મંડળના એ આદ્ય સ્થાપકને સાહિત્યની કશીય કલ્પના સુદ્ધાં ન હતી; છતાં એ કુદરત સર્જ્યા કવિએ ગુજરાતમાં ગઝલ સ્થાપનાની જડ નાખી 'ફના', 'વહશી', 'નિસાર', 'વફા', 'ગેફાર', 'ઓલીયા', 'અમીન' ભેગા મળ્યા ને મુશાયરાનો જન્મ થયો.

ભાઈ 'ફના'એ મુશાયરાની પાછળ તન, મન અને ધનની ખાસી ફનાગીરી લીધી. ઓછું ભણતર છતાં ઉત્સાહ અને ધગશથી એ ઉછરતા કવિ તરીકે ઝળકી ઊઠયા. 'ફના'એ થોડું લખ્યું છે; છતાં એક ગઝલકાર તરીકે શોભી ઊઠે એવું લખ્યું છે. એમનામાં ગઝલ સેવાની હોંસ હતી અને તેને લીધેજ રાંદેર ગુજરાતનું શીરાઝ બન્યું. અનેક બુલબુલો એ નાનકડા ગઝલ ઉપવનમાં ચહેક્યાં, અને કાળ જતાં એ નાનકડા ઉપવનનો વિલય થતાં ગઝલનું મહાઉપવન ઉત્પન્ન થયું સૂરતમાં. સૂરતનું એ મહાઉપવન તેજ મહાગુજરાત ગઝલ મંડળ.

એના એકાદ પ્રારંભિક મુશાયરામાં ભાઈ 'ફના' ચમક્યા, ને પછી તો બીમાર પડયા તે પડયા. બીમારીની પથારીમાંય થોડીક ગઝલો ગુંથી. ખીલે તે કરમાય છે, અને સરજાય તે લોપાય છે; એ સનાતન નિયમને આધારે ભાઈ 'ફના' જન્નતનશીન થયા. 'ફના' આજે આપણામાં હયાત નથી પણ એમની થવા લાયકની અરૂપ; પણ **અમર કાવ્ય મૂડી** ગુજરાત માટે છોડી ગયા છે.

'ફના' ભર યુવાન વયે ગુજરતાં એમના કુટુંબનો એક આધાર સ્તંભ તૂટી પડયો સાથે ગુજરાતની ગઝલવાડીમાં એક લાગણીમય, ગઝલઘેલા માળીની ખોટ પડી. મુસ્લિમ-ગુજરાતની ગઝલ આલમને એ ખોટ પુરતાં ઘણો સમય લાગશે; છતાં જ્યાં જ્યાં ગુર્જર-મુશાયરા યોજાશે ત્યાં ત્યાં મુશાયરાના એ આદ્ય સ્થાપકનો આત્મા પ્રસન્નતાનાં પુષ્પ વેરતો હાજર રહેશે.

—તંત્રી 'કારવાં'

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :

...ભેકાર...



## આપણી કમનસીબી !

હિંદ આઝાદીના પગથીઆ પર પગ મૂકે તે પહેલાંજ કૌમવાદી-આતશ ભડકી ઊઠયો છે. નેતાઓની વરસોની મહેનત પર ગુંડાઓની છરીએ પાણી ફેરવ્યું છે. હુલ્લડ અને ધાંધલનું મહત્વ વધી ગયું છે હુલ્લડ કૌમવાદી મટી રાજકારણીય રૂપ ધારણ કરી બેઠુ છે. ઇન્સાફ, પ્રામાણિકતા, માનવતા, વિવેક નીતિ એ બધુંય જાણે હિંદમાંથી પરવારી બેઠું છે. અંગ્રેજો વરસોથી કહેતા આવ્યા છે કે "જો અમે હિંદમાંથી જઇશું; તો હિંદ આંતર વિગ્રહમાં સપડાઇ જશે." એ વાત બેવકુફ હિંદીઓએ ખરી પાડી લીધી છે. પછી એમણે જતાં જતાં પોતાની બાજીગરીનો પ્રતાપ બતાવી હિંદુ-મુસ્લિમોને અરસપરસ અથડાવી દીધા છે કે આપણી બુધ્ધિ પર બેવકુફીના પરદા પડી ગયા છે તે તો ખુદા જાણે !

પણ એ તો ખરૂં જ છે કે ક્રાંતિનો ઇતિહાસ પોકારે છે કે જ્યારે કોઇ કૌમમાં ક્રાંતિ થવાની હોય છે, દેશમાં ભાગ્ય પ્રકાશવાનો હોય છે ત્યારે આવું જ અંધેર પ્રથમ વ્યાપે છે અને પછી નવો ઘાટ ઘડાય છે. આજે હિંદનું કોઇ પણ શહેર શાંતિનુ દર્શન કરી શકતું નથી. અશાંતિની પીડા અનેક નગરોને ઘેરી રહી છે કલકત્તામાં તોફાન જાગ્યું અને તેમાં કહેવાય છે કે મુસલમાનો દસગણા ટીપાયા ને હિંદુઓ દસગણા લૂંટાયા ! મુસલમાનો જે કલકત્તામાં હણાયા તેનો બદલો પૂર્વબંગાળમા લેવાયો અને હિંદુઓ ઉપર વિનાશના ઓળા ઉતર્યા ગુંડાગીરી ને પાશવતાના દર્શન કરાયાં અને અમાનુષી અત્યાચારોના ઢગના ઢગ ખડકાયા એવું છાપાંઓએ પોકાર્યું ! એક કહે કે આ અહેવાલ ખોટો છે અતિશયોક્તિ ભરેલો છે તો બીજો કહે કે ખરો છે, અને જો ખોટો હોય તો તમે સાબિત કરી દ્યો આમ છાપામાં ધુરકા ધુરકી અને નિવેદનબાઝી ચાલુ હતી; તેવામાં પૂર્વબંગાળના હત્યાકાંડનો બદલો બિહારમાં લેવાયો. કહેવાય છે કે ત્યાં મુસલમાનો પર આફત વરસી રહી છે. છાપાંમાંથી ચળાએલા સત્યની જો તારવણી કાઢીએ તોય દીવા જેવું સ્પષ્ટ જણાય છે કે એક ઠેકાણે મુસલમાન ટીપાય, બીજે ઠેકાણે હિંદુ ટીપાય. તો ત્રીજે ઠેકાણે પાછા મુસલમાન ટીપાય; આમ "વારા ફરતી વારો પહેલાં તારો તે પછી મારો." જેવું થઇ રહ્યું છે એનું રહસ્ય શું હશે ?

કોઇ ત્રીજો હાથ તો આ ખેલ ન ખેલી રહયો હોય ! પહેલાં તો કોઇ પણ સ્થળે હુલ્લડ ફાટી નીકળતું ને ક્ષણવારમાં શાંત કરી દેવામાં આવતું, અને આજે મહિનાના મહિના સુધી હુલ્લડો લંબાય છે એનું કારણ શું છે ! ગવરનરો છે, વાઇસરોય છે, તેમના નિરો પાવરો સલામત છે, લશ્કરો પણ છે અને પહેલાં કરતાં વિશેષ છે; છતાં આ અંધાધૂંધી કેમ વધી રહી છે ? કાં ગોરી મુત્સદ્દીગીરીનો એ પ્રતાપ ન હોય ? કાં આપણને મોઢે ગાળો કહેવરાવવી "અમે વ્યવસ્થા ચલાવી

શકીએ એમ નથી." એ ના કહેવરાવવું હોય ? શું કુદરતે આપણી અક્કલો પર પરદો ઢાંકી દીધો હશે ? કુરઆન વાણી તો સાફ સાફ ફરમાવે છે કે :

"વલા યજરે મન્નકુમ શનઆનો કૌમિન અલા સલ્લા ત અ્દેલુ એઅ્દેલુ હોવા અકરબો લિત્તકવા" ઇત્ય.

અર્થાત ગમે તે દુશ્મન હોય પણ તેની સાથે તમે ઇન્સાફથી વર્તો. ત્યારે અહીં તો દોસ્તો સાથે પણ ગેરઇન્સાફી અરસપરસ વર્તાઇ રહી છે.! 'અક્કરમીના પડીયા કાણા!' તે આનુંજ નામ ?

**પરદેશમાં !**

દેશની હાલત તો ગુંડાઓની છરી નીચે ગુંગળાઇ રહી છે; પણ હવે પરદેશ તરફ નજર કરો. અમેરિકામાં રાષ્ટ્રસંઘની બેઠક મળી છે. તેમાં હિંદ તરફથી વિજ્યાલક્ષ્મી પંડિતે તથા બેરિસ્ટર-ચાગલાએ દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો કેસ રજુ કર્યો છે અને પહેલાજ ધડાકે હિંદી પ્રતિનિધિ મંડળને સફળતા સાંપડી છે. રશિયન માલોટોવે તો હિંદના કેસના ટેકામાં ખૂબ હિંમતપૂર્વક હૈયાની વાત હોઠે આણી છે. ચીન, અમેરિકા, ફ્રાન્સ વગેરેએ પણ હિંદની વાતને ટેકો દીધો છે. જેથી જનરલ સ્મટસ જેવા વાણી વારને પણ હાલ તો પોતાનાં હથિયાર મ્યાન કરવાં પડયાં છે અને એની મુત્સદ્દીગીરીભરી વાતો, કુલડીમાં ગોળ ભાંગવાની યોજના ટાઢી પડી રહી છે! "દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન તો અમારો ઘરનો પ્રશ્ન છે; તે ગોળમેજી ભરીને અંદર અંદર સમજી લઇશું!" પણ હિંદે 'અંદર અંદર સમજી લેવાની' ના પાડીને રાષ્ટ્રસંઘ પાસેજ સાઉથ આફ્રિકાનો કેસ રજુ કર્યો છે, અને આમ રંગભેદનો રંગીન પરદો ચીરાઇ રહ્યો છે.

અમેરિકામાં આમ બન્યું છે; ત્યારે યુરોપમાં ચર્ચીલના ફડાકા ભાષણો દ્વારા ફૂટી રહ્યા છે. રશિયા ત્રીજું યુધ્ધ સળગાવશે એમ એનાં નિવેદનો પોકાર કરે છે; તો સ્ટેલીન કહે છે કે 'ચર્ચીલ'ના મોઢા પર બ્રિટને લગામ ચઢાવવી જોઇએ કારણ કે અમને તો યુધ્ધ પસંદ નથી પણ ચર્ચીલજ યુધ્ધખોર યાને લડાઇખોર હોઇ યુધ્ધને સુતેલું જગાડવા મંથન કરી રહ્યો છે! આમ વાણી અને વર્તનદ્વારા યુરોપ બે ભાગે વહેંચાઇ રહ્યું છે. ધીમે ધીમે બ્રિટીશરો પણ સમાજવાદીઓની પીઠ થાબડતા રહી કોમ્યુનીઝમની સામે હવા જમાવી રહ્યા છે. એટલી સુધ્ધાં એવા નાના; નાના પ્રયત્નો કરતો રહે છે!

અમેરિકામાં ધીમે ધીમે ડેમોક્રેટિક પક્ષનું જોર વધતું જવાના ચિન્હો દેખાય છે; ટ્રુમેનની લાગવગ ઓસરવાની વાતો સંભળાય છે. બાકી સાઉથ આફ્રિકાના રંગભેદના ખરડાની વાતો કરનાર ટ્રુમેનના અમેરિકામાં પણ એક કરોડ ઉપરાંતની નીગ્રો જાતી પ્રત્યે રંગભેદની ભૂત જેવી તેમ કાયમજ રહી છે! લીગ અને કોંગ્રેસનો દેરડ્જનો હિંદમાંથી નીકળીને યુરોપ તથા અમેરિકા સુધી પહોંચ્યો છે! બંને પક્ષના પ્રચારકો પ્રચારની ધુનમાં હિંદની આંધ ઉઘાડી કરી લજ્જા પણ અનુભવતા નથી એમ આપણી કમનસીબીજ છે ને !

**હિંદમાં નવું !**

હિંદમાં નવું નવું સર્જન કરવા ના પ્રયત્નો નવી સરકારના નવા મોઢેથી નીકળી રહ્યા છે હુલ્લડની આંધીમાં, પણ નવી યોજનાઓ ન અટકવી જોઇએ એવી સરકારની માન્યતા છે. છાણાં-લાકડાં મોંઘાં થયાં હોઇ, બળતણની સગવડને માટે છાણમાંથી ગેસ ઉત્પન્ન કરી બળતણનો પ્રશ્ન હળવો બનાવવાની વિચારણા

થય છે રેલ્વેના થર્ડ ક્લાસોમાં ઇલેક્ટ્રીકના પંખા અને સગવડો વધારવાની સાથે સાથે ભાડાં વધારવાની યોજના વિચારાય છે! 'અનાજ વધુ વાવો'ની યોજનાની સાથે સાથે 'થોડું થોડું એછું ખાઓ'ની અપીલો પણ બહાર પડી રહી છે. ૧૨૫ નવી મીલો ઉઘાડવાની યોજના બહાર પડી છે! જોઇએ છીએ આપણા મુસ્લિમ શેઠીયાઓ એ યોજનાનો કેટલો લાભ લે છે! કે પછી વાતો કરીને મરજીદોના ઓટલાજ ભાંગશે?

●

## ૧૬મું સાહિત્ય સંમેલન

[રાજકોટ ખાતે ભરાએલા ૧૬મા સાહિત્ય સંમેલનમાં સદગત સાક્ષરોના શોકના ઠરાવમાં 'ફના' શંદેરીના અવસાનની નોંધ પણ લેવામાં આવી હતી.]

રાજકોટ ખાતે રજવાડી ઠાઠના મંડપમાં સાક્ષરોનો મેળો તા. ૧૮, ૧૯, ૨૦મી અકટોબરે ભરાયો હતો. ત્રણ દિવસ બદલે સાડાત્રણ દિવસ સુધી લોકોએ ખુબ આનંદ લૂટ્યો. હલકા લોકો ભલે 'રંજન'ને હળવું બદલે હલકું અને 'ચિંતન' 'મનન' જે ભારે ખમ માનતા હોય; પણ આપણી ગરવી ગુર્જરીની ગૌરવવતી સાહિત્ય પરિષદનો સાહિત્યના ભારેખમ વિષયોને બદલે 'રંજન' કાર્યક્રમનેજ વધૂ વજન આપતી જણાય છે. ત્રણ દિવસના એ આનંદ તમાશાના બારેભાગ વિષયોને માટે થોડીકજ ક્ષણો પ્રચાર થઇ હતી! ઠરાવો વખતે ઝાઝા પ્રેક્ષકો ન રહેતા અને નિબંધ વાચન વખતે તો છેક માનવ ગણતર કોપરાં જોખની જણાતી હતી; પણ રંજન પ્રોગ્રામ વેળા તો મંડપ છેકજ માંકડો થઇ જતો, હજારોની માનવ મેદની અંદર અને બહાર ખડકાઈ જતી! સવારના ૯થી રાતના ૩ વાગ્યા સુધી આનંદજ આનંદ રેલાતો.

અલબત્ત સાક્ષરોની ભલે નહિ પણ આમ જનતાની તો સાહિત્ય પરિષદ થઇ નજ હતી.

પંડિત યુગના બે ત્રણ માનવીઓ પ્લેટફોર્મ પર વિદ્યમાન હોવા છતાં તે યુગની જરાપણ ગંભીરતાને પરિષદે ફરકવા દીધી નથી. ભાષણ તરીકે પ્રમુખ શ્રી રામનારાયણ પાઠકનું ભાષણ વિવેચનના ચમકારાથી ભરપુર હતું. સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી મેઘાણીના ભાષણમાં સાહિત્યના ખુબ ચમકારા હતા. **'આનંદ ઉત્સવ'માં સરસ્વતીની ઉપાસના કોઈ ન ભૂલે'** એ ચેતવણી હતી; છતાં આનંદ ઉત્સવમાં ખરેખર સાહિત્યનો કનકવો કપાઇ જતો અને રંજનનો પતંગ વધુ ઉંચે ઉડતોજ દેખાયો! વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. નાયકનું ભાષણ વિજ્ઞાનની દ્રષ્ટિએ સાહિત્યની ઠીક નવિન દિશા સૂચન કરતુ હતું. ઇતિહાસી વિભાગના પ્રમુખ ડૉ. શ્રીધરાણીએ વર્તમાન ઇતિહાસની સારી છેડ કરી હતી. પણ સાથે સાથે વચમાં પાકિસ્તાનની વાતો ઘુસાડીને સાહિત્યની મિટ્ટીમાં રાજકારણની રહેજ ખટાશના દર્શન કરાવ્યાં હતાં! કળાવિવેચક શ્રી મહેતા તથા કુમાર શ્રી મંગળસિંહના પ્રવચનો કળાની સીમા દર્શાવતાં હતાં. પ્રો. રવીશંકર મહેતા, પ્રો. કાપડીઆ, ડૉ. શ્રી હરિપ્રસાદ, શ્રી જ્યોતિંદ્ર દવે, શ્રી મુન્શી, શ્રીમતી લીલાવતી મુન્શી, શ્રી કૃષ્ણલાલ ઝવેરી, વગેરે અનેક વકતાઓએ વકતૃત્વની ફોરમ પાથરી, પણ મનન, ચિંતન, અને અભ્યાસનુ આછેરું તરવર દ્રષ્ટિગોચર થતું હતુ.

ઉર્દુ સ્વાગત પ્રમુખ ડૉ. રમણલાલ યાજ્ઞિકનુ ભાષણ જો કે દિશાસૂચન રૂપ હતુ છતાં ઠીક હતું. અને એમની પ્રતિભા પણ સારી હતી. ટુંકાણમાં કહીએ તો આખો પરિષદનો ટોપલો શ્રી કનુ મુન્શી ઊંચકીને

[ અનુસંધાન ટાઇટલ ૩જું ]

# "ફના" મર્હૂમની સાથના

–"વહશી"

## કેટલાએક સ્મરણો

"રાંદેર ઇસ્લામ ક્લબનો હોલ અમને વાપરવા માટે ફકત એક રાત માટે મળી શકશે?"

"કેમ ભાઈ! હોલ શા માટે જોઇએ છે?"

"હું, ભાઇ "બેકાર", "નિસાર' વીગેરે એક ગુજરાતી મુશાઇરાનો અખ્તરો કરવા માંગીએ છીએ, અમે બીજી બધી વ્યવસ્થા તો કરી લીધી છે. પંકિત પણ "વિલાસો વૈભવો ત્યાગી અહો સૌ દેશ-ભકિતને" મુકર્રર કરી છે. પ્રમુખ સ્થને ભાઈ ઉમરજી ફરમાઇશ સારોદીને લાવવાનું બિ "બેકારે" નક્કી કર્યું છે. '"સ હિંદ" ઓફીસમાં વધુ માણસો બેસી શકે નહીં તેથી તમારી પાસે, તમે ઓન. સેક્રેટરી હોવાથી, અમે આવ્યા છીએ."

"સાહિત્ય-સેવા માટે મને હોલ આપવામાં જરાયે વાંધો નથી. ખુશીથી તમે મુશાઇરો ગોઠવી શકશો."

સને ૧૯૩૧ની આખરી મહીનાઓ હતા અને મર્હૂમ "ફના" અને "ઓલિયા" મહાશયની જોડલીએ આવી મારી સાથે ઉપર મુજબ વાતચિત કરી. હોલની પરવાનગી મળતાંજ મને મારા મિત્રો સહિત આમંત્રણ પણ મળ્યું અને હસી ખુશી સાથે બન્ને બિરાદરો વિદાય થયા.

સાહિત્ય-રસિક આ ભાઇઓ આટલા હશે તે વેળા હું નહોતો જાણતો. બીજે દીવસે "ફના" મારી પાસે આવ્યા અને મિત્રે પૈકી શાઇરીમાં જો કોઈ રસ લે એવા હોય તો તેમને ગઝલો સહિત આવવા વિનંતી કરી મેં બિ. "ખાકી"નું નામ સુચવ્યું. બિ. "ખાકી" તે વેળા મારી પાસેજ બેઠા હતા એટલે તેમને પણ ગઝલ સહિત હાજર રહેવાનું આમંત્રણ મળ્યું. આ રીતે "ખાકી" સા. ગુજરાતી ગઝલ લખતા થયા. તેમણે પોતાની ગઝલ મને મુશાઇરાની બે દીવસ અગાઉ સંભળાવી પણ દીધી સાંભળતાં સાંભળતાં અને તે પણ પાંચ સાત વાર સાંભળતાં એક વધુ કવિને પ્રેરણા મળી બીજે દીવસે કંઇક વિચારો ગુંથાતાં ચુપચુપ "ખાકી"ને "ફાની" રાંદેરીના ['ફાની' વીરમગામીનો પત્ર મળવા પછી મેં 'વહશી' તખલ્લુસ ધારણ કર્યું] નામે એક ગઝલ સાંભળવી પડી. "ખાકી" હજી સાંભળીને બીજી વારની માંગણી કરી રહ્યા હતા કે 'ફના' ક્લબ હોલની ચાવી લેવા આવી પહોંચ્યા. "ખાકી"થી ચુપ રહી શકાયું નહીં અને બોલી પડયા "ભાઇ ગફુર! હું મુશાઇરામાં આવીશ તો એકલો નહીં પણ બીજા એકને પણ ગઝલ સહિત સાથે લેતો આવીશ."

"બહુ સારું! પણ તે ભાઇનું નામ હું જાણી શકું છું?"

"ખાકી"એ હસતાં હસતાં ઉત્તર આપ્યો કે "નામ તો શું પણ તેમની શિકલ, સુરત પણ જોઇ શકો છો."

"પણ, તે કોણ?"

"આ તમારી સામેજ બેઠા છે તેજ. ગઝલ પણ હમણાંજ સંભળાવી દેશે અને પછીજ હોલની ચાવી આપશે."

મેં ઘણીએ આનાકાની કરી. તે શરૂઆતનીજ મુલાકાતો હતી અને ગઝલ પ્રતિ પ્રયાસ સે અગાઉ કદિયે મેં કર્યો નહોતો છતાં મર્હૂમના આગ્રહને વશ થઇ ગઝલ સંભળાવવી પડી. મેં મુશાઇરામાં હાજરી આપવા તો હા પાડી પણ ગઝલ વાંચવા ના કહી અંતમાં ચાવીનો

કબ્જો મેળવી જતાં જતાં એક અંતિમ નોટિસ આપતા ગયા કે "હું "બેકાર"ને મોકલું છું. જોઉં છું પછી તમે કેમ ના પાડો છો?"

આ હતી ગઈ'મની મુશાયરા માટેની કોશિશ અને વધુ કવિઓનો સહકાર મેળવવાની તેમની ધગશ.

પ્રથમ મુશાયરામાં એમનું કર્તવ્ય ભાન અને કાર્ય કરવાની તત્પરતાએ મારું લક્ષ ખેંચ્યું. ખેરો ખૂબી સાથે મુશાયરો ખતમ થયો અને મુસ્લિમ–ગુજરાત સાહિત્ય મંડળ, રાંદેરના નામે એક મંડળની સ્થાપના થઈ. આ રીતે અમે એક બીજાની વધુ નઝદીક આવતા ગયા તે એટલે સુધી કે પછી તો દીવસમાં એક વાર મળ્યા વિના એમને ચેનજ પડતું ન હતું. હમેશા મળતા રહેતા અને શાઈરી વિષેની અને મંડળના ઉન્નતિ અર્થેના પ્રયાસો માટે વિચારોની આપ લે થતી રહેતી.

પ્રથમ મંત્રી મિ. "નિસાર" એ એક માસ પછી બહાર ગામ જતાં "ફના" મર્હૂમની મંત્રી તરીકે વરણી થઈ. પછી તો તેમના ઉત્સાહનું પૂછવુંજ શું હતુ? બહાર ગામથી આવેલા પત્રોના તેને તેજ દીવસે ઉત્તરો પાઠવવા, સાપ્તાહિકોમાં પ્રગટ થતી ગઝલોના કર્તાઓના નામ, સરનામા મેળવી સભ્ય થવા વિનંતીઓ કરવી, તેમની પૂછપરછના તત્કાળ ઉત્તરો પાઠવી સંતુષ્ટ કરવા વી૦ તેમનુ દરરોજનું કામ થઈ પડયુ. મંડળની હજી શરૂઆત હતી, દર ત્રણ માસે એક મુશાયરો રાખવાનો નિર્ણય કર્યો હતો પણ મેહમાનો પધારે તો તેમના સ્વાગત અને મેહમાનદારી ખર્ચ માટેનુ શું? મંડળની આર્થિક સ્થિતી તદ્દન નબળી હતી ત્યારે રસીદ્ર્ક ફરતાં ખર્ચ વધુ થતો કોઈ પાસે હાથ ફેલાવી કંઈ માંગવું એમાં નદાનમ તેઓ સમજતા. છેવટે આર્થિક બાજુ મજબુત કરવા માટેના ફેસલ, નવાબ્રી ગઝલોનો સંગ્રહ "કાવ્ય કુંજ" રૂપે પ્રગટ કરવાનો નીકળ્યો. "કાવ્ય કુંજ" પ્રગટ થાય કે જાતે સુરત જઈ પ્રેસમાંથી બંડલો ઉપાડી લાવવા, સુરતના એજન્ટને કોપીઓ જાતે જઈ પહોંચાડવી, બહાર ગામના મિત્રો ઉપર નકલો મોકલવી, જો કોઈ મુશાયરા અંગે પૂછપરછ કરતા આવે તો તેમની સમક્ષ નકલ મૂકી ખપાવવી, સભ્યોને નકલો પણ તાકીદે મળે તે માટે રાત્રે બાર બાર વાગ્યા સુધીનું જાગરણ કરી પેકેટો તૈયાર કરવાં, સામયિકોમાં મંડળના સતત પ્રચાર અંગે લગાતાર પત્ર-વ્યવહાર કરતા રહેવું એ તો તેમનું જીવન-કાર્ય બનીનેજ રહ્યું હતું.

એક મુશાયરાના ખર્ચ માટે રૂા. ૨૫ સભામાં મંઝૂર થતા પ્રમુખસ્થાનેથી ઉદ્ગાર નીકળી પડયો કે "એટલામાં શું થઇ શકશે?" મારા મોઢામાંથી ઉત્તર સરકી પડયો કે "જ્યારે મંડળની સિલ્લક જ રૂા ૩૫) છે તો વધુ માટે મંઝૂરી કેમ આપી શકાય!" બાદ "ફના"એ મારી આંખો સાથે આંખો મેળવી ઇશારતમાં સમજાવી દીધું કે તેઓ પોતે જે ઘટ પડે તેમાં અર્ધો ફાળો ઉમેરવા તૈયાર છે. બાકીનો અર્ધો ખર્ચ મેં ઉપાડવા ઇચ્છા દર્શાવતાં સભાની અનુમતિ મળી. મર્હૂમના મંત્રીપદ હેઠળ જેટલા મુશાયરા થયા તે વેળા પોતે પોતાના ઘેરથી ખાઇ પરવારીનેજ આવી સમય-સર કાર્ય સંભાળી લેતા મંડળના શિરે પોતાનો બોજ વધુ નહીં પડે તે માટે ખાસ ચિંતા અને કાળજી રાખતા. કવિ-મિત્રો અને મેહ-માનોની આગતા સ્વાગતા જે મંડળથી થઇ શકે તેજ ખર્ચ મંડળ માથે રહેતો, બાકી ચાહ, પાન, સિગરેટ વિગેરે બંધાણી મિત્રોનો ખર્ચ પોતાના શિરે ખેંચી લેતા.

ઘણું ખરું મુશાયરાના મેહમાનો બપોર-નીજ ટ્રેનોમાં પધારતા પોતે ઘેરથી ખાઇ આવીને પછી બનો સમય મેહમાનોની મે

અને મુશાયરાની વ્યવસ્થા પાછળજ ગુમાવતા. મને એટલું તો ચોક્કસ યાદ છે કે તેમના મંત્રીપદ હેઠળના મુશાયરામાં પોતે કદીયે એક સ્થાન નક્કી કરીને જંપીને તેઓ બેઠા નથીજ. જો પોતે ખુર્શી ઉપર બેઠા હોય અને તે સિવાય એકે સીટ ખાલી નહીં હોય તો હાજર કવિને પોતાની બેઠક હસતા મુખે આપી ચાર પાંચ કલાક સુધી પોતે ઉભા રહેતા અને મુશાયરાના અંત સુધી એજ હાલત રહેતી.

ધરાવતા. મિત્રો તો મેં પણ મારી ૪૫ વર્ષની વય સુધીમાં ઘણા બનાવ્યા અને ગુમાવ્યા પણ, મર્હૂમ 'ફના'માં ખાસ ગુણ એ જોયો કે એક વાર મિત્રતા બંધાય અને જો દિલથી દિલ મળે તો છેવટ સુધીજ તે નભાવી શકતા. કદિયે ઉણપ આવવા દેતા નહીં. ખેર, 'દાગ' મર્હૂમના શબ્દો કહી વિરમિશ કેઃ—

"ખુદા બખ્શે બહોતસી ખૂબિયાંથી મરનેવાલેમેં"

---

ભાવનગર: "મુસ્લિમ સાહિત્ય મંડળ"ની કાર્યવાહીની એક મીટિંગ જાણીતા શાયરો જનાબ "ફના" રાંદેરી તથા જનાબ "માહિર" સાહેબના ઇન્તેકાલો બદલ ખેદ પ્રદર્શિત કરવા તા. ૨-૧૧-૪૬ની રાત્રે સંસ્થાના પ્રમુખ જનાબ ઉમર ફરેશી "કિસ્મત"ના પ્રમુખસ્થાને મળી હતી. સભામાં કાર્યવાહીના સભ્યો ઉપરાંત "વતન"વાળા જનાબ "બાનવા", "ચિરાગ"ના તંત્રી જનાબ "ચમકાર" તથા મુ. વિ. મં. ના મંત્રી જનાબ કમરૂદ્દીન હાજર હતા. શોક ઠરાવ, જ. "બાનવા"નુ વક્તવ્ય અને પ્રમુખના ઉપસંહાર બાદ મીટિંગ બરખાસ્ત થઈ હતી.

---

બીજે દીવસે સવારના નાસ્તા પછી મેહમાનોને વિદાય કરવા, મેહમાનો જો સભ્ય બન્યા ન હોય તો તેમને મળી સભ્ય નોંધવા એ તો તેમનું મુખ્ય કાર્ય હતું. તે સિવાયના ગૈરહાજર મુસ્લિમ લેખકો અને કવિઓના પૂરા નામઠામ સરનામા મેળવવાના પ્રયત્નો દર્દને કાબિલ હતા. કોઈ સાથે કદીયે તુચ્છકાર કે અભિમાનથી વાત કરી હોય એવું મારી સમક્ષ તો મે કદી દીઠુંજ નથી. અણગમતી વાતોના શાંતિપૂર્વક અને વિવેકી ઉત્તર આપતા. જો દૈવા વશાળ કંઇ હોય તો ખાસ મિત્રો સમક્ષજ કહેતા. જો કોઇ મિત્ર તરફથી કંઇક ભિન્ન પ્રસંગ સાંપડે તો પોતેજ તેથી અળગા થઇ જવાનું પસંદ કરતા પણ વધુ પ્રસંગો પાડી મનુ બગાડવાનુ પસંદ ન કરતા. મર્હૂમ હમેશા શાન, નિખાલસ, વિવેકી અને નમ્ર સ્વભાવ

# ‘ફના’ને—

(મુસલ્લસ)

હે! ‘ફના’ હું ઝિક્ર તારો શું કરૂં,
મૌત આગળ છે ના ચારો શું કરૂં;
છે જગતનો એજ ધારો શું કરૂં.

તારલો ખરતો કોઈ દેખાય છે,
હે! ‘ફના’ તું યાદ આવી જાય છે;
હાય કિન્તું હું બિચારો શું કરૂં.

યાદ આવે છે એ તારી કંડિકા,
“નામ તેનો નાશ છે અંતે ‘ફના’
ફાની દુન્યાનો સહારો શું કરૂં.”

—‘ગની’



(કત્આ)

એમ કંઇ આવે નહીં એ કલ્પના ને ભાવના,
શાયરી માંગે છે જીવનભરની સાચી સાધના,
રક્ત પૂરી, રાખવો જલતો કવનનો દીવડો.
બોધ આપે છે મને એ જિંદગી તારી ‘ફના’

× × ×

કોઈ અજરામર નથી જીવન કલા,
પૂરી સૌની થાય છે જીવન કથા.
વિશ્વમાં જે કંઇ અનિલ સર્જાય છે,
આખરે એને થવાનું છે ફના.

‘અનિલ’ (સુરત)



કોણ આવ્યું નથી જવા માટે
રાહ જોવાની શી કઝા માટે
હું જવાનીમાં મૌત માંગુ છુ
ખુદ ફના થઈ જતે ‘ફના’ માટે.

—‘અનામી’

એમ તો એ ગયો સદા માટે
પણ કવિતા નથી જવા માટે
એના કાવ્યોથી એ અમર છે “અમીન”
ક્યાં “ફના” છે ફના થવા માટે.

—‘અમીન આઝાદ’



# મર્હૂમ ફના રાંદેરી સાહબ.

[આછો પરિચય]

—'તાજ'

'ફના':–નામ મહમ્મદ હાંસીયા–ઉપનામ 'ફના' રાંદેરના રહેવાસી હતા. તેઓ ખૂબજ લાગણીપ્રધાન માણસ હતા. સ્વભાવે મળતાવડા, નમ્ર અને વીનયી હતા. ગુજરાતીમાં મુશાયરા કેમ ન થાય? એ પ્રશ્ન એમને હમેશ થયા કરતો હતો. એમની એ આશા પણ પરિપૂર્ણ થઇ. જાણે ખુદાએ એમની દુઆ કબુલ ન કરી હૈય! મર્હૂમે એ કથન સાબિત કરી દેખાડયું અને પોતાના મિત્રોને પોતાના વિચારો દર્શાવી રાંદેરમાંજ નીચેની પંક્તિ ઉપર એક નાનકડો મુશાયરો ટલગમાં યોજ્યો. "વિલાસો વૈભવો ત્યાગી ગૂંદો સૌ દેશ ભક્તિને?"

તે વખતે કેટલાક સજ્જનો ગુજરાતી મુશાયરાની હાંસી ઉડાવવા પધાર્યા હતા પરંતુ તેઓ એમાં નિષ્ફળ નીવડયા. એજ મુશાયરા વખતથી બાઝ્મે ફના' વગેરેએ મળી એક મંડળની સ્થાપના કરી. જેનું નામ 'મુસ્લિમ ગુજરાત સાહિત્ય મંડળ' રાખવામાં આવ્યું. એ મંડળના મર્હૂમ સ્થાપક હતા એટલુંજ નહીં પરંતુ મુશાયરાઓના પ્રણેતા પણ પોતેજ હતા. એ મંડળના મર્હૂમ કેટલાય વર્ષો સુધી સેક્રેટરી પણ હતા.

તા. ૨૬-૧૧-૩૯ના રોજ મર્હૂમની શાદી રાંદેરમાં થઇ તે પ્રસંગે એક શાનદાર મુશાયરો રાંદેર છાપખાનામાં નીચેની પંક્તિ પર યોજ્યો હતો:–

"મારી મહેફિલ નથી કુ કેટલાં પણ અપનાવતી."

ખરેખર એ પંક્તિજ કહી દે છે કે કોઈ કાળે પણ તેઓ આપણા મનથી ભૂલવાના નથી. ક્યાંથી અમારાજ રહેવાના ન હોય! ખરેખર તેઓ જ્યાં સુધી ગુજરાતમાં મુશાયરાઓ થયા કરશે ત્યાં સુધી અમરજ રહેવાના ને રહેશે.

મર્હૂમની ગઝલો ઘણી આશાસ્પદ હતી. 'ફના ફાતીયા ને એટલા ગરીબ' જેવું એકે તત્વ મર્હૂમની ગઝલોમાં નથી. તેઓ ગદ્ય ભાગમાં પણ ઠીક ઠીક રસ લેતા હતા. શાદી થયા પછી એમની ગઝલો હવાઇ જશે એમ કેટલાક માનતા હતા પરંતુ મર્હૂમ એથી વધુ ને વધુ ખીલતાજ ગયા.

મર્હૂમ ગુજરાતને ચરણે કેટલાક બોધદાયક લેખો છોડી ગયા છે. જેવાં કે 'અન્વર', 'કમભાગ્ય હિંદુસ્તાન', 'જીવન જીવવા માટે', 'પ્રેમ પૂજારી' અને 'પિયા મિલનકી આશ' વગેરે. ગદ્ય અને પદ્યમાં અનેરીજ ભાત પાડતા હતા.

જાપાને સને ૧૯૪૨માં કરેલા રંગુન ખાતેના બોંબમારામાં મર્હૂમનું ઘર નાશ પામતાં તેની ચિંતામાં ને ચિંતામાં દમના રોગી બની ગયા.

જ્યારે જ્યારે તેઓ મળતા ત્યારે એમજ ઉચ્ચારતા 'હવે તો જીવનથી કંટાળી ગયો છું. પ્રભુ હવે જલદી બોલાવે તો ઠીક." એમ જીવનથી કંટાળી જઇ ચાર વર્ષની લાંબી બીમારી વેઠ્યા પછી તા. ૨૭-૯-૪૬ના રોજે આ દુન્યાથી સદાને માટે કૂચ કરી ગયા. ખુદા મર્હૂમને જન્નત નસીબ કરે આમીન.

હવે મર્હૂમની ગઝલો તરફ નજર નાખીએ. મર્હૂમ કહે છે 'તું ગુલ્હોથી રમે છે! ઓ દીવાના ચેન! તમ હાથમાં તારી કઝા છે.

આ રમત તે કેવી ? કોઇ મૃત્યુને હાથમાં લઇ રમે છે !-જુઓ એમની એ રમત.

"તું ગુલ્ફાથી રમે છે હે દીવાના !
ચેત તારા હાથમાં તારી કઝા છે."

આગળ જતાં મર્હૂમ મરણનો ભય અને જીવનનો દર્પ કેવો ? એ વિષે કહે છે.

"મરણનો ભય જીવનનો દર્પ કેવો,
મરીને જીવવું એમાં મઝા છે."

યુવાની ! યુવાની તો જીવનમાં એક બલા છે. એમ કહી તેઓ કહે છે.

"યુવાનીમાં 'ફના' દિલને સંભાળો,
યુવાની જિન્દગીમાં એક બલા છે."

પ્રિયતમાને ઉદ્દેશી કહે છે:—

"તમે જાન માંગો તો હું જાન અર્પું,
નથી વાત મોટી એ ચાહનાર પાસે"

ખુદા પાસે દુઆ માંગતા મર્હૂમ કહે છે:—

"તમે નાવિક બની આવી ઉગારો,
વમળમાં મુજ ફસાઇ નાવડી છે."

×

"જે મરીને વિશ્વમાં ઝિન્દહ રહે;
ખૂબી દે એવી ખુદા મરનારમાં."

×

ગુન્હાઓના ભારથી ખુદાને પુકારતા શર્મ આવે છે એમ કહી મર્હૂમ કહે છે—

શર્મ આવે છે ગુન્હાથી,
કેમ પુકારું ખુદાને ?

દુન્યામાં કોઇ કોઇનો નથી બધાજ સ્વાર્થના છે એમ કહી મર્હૂમ વદે છે—

"કોણ તારું ? કોણ મારું ? કોનો હું ?
સ્વાર્થના હર કોઇ છે સંસારમાં."

દુન્યાના રંગો જોઇને-આપસમાં લડતા ભાઇઓને જોઈ અજગર સાથે સરખાવતા કહે છે—

"દુન્યાના રંગ જુદા દુન્યાજ છે અનોખી,
ભાઇને ભાઇ આજે અજગર બની ગળે છે."

જગતને પોતાની દુઃખી કથા સંભળાવતા કહે છે.

"વિશ્વમાં 'ફેતો ફરું છું, દુઃખભરી જીવન કથાને."

પરંતુ મર્હૂમની કથા કોઇ સાંભળતો નથી એમ પોતેજ ઉત્તર આપે છે.

"કથા મારી હું કોને જઇ સુણાવું,
બધાને પોતપોતાની પડી છે."

આગળ જતાં મર્હૂમ કહે છે. અમારી કિસ્મત તો જુઓ અમને એ તો ચકરી બનીને દળે છે:—

"ક્યાંથી ફળે અમારી અંતરની ભાવનાઓ,
કિસ્મત અમારી અમને ચકરી બની દળે છે."

હકીમો, ડૉક્ટરો વગેરેના ઉપચારોથી કંટાળી જઈ એમને કહે છે હવે તમામ ઉપચારો વ્યર્થ છે કઝા તો મારી સામે હસતી ઉભી છે

"હવે વ્યર્થ ઉપચાર છે ઓ હકીમો,
કઝા હસતી ઉભી છે બીમાર પાસે."

આમ કઝાને પોતાની સામે હસતી ઉભેલી જોઇ તેઓ અમારાથી સદાને માટે છૂટા પડી ગયા છે. પરંતુ અમારા હૃદયના ઊંડાણમાંથી કોઇ કાળે પણ મર્હૂમની યાદ ભૂલાવવાની નથી. ગુજરાતની પાંગરતી ગઝલવાડીના એ માળીને ગુજરાત ભુલી શકે નહિ, અને ભૂલે તો જરૂર બેકદર ગણાય.



# 'ફના' રાંદેરી મર્હૂમના પ્રગટ-અપ્રગટ કાવ્યો.

કત્અ

ઝર છે જેની પાસ તે ઇન્સાન છે;
ઝર વિનાનો માનવી હૈવાન છે.
કોણ પૂછે છે બીચારા રંકને;
ઝરને દુન્યામાં 'ફના' સન્માન છે.

[૧]

દર્શન થશે

આપ રાજી તો નવું સર્જન થશે;
મારૂં દુન્યામાં અમર જીવન થશે.
સાફ તરું જ્યારે સદ્ધર મન થશે;
દિલના દર્પણમાં તને દર્શન થશે.
દિલની પૂંજીને જરા સંભાળ તું;
દિલ વિના દુન્યામાં તું નિર્ધન થશે.
હું રડું છું, તે હસે, આ શો ગઝબ!
કાળ! શું વિપરીત મુજ જીવન થશે?
જેને જગમાં તું ગણે તારાં મગર;
તારાં યત્નને તારા એ દુશ્મન થશે.
શેખ આવો મયકદે તો આપના;
ચર્ણુંથી ઘર સાકીનું પાવન થશે.
ના હસો મુજ અશ્રુઓ જોઇ તમે;
રક્ત બીનાં આપનાં લોચન થશે.
એમ ના તુ પ્રેમ-ઘેલા ફુરકથી;
પગમાં બેડી, કરમાં તુજ બંધન થશે.
આપ સમજુ છો, વિચારો શું કરો!
એ વિચારોમાં નવી ફિક્રન થશે.

નાઝ જેમને છે જુવાની પર મગર;
ચાર દિનમાં નષ્ટ એ યૌવન થશે.
પુષ્પ ખીલે છે ખીલી કરમાય પણ;
'નાશમાંથી એક નવું સર્જન થશે.'
ધૈર્ય ધર તું હે અભિલાષા જરા;
દૂર મુખથી કોઇના ચિલમન થશે.
બે ઘડી બેસો તમે મુજ શબ કને;
હશ્રમાં ક્યારે ફરી મીલન થશે?
ખાક ચરણોની તમારા, ખાક પણ;
મારી આંખોનું કદિ અંજન થશે.
વેણુમાં છે તુજ અજબ જાદૂ "ફના";
બોલ પર તારા ફિદા દુશ્મન થશે.

[૨]

ચાલો હશે

આપ આવો દિલ તણા દર્દો જશે;
આપના એહસાન મુજ પ્રત્યે થશે.
આવતાં યૌવન મહીં તે શુ થશે?
સેંકડો કુર્બાન તે પર થઇ જશે
બેખુદીમાં સીધું સુંપન તો મને;
તેણે હસતાં કહી દીધું 'ગયો હશે!'
ગુસ્કુરાઇ પૂછ્યું "દિલ ક્યાં ગયું?"
મેં કહ્યું "આપજ કહો કે ક્યાં હશે?"
દર ભલા છે ધણી એ કામની;
એ ચમન પર કાગ તારા આવશે.

તેગ ખેંચી સોચ કાતિલ શું કરે?
વાર કર તું તારું એમાં શું જશે?
મેં કરી મુજ દર્દની ફર્યાદ તો;
મુજને કહ્યું, "ધૈર્ય ધર, સારું થશે"
જાન માંગે, જાન આપું, જાનને;
જાન છે એનીજ મારૂં શું જશે?
દિલલગી દિલથી કરો છો પણ "ફના"
છે ખબર, અન્જામ એનો શું થશે?

[૩]

### ગુજારો શું કરૂં?

ટુંક પુંજી પર ગુજારો શું કરૂં?
જિન્દગી ભરના વિચારો શું કરૂં?
દાગ દિલ પર છે હજારો, શું કરૂં?
પ્રેમથી પડ્યો પનારો, શું કરૂં?
કાલ જોશું કે નહીં કોને ખબર;
કાલના આજે વિચારો, શું કરૂં?
જે થવાનું થઇ ગયું થાશે હજી;
ભાગ્ય! એમાં હું સુધારો શું કરૂં?
બોલ બોલો છો મગર ફળતા નથી;
તો ભરોસો હું તમારો શું કરૂં?
જિન્દગી ટુકી ને ટુંકી રાત પણ;
'સ્વપ્ન આવે છે હજારો શું કરૂં?'
રોગ તારો, એજ મારો રોગ છે;
હું પછી ઉપચાર તારો શું કરૂં?
મારાં અશ્રુ મુજ કથા સમજાવશે;
હું ફરી મુખથી ઉચારો શું કરૂં?
છે પરાધિનતાની બેડી પગ મહીં;
ને હિયે આશા હજારો, શું કરૂં?
મારી આશાઓ તમે દફનાવજો;
મારા હસ્તે હું મઝારો શું કરૂં?
નામ જેનું, નાશ તેનો છે "ફના";
ફાની દુન્યાનો સહારો, શું કરૂં?

[૪]

### કાતિલ નથી

ઇશ્ક માંહે જે થયો કામિલ નથી;
દિલ સનમ તે આપના કાબિલ નથી.
જીભ તો ખામોશ છે પણ દિલ નથી;
જે જરા તુજ યાદથી ગાફિલ નથી.
હે હૃદય તું ધૈર્ય ધર, વ્યાકુળ ન થ;
ઇશ્કની આસાન કંઇ મન્ઝિલ નથી.
દ્વારથી તેના મને ઉત્તર મળ્યો;
જા હજી તું દ્વારને કાબિલ નથી.
શોકથી મકતલ મહીં હાજિર થયા,
પણ અહીં અફસોસ કે કાતિલ નથી!
યારનું તો છે મિલન દુસ્વાર પણ;
હેજ ચાહે તો કંઇ મુશ્કિલ નથી.
હે પતંગો જાવને ઉડી હવે;
શમ્આથી રોશન રહી મેહફિલ નથી.
ઓ દીવાના તારૂં દામન ફાડ મા;
એ ભલા લયલાનું કંઇ મેહમિલ નથી.
મેં કહો મેહફિલમાં તેની દિલ છતાં,
એક ફકત મારૂજ તેમાં દિલ નથી.
હોશને સંભાળજે હે શેખજી;
આ સુરાલય આપની મેહફિલ નથી;
દાદ તો ક્યાંથી મળે તુજને "ફના";
શાયરી કરવાને તું કાબિલ નથી.

[૫]

### આ રહી તલ્વાર છે

વાર કર કાતિલ હજી શી વાર છે?
આ રહ્યું શિર આ રહી તલ્વાર છે.
આપનો કેવો આ મુજ પર પ્યાર છે!
વસ્લમાં બસ રોજનો ઇન્કાર છે!
ભગ્નમાં જ્યાં દિલ, નિરાશા છે મળી;
રોવડાં રડવાથી શું મળનાર છે?
દર્શ કાજે આવ્યાં મરવા પછી;
એય મુજ પર આપને ઉપકાર છે.

ગમ સહીને જે હૃદય રીઢું થયું;
કાળ! તેને શી ફરી દરકાર છે!
વ્યર્થ તારી કોશિશો છે હે તબીબ;
ઇશ્કના રોગીનો કંઇ ઉપચાર છે?
શું કહું હે બેખબર તુજ યાદમાં;
આહ મુખ પર, નયને અશ્રુધાર છે.
અન્યની મેહફિલ દિપાવો છો સદા;
મુજને મળવાથી કહો શું આર છે?
પ્રેમ-પંથે જો પડે છે તું "ફના"
પણ ખબર છે? શી દશા થાનાર છે?

[૬]

## —મરનાર પર

ચાર આંસુ તો વહાવો ને કોઇ મરનાર પર;
જાન દઇ બેઠો છે સદચર આપના ઇન્કાર પર.
ગમ વિનાની જિન્દગી શા કામની સંસારમાં;
કોઇ કરશો મા દયા, લાચાર પર, ગમખ્વાર પર.
એક નજર દિલ પર કરી તો એક જિગર પર ફેરવી;
તીર તાતા તાકયાં કાં આ દિલે બીમાર પર.
તુચ્છ સમજી દૂર રહેતાં, તે હવે મરવા પછી;
'ફુલડાં શાને ચઢાવે ખાકના અંબાર પર?'
હે હૃદય તું ન્હાય છે, એ કેમ એને હું કહું?
કોપ શાયદ આવશે, તુજ પર ને તારા પ્યાર પર.
આવજા શાને કરો છો દિલથી મારા આંખથી;
નાઝ છે તમને, ઘણું શું? આ જુવાની બહાર પર.
રૂપ નિરખી આઇનામાં ઘેલાં ઘેલાં થઇ ગયાં;
શું મરી બેઠાં ફકત શોભા અને શણગાર પર.
એ બહાને થઇ જને દર્શન 'ફના'ને આપનાં;
સ્વપ્નમાં તો આવજો કરતે દયા લાચાર પર.

[૭]

## —કોણ હારે દાવને

કરમાં ખંજર લઇને કાતિલ આવને;
મુજને દુન્યા તું નથી અજમાવને.
આપ મારાં દિલ મહીં આવી વસો;
કાં તો મારૂં દિલ તમે લઇ જાવને.
શેખજી તૌબા ફરી કરજો તમે;
આ ઘડી પીવાની છે, પી જાવને.
આપ જાણો છો બધું, સમજો ફરી;
વ્યક્ત હું શાને કરૂં ઉર-ભાવને?
દૂર કાંઠો, નાવ ચક્કરમાં ફસી;
તારો, તારો, ડૂબતી મુજ નાવને.
મર્મ જીવનના, મરણના ભેદને;
મૌન તું આવી મને સમજાવને.
દાગ દેનારા હૃદયના દાગને;
પૂર્ણિમાના ચંદ્રથી સરખાવને
હે નિગાહો કરો મુજ પર દયા;
બસ સિધાવો દૂર મુજથી પ્રાણને
નાખ પાસો, જોઇશું અંતે "ફના"
કોણ જીતે? કોણ હારે દાવને?

[૮]

## —તાર, તાર, દિલમાં

પળવાર પણ મળે ક્યાં મુજને કરાર દિલમાં;
ભડકે છે વિરહ-અગ્નિ પરવરદિગાર દિલમાં.
સમજીને સારી પેઠે કહીને સાર દિલમાં;
ના, ના, કહો તે પહેલાં કરજો વિચાર દિલમાં.
કાસિદ તે સંગદિલને બસ એટલુંજ કે'જે;
તુજ મહીંયે રે'શે તારા વિચાર દિલમાં.
અંતરની ઊર્મિઓ છે તત્પર નિસાર થાવા;
કાતિલ ખુદાની ખાતિર ખંજર ઉતાર દિલમાં
જે ગમ સહી સહીને રીઢો થયો છે પ્રેમી;
થોડા વધુ સિતમનાં એને શે ભાર દિલમાં!
મુજને વફાનો બદલો ઠીકજ મળી રહ્યો છે;
ચાહું છે અન્યને એ, મુજથી છે ખાર દિલમાં.
ગાફિલ રહું જરી ના, તુજ યાદથી કદી પણ;
એવા વિચાર રે'જો પરવરદિગાર દિલમાં.
સુણતાંજ મુજ કથાને એ રડતાં થયાં બસ;
એમજ રહી ગયાં રે! દિલના વિચાર દિલમાં.
કેવા બળી મરે છે, દીપક પરે પતંગો;
ડરતા નથી મરણથી આશિક લગાર દિલમાં.
માનવ 'ફના' ખરો તે કહેવાય છે જગતમાં;
વૈરીને વૈર બદલે રાખે છે પ્યાર દિલમાં.

[૯]

**—દમ આપનો ભરે છે**

મેહફિલ જામ જ્યારે સાકી લઈ ફરે છે;
તૌબા કોઈની તૂટે, તોબા કોઇ કરે છે.
એના પરે ગરૂં છું, એ કોઈ પર મરે છે;
ફરતા નથી એ, મારી કિસ્મત હવે ફરે છે.
કાસિદ તું એને કહેજે તારા વિયોગમાં એ;
તારા ગણી ગણીને રાતો બસર કરે છે.
ભૂલી ગયા ખુદાની આ શૈખ પણ ખુદાઇ;
સજદા બુતોની આગળ આઠે પ્રહર કરે છે.
કોનો હું પાડ માનું? કાતિલનો યા કઝાનો?
તે પણ વફા કરે છે, એ પણ વફા કરે છે.
મરવાની પહેલાં આવ્યા મરનારની કનેથી;
મરનાર તો બીચારો દમ આપનો ભરે છે.
તારી ફળે ઉમીદો, મારી ફળે તમન્ના;
કાતિલ હૃદય પુકારે, "કર વાર, શુ ડરે છે?"
કેવાં છો ભાગ્યશાળી, છો ભાગ્યવંત કેવાં!
કો તીર ધરે છે ચર્ણે, કોઇ જિગર ધરે છે.
પૂછો છો શુ "ફના"થી કથની વિરહની સહચર,
દુઃખના ગીતો એ પ્રેમો ગાતો બધે ફરે છે.

[૧૦]

**—તારી ગયો**

એક પળમાં જિન્દગી હારી ગયો;
નયન-બાણે પારધી મારી ગયો.
હું નિરાશાના વમળમાં ડૂબતો;
ત્યાં કોઇ આશા દઇ તારી ગયો
યાર પણ મરવા પછી સદ્‌ભાગ્ય કે;
ઠોકરો તુર્બત પરે મારી ગયો.
ધન્ય છે, સહચર! તને તુજ કામ પર;
તુ ગરજ, શત્રુ તણી સારી ગયો.
દિલ નથી કો' લઈ ગયુ મારૂં મગર;
મૌતથી પહેલાં મને મારી ગયો
ભેટ રૂપી કો'ક મારા દિલ મહીં;
દાગના અંગાર છે ભારી ગયો.
આઇના પર તે ફિદા થઇ જાય છે;
આઇનો તેના પરે વારી ગયો.
ખેલ સમજ્યો પ્રેમને આસાન પણ;
દિલ લગાડી દિલને હું હારી ગયો.
કો'ક કાજે તું "ફના" થઇ જાય છે;
પણ "ફના" તુજ સનમ વારી ગયો.

[૧૧]

**મેહરબાન થાશે**

અગર આપનું એક ફરમાન થાશે;
ફિદા આપ પર સેંકડો જાન થાશે.
લડાવો છો આંખો રકીબોથી મારા;
નિગાહ મુજ પરે પણ મેહરબાન થાશે!
પ્રણય વેદનાની તું જાણે શું પીડા;
મરઝ તુજને જ્યારે ઓ નાદાન થાશે.
બગાડી ગયાં ઠોકરે મારી કિસ્મત;
હવે મુશ્કિલો મારી આસાન થાશે.
ફરી તે ગયાં આજ રડીને મુજથી;
ખુદા જાણે ક્યારે મેહરબાન થાશે!
છે તિર્છી નજરના આ બાણો તમારાં;
અમારા જિગરમાં એ મેહમાન થાશે
ન હસ મુજ પરેશાનીઓ પર સિતમગર;
ભલા તું પણ કો' દિ' પરેશાન થાશે.
જશો જો કદી તો ચમન આ ઘડીમાં;
બધે બુલબુલો એ બયાબાન થાશે
લઇ જામ ખંજર તું ઉભો શું કાતિલ;
ચલાવી દે ખંજર તો એહસાન થાશે
કહયો હાલ નજરે, ઇશારે, ઇશારે;
કે પૂરા હવે દિલના અરમાન થાશે.
થશે રૂપ જ્યારે "ફના" આ તમારૂં;
તો ચાહક ન કોઇ કદરદાન થાશે

[૧૨]

**—કસમ નથી**

એ દિ' ક્યો તગા કે સિતમ પર સિતમ નથી;
જે થાય છે એ મુજ પરે ઓછો કરમ નથી."
કાતિલ તલાશ તેં કરી મુજ કાજ પણ ભલા;
અફસોસ તે ઘડી કે રહ્યો મુજમાં દમ નથી.

ચમનમાં તારી મુજને થયું ઉડવું કઠિન;
ઘડીઓ વિરહની મુજને કયામતથી કમ નથી.
તૌબા કરીને હું ફરીથી જાઉં સાકિયા!
છું તો બુરો મગર કંઈ એવો અધમ નથી.
ડર મુજને છે કે જગને કહી મોઢે તું ચઢે;
રૂસ્વા છો જગમાં થાઉં, મને એનો ગમ નથી
મુખથી તો વર્ણન પ્રેમનું કીધું કંઈ મગર;
'ભેદો પ્રણય તણા લખું' એવી કલમ નથી.
મારા મરજને શું કોઈ પેહચાનશે તબીબ;
બીમાર ઇશ્કનો છું, જિગર પર વરમ નથી.
મારા અદિને મુજથી ગણો છો અઝીઝ પણ;
એનો મલાલ મુજને ખુદાની કસમ નથી.
વિસરી ગયાં છે. આપ "ફના"ને મગર "ફના";
વિસરે કદી એ આપને એવો અધમ નથી

[૧૩]
## પ્યાર ક્યાં છે?

પહેલા સમો આપનો પ્યાર ક્યાં છે?
વિરહમાં હું તડપું છું દરકાર ક્યાં છે?
હતા મુજથી ના, ના, તણા રોજ ઝગડા;
હવે અન્ય અંગે એ તકરાર ક્યાં છે?
છે કાતિલ તું મુસ્તાક મુંજ કત્લ પર બી;
મગર હસ્તમાં તારા તલ્વાર ક્યાં છે?
મળ્યો મુજને ઉત્તર દિલ માંગતા આ;
તું નાદાન છે, એનો હકદાર ક્યાં છે?
દવા પ્રિય શેની ને ઉપચાર શેના;
તું બીમાર થા, પહેલાં બીમાર ક્યાં છે.
મુંજ દિલની છે કીમત ફકત એક દિલદર્દ;
ફકત એનું કોઈ ખરીદાર ક્યાં છે!
એ પૂછે કોઈ નાઝવાળાથી જઈને:
તે મનહર અદાઓની રફતાર ક્યાં છે?
ઉભે જાપ તારા, હૃદયમાં રટણ તુજ;
તુજ વિણ મુખે બીજા ઉચ્ચાર ક્યાં છે?
મળો, આવો, હું છું ઘડી ભરનો મેહમાં;
ફરીથી 'ફના' કોને મળનાર ક્યાં છે?



[૧૪]
## ઇન્સાન કરશે

શું દિલ લઈને ગો નાદાન, કરશે;
પરેશાન છે એ, પરેશાન કરશે.
કંઈને હસીને, કંઈને અદાથી;
ખુદા જાણે કંઈને એ બેજાન કરશે
અમારી તમન્ના ફળી જાય ગર તું;
વિનંતી પરે જો જરી ધ્યાન કરશે.
છે રંકની દશા પણ નથી રંક અંતર;
ફરી કો' સખી એને શું દાન કરશે?
ન આવે ફરી તે ગયું હસ્તથી જે;
ભલે કોશિશો લાખ ઇન્સાન કરશે
હરીફોની મેહફિલમાં અય દિલ ન જા તું;
નહીં તારું ત્યાં કોઈ સન્માન કરશે.
દિલે જાય છે દાગ નિશદિન ફરી તું;
ઇનાયત હજી શું મેહરબાન કરશે?
ખરો તેજ માનવ "ફના" જગ મહીં છે;
બુરી વેર વેરા પર એહસાન કરશે.

[૧૫]
## આવી રહ્યાં

શું અંજામ થાશે તે આવી રહ્યાં;
કે બાણો અગરના ચઢાવી રહ્યાં
હસીને અદાથી લઈને જિગર;
ફરી ઠોકરે કાં ઉડાવી રહ્યાં
કરી લે તું બાણો ઓ બાણાવળી;
કે મૃગલાં જો, સામેથી આવી રહ્યાં.
કહો મારા સમ આજ આ શું થયું?
કે અશ્રુ નયનથી વહાવી રહ્યાં.
છો નાદાન ભોળાં હજી બાળ વય;
છતાં રૂપને પરદે છુપાવી રહ્યાં?
તડપ મુજ જિગરની નિહાળો છતાં;
વિરહ-વિષ તોયે પિવાવી રહ્યાં.
તમારા ચરણ પર છે મસ્તક ઢળ્યું.
કરો વાર, શું ડર બતાવી રહ્યાં!
"ફના"ની ઉમીદો ફના થઈ ગઈ;
ખુદા જાણે ક્યાં તે સિધાવી રહ્યાં.

[૧૬]

### દિલરૂબાના હાથમાં

દિલ દઇ એક દિલ વિનાના હાથમાં;
હું ફસાયો છું કઝાના હાથમાં.
આજ મારી જીવનનું મકતલ મહીં;
નાની છે શમ્શીર નાના હાથમાં.
અય તબીબો વ્યર્થ છે ઉપચાર તમ;
છે શિફા મુજ દિલરૂબાના હાથમાં.
જગ મને રૂસ્વા કરે તો શું થયું;
લાજ મારી છે ખુદાના હાથમાં.
કેમ રોકું ઊર કેર ઊમિંઓ;
દિલરૂબા છે દિલરૂબાના હાથમાં.
એના ગુંજનથી હૃદય ગુંજી રહ્યાં;
દિલરૂબા છે દિલરૂબાના હાથમાં.
આ નવાઇ છે નવા યુગની નથી;
બાદશાહી છે ગદાના હાથમાં
દર્દ કાજે ધૈર્ય પણ ખૂટી ગયું;
આશ છે મારી દવાના હાથમાં.
જેને દેખી અશ્રુઓ સારે છે તું;
એ ભલા શું છે દીવાના હાથમાં!
ફરતાં ફરતાં ઠોકરો ખાતો ગયો;
ખુદ ફસાયો જઇ બલાના હાથમાં
જઇ રહ્યો છે શું "ફૂના" થાવા ફના;
હાથ આપી દિલરૂબાના હાથમાં

[૧૭]

### આફત પડી છે

કહો તો ખરાં શી આફત પડી છે;
દિલે રંજ, ચશ્મેથી અશ્રુ ઝડી છે.
બહારે વસંતમાં જે ગુલ કરતી બુલ્બુલ;
અચાનક તે ગુલ્શનથી ઝાલિમ ઉડી છે.
નવાં રોજ બહાના બતાવો છો મુજને;
ભલા આ તે શું દિલ-લગી થઇ પડી છે.
હજારો ઉમીદોની નૌકા અમારી;
ભંવરમાં નિરાશાના આવી પડી છે.
હતો સાફ ઇકરાર વરસનો ત્યાં તો;
હડીલી એ હદ પર ગઝબની ચડી છે.
તમે જેને ભૂલી ગયાં છો પણ તેણે;
છબીને તમારી જિગર પર જડી છે.
ભલા સાકિયા તું સખાવત કરી દે;
કે મેહફિલ બધી આજ સુની પડી છે.
"ફૂના"થી વિરહની 'કો' કથની ન પૂછો;
જુદાઇની ઘડીઓ બલા થઇ પડી છે.

[૧૮]

### —આવી વસી છે

દિલે યાદ કોની આવી વસી છે;
અહીં નયનો તર છે, રૂખે ત્યાં હસી છે.
હસીનોના અંદાજ અલ્લાહ રે આફત;
જિગર પર એ વેરણ હજારો કરી છે.
તમારા સિતમની તો હદ થઇ છે વ્હાલા;
કમર જાણે આપે સિતમ પર કસી છે.
હરેક વાતમાં રૂઠી જાઓ છો શાને;
કહો, વાત શું? કોઇ અરજી કરી છે?
ફરો પર મારી ઉમીદોની કિશ્તી;
કે સાગરના આરે જે આવી ફસી છે.
મિલનની તમન્ના "ફૂના"ના જિગરમાં;
દિન રાત પ્રિયા તે આવી વસી છે.

[૧૯]

### કદી તો

સુણો દર્દ દિલની સદાઓ કદી તો;
કરો દૂર મારી વ્યથાઓ કદી તો.
પધારો પધારો ભલાઓ કદી તો;
જલન મુજ હૃદયની બુઝાઓ કદી તો.
અમે આહ કરશું તો ઠરશે ન ખલી;
જશે થરથરી બલબલાઓ કદી તો.
ફુસંપો વધારી શું કરશો તમો કંઇ;
વિચારો જરા દિલ જલાઓ કદી તો
વિરહમાં છે વ્યાકુળ તું દિલ હું જાણું;
કરીશ તુજ મિલનની દુઆઓ કદી તો.

ભલાઈના બદલો ભલાઈથી મળશે;
'કુર્બાનેજ રહેશે વફાઓ કદી તો.'
શિકાયત નથી અમને તારી જફાની;
'કુર્બાનેજ રહેશે વફાઓ કદી તો.'
પ્રણયની તું પીડા મસીહા શું જાણે?
જિગર પર ખાધા છે ઘાઓ કદી તો.
થશો કોઈના તો તમારાએ કોઈ;
થશે ને થશે આશનાઓ કદી તો.
શું ખંજર લઈ રોષમાં આમ ઉભા;
જિગર પર જરા આઝમાઓ કદી તો.
"ફૂના" સંકટોમાં "ફૂના" થઈ રહ્યો છે;
ખુદાયા બચાઓ બચાઓ કદી તો.

[૨૦]

## આશા અમારી છે.

બધી વસ્તુ અહીં છે વસ્લની બસ વાટ તારી છે,
સુરા છે, વાટીકા છે, ચાંદની છે, બેકરારી છે.
વિરહની વેદનામાં ચેનને રાહત થયાં દુર્લભ,
ફકત તુજ યાદ માંહે અશ્રુઓની ધાર જારી છે
બધી યાદો તજી સન્યાસ લઈ તુજ યાદ લીધી છે,
બધી દુન્યા દિલેથી મેં હવે દીધી વિસારી છે.
નિરાશાના વમળમાં નાવ મારી ડગમગે ડોલે,
તમે નાવીક બની તારો ફકત આશા તમારી છે.
નજર છે એક પણ ઝખમી બને એ એકથી લાખો,
નયન ચમકાર માંહે શું છુપી લાખો કટારી છે.
ગયો મુજ પ્રાણ તમ શરણે તમારા રૂપને વસ થઈ,
તમો કાતીલ છતાં નિર્દોષ છો તકસીર મારી છે.
જીવંડી લો, તમે બસ દર્શનામૃત પાઈ હો દિલબર,
જુદાઈમાં તમારી ઝિન્દગી મારી અકારી છે.
કઈ બીજે જવાએ ના જગે તો પ્રેમ અપરાધી,
તમારી બેડીએ જકડાએલી હસ્તી અમારી છે.
નફ્ટ શેના? નહી તુજ આશ નથી એથી,
શરમ એમાં તમારી છે, અમર આશા અમારી છે.
પડયો છે, પ્રેમને પંથે 'ફૂના' આ શી તને સુઝી,
હજીએ રોય હો! ભોળા દશા શી તુજ થનારી છે.

[૨૧]

## પ્રેમ-આશય ક્યાં લગી

તમ વિરહમાં મુજ દશા, રહેશે રૂદનમય
ક્યાં લગી,
અશ્રુ સિંચન સાંખશે, મુજ અગ્નિઆલય
ક્યાં લગી.
નયન બાણે હૃદય વિંધી, ચાલતાં થઇ તો ગયાં;
એ વિચાર્યું? ચાલશે, મુજ વેદનાલય ક્યાં લગી.
જીવ ને જીવન, વિભય તમ રાહમાં કુરબાન છે,
તો પછી રહેશે હૃદયમાં મૃત્યુનો ભય ક્યાં લગી.
સ્નેહ ભીના ઉર પર, અંગાર સિંચન! હદ વળી!
કંઇ કહો એ તો ખરાં, એ વ્યર્થ પરિચય ક્યાં લગી.
પ્રેમના વિદ્યાલયે પામ્યો સનદ મજનુ તણી,
સાહસે લયલા રહીત, મુજ આશઆલય ક્યાં લગી.
જીભ તો દીધી ગને, પણ કાન પણ છે કોકને,
ગુપ્ત રાખું મુજ ઉરે, મુજ પ્રેમ-આશય ક્યાં લગી.
પુર્ણિમા તુજ હે શશિ, મુજ અંતરે ક્યારે થશે,
વદતણી ચૌદસ હજી, રહેશે અતિસ્થ ક્યાં લગી.
વ્યર્થ ગઇ મારી વફા, તમ શોક પણ સૌન્દર્ય છે,
મુજ મરણ કેડે ગને, રડશો મહાશય ક્યાં લગી
પુછશો ના કો "ફૂના"ને વિરહની કથની હવે,
બાપડો ગાનો ફરે, નિજ કાવ્ય દુઃખમય ક્યાં લગી.

[૨૨]

## અમારી

શું અવદશા થઈ છે ભારત મહીં અમારી.
આઝાદ હતા અમોને આઝાદી ગઇ અમારી.
દેશો કંઇ અમારે કબજે હતા જે પહેલાં,
પરતંત્ર થઇ ગયાં છે સત્તા ન રેહી અમારી.
પહેલાં હતી જે વિરતા, દીશે ન તે અમોમાં,
જેથી થઈ રહી છે આ દુર્દશા અમારી.
કજીઆ કુસંપ કલેશો એમાં પડયા છે મસ્ગુલ,
બેહાલ થઇ ફરે છે કોમો બધી અમારી.

ખોઇને આજ બેઠા ઉદ્યોગ હુન્નર કળાને,
જેથી થઇ રહી છે આ દુર્દશા અમારી.
શરીઅત તણા જે હુકમો તેને ગયા છે ભૂલી,
એથીજ થઇ રહી છે આ દુર્દશા અમારી.
કરતા હતા જ્યાં સીજદા મસ્જિદ મહીં ખુદાને,
સૂની પડી છે આજે એ મસ્જિદો અમારી.
વાંચક તું વાંચ આને છે મુસ્લિમોની કથની,
રોતો નહીં ભલા તું દેખી દશા અમારી.
બેકાર છે હવે સૌ શિકવા અને શિકાયત,
પહોંચે નહી ફલક પર આહો ફુગાં અમારી.
યા રબ બચાવી લે તું આ ગાફિલ મુસ્લિમોને,
જેવા હતા ફરી કર છે આરઝુ અમારી.
છે "હાંસીવા"ના દિલની એકજ તમન્ના તુજથી,
આઝાદ કર અમોને આઝાદી દે અમારી.

[૨૩]

## મુસદ્દસ

૧

મિથ્યા તમો કાં ગર્વમાં ફુલાઇને ફરતા ફરો,
દેશનતણા ફંદે ફસી નિજ દેશની ખ્વારી કરો;
પરદેશ કેરા માલમાં લક્ષ્મી નકામી વાપરો,
શત્રુ બની દારિદ્રતા તમ દેશની પોતે કરો.
તજીને મોહ વિદેશી ગૃહી નિજ દેશ ભક્તિને,
વિલાસો વૈભવો ત્યાગી ગૃહો સૌ દેશ ભક્તિને

૨

આથી થઇ શી અવદશા ભારતમહીં છે આપણી.
રસહિન ખાલી છે પડી આ ભૂમીભારત આપણી
ઉત્તમ કળા કારીગરી ખોવાઇ સર્વે આપણી,
આ દેશની પરદેશમાં લક્ષ્મી લૂટાઇ આપણી.
ગુમવી કાં તમે બેઠા તમારી સર્વ શક્તિને,
વિલાસો વૈભવો ત્યાગી ગૃહો સૌ દેશ ભક્તિને.

૩

હુન્નર તણી ચળકાટ ફરી આ દેશમાં પેદા કરો,
આબાદ થાવા ચાહો તો હુન્નર ફરી પેદા કરો,
જે ન હોયે દેશમાં તે ખંતથી પેદા કરો,
જે જે ગયું છે બળ તમારૂં તે ફરી પેદા કરો.
ઉઠો, જાગો, બનો સાહસિક કરો આબાદ ભારતને,
વિલાસો વૈભવો ત્યાગી ગૃહો સૌ દેશ ભક્તિને.

[૨૪]

## એમાં તમારે શું ?

અમે થઇ ફાંકડા ફરીએ કહો એમાં તમારે શું!
પહેરીએ ટાઇને કોલર કહો એમાં તમારે શું!
અમારા બાપની દોલત ઉપર છે નાઝ અમને તો,
રહે નહ પાસ કોડી તો કહો એમાં તમારે શું!
અમે તો પ્રાણ પણ અર્પણ કરીશુ પોઝીશન કાજે
અમે જન્મ્યા છે એ માટે કહો એમાં તમારે શું!
કદી જો શોકને ખાતર જરા લઇએ સીરાઝને,
પછી મસ્તાના થઇ ફરીએ કહો એમાં તમારે શું?
અગર જઇએ થીએટર પર સંગાથે
દિલરૂબાને લઇ,
કહો વહેમ અમને તો ભલા એથી અમારે શું!
અમારા મોજના સાધન સનમ સાકી અને સહી,
અગર બેહાલ થઇ જઇએ કહો એમાં તમારે શું'
નથી પરવા જરા અમને ભલે આલમ
બની તો પણ,
ધર્યું ઇમાનને ઊંચું કહો એમાં તમારે શું!
ભલી જાહેર કહે વાએઝ અરે એ
"હાંસીવા" શીદને,
ભલા કંઈ માન કહેવું અમ ન ગાંને
તો અમારે શું!

[૨૫]

## બહુ દૂર છે

ધન્ય છે! એ અભિલાષ મ્હારી આજ
ગઈ બહુ દૂર છે,
હે હૃદય! મળવા થયો તું કેમ ગે આતૂર છે.
કેમ ખાલી વાર તારા જાય હે કાતિલ ભલા,
તું અચૂકને હું અચળ હું ગંદ તું આતૂર છે.

તેઝ છે તલ્વાર તુજ તો આ તમન્ના તેજતર,
તુજ અનેરી ધુન પછી આમ ઘેલછા ક્યાં દૂર છે.
"બ્લાઈન્ડ લવ"ના કૌતુકો "સાહબ"
તણા ઘરમાં જુવો,
શ્વાન છે કોઈ, કોઈ માંજર, કોઈ સંગૂર છે.
હદ વળી બુલબુલ હવે આઝાદ કર પિંજરથકી,
વાટિકા વેરાન રહે શું એ-લો તું ક્રૂર છે.
હોય હૈડે હામ તો તું કાળનો પણ કાળ છે,
હાય! મુસ્લિમ હામ હારી શો થયો મજબૂર છે.
અન્ય પર આશા ધરી બેસી રહ્યો શું થાય છે?
ઉઠ! અગર નિજ દુર્દશા પલ્ટાવવી મન્જૂર છે.
કૂચ વાગી મોતની તું પણ "ફૂના" તૈયાર રહે,
સૌ સફરથી એ સફરની મન્ઝિલો બહુ દૂર છે.

[૨૫]

—ધાર છે.

છે આગમન આ કોણનું?
પગરવ તણો ઝણકાર છે,
સાવધ થવા મેહફિલ મહીં
સાકી તણો ટંકાર છે.
મુજ ઝિંદગીની યાદ રૂપી
ભેટ દેતાં મેં કહ્યું,
હો તુચ્છ તમને એ ભલે
પણ હસ્તીની મુજ સાર છે.
નિજ હારથી કાઢી કહ્યું
જા તું હજી નાદાન છે.
હે બાળપ્રેમી! પ્રેમના પંથો
ઘણા દુશ્વાર છે.
તે ખુદબખુદ આવી રહ્યાં છે
ખેર કરજે હે ખુદા,
ગુસ્સો પ્રગટ છે મુખ પરે
આંખો મહીં અંગાર છે.
વાર શું છે? હે પ્રિયે!
તલ્વારની પણ ધાર શું,
"તલ્વારથી પણ તેજ તારી
આંખડીની ધાર છે."
રાત વેદના છે અંતરે ત્યાં
તુજ વિના હોએ જે તો,
વદ, રજનિ છે, એકાંત છે
વિદ્યુતના ચમકાર છે.
જપ જાપ તારા નામના કરતાં
ઘસાઇ જીભ પણ,
તો એ મિલનના પ્રશ્નમાં
તકરાર છે ઈન્કાર છે.
મુજ દિલ લઈ જે લાવ્યા હો
તેય અંતે દિલ હર્યું,
નિજ પાસ, જે છે તેજ લેવા
કાજ એ બાઝાર છે.
વ્યાકુળતા તજ હે હૃદય
ધીરજ વિના આરી નથી,
તુજ રોગ છે ઉપચાર વિણ
એ પ્રેમનો વ્યવહાર છે.
પણ લઇને "ફૂના" પણ
છે પ્રેમને પંથે પડ્યો,
ઉપનામ એ નિજ નામને
આજ અમર કરનાર છે.

[૨૭]

હસીન જાય છે.

આજ મારી ઝિન્દગી પલટાય છે,
બે વિખુટાં દિલ ફરી એક થાય છે.
એક પ્યાલી પી જુઓ, ઓ શૈખજી,
એક જગત એમાં નવું દેખાય છે

"મુતુ" કેરા ભેદને સમજ્યા વિના,
કોણ દુન્યાથી હસીને જાય છે?
જોને તે કિરતાર ચાહે તે વગર,
કોણ દુન્યાથી હસીને જાય છે!

× × +

સહચરો મુજ હાથથી દિલ જાય છે,
આહ! છાનો ભેદ ખુલ્લો થાય છે.
સત્ય પંથે જે જરા ડગતા નથી,
સ્વપ્ન પણ તેના ખરાં કહેવાય છે.
મોહ ઝાહીર રૂપનો કંઇ પણ નથી,
એક જાદુ મન ઉપર થઈ જાય છે.
શું વ્યથા સહચર તને દિલની કહું,
વિરહમાં શા હાલ મારા થાય છે.
તું કરે જો પાર તો મુશ્કિલ નથી,
નાવ મારી આહ! ઝોલા ખાય છે.
શેષ છે કાતિલ તો ખંજર હાથ પર,
"શિર નમાવું છું પછી શું ચહાય છે."
તુજ વિયોગે આ દશા મારી થઇ
નયને અશ્રુ દિલમાં મારો લહાય છે.
ઝાહેરી નયને જે નવ આવે નજર,
આંતરિક નયનોએ તે દેખાય છે
ખેલ ન્યારો છે જગત કિરતારના,
રંક છે કોઇ તો કોઇ રાય છે.
હે નિરાશાઓ. કરો મુજ પર દયા,
પુષ્પ આશાઓ તણા મુરઝાય છે.
નાશનો પણ એ "ફના" થાશે વિનાશ,
તેજ બાકી ઝાત એક કહેવાય છે.

× × ×

[૨૮]

## મહેરબાની હો

કોઇની નેંગ દિલને લુટવાની દિલમાં છાની હો,
ઇલાહી દર્દમંદોની ફરી ત્યાં ખૈર થાની હો.
કઝા લઇ ચાલ અમને ત્યાં કિયામત
જ્યાં થવાની હો,
નવી આલમ, નવી રંગત, નવી જ્યાં
ઝિન્દગાની હો
તમારા દ્વાર પર ભિક્ષુક ઉભો છે દર્શ ઉમેદે,
નયન તલસે હૃદય વ્યાકુળ, સફળ આશા ગદાની હો.
તજી મસ્જિદને બેઠા શૈખજી પણ
આજ રિન્દોમાં,
ખુદાની શાન મયખાનું! ને હસ્તી પારસાની હો!
જીગરની આશ વેલી કેમ ના ખીલે ફરી મરી,
"તમારી મેહર હો. મીઠી નજર હો,
મહેરબાની હો."
તમારેથી જો માંગુ હું તો આથી શું વધુ માગુ.
તમરી મેહર હો, મીઠી નજર હો મહેરબાની હો.
કફસથી બુલબુલો તમને કીધાં આઝાદ સૈયાદે,
ફરી આહો ફુગાં કેવી? ફરી ફરી યાદ શાની હે?
વધીને એકદમ હે દિલ તું કર સત્કાર કાતિલનો,
હજારોમાં ભલા શાવદ કસોટી તુજ થવાની હો.
હજારો ઝખ્મ દિલમાં, દગ દિલમાં,
રંજોગમ દિલમાં,
સિતમગરના સિતમની શું વધુ આગી
નિશાની હો.
અમારો રોગ જુદો, દર્દ જુદું, વેદના જુદી,
મસીહા બોલ શું તેને અસર તારી દવાની હો.
જો પડશો પ્રેમ પંથે તો "ફના"
અંતે ફના થાશો,
ઝુનોથી છો ભલે આશા તમે રાખી વફાની હો.



# "ફેના" માહૂમના અપ્રગટ અને પ્રગટ લેખો.

## અધોગતિને આરે

[ 'રઝિયા બેગમ'ના ઉપનામે આ લેખ 'સાદિક' માસિકમાં પ્રગટ થયો હતો. —તંત્રી ]

"દિલસે જો બાત નિકલતી હૈ અસર રખતી હૈ;,
પર નહીં, તાકતે પરવાઝ મગર રખતી હૈ."

પ્યારી બહેન લયલા,

જરા લખવાનું કે તું એટલી બધી શું કામમાં રોકાણી કે જેથી તને મારે ત્યાં આવવાનીએ જરા ફુરસત મળતી નથી મેં બે ત્રણ વાર તને બોલાવવા માટે ચાકરને પણ મોકલ્યો છતાં તારો તો એજ ઉત્તરઃ—"આજ તો ઘણું કામ છે, કાલ જરૂર આવીશ." પણ બહેન કાલ પડે ને તેમાંનું કાંઇજ નહીં. એવી કાલો કેટલી આવી અને ગઇ છતાં લયલા બહેનની તો કાલજ પૂરી થતી નથી. હોય બા હોય! ક્યાં એમને આપો દિવસ મોતી પરોવવામાંથી ફુરસત મળે છે કે આવે. કા તો મારા ભાઇ સાહેબજ એમને આંખોથી દૂર થવા દેતા ન હશે એટલે! હશે' ગમે તેમ હોય. એમાં આપણે શું! એ તો મારી લયલા બહેન જાણે કે તેમનું અંતર!

લયલા! એ તો તું જાણે છે કે આજ કાલ આપણા રંગીલા નગરમાં સિનેમા ખૂબ જોરશોરથી ચાલી રહ્યાં છે સમય થતાંજ સિનેમાના દ્વાર પર માણસોના ટોળેટોળાં ઉભરાય છે. જાણે માનવ સાગર! જેથી મારો પણ બે દિવસથી વિચાર થઇ રહ્યો છે કે એ મીઠી મોજ માણવા આપણે પણ એક દિવસે જઇશું.

લયલા! કાલે શનિવાર છે. ફિલ્મ પણ નવી બહાર પડી છે જેની તારીફ અગાઉથીજ સિનેમા પત્રોમાં આવી ચૂકી છે જેનું નામ છે "હયાતી દેવી."

હું કાલે ચાર વાગે તૈયાર થઇ તને લેવા માટે આવીશ તું મારા આવતાં પહેલાં તૈયાર થઇ રહેજે. તેમજ મારા ભાઇસાહેબ યાને 'આપના પતિરાજ'ની રજા પણ અગાઉથીજ મેળવી લેવાનું ચૂકતી ના. કારણ કે મારા ભાઇ સાહેબ રહ્યા જરા જુના વિચારના. એટલા માટેજ તને યાદ દેવડાવું છું. એજ

લી. તારી બાળપણની સહીયર
અખ્તરની સલામ.

●

અખ્તર બહેન,

વઅલૈકુમ સલામઃ—તારો કાગળ મળ્યો. વાંચી હું તો વિચાર સાગરમાં ગરક થઈ ગઈ. યા અલ્લાહ! આ કોણ મારી અખ્તર! પણ ના ના, મારી આંખો મને દગો દેતી હશે એમ ધારી મેં મારા બન્ને હાથો વડે આંખો ચોળી ફરી એને વાંચ્યો. તારા હસ્તાક્ષરો ઓળખવાં છતાં હૃદયે કબૂલ કરવા ઇન્કાર કર્યો કે ના, અખ્તર આવું લખેજ નહીં. આન બેગૈરત બનેજ નહીં. એક તાલીમયાફતા ઉચ્ચ આચાર વિચારમાં ઉછરેલી કુલીન ખાનદાનની બેટી! તેના આવા નીચ વિચારો! બનેજ કેમ? પણ અખ્તર ખુદા જાણે એ તારા તરફના સારા વિચારો મારા મગજમાંથી કેમ કરી પળવારમાં

નાબૂદ થઇ ગયા. અખ્તર! અખ્તર! શું જ્યું? તે વેળાની મારી હાલત! મારાં રોમે રોમથી ક્રોધની જ્વાળા આ જગતમાંથી ઔરત શબ્દનો નાશ કરવા ભભૂકી રહી છે. મારા હૃદયના ઉંડાણમાંથી સંબોધી મને કોઇ કહેતું હતું કે સબક! જો આ સ્ત્રી કેળવણી!

બહેન તે સમય યાદ આવે છે તો મારી છાતી ફાટી જાય છે. હાય તે પણ એક સમય હતો કે લાજ અને મર્યાદા ગુમાવવા માટે લોકો જાન ગુમાવતાં પણ અચકાતાં નહીં અને આજ! એ લાજ અને મર્યાદા ગુમાવવા માટે લોકો જાન ગુમાવતા પણ અચકાતાં નહીં અને આજ! એ લાજ અને મર્યાદાના ઠેર ઠેર જાહેર લીલામ થઇ રહ્યાં છે. તે એક સમય હતો કે આપણા કર્તવ્ય રૂપી ગુણગાન જગત ભરમાં ગવાતાં અને આજે તે સમય છે કે આપણા કર્તવ્ય રૂપી દુર્ગુણોના ડંકા આખી આલમમાં વાગી રહ્યા છે. પણ બહેન, કાન ક્યાં છે? એ નાશની નૌબત સાંભળવા! પણ હોય ક્યાંથી? શાન હોય તો કાન હોય ને! બહેન આપણા કાનો તો બહેર મારી ગયાં છે એ નાશના નક્કારા સાંભળવા! અક્કલ ઉપર પત્થર પડયા છે અને દિલોથી ખુદા અને તેના રસૂલ (સલ૦)ના ફરમાનો અને શરીઅતે ઇસ્લામના અહકામો દૂર થયા છે અને તેની જગ્યાએ નિર્લજ્જતા, નફ્ફટાઇ ને બેહયાઇએ ઘર કર્યાં છે. આપણી આંખોથી શરમ અને મુરવ્વતના પરદા ઉડી ગયા છે, અખ્તર! મને અફસોસ એટલા માટે થાય છે કે તારા જેવી એક ઇસ્લામના અહકામોથી વાકિફગાર હોવા છતાં આવા ગુનાહ ભણી આંખો બંધ કરી દોડી રહી છે, તેમ બીજાને પણ એ અધોગતીના પંથે ઘસડી રહી છે બહેન આવાં કાળાં કામો શરીઅતે ઇસ્લામથી હરામ છે, જેના શિક્ષણ વડે આજે આપણે જગતભરની ઓરતોમાં ઉચ્ચ સ્થાન ભોગવી રહ્યાં છીએ. બહેન અન્ય કોમની ઓરતો પોતાના બદન ઉપર સારાં સારાં વસ્ત્ર અને અલંકારો સજી પોતાના દેહને સજે છે, ખૂબસૂરત બનાવે છે; ત્યારે આપણા દેહના શણગાર રૂપ ખરો અલંકાર માત્ર પરદો છે, કે જેના ઉપર આપણા જીવનનો આધાર છે. દીન અને દુન્યા બન્નેને-પણ અફસોસ! આજ આપણે હાથે કરી આપણી હાંસી પર કોમો પાસે કરાવી રહયાં છીએ. બહેન, આજે દુન્યાભરની ઓરતો મરદોને દોષ દઇ રહી છે કે મરદોએજ આપણી અધોગતી કરી. પણ બહેન હું એ નથી માનતી. બીચારા મરદો નિર્દોષ છે. એમાં એમનો જરાએ વાંક નથી. આપણે એમને જેટલું પાણી પાઇએ તેટલું એ તો પીએ આપણેજ એમનાં મુખ ઉપર ખામોશીની મ્હોરો મારી દીધી છે જેનાથી આજ એ બીચારા આપણા દરેક નાના મોટાં ફરમાનોને વિના વાંધે તાબે થાય છે બહેન! આ છે આપણી કોમની ઓરતોની હાલત!

હાય અફસોસ! જે દીનમાં ભાઇ, બાપ અને શૌહર વિના બીજા મરદોનું મોઢું જોવા!! એ ઇજાઝત ન હોય તેજ મુસ્લિમ કોમની બાળાઓ અને વહુ, બેટીઓ બેપરદા બની પોતાની આંખોથી હયાનો પરદો ચીરી, બેહયાઇના વસ્ત્રો સજી, શરીઅતે ઇસ્લામના અહકામોને તાકમાં મૂકી ફરતી ફરે! જ્યાં મરદો અને ઔરતો એકજ હરોળમાં ખભેખભું મેળવી સિનેમા-થીએટરોમાં બેસે! જાણે વાઘ અને બકરી એકજ આરે પાણી પીતાં હોય! આનુંજ નામ તે કેળવણી!

ઓ કમનસીબ અખ્તર! આ તને શું સુઝ્યું! તને એટલોયે વિચાર ન આવ્યો કે

હું કોણ? મારો-મઝહબ કયો? મારાં માત પિતા કોણ? હું કોની વહુ? મારૂં કર્તવ્ય શું? હું આ શું કરી રહી છું? મારા વડીલોની ઈજ્જત ઉપર પાણી ફેરવવા ક્યાં જઈ રહી છું? ખૈર, બહેન! હું એમાં તારો દોષ જોતી નથી. એ બધો પ્રતાપ સમય અને જમાનાનો છે

અખ્તર! તું લખે છે કે 'મારા ભાઇ યાને તારા શૌહરની રજા પણ અગાઉથીજ મેળવી લેજે કારણ કે એ રહ્યા જુના વિચારના,' ખરેખર? અખ્તર એટલા માટે હું મને નસીબદાર સમજુ છું અને ખુદાપાકના લાખ લાખ શુક્ર અદા કરૂ છું કે, તેણે શૌહર પણ દીધો તો નેક, અને જેને તું જુના વિચારના કહે છે તે. ઇસ્લામના ફરમાનોનું પાલન કરનાર. પણ બહેન એટલુ તો કહીશ કે, એ આજકાલની ફેશન ઉપર જાન કુરબાન કરનારો, દારૂડીઆ, જુગારી કે વ્યભિચારમાં રાતદિન મસ્ગૂલ રહેનાર, દોસ્તોમાં પોતાના મુખે પોતાના બડાઈ હાંકનાર, છતાં ઘરમાં તો બીચારા ઔરતોની આગળ જાણે ગરીબ ગાય બની તેમની હામાં હા મેળવી મરજી રાખવાની કોશિશ કરતા હોય એવા તો નથીજ.

ખૈર, બહેન! માથું લગાડીશ નહીં. હું તારી સાથે આવવાની નથી તુ મારે ઘેર એ માટે આવવાની નાહક તકલીફ ઉઠાવતી નહીં તારે જવું હોય તો ખુશીથી જજે. બસ.

અને તે પાક પરવરદિગાર પાસે દુઆ કરૂં છું કે તે દરેક મુસ્લિમ ઓરતોને આવાં શૈતાની કામોથી બચાવે, અને નેક રસ્તે ચાલવાની તૌફીક અતા કરે આમીન. વધુ શુ લખુ?

લી તારી બહેન

લયલાની સલામ.

બહેન લયલા,

સલામ બાદ, બહેન આજે શનિવાર હતો એટલે મારી ખુશીનો તો પારજ નહોતો. હું અને લયલા સિનેમા જોવા જઇશું. હું મારો આસમાની રંગનો જોડો પહેરીશ ત્યારે લયલા ખુદા જાણે શું પહેરશે? એવા એવા વિચારો મારા દિમાગમાં આવી રહ્યા હતા. તારા કાગળની રાહ જોતી આકુળ વ્યાકુળ થઇ રહી હતી ત્યાં તારા ચાકરે આવી મને કાગળ આપ્યો મેં એ હરખાતા હૈયે વાંચ્યો. પણ બહેન શુ લખું? ને ખુશી અને હરખ પળવારમાં ક્યાં નાબૂદ થઇ ગયાં તેનુંયે મને ભાન ના રહ્યું. જે દિલ ઘડી પહેલાં ખુશીમાં ઘેલું થઇ નાચતુ હતું, જે દિમાગ ઘડી પહેલાં અવનવા વિચારોમા મસ્ગૂલ હતું, જે આંખો ઘડી પહેલાં સિનેમાના પુતળાં જોવા આતુર હતી, તેજ આંખોથી આંસુના કતરા ટપકવા શરૂ થયા, દિલમાં પશ્ચાતાપની આગ ભડકી. જાણે મારા પાપોને બાળીને મને પાક કરવા માટે!

લયલા! તારા અક્ષરે અક્ષર મારા હૃદયમાં વીંછીની જેમ ડસી દર્દ પૈદા કરતા હતા.

લયલા, તુ ઔરત નથી પણ નેકીનો ફરિશ્તો છે, એથી વધુ હું તને શાની ઉપમા આપું? ખરેખર! બહેન તેં તારા ખાનદાનની ઇઝ્ઝત તારી નેક અખ્લાકી અને સદ્‌ગુણોથી વધારી, તારી જનેતાના નામને ને આબરૂને રોશન કીધું, ને મે પાપીણીએ? તેજ માતા પિતા, કે જેમના લાડકોડમાં ઉછરી આવડી મોટી થઇ. જે મારા એક એક બોલ ઉપર પોતાનો જાન આપતા, તેમની આબરૂને બે ઘડીની મોજ માટે સદાને માટે ખાકમાં મેળવવા તૈયાર થઈ! તેમના નામને કલંકનો ડાઘ લગાડવા પાપને આરે દોડી અને તને

પણ તાણી. ખુદાપાકના લાખ લાખ શુક્ર કે તારા જેવી મને નેક સહીયર મળી કે જેણે મને પાપના સાગરમાં ડુબતી બચાવી અને પોતાની ઝાતને. ખુદાપાક ઔલાદ દે તો આવીજ દે

લયલા! હું આજ તે અખ્તર નથી કે જે કાલે હતી. આજ તો બીજીજ અખ્તર છું. જો સાચું કહું તો તે બનાવનાર પણ તુંજ છે બહેન! આઇનામાં આપણે આપણી સુરત જોઇએ છીએ, જેવી આપણી સુરત હોય તેવીજ તેમાં દેખાય માણસનું હૃદય પણ એક આઇનોજ છે એટલે જે-માણસ જેવો પોતે હોય તેવો પારકાને પણ સમજે અને પોતાનામાં જે ગુણો હોય તેવાંજ પારકામાં પણ હશે, એ વિચારે બહેન એ નાપાક ખિયાલોથી મેં તને ન ઓળખી અને મારી જેવી તને પણ ધારી પણ ક્યાં ફરિશ્તો અને ક્યાં શૈતાન! લયલા! લયલા! મને માફ કર એ મારી ભૂલને માટે

બહેન તારા શબ્દે શબ્દ મારા દિલમાં કોતરાઈ ગયા છે, જે મરતા સુધી ભૂસાશે નહીં. બહેન! તુ લખે છે કેઃ-"અન્ય કૌમની ઔરતો પોતાના બદન ઉપર સારાં સારાં વસ્ત્ર અલકારો સજી પોતાના દેહને સજે છે, ખૂબસુરત બનાવે છે ત્યરે આપણા દેહના શણગાર રૂપ ખરા અલકારો માત્ર પરદો છે." ખરેખર! હુ તો શુ! પરતુ કેઇ પણ મુસ્લિમ ઔરત એની ના પાડવાની હિમ્મત કરી શકે ખરી કે? બહેન, એ ફરમાન છે કોનું? કે જેની ઉપર આપણા જાનો તેમ બધી દૌલત પણ કુર્બાન કરી દઇએ તો પણ ઓછું. તે રસુલ (સલ.)નું ફર્માન અને શર્-અતે ઇસ્લામના અહકામોની કોણ ના પાડી શકે? ખુદાપાક આપણા દિલોમાંથી પાપી વિચારોને દૂર કરી તેના રસૂલ (સલ.)ના ફર્માનો ઉપર અમલ કરવા તૌફીક દે. આમીન.

લયલા! તારાં જેટલાં ગુણ ગાઉં તેટલાં ઓછાં. એક તરફ તારાં સદ્ગુણો મારાં હૃદયમાં ઘર કરી બેઠાં ત્યારે બીજી તરફ પાપોનું તૂફાન! બહેન તું લખે છે કે "હુ એમાં તારો દોષ નથી જોતી. એ બધો પ્રતાપ સમય અને ઝમાનાનો છે." ના, લયલા! હું એ કદી માનવાની નથી કારણ કોઇએ કહ્યું છે તે ખોટું નથી કે:-

"ક્યા હંસી આતી હૈ મુઝકો હજરતે ઇન્સાન પર
કારે બદ તો ખુદ કરે, લા'નત કરે શૈતાન પર."

કેમ બહેન ખરુંને! પાપ પોતે કરે અને ફિટકાર શૈતાન ઉપર. બહેન આ દુન્યામાં મારા જેવી કેટલીયે પોતાના હાથે પોતાની શાનના દામ અંકાવી રહી હશે ત્યાં સમય અને ઝમાનાનો વાંક શું? સમય અને ઝમાનો તો તેજ છે, એમાં પલભાર પણ ફરક થયો નથી અને થવાનો પણ નથી, પણ હા, આપણા દિલોમાં અને આપણા આચાર વિચારોમાં ફરક થયા છે; જેથી સમય અને ઝમાનો નાહક બદનામ છે.

બહેન, હું શું લખુ? કાંઇ સુજ નથી પડતી કે નથી કાંઇ વિચાર આવતા. બસ મારા હૃદયમાં તો લયલા, લયલા અને લયલા-નાજ પુકારો ગુંજી રહ્યા છે. બહેન હું કેમ ભૂલું એ તારા શબ્દો, કે જેણે મારી શુધબુધ ઠેકાણે આણી. તે એજ કે "આનું નામ તે કેળવણી!" પણ બહેન જો હું ભૂલ કરતી ન હોઉં તો એમાંએ એકલી કેળવણીનો પણ વાંક નથી. કારણ કે કેળવણી આપનારનો પણ કંઇક દોષ ખરો! બહેન, આપણી મુસ્લિમ બાળકીઓને અને ઔરતોને જે રીતે કેળવણી આપવી જોઇએ એ રીતે અપાતી નથી. નથી

હોઇ તેમને દીનના અહકામોથી વાકિફ કરતું કે નથી ઘર કામથી. જેવું કે રાંધવું, શીવવું, ગુંથવું વગેરે. ત્યારે બહેન કેળવણી ક્યાં કામ લાગી? નથી અહીં તો કેળવણી કે કેળવણીની છાયા. જ્યાં બચપણથીજ આપણી બાળાઓ એવા વાતાવરણમાં ઉછરે છે કે ઉમર લાયક થતાંએ તેમને પોતાનું ભાન હોતું નથી. એમાં વાંક કોનો? બહેન, કુમળી ડાળ જેટલી વાળીએ તેટલી વળે. પોપટને જેટલું શિખવાડીએ તેટલુંજ બોલે. તેજ પ્રમાણે બાળકને જેમ મોટેરાં કેળવણી આપે તેમ તે કેળવાય. જેવાં તેહઝીબ, અખ્લાક ને ગુણો વડીલોમાં હશે તેવાંજ ગુણો તેમના બાળકોમાં આવશે. પણ બહેન. ક્યાં છે એની ફિકર, આપણા કહેવાતા વડીલોને!

હાય! એથીજ આજે આપણી કોમની નૌકા અધોગતીના સાગરે ઝોલા ખાઇ રહી છે. જો આવીજ આપણી ગફલત વધુને વધુ રહી તો યાદ રાખજે કે ટુંક વખતમાંજ એ ડોલતી નૈયા ડુબી સાગરને તળીયે બેસી પળમાં હતી ન હતી થઇ જશે.

બહેન, હું તારો કાગળ વાંચતી હતી. મને ડુસ્કે ડુસ્કાં ચઢી રહ્યાં હતાં. મારા આંખોથી શ્રાવણ-ભાદરવો વરસી રહ્યો હતો ત્યાં તારા ભાઇ યાને મારા એ........આવ્યા.

મને આમ રડવાનું કારણ પૂછ્યું. પણ હાય! ક્યાંથી લઉં એ જીભ! જે મારા પાપોનું બયાન કરે, ઇકરાર કરે, પોતાના ગુનાહનો. બહેન, હું ઝરઝાર રોઇ રહી હતી ત્યાં એ મારી સામે દયાભરી નઝરોથી જોઇ રહ્યા એમણે મારા હાથમાં તારો કાગળ જોયો અને તુર્તજ મારા હાથમાંથી લઇને વાંચ્યો. બહેન, એ કાગળ વાંચી રહ્યા હતા ત્યારે હું થરથર ધ્રુજી રહી હતી; કારણ જેટલો ડર મને

એમનો ન હતો એથી વધુ મને મારી ; ગૈરત અને હયા સતાવી રહી હતી, પણ બહેન હાય!! ઘડી પહેલાં જે અખ્તર બેહયાઇની ચાદર ઓઢી નફ્ફટાઇના બાગમાં ફરી રહી હતી, તેને ઘડીભરમાં ગૈરતમન્દ બનાવી તેની આંખોને ફરી હયાના નકાબથી છુપાવી એક ખરી ઇસ્લામી ઔરતમાં જે શાન હોવી જોઇએ તે પૈદા કરી બરબાદ થતી તેની ઝિન્દગીને બચાવી. પણ એ બચાવનાર કોણ?

મારી સમસા! હું તારો જેટલો આભાર માનું તેટલો ઓછો. બહેન આ અખ્તર તારા બદલા કેઈ કામ માટે જાન આપે તો પણ ઓછો. બેર વધુ શું લખું? ખુદા પાક રોન નેક તૌફીક દે એજ મારી આરઝૂ છે. આમીન.

લી તારી બનાવેલી
અખ્તરની સલામ



પ્યારી બહેન અખ્તર,

વ અલૈકુમ સલામ, તારો કાગળ મળ્યો. વાંચતાંજ હું હર્ષઘેલી બની. બહેન હું શી રીતે બતાવું મારા દિલની ખુશી? જો હું તારી પાસે હોત તો તને બાથ ભીડી છાતી સરસી ચાંપત તારી પેશાની ઉપર બહાલના બેચાર ચુંબન લેત. પણ અફસોસ! શું કરું? લાચાર, કે તારાથી દૂર છું બેર બહેન ખુદા પાકના લાખ લાખ શુક્ર કે તેણે તને સદબુધ્ધિ આપી અવળે રસ્તે જતાં બચાવી, સાચી રાહ દેખાડી.

અખ્તર! તને નસીબદાર એટલા માટે કહું છું કે તે "પાણી પહેલાં પાળ બાંધી", તારા ખાનદાન તેમજ તારી ઇઝ્ઝતને બચાવી લીધી. હશે, બહેન! ભૂલી જા એ ગઇ ગુઝરી વાતને

ટાલ કે ગંજી બીલકુલ ચાલી શકશે નહીં. પણ એની જગ્યાએ ફેશનેબલ વાળ હોવાં જરૂરી છે. મૂછ દાઢી સાફ હોય અંગ ઉપર કેશમીરનો અપ-ટુ-ડેટ સુટ, ગળામાં ટાઇ, હાથમાં રીસ્ટ વોચ, આંખો ઉપર સોનેરી ફ્રેમના ચસ્મા, હાથમાં વોકીંગ સ્ટીક, અને પગોમાં હોંગકોંગના સોકસ જોડા, પરાગજી ગાંડાભાઇને ત્યાંના બુટ હોવા જોઇએ. કરણ એ વિના ઉમેદવારી ચાલી શકશે નહીં.

પછી ભલે એ બી સી. ડી. કે ક ખ. ગ. ઘ. ન જાણે પણ સારી રીતે ફેશનને પીછાણી લવમેટર કરી જાણે, સહેજસાજ છાંટો પાણી કરી જાણે, વીન પ્લેસ કે બે ત્રણ પાંચ કરી જાણે, તેવો હોવો જોઇએ. સાથે સાથે બે ત્રણ લાખના આસામી હોવું ખાસ જરૂરી છે. ડુમસ, હજીરા, દેવલાલી, માથેરાન, આબુ કે સીમલા જેવી હવા ખાવાની જગ્યા ઉપર એકાદો બંગલો, લેટેસ્ટ મોડલની લેન્ડોલેડ મોટરકાર, ને બે ઘોડાની બગી પણ હોવાં જોઇએ. આ સિવાય કોઇને પણ ઉમેદવારીમાં દાખલ થવાનો કશો પણ હક રહેશે નહીં.

તેમજ બીજી એક અગત્યની બીના એ છે કે ઉમેદવારો અમરાજ ગામના હોવા જોઇએ. બીજા કોઇ પણ શહેર, કસ્બા, ગામડા, તાલુકા કે જિલ્લાના ઉમેદવારો ચાલી શકશે નહીં તેમજ ઉમેદવારોએ પોતાની ખાનદાની સર્ટિફિકેટ અને ન્યાત વગેરે અમારા ગામના ઓનરરી મેજીસ્ટ્રેટની રૂબરૂ સોગંદ ખાઇ જાહેર કરવા પડશે. માટે ઉપલી લાયકાત ધરાવનારા ઉમેદવારોએજ ઉમેદવારી કરવી. લખો યા રૂબરૂ મળો.

કકળડોશાની પોળમાં ફફકડ
ડોશીને પહોંચે
મુ. ગામ ઉમેદપુર

# જોઈએ છે, એક જુનો અને અનુભવી ડાયરેક્ટર

જોઇએ છે, જોઇએ છે, જુનો અને અનુભવી ડાયરેક્ટર. આંટો, દાળ, ચોખા, ગોળ, ઘી, તેલ, દીવેલ, ગ્યાસલેટ, દીવાસળી વગેરે વસ્તુઓની નાની મોટી દુકાનો ચલાવી શકે, તેમજ વેપાર વણજ, વ્યાજવટાવ, નફાતોટો, શેરસટ્ટા અને કોર્ટના કામોમાં પુરેપુરો અનુભવી કમાવશો, ચાલાક, ડાયરેક્ટર જોઇએ છે. પગાર હોંશીયારી ઉપર આપવામાં આવશે જેમ જેમ કંપનિમાં વધુ નફો થશે તેમ તેમ ડાયરેક્ટરોને વધુ પ્રમાણમાં પગાર આપવામાં આવશે. તેમજ ઇશ્વર ન કરે ને ડાયરેક્ટરોની કાંઇ ભુલચુકને લઈ અથવા તો કાંઇ આસમાની સુલતાનીને લઈ કંપનિનું કામકાજ જરા હળવું ચાલે, અને કંપનિનું મોટર નફાની જગ્યાએ તોટો જાહેર કરે તો તે સાલ શેર હોલ્ડરોને ડીવીડંડ નહીં આપતાં કંપનિના દરેક હોદ્દેદારોને રૂા. — આ. — પા. — સિક્કે ચક્રવૃધ્ધિ વ્યાજ સહીત ચૂકતે આપવામાં આવશે. તેમજ દરરોજ યા આઠ દિવસે કે પંદર દિવસે જે કંપનિનો રૂલ કે સો હશે તેને અનુસરી કંપનિ માંહે વેચાતી દરેક વસ્તુઓ દરેક હોદ્દેદારોને ત્યાં વીના મૂલ્યે માથાદીઠ ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે. વળી કંપનિના જમા થાપણમાંથી કોઇ જરૂરી પ્રસંગે પોતાને માટે રૂપીયા ઉપાડવાનો ફંડના દરેક નાના મોટા ઓધ્ધેદારોને પુરેપુરો હક્ક રહેશે. પરંતુ દરેક ઓધ્ધેદારોને મોટા ઓધ્ધેદારોના પ્રમા-

ણુમાં રૂપીયા ઉપાડવા દેવામાં આવશે નહીં. કારણુ તેથી મોટા કામદારોનું અપમાન થવાનો સંભવ રહે છે. જે માટે દરેક કામદારો ઉપર પુરેપુરી કાળજી રાખવામાં આવશે. તેમજ વળી કું.ના ચાલતા વેપાર માહે મળતા કમીશન યા-વટાવ કું.ને ખાતે નહી ખતવતાં, જે કોઇ ઓધ્ધેદાર પાધરૂં પોતાને ખાતે જમા ખર્ચ કરે તે માટે કું ને કે એ ભાગીદારોને આડે આવવાને મુદ્દલ હક રહેશે નહીં તેમજ આવા નાના વિષયોમાં કું નો કોઇ લો કે કાયદાને બાધ આવશે નહીં. એ માટે પુરેપુરી ખાત્રી આપવામાં આવે છે. લખો યા રૂબરૂ મળો.

ધી ડીનપાટ ગુડસ અનલીમીટેડ કુંના
મેનેજર સાહેબ,
કચરા બજાર,
મુ. ગામ-ઉકરડા.

તા. ક:-કોઈ પણુ ઉમેદવારોએ કુંના શેરો ખરીદવાના નથી તેમજ શેર હોલ્ડરોના ગમે તે પ્રોકસી મેળવવાની ખટપટ કરવી નહીં.

# જોઈએ છે, જોઈએ છે, એક આયા.

જોઇએ છે, જોઇએ છે. એક પદરથી સોળ વરસની એક આયા. પહેલી પસદગી ખ્રિસ્તીને આપવામા આવશે. ગંદા કે સાદા પોશાક પહેરનાર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે નહીં. પરતુ તેની જગ્યાએ અપ-ટુ-ડેટ પોલકુ, સાડી કે ફ્રોક પહેરતી હોય, શીર ઉપર બોબ્ડ હેર, હાથમા નાજુક બુટ, જરા મટકતી ચાલ, મીઠો મધુરો કઠ અને કંઇક રાગરાગણી જાણુતી હોય, કોઈ બેલાવે તો નયન નચાવતી હસી હસીને લોકોના કાળજા હરતી હોય એવી ઉમેદવાર આયાઓને ઉમેદવારી કરવાની પુરેપુરી છુટ રહેશે.

પગાર લાયકાત ઉપર કરવામાં આવશે, પછી જો માલીકને રાજી રાખશે તો તે ઉપર પગાર વધવાનો ચાન્સ રહેશે. તેમજ તેહવારો જેવા કે દિવાળી, દેવદિવાળી, કાળીચોદસ, ધનતેરસ, વાઘબારસ વગેરે તહેવારો ઉપર પગાર ઉપરાંત બક્ષીસ આપવામાં આવશે.

રવીવાર જેવા રજાના દિવસોમાં નાટક, સીનેમા જોવાની પુરેપુરી છુટ રહેશે. કામમાં માત્ર બાબાને લઈ બજારમાં કે બગીચામાં ફરવા કરવુ આ સિવાય કશું પણુ ઘર કામ રહેશે નહીં. અગર કોઈ કારણુસર માલેકની તબીયત બેચેન હોય તો એકાદ રાગરાગણી ગાઈ માલેકની બેચેની દૂર કરવી. એ સિવાય માલેક જે કામ કહે તે તરત મનથી હંસીખુશીથી કરવું પડશે. એ મોટામાં મોટી ફરજ લેખશે માટે ઉપલી લાયકાત ધરાવનાર ઉમેદવારોએ નીચલા સરનામે પત્રવહેવાર કરવો. યા રૂબરૂ મળવું. ઉમેદવારોએ પોતાની છબી અરજી જોડે બીડવાં ભૂલવી નહીં. રૂબરૂ મળનાર ઉમેદવારોએ છબી લાવવાની તસ્દી લેવી નહીં.

એડ્રેસ:—
મી. પ્રેમીલાલ રૂપચદ ગોટાળ્યા
ઠે. ગોટાળ્યાની પોળમાં
ગામ-પ્રેમનગર.

તા. ક:-કોઇ પણુ ઉમેદવારોએ બળાત્કારની ધારની રાખવી નહીં જો તે મરજી ખુશીથી, અકકલ હોશ્યારીથી પોતાનો પ્રેમ અર્પશે તેજ તેનો સ્વીકાર કરવામાં આવશે નહીં તો પ્રેમની પોથી મર્દી એ પ્રેમનું ફરમાન છે. "બળાત્કારે પ્રેમ કરવો એ ભયંકર પાપ છે."

# ઈદના અશ્રુ !

: લેખક :
એ. શુ. ખાન "ફાની"
[ કુતિયાનવી ]

તૂફાને ચડેલા પ્રશાંત મહાસાગરના ઘુઘવતા નીર કોઇ અનેખીજ રીતે છોળો ઉછાળતા સાગરનો ખોળો ખૂંદી રહ્યા હતા. ઉડ્ડયન કરતા પંખીઓના કિલકિલાટ; બિહામણા વાતાવરણ અને "ધમ,- ધમાધમ"ની લયમાં વિચરતા સાગરના કલકલ નાદ, આ સૌનો હિમ્મતપૂર્વક સામનો કરતી કો' એકની અટૂલી આગબોટ મઝધારમાં આગળ અને આગળજ ધપી રહી હતી !

સાગર તેને પોતાનામાં કચડી નાખવા ઇચ્છતો હતો, જ્યારે તે સાગરને સખત હાર આપી સહિસલામત પાર થઇ જવાની મુરાદથી આગળ અને આગળજ ધપી રહી હતી !

સેંકડો કોડીલા જવાનો; જમાનાના ખાધેલ બુઢ્ઢાઓ, અને કેટલીય નટખટ તીતલીઓને પોતાના ઉર પટ પર મહાલતા રાખી ધૂવાના ગોટેગોટ ઉરાડતી આગબોટ આગળ અને આગળજ ધપી રહી હતી ! !

કો' માતૃ-જિગરની અગર આશ; અને ભગીની હૃદયનીના જલતી જ્યોત સમ નવજવાન "નદીમ" પણ આ આગબોટમાં વિલાયતથી પરીક્ષા આપી પાછો દેશ આવી રહ્યો હતો.

"કાલે ઇદ છે !"

× × ×

'તાર ..હં...અરે...પણ મારા સામે શું જોઇ રહ્યા છો, જાવ...જાવ, એ મારા લાડલાનું સ્વાગત કરવા જલ્દી જાવ અને હા...જુઓ, તેને સ્પેશીયલ કારમાં બેસાડી ક્યાંય ન જતાં, પહેલા વહેલોજ અહિં આવજો...હાં !

'અરે મુસ્તરી ! હસે છે શું.? ! હા...તું કાં નહિં હશે ? તારો ભાઇજાન આવે છે ને ? આટલા લાંબા ગાળાની પ્રતિક્ષાનો બદલો લેવાની છે ને ! ? કહે તો ખરી...શું માંગીશ તું ?

—'ભાભીજાન ! "

'ઘેલી રે ઘેલી ! જા...જા છોકરાઓને ઓઝાન, મીઠાઇ વહેંચીશ !"

નિર્જિવ મકાનની ચાર દીવાલો પણ ખુશીથી મ્હેકી રહી અને પોતાના મૌન હાસ્યે મકાનને ઔજસ અને ઉલ્લાસમય બનાવી રહી !. બાજુના મકાનનો રેડિયો ગૂંજી ઉઠયો.

'ઇદ મીલે ઇદ; ગુડીયાં, આવો, આવો !'

* * *

આગબોટ પરના માનવો મોજમાં હતા, કેટલાકો સુરાવલિ અલાપવામાં મસ્ત હતા તો કેટલાકો ખાદ્ય સામગ્રી કરવામાં. કેટલાકો અહિંતહિંની ગપસપમાં લીન હતા તો કેટલાકો 'રૂપસભિક્ષા'માં દીવના હતા !

'આગબોટ હવે ત્રણ કલાકમાંજ કિનારે આવી પહોંચશે, અને કાલની ખીલતી ઉષા આપણા સૌ માટે સુખદાયક નીવડશે' એવો કેપ્ટનનો મત હતો. અને કાલે ઇદ છે. આપણી ઇદ શહેરમાં થશે, એ વિચારથી સૌ આગબોટવાસીઓ તરંગિત દીસતા હતા.

નદીમ લાંબા વખત પછીના થનાર સ્નેહ-સમ્બંધીઓની મુલાકાત વિષે અવનવા ખ્યાલો કરતો બિલ્કુલ ઉન્મત્તજ બની ગયો હતો. અને હવે ટૂંક સમયમાંજ તે "માદરેવતન"ની સરઝમીન પર કદમ મૂકશે તે વિચારે તો તે મોઢામાંની સળગતી સિગાર પણ ફેંકી દેતે.

"કાલે ઈદ છે, ..આગબોટ આગળજ ધપી રહી હતી ! ! !"

+ + +

ભાવિ ધારણા કરતાં કાંઇક જૂદુંજ દેખાડે છે. સમુદ્ર ધાર્યા કરતાં વધુ તૂફાની થઇ ગયો,

અનિલ વિફરી, અને શાંતિથી આગળ અને આગળ ધપતી આગબોટ ડોલવા લાગી. સાગરના ખડખડાટ હાસ્યે આગબોટ ગભરાઇ અને પોતાની સાથે સેંકડો માનવોને લઈ, સાગરના તળીયે જઇ બેઠી.

સાગરનો ઘૂઘવાટ જાણે કહેતો હતો.

"હાવે ઈદ છે, ઉત્સવ મનાવો, આગબોટ-વાસીઓ !"

*　　　*　　　*

અરે......હાય......કિસ્મત. ....! ! મારો ન......દી ......મ—આલીશાન મકાનની ભવ્ય છતાંય કો મદન ગમ છાયાથી શ્યામ ભાસતી ચાર દિવાલો વચ્ચે કોઇ આશાભર્યા નવ દંપતીઓના નિશ્વાસ અને આહોઝરીના ખરી પડતાં અશ્રુ મોતીઓ કંઇ અનેરીજ ભાવના અર્પતા હતા !

ફરકે ફરકે સરી પડતા ત્રુટિત શબ્દો "ન...દી...મ" "હાય...કિસ્મત" આજે ઈદનો પોશાક બની સામે આવી રહ્યા હતા, કો માતૃહૃદય સામે ! ! !

એક તરફ ઈદગાહે જતા માનવોની ખુશહાલી અને બીજી તરફ રૂદના અશ્રુ. હાય કિસ્મત ! "મારો નદીમ—હાય કિસ્મત !"

અને બાજુના મકાનમાંથી રેડિયો આ શબ્દો પ્રત્યે અટ્ટહાસ્ય કરતો પોતાની ધુનમાં રાગનોજ રહ્યો !

કૈસની ઇ મૈં દિયકે ટુકડોંસે, હાય,
બૈઠે રહો અપના દુખડા—છુપાય.
દુનયામેં રીત યહી ચલી હૈ—હાય,
કે ઈસે એક દિન હસાએ એક દિન રુલાએ. !



# એમ. એમ. પી. રાંદેર.

**પરદેશના વિદ્યાર્થીઓ માટે:—**

આફ્રિકા, બર્મા અને પરદેશમાં વસતા અને વેપાર ધંધો કરતા ગુજરાતના મુસ્લિમ ભાઇઓના બાળકો માટે એમ. એમ. પી. હોસ્ટેલ, રાંદેરમાં હાલ ૧૦ જગ્યાઓની સગવડ કરવામાં આવી છે. પરદેશથી આવતા બાળકો માટે ખાસ કોચિંગ કલાસ શરૂ કરવામાં આવ્યો છે. જેમાં ઉર્દૂ-ગુજરાતી-દીનીયાત સાથની ખાસ તાલીમ આપી અને એમ. એમ. પી. હાઇસ્કૂલના મુંબઇ યુનિવરસીટીના કોર્સને અનુરૂપ થવા માટે સંપૂર્ણ તૈયાર કરી યોગ્ય ધોરણોમાં દાખલ થાય તે માટે પ્રયાસો કરવામાં આવશે. આ બાબતમાં વધુ માટે પત્રવ્યવહાર કરવા વિનંતી છે:—

મેનેજીંગ ટ્રસ્ટી,
એમ. એમ. પી. ચેરિટેબલ ટ્રસ્ટ,
રાંદેર. [જી. સુરત, મુંબઇ-હિન્દ]

# સાભાર સ્વીકાર

રાંદેરના વતની મર્હૂમા બાઇ રસુલબીબી તે મર્હૂમ ઈબ્રાહીમ મોહમ્મદ જબેરીઆની વિધવાએ પોતાની માલિકીના રંગૂન આયર્ન બઝાર કું. લીના શેર નંગ ર (કી. આશરે રૂા. ૧૪૦૦)ના એમ. એમ. પી. હોસ્ટેલ, રાંદેરમાં રહી ભણતા ગરીબ મુસ્લિમ વિદ્યાર્થીઓના ખોરાકી-કપડાં વી.ના ખર્ચ માટે આપવા શેઠ મી મોહમ્મદ ઇબ્રાહીમ જબેરીઆ અને જનાબ હાફેઝ સાલેહ હાફિઝ મોહમ્મદ સાહેબોને સોંપેલા તે તેઓ સાહેબોએ મજકૂર ટ્રસ્ટના ટ્રસ્ટી સાહેબોને સોંપી, આજ સુધીનું ડીવીડન્ડ રૂા. ૨૨૮) વસૂલ થયતું તે સાથે સોંપી દીધું છે અને શેરો ટ્રસ્ટના નામ ઉપર ટ્રાન્સફર કરી આપ્યા છે. ખુદા મર્હૂમાને તેમની નિસ્બતનો બદલો આપે અને નસીબત મુજબ અમલ કરનાર સાહેબોની અમાનતદારીનો પણ તે સાહેબોને બદલો આપે. આમીન.

# હઝરત ઉવૈસ બિન આમિર કરની (રદી૦)

મૌ. યુસુફ તરાજવી સા.

તાબેઇનના સરદાર હઝરત ઉવૈસ કરની યમનના રહેવાસી અને નસબની રૂએ (એઅતિબારથી) કબીલા મુરાદથી હતા. તેઓને બારગાહે રિસાલતથી ગાઇબાના "ખૈરૂત્તાબેઇન"નો લકબ મળ્યો હતો.

હઝરત ઉવૈસે પોતાની હસ્તીને અલ્લાહના માર્ગમાં એવી ગુમ (ફના) કરી દીધી હતી કે કેટલાક લોકોની નજરમાં તેમની હસ્તી શકમદ થઇ ગઇ. જો કે ઉવૈસ (રદી) રિસાલત કાળમાં મૌજૂદ હતા. પરંતુ જાહેરી મુલાકાતથી મહરૂમ રહ્યા. બાતિની જગતના કાયદાઓ આ જગતના કાયદાઓથી જુદીજ પ્રકારના છે. ત્યાં દૂર નજીક મનઝિલના કાંઇ પ્રશ્ન નથી. હકીકત જોનારી આંખ પર લાખ પરદાઓ પડયાં હોય પણ તમાશાથી મહરૂમ રહેતી નથી. બાતિની જોડ અંતરની ફરી પર પણ ખટકો મહસૂસ કરે છે આ જગતમાં જાહેરી અંતર એક બે હકીકત વસ્તુ છે. અસલ વસ્તુ તાસીરનું બળ અને કશિશ (ખેંચાણ) છે. સૂર્ય કરોડો માઇલના અંતરે હોવા છતાં જગતના રજેરજને પ્રકાશિત કરે છે, ઝાંકળના ટીપાં સૂર્યની ગરમીમાં પ્રસરી જાય છે. વસંત ઋતુનાં પુષ્પોની સુગંધી માઇલો સુધી પહાડ અને જંગલને સુગંધીદાર બનાવે છે, એમજ ઉવૈસ પણ લાંબો અંતર છતાં નબૂવતના સૂર્યના કીરણોથી પ્રકાશિત હતા બેશક તેઓ યમનમાં હતા પણ તેમની મહબ્બતની લહેરો હિજાજ સુધી દોડી રહેલી હતી. આ માત્ર શાઇરી નથી અવશ્ય હકીકત છે. જનાબ રસૂલે ખુદા (સલ)એ હઝરત ઉમર (રદી.)ને આ ઇશ્ક અને પ્રેમના પુતળાના એક એક ચિન્હો બતાવ્યાં હતાં. સહીહ મુસ્લિમ શ૦માં છે કે "ખૈરૂત્તાબેઇન" કબીલા મુરાદનો એક માણુસ છે. જેનું નામ ઉવૈસ છે. તે તમારી પાસે યમનની સહાયમાં આવશે. એના શરીર પર કોઢના નિશાન હશે. બધાં નિશાનો મટી ગયાં હશે. માત્ર એક (દિરહમ) ચાર આની બરાબર બાકી હશે. તેમની વાલિદા પણ છે, જેમની તે સેવા બજાવે છે જ્યારે તે ખુદાના સોગંદ ખાય છે તો તેને પુરો કરે છે, જો તમે તેમની દુઆએ મગફિરત લઇ શકો તો લઇ લેશો.

આ નિશાની આપવા પછી હઝરત ઉમર (રદી.) સતત ઉવૈસની શોધખોળમાં રહયા જેમકે આપના ખિલાફત યુગમા જ્યારે યમનથી ફોજી સહાય આવી તો આપ શોધ કરતાં કરતાં ઉવૈસ પાસે પહોંચ્યા, અને પુછ્યું તમો ઉવૈસ બિન આમિર છો ? તેમણે કહ્યુ હાં. હઝરત ઉમરે પ્રશ્ન કર્યો તમારી વાલિદા પણ છે ? તેમણે ઉત્તર આપ્યો હાં, આ પ્રાથમિક ચિન્હો જાણ્યા પછી હઝરત ઉમરે તેમને કહ્યું રસૂલે ખુદા (સલ.)એ ફરમાવ્યું છે કે "તમારી પાસે યમનવાસીઓની સહાય સાથે મુરાદ અને કરન કબીલાનો એક માણસ ઉવૈસ બિન આમિર આવશે. જેમના શરીર પર કોઢ હશે. પણ એક દિરહમના બરાબર સિવાય બધાં ભૂસાઇ ગયાં હશે, તેમની એક માતા હશે. જેમના સાથે તેઓ નેકી કરતા હશે. જ્યારે તેઓ ખુદાની કસમ ખાય છે તો તેને પુરી કરે છે, તમો તેમની દુઆએ મગફિરત લઇ શકો તો લઇ લેશો." એથી આપ મારા માટે મગફિરતની દુઆ ફરમાવો. આ સાંભળીને ઉવૈસે હઝરત ઉમર (રદી) માટે દુઆ કરી. પછી આપે તેમને પુછ્યું. હવે કયાં જવાના વિચાર છે!

તેમણે કહ્યું કૂફા જવાનો, હઝરત ઉમરે (રદી.) ફરમાવ્યુ હું આપના માટે ત્યાંના ગવર્નર પાસે લખી આપું છું. ઉવૈસે કહ્યું એની જરૂરત નથી મને સામાન્ય લોકોમાં રહેવું વધારે પસંદ છે.

આ બનાવને બીજે વરસે કુફાનો એક કિર્તિવંત માણસ હજ્જ માટે આવ્યો. હઝરત ઉમર (રદી.)એ તેનાથી હઝરત ઉવૈસની હાલત પૂછી, તેમણે કહ્યું કે તેઓ ઘણાંજ તંગીમાં છે. એક ભાંગેલા તુટેલા ઝુંપડામાં રહે છે. હઝરત ઉમર (રદી.)એ તેમનાથી હઝરત ઉવૈસ વિષે જનાબ રસુલે ખુદા (સલ.)ની હદીસ બ્યાન કરી. તે માણસ પાછો જઇ હઝરત ઉવૈસથી દુઆએ મગફિરત નો તાલિબ થયો. તેમણે ફરમાવ્યુ કે તમો હમણાં એક તાજા તાજા પવિત્ર પ્રવાસથી આવી રહ્યાં છો એટલા માટે તમો મારા માટે દુઆ કરો. ફરી પૂછ્યુ, તમો હઝરત ઉમર (રદી.)થી મળ્યા હતા? તેમણે કહ્યું હા! આ વાતચીત પછી ઉવૈસે તે માણસ માટે દુઆએ મગફિરત કરી ઉવૈસ પોતાને દુન્યાદારથી છુપાવવા ઘણાંજ પરેશાન હાલ રહેતા હતા. ઘણી વેળા તો શરીર ઢાંકવા માટે વસ્ત્ર પણ ન મળતું હતું. લોકો નાગુ શરીર જોઇ કપડાં ઓઢાવતા. તેમની જાહેરી હાલત પર અભણ લોકો તેમની મજાક મશ્કરી કરતાં અને તેઓને પજવતા.

પરંતુ જ્ઞાનીઓની નજરોથી તેઓ છુપી શકયા નહિં. તેમની રૂહાનીયતની સુગંધ અકીદતવાળા લોકોને દૂર દૂરથી ખેંચી લાવતી હતી. હરમ બિન હયાન એક અકીદતવાળા તાબેઇ છે. તેમની મુલાકાતના બનાવો અતિશય અસરકારક છે. આ બનાવો ખુદ હરમ બિન હયાનની ઝબાનથી સાંભળો. "હું ઉવૈસ કરનીની

મુલાકાતની તમન્નામાં કુફા ગયો, અને શોધતો શોધતો ફુરાતના કિનારે પહોંચ્યો, ત્યાં જોયું તો એક માણસ એકલો બેસી બપોરના વખતે વઝૂ કરી રહેલો છે અને કપડાં ધોઇ રહેલો છે ઉવૈસના વખાણ સાંભળી ચૂકયો હતો, જેથી તુરતજ પિછાણી ગયો. તેઓ એક મોટાં શરીર વાળા ઘઉંવર્ણું માણસ હતા, શરીર પર વાળ વધારે હતાં, માથું મુંડેલુ હતું. દાઢી પર વાળ ઘણાંજ હતા શરીર પર એક ઊનની ઇઝાર અને એક ઊનની ચાદર હતી. ચેહરો ઘણો જ મોટો અને ભયાનક હતો.

પાસે જઇને મેં સલામ કરી. ઉવૈસે ઉત્તર આપ્યો અને મારી તરફ જોઇને કહ્યું ખુદા તમોને જીવતાં રાખે. મેં કહ્યું ઉવૈસ તમારા પર ખુદા રહમત નાઝિલ કરે અને તમારી ક્ષમા કરે. તમારો શું હાલ છે! અતિ પ્રેમના લીધે તેમની જાહેરી હાલત પર મારા આંસુ નીકળી પડયા. મને રડતો જોઇ તેઓ પણ રડવા લાગ્યા. અને મને કહયું હરમ બિન હયાન ખુદા તમારા પર રહમ કરે. મારા ભાઇ તમો કેમ છો! તમોને મારો પતો કોણે બતાવ્યો? મે કહયું ખુદાએ આ ઉત્તર પર તેમણે ફરમાવ્યુ "લા ઇલાહ સુબહાન રબ્બિના ઇન કાન વઅદો રબ્બિના લમફઉલા લિવા સબ્હાની" હરમ બિન હયાન કહે છે કે એથી પહેલાં કોઇ વખતે મેં તેમને જોયા ન હતા. અને તેમણે પણ મને જોયો ન હતો. એથી મેં તેમનાથી પુછયું. આપે મારૂં અને મારા પિતાનું નામ કેવી રીતે જાણ્યું? ખુદાની કસમ આજ પહેલાં મેં તમોને કોઈ વખત જોયા ન હતા, ફરમાવ્યું અલીમ અને ખબીરે મને બતાવ્યું. જ્યારે તમારા આત્માએ મારા આત્માથી વાતો કરી તેજ વખતે મારા આત્માએ તમારા આત્માને ઓળખી લીધો.

જીવતા અને ચ લતા ફરતા લોકોની જેમ રૂહોને પણ જાન હોય છે. મુઅમિન જો કે કોઇ વખતે પણ એક બીજાથી ન મળ્યા હોય અને તેઓમાં કોઇ ઓળખાણ પણ ન હોય અને ન વાત કરવાનો મૌકો પડયો હોય પરંતુ તે બધા એક બીજાને ઓળખે છે, અને ખુદાની રૂહના વસીલાથી વાતો કરે છે મેં દરખાસ્ત રજુ કરી કે આપ રસૂલે ખુદા (સલ.)ની કોઇ હદીસ સંભળાવો કે હું આપની મુબારક ઝબાનથી સાંભળી યાદ કરી લઉં. ફરમાવ્યું કે "મેં રસૂલે ખુદા (સલ)ને જોયા નથી અને ન તેમની સોહબતનો લાભ લીધો છે. અલબત્ત આપને જોનારાઓને મેં જોયા છે અને તમારી જેમ મને પણ આપની હદીસો પહોંચી છે. પરંતુ હું મારા માટે આ બારણું ખોલવા ઇચ્છતો નથી કે મુહદિસ, કાઝી અથવા મુફતી બનું. હરમ બિન હયાન! મને પોતે મારા નફસ માટે ઘણાંક કામો છે. આ જવાબ સાંભળીને મે અરજ કરી કે પછી કુર્આને શરીફની થોડીક આયતો સંભળાવો, મને આપની ઝબાનથી કુર્આન શ સાંભળવાની ઇચ્છા છે. હું ખુદા વાસ્તે આપથી મહબ્બત કરૂં છું. મારા માટે દુઆ ફરમાવો અને કંઈક વસીયતો કરો કે હું તેને હમેશાં યાદ રાખું. મારી દરખાસ્ત સાંભળી મારો હાથ પકડી લીધો. અને "અઉઝુ બિલ્લાહ હિસ્સમીઇલ અલીમ મિનશ શૈતાનિર્રજીમ" પઢી ચીખ મારી રડવા લાગ્યા. અને ફરમાવ્યુ મારા પાલનહારનું વર્ણન શ્રેષ્ઠ છે. સર્વેથી વધારે હક તેની વાણી છે. સર્વેથી વધારે સત્ય વાત તેની વાત છે, બધાથી વધારે સારૂં કલામ તેનું કલામ છે. આ શબ્દો ફરમાવીને "મા ખલકનસસમાવાત વલ અર્દ્ઝી હુવલઅઝીઝુરહીમ" સુધી તિલાવત કરી ચીખ મારી એવા ચૂપ થઇ ગયા કે હું સમજ્યો કે બેભાન થઈ ગયા. પછી મને કહ્યું હરમ બિન હયાન, તમારા પિતા મરણ પામ્યા. એક દિવસ તમારે પણ મરવાનું છે, અબૂ હયાન મરણ પામ્યા. તેમના માટે જન્નત છે અથવા દોઝખ, આદમ (અલૈ.) મરણ પામ્યા. હઝરત હવ્વા ગુજરી ગયા હઝરત નૂહ (અલૈ) ઇબ્રાહીમ ખલીલુર્રહમાન ફાની જગત ત્યાગી ગયા. હઝરત મૂસા નજીયુર્રહમાન મરણ પામ્યા. હઝરત દાઉદ ખલીફતુર્રહમાન, હઝરત મુહમ્મદ રસૂલુર્રહમાન, હઝરત અબૂબકર ખલીફતુલ મુસ્લિમીન, મારા ભાઇ ઉમર બિન ખત્તાબ (રદી) મરણ પામ્યા. એમ કહી હે ઉમરનો નઅરો માર્યો અને તેમના માટે રહમતની દુઆ માંગી પછી રસૂલે ખુદા (સલ.) પર દુરૂદ મોકલ્યું અને થોડીક ટૂંકી દુઆઓ પઢીને કહ્યું હરમ બિન હયાન અલ્લાહની કિતાબ, ઉમ્મતના સુલહાઓની મુલાકાત અને નબી સાહબ (સલ.) પર દુરૂદ અને સલામ મારી વસીયત છે. મે પોતાની મૌતની ખબર આપી અને તમારા મૌતની ખબર આપી. ભવિષ્યમાં સદા મૌતને યાદ રાખજે અને એક પળવાર માટે તેનાથી ગાફિલ ન રહેતો. પાછા જઈ પોતાની કૌમને ડરાવજો અને પોતાના દીની ભાઇઓને નસીહત કરજો. ખબરદાર, જમાઅતનો સાથ ન છોડશો, એવું ન થાય કે અંજાણપણામાં તમારો દીન ચાલ્યો જાય અને કિયામતમાં તમને દોઝખની અગ્નિનો સામનો થાય. પછી ફરમાવ્યું: હે અલ્લાહ આ માણસમાં ગુમાન છે કે તે તારા માટે મારાથી મહબ્બત કરે છે, અને તારાજ માટે મારાથી મુલાકાત કરી એટલા માટે હે અલ્લાહ જન્નતમાં એનો ચ્હેરો મને દેખાડજે. અને પોતાના ઘર દારેસ્સલામમા મને એનાથી મેળવજે એ જગતમાં જ્યાં પણ રહે તેને પોતાની હિફાઝત

અને અમનમાં રાખજે એની ખેતીવાડી એના કબજામાં રહેવા દેજે. એને થોડી દુન્યા પર ખુશ રાખ. અને દુન્યાથી જે હિસ્સો તેં એને અર્પણ કર્યો છે તે એના માટે આસાન કર. અને પોતાની બખ્શિશ અને નેઅમતો પર એને આભારી કર અને એને સારો બદલો અર્પણ કર. આ આશિર્વાદ આપી મને કહ્યું, કે હરમ બિન હયાન હવે હુ તને ખુદાને સોંપું છું. સ૨ં અસ્સલામો અલય વ ન હવે હું તને આજથી ન-જોઈશ, હું ખ્યાતિ પસંદ કરતો નથી અને એકાંતપણાને પસંદ કરું છું. જ્યાં સુધી હું દુન્યામાં જીવતો રહીશ, અતિસ્ય દુ:ખમાં પડેલો રહીશ, એ કારણે ભવિષ્યમાં ન તમો મને પુછશો અને ન મારી શોધ કરશો, તમારી યાદ મારા હ્રદયમાં હંમેશા રહેશે. પરંતુ અત્યાર પછી તમો મને જોઇ શકશો નહિ તેમ હું પણ તમોને જોઇ શકીશ નહિ મને યાદ કરતા રહેશો. અને મારા માટે ભલી દુઆઓ કરતા રહેશો આમ કહી રજા લઇ તેઓ એક દિશાએ ચાલતા થયા, હુ પણ સાથે થઇ ગયો કે થોડીકવાર વધારે સાથે રહું પણ તેઓ રાજી થયાં નહિ અને અમો બંને રડતાં રડતાં એક બીજાથી જુદા થયા ત્યારપછી મેં તેમને બહુજ શોધ્યા અને લોકોથી પૂછયું, પરંતુ કોઇથી કાંઇ પણ પતો લાગ્યો નહિ, ખુદાપાક તેમના પર રહમત નાઝિલ કરે અને મગફિરત ફરમાવે આ મુલાકાત પછી કોઇ પણ અઠવાડિયું એવું ન જતું કે હુ તેમને એક બે વખત સ્વપ્નામાં ન જોતો હોઉં.

ઉવૈસને જ્યાં સુધી જાહેરમાં લોકોએ ન ઓળખ્યા હતા ત્યાં સુધી તેઓ દુન્યાદાર તરીકે નજર આવતા હતા. પરંતુ જ્યારથી તેમની હકીકત ખૂલી ગઇ ત્યારે તેઓ એવા રૂપોશ (સતાઇ) થઇ ગયા કે પછી કોઇએ તેમને ન

# સાભાર–સ્વીકાર.

"બે ઘડી મોજ" દીપોત્સવી અંક: મુંબઈથી જનાબ "શયદા" સા૦ના તંત્રીપદ હેઠળ પ્રગટ થતા હળવા સાહિત્યના આ જાણીતા સાપ્તાહિકનો લગભગ ૨૦૦ પૃષ્ઠનો દળદાર આર્ટ પેપર ઉપરના ચિત્રો સહિત અંક પ્રગટ થયો છે. લેખકોની અનુક્રમણિકા પ્રત્યે દૃષ્ટિ કરતા ગુજરાતના બધાય જાણીતા કવિઓ અને લેખકોનો સહકાર મેળવવા એ સાપ્તાહિક ભાગ્યવંત થયુ છે. પ્રથમ કયા લેખ કે કાવ્યને વાંચવું એજ નક્કી કરવું મુશ્કેલ જેવું લાગે છે. દીપોત્સવી અંકો એમ તો ઘણાએ પ્રગટ થતા આવ્યા છે અને પ્રગટ થાય છે પણ "બે ઘડી મોજે" પોતાનો જે સ્ટેન્ડર્ડ કાયમ રાખ્યો છે અને સહકાર મેળવી વાંચન પૂરું પાડ્યું છે તે માટે જ૦ "શયદા" સા૦ ને અભિનંદન અંકની કી. રૂ. આઠ.

"પ્રગતિ" માસિક, શ્રી ગિરનારા સોની જ્ઞાતિનું માસિક પુ. ૧ અંક ૨–૩ કી. સાત આના 'પ્રગતિ' કાર્યાલય: પ્રહલાદ રોડ, રાજકોટ તરફથી મળ્યું છે તેનો સાભાર–સ્વીકાર કરવામાં આવે છે.

ધી પંચ મુસ્લિમ એજ્યુકેશનલ સોસાયટી, કરોદનો સને ૧૯૪૧થી ૧૯૪૫ સુધીનો હિસાબ અને રિપોર્ટ. સંસ્થાના સેક્રેટરી તરફથી મળ્યો છે.

(અનુસંધાન પૃષ્ઠ ૩૭મું)

દીધા, ત્યાર પછી સિફ્ફીનની લડાઇમાં તેમની શહાદતનો પત્તો મળે છે. તેમને ખુદાના માર્ગમાં શહાદતની ઘણીજ હોંશ અને તમન્ના હતી. એના માટે તેઓ દુઆ કર્યા કરતા હતા. અલ્લાહ પાકે સિફ્ફીનની લડાઇમાં એ તમન્ના પૂરી કરી આપી અને હજરત અલી (રદી)ની હિમાયતમાં શહીદ થયા.

સંપૂર્ણ.

# જનાબ "બેકાર"ને માનપત્ર

શનિવાર તા. ૨-૧૧-૪૯ ની રાત્રે 'મહાગુજરાત ગઝલ મંડળ' સૂરતના કવિ બંધુઓએ, એક જલસો જનાબ 'બેકારની' શિક્ષણ અધિકારી તરીકે નીમણુંક થઇ હોવાથી તેમને માનપત્ર આપવા માટે યોજ્યો હતો.

શરૂઆતમાં પ્રાસંગિક પ્રવચન પછી બિરાદર 'અમીન આઝાદે' સભાના પ્રમુખ તરીકે, લો કોલેજના અધ્યાપક, 'ગઝલ વકીલ' ગણાતા કવિશ્રી **'ચીમનલાલ વ્યાસ'**નું નામ સુચવ્યું હતું. જેને ભાઈ મસ્ત હબીબે ટેકો આપતા આખી સભાએ પ્રો. વ્યાસને વધાવી લીધા હતા.

**તે** પછી પહેલા પ્રવચનકાર તરીકે ભાઇ નટવરલાલ 'અતીત' ઉભા થયા. તેમના પ્રવચનમાં તેમણે એકદર સરકારની ટીકા કરી અને જ. બેકારને સફળ, રાહ્બર ઇચ્છી હતી તે પછી ભાઈ 'મસ્ત હબીબ' ભાઇ 'હર્ઝી' રાંદેરી, ભાઇ 'આસી', 'વહશી' સાહેબ, શ્રીયુત પવાર વિ૦એ અનુક્રમે પ્રવચનો કર્યા હતાં જેમા તેમણે જ. 'બેકાર' તરફનો તેમનો હાર્દિક પ્યાર વ્યક્ત કર્યો હતો.

જ. 'બેકાર'ની નિખાલસતા, મિલનસારી, નમ્રતા, પડછંદદેહ છતાં મુલાયમ હ્રદય, એમનું લોકભોગ્ય હાસ્ય, વર્ષોની સાહિત્ય સેવા, ૬ કથી ૧૪ પુસ્તકોના પ્રકાશન વિ. વિ. બાબુતોનો ઉલ્લેખ લાગણીથી અને સુંદર રીતે પ્રાસ થયો હતો.

ભાઇ 'આસી' ઉર્દૂમાં બોલ્યા હતા અને જ. 'બેકાર'ની 'સાહિત્ય' અને 'સંસાર' બન્નેમાં 'રેસ' એકસરખી છે." એ વાક્ય પર આખી સભામાં મિનિટો સુધી હાસ્યનું મોજુ ફરી વળ્યું હતું. તે પછી પ્રો ચીમનલાલ વ્યાસે એમની રસઝરતી શૈલીમાં સુંદર પ્રવચન કર્યું હતુ. જે અમે એમનાજ શબ્દોમાં રજૂ કરીએ છીએ.

"શ્રી 'બેકાર'નું વ્યક્તિત્વ અનોખું છે. વિનોદને એમણે એમના તખલ્લુસ જેવું જીવનનું ક્ષેત્ર બનાવી દીધું છે.

પ્રભુએ શ્રી 'બેકાર'ને પડછંદ કદાવર શરીર આપ્યું છે અને એવુંજ મન આપ્યું છે. જોતાંજ એમના પ્રભાવથી પ્રેક્ષક અંજાય તો નવાઇ નહિં.

એમની સુજનતા, મિલનસારપણું અને હસમુખી વૃત્તિથી એમણે એમના સમાગમમાં આવનારનાં દિલ જીતી લીધાં છે.

શ્રી. 'બેકાર' કલમના લડવૈયા છે. એમની કલમ જોરદાર છે-મિત્રને આનંદ આપનારી, શત્રુને રંજાડનારી-નિખાલસપણું અને બીનધડક, બેધડક કહી નાખવું એ એમની વિશિષ્ટતા છે:-એમની ગુજરાતીની સાહિત્ય સેવા-હાસ્ય રસના તો એ અમૂલ્ય ઇજારદાર છે. અને એમનું લખાણ લોકભોગ્ય અને લોકપ્રિય છે. અનેક કૃતિઓના લેખક છે તદુપરાંત સામયિકો, સાપ્તાહિકો અને અનેક સ્થળે લખનારા એ વિપુલ લેખક છે. એમની કલમ, વગર થંભ્યે સડસડાટ ચાલી જાય છે. એવીજ એમની વિનોદ વૃત્તિ ઉછાળા મારતી વહેતી જાય છે. એ સભાજીન છે અને એમની હાજરી અને એમાં એમનો ફાળો મુશાઇરા અને મેહફીલોને મઝાની બનાવે છે તથા રસુજી પ્રસંગોમાં ઓર રંગ લાવે છે. કેળવણીના ક્ષેત્રમાં એમની સેવા ઓછી નથી. એમની કદર સરકારે તો મોડી કરી છે, પણ કરી છે એટલે બસ, આપણે ગર્વ લેવા જેવો છે. શ્રી 'બેકાર' રાષ્ટ્રિય વિચારના છે. એમનું ધ્યેય હિંદુ મુસ્લિમ એકયતાનું છે અને એજ ઉદ્દેશ કવિતા માર્ગે સધાય તો ઠીક સમજી. મહાગુ ગઝલ મંડળની સ્થાપના થઇ છે એમાં પ્રેરકબળ શ્રી 'બેકાર' છે.

હું તો એમના પરિચયમાં થોડા સમયથીજ

આવ્યો છું પણ મને લાગે છે કે અગારી દોરતી લાંબા સમયની જૂની હોય. એ એમની જ સુજનતા છે. એમની સાથે વાતચીત કરવી અથવા એમને એમના લેખક જીવનના અનુભવ વર્ણવતાં સાંભળવા એક એક અમૂલ્ય તક છે.

શ્રી 'બેકાર' કવિ છે એટલુ જ નહિ પરંતુ હૃદયવાળા અને ટેકવાળા કવિ છે. કોઈના ધન વૈભવ સત્તાથી એ અંજાતા નથી તેમ ધનિકોને ધિક્કારતા પણ નથી. ધનિકોને એમનો ધર્મ સમજાવનારા છે.

એ બહુધા કવિઓ હોય છે તેવા અવ્યવહારૂ નથી–અને પ્રકાશકો અને લેખકો વચ્ચે કેવી વાતો હોવી જોઇએ અને કેવો સંબંધ રહેવો જોઇએ એ વિષેના એમના વિચારો જાણવા જેવા છે.

શ્રી બેકાર ઉત્તમ ગઝલકાર છે, હઝલકાર છે, નઝમકાર છે અને નકલકાર છે આ તો દુન્યાને બનાવનાર બેકાર.

નહિ તો ગભીર પગનો બેકાર કેળવણીકાર છે. સમાજના અને કોમના સદા સુધારક છે.

'બેકાર'માં વિદ્વત્તાનો ખોટો ડોળ નથી બહુધા હાસ્ય અને મજાક વૃત્તિ નીચે એને ઢાંકી દે છે તોય એમની પ્રતિભાના ચમકાર છૂપા રહેતા નથી. બેકાર બેકાર નથી છતાં એમાં તપખ્ખુસ લોકોને છેતરે છે એમને એટલુ બધું કામ હોય છે કે એમને નવરાશ નથી.

બેકાર ખરાબોલા અને સ્પષ્ટ વક્તા હોવાથી એમને વિષે ગેરસમજ હોય પણ એમની એમને દરકાર નથી હોતી.

અટલું તો એમના થેડા સમયના પરિચયમાં આવતાંજ જોઈ શકયો છું. મને એમના ખાનગી જીવનનો અંગત પરિચય નથી પણ જેમને છે તે પણ એમની સહૃદયતા અને નિખાલસતા માટે બે મત નથી

હું, આપણા મહા ગુ. ગઝલ મંડળ તરફથી, અને મારા પોતાના તરફથી ભાઇ 'બેકાર'ને જવલંત કારકીર્દી દીર્ઘઆયુષ્ય અને તદુરસ્તી ઇચ્છું છું અને આશા છે કે એ એમનુ આપણા પ્રત્યેનું મુરબ્બીપણું જાળવી રાખશે કેમકે કવિઓ પ્રત્યે 'બેકાર'ને સહાનુભુતિ છે અને નવા ગઝલકારો ઘડવામાં એમને ખૂબ રસ છે"

ત્યાર બાદ પ્રો બ્યાસ સાહેબે પોતાના રાદસ્તેજ બેકાર સાહેબને ફૂલહાર પહેરાવ્યા હતા.

તે પછી ભાઇ 'બેકાર' બોલવા ઉભા થયા તેમણે મિત્ર મંડળ તરફથી તેમનું જે સન્માન કરવામાં આવ્યું તેનો આભાર માનતા જણાવ્યું હતું કે 'હું જાઉં છું" એટલે ત્યાંજ રહેવાનો નથી પણ ટૂંક સમયમાં પાછો તમને બધાને આવી મળીશ મંડળનો પ્રેમ મારા હૃદયમાં જડાઇ રહ્યો છે, તમારા બધાથી છુટા પડવું મારા હૃદયને આઘાત પહોંચાડે છે. 'વહશી' સાહેબે 'કારવાં' માટે કહ્યું પણ હું જ્યાં હોઇશ ત્યાંથી નિયમીત મારી સેવાઓ આપતો રહીશ શ્રી 'પરવારે' કહ્યું કે મારી સાહિત્યસેવા ને આ 'બદલી'થી કેટલીક અડચણ આવશે, પણ એ હું માનતો નથી. મને બીજે બધે ફરવાથી થનારા નવા નવા અનુભવો મળશે અને લેખન પ્રવૃત્તિ ઘટવાને બદલે વધશે એમ હુ ધારૂં છું."

તે પછી ભાઇ 'અમીન આઝાદે' સૌનો આભાર માનતા 'માસિક મુશાએરા'ના રૂપમાં સભાને જાહેર કરી હતી આ વેળા પંકતિ આપવામાં આવી હતી:

"ડુબાવી રહ્યો છે લોહીનો તેહવાર મારી"

–એ પર વંચાયલી સુંદર ગઝલોમાંથી જે કેટલાક શેરને ખૂબ દાદ મળી હતી તે અત્રે ટાંકયાં છે.

"એ મીઠા મીઠા શબ્દોથી હૈયાને છેતરી,
રહ્યો છે સાચવીને બસ ઉપચાર માનવી.
હૈયામાં ફક્ત વ્યાસના આ એક વાત છે,
સર્જે નવીન સ્નેહનો સંસાર માનવી"
— પ્રો. ચીમનલાલ વ્યાસ

"કૃતાર્થ થઇ જવા ચહે તારા ચરણ ચુમી.
થઇ જાય જો તું તેજનો અંબાર માનવી.
વરસે હૃદયમાં ચ્યામથી અમૃતમયી-દયા,
ક્ષણમાં બુઝે અંગાર, હો અગર માનવી."
—'પદ્મ'ર'

"એ તાંડવ નૃત્ય, પાશવી મન આંખમાં ઝનુન,
ઉજવી રહ્યો છે લોહીનો તહેવાર માનવી.
માનવતા મારી એક તો આધાર છે 'અમીન'
કોણે કહ્યું કે હું છું. નિરાધર માનવી"
—"અમીન આઝાદ"

"ગભરાતા કાલે કોઈની મરજીને મારતા,
આજે કરે છે માનવીને ઠાર, માનવી
વચગાળાના કે પેલી કહો આજુબાજુની,
બન્નેમા આપણે કયી સરકાર માનવી!"
—"આસી"

"છે મારૂં દર્દ, મારી દવા, મારા રોગની,
છે એટલે નકામાં ત્યાં ઉપચાર માનવી
બોલે. 'અતીન' જીંદગી શા કામની પછી,
થશ માનવી જો જીતે નહીં પ્યાર માનવી!"
—'અતીત'

"અશ્રુને આશરે એ વિસારે છે વેદના,
હળવો કરે છે એમ હૃદય-ભાર માનવી.
મારા જીવનની વેદના શાને કહું 'અનિલ',
ક્યાં માનવીની રાખે છે દરકાર માનવી."
—'અનિલ'



[શકુન્તલા અને ઉર્દૂ સાહિત્યના મહાન શાઈરો આવતા અંકે]

( પૃષ્ઠ ૩૪થી ચાલુ )

"હાંડીઆ" દીપોત્સવી અંકઃ સુરત, હવાડીયા ચકલામાંથી પ્રગટ થતા શ્રીયુત નટવર વીમાવાળા સા૦ના તંત્રીપદ હેઠળ પ્રગટ થતા આ સાપ્તાહિકે પોતાના હંમેશના શિરસ્તા મુજબનો નવલિકા અંક પ્રગટ કર્યો છે. કી. રૂપીઓ સવા. નવલિકા ચાહક વાંચકો માટે ૧૫ નવલિકાઓનો સંગ્રહ છે. એક પછી એક નવલિકા વાંચવાનું મન થતુંજ રહે છે અને અંક હાથમાંથી છુટતોજ નથી. આર્ટ પેપર ઉપર ફોટો-બ્લોક પણ આપ્યા છે. ૧૬૦ પૃષ્ઠનો આ અંક શરૂથી છેવટ સુધી વાંચ્યા પછીજ હાથમાંથી છુટે છે. અમે શ્રી. નટવર ભાઇને તેમની પસંદગી માટે મુબારકબાદી આપીએ છીએ.

'નવરોઝ" દીપોત્સવી અંક, ૧૯૪૬. તંત્રી મી. ઇ. એન. કાંગાઃ કી. રૂા. સવાઃ પ્રગટસ્થાન ન. ૨૯-૩૦ હઝરા સ્ટ્રીટ કલકત્તા. લગભગ ૮૦ પૃષ્ઠો અને આર્ટ પેપર ઉપર છપાયલા ફોટો બ્લોક ચિત્રો સાથનો અંક મળ્યો છે ગુજરાતી અને અંગ્રેજી લેખો-કાવ્યો અને કાર્ટુનો એમાં પ્રગટ થયા છે. 'પૃષ્ઠ ૫૩ ઉપર બહેન નાજુ કરકરીયાની વાર્તામાં હિન્દુ પુરૂષ સાથે મુસ્લિમ કોલેજીયન યુવતિનું પાત્ર જે વર્ણવવામાં આવ્યું છે તે આ કોમી વિખવાદના ઝમાનામાં પસંદ કરવા યોગ્ય તો નથીજ. દીપોત્સવી અંકની સાથે ઇસવી સન મૂકવામાં આવ્યો છે તેને બદલે જો સંવત મૂકાયું હોત તો ઇષ્ટ હતું. બાકીના લેખો-કાવ્યો વી૦ વાંચન-ભૂખને સંતુષ્ટ કર્યા વિના રહેતાંજ નથી.

"પાકિસ્તાન" ઈદ અંકઃ તંત્રી જ૦ હુસૈનખાન જે. બબરઃ પ્રગટસ્થાન, ખુરકુલ્લાહની પોળ. કાલુપુર, અહમદાબાદઃ કી. આના બાર. પૃ. ૬૦ ઇદે કુર્બાં પ્રસંગે મિ. બબરૂએ આ અંક પ્રગટ કર્યો છે. જ. નિઝામુદીન કુરેશી, બદ્રનિઝામી શહતી "કલીમ", "સાગિર" વટના, "મઝાક" તેમજ અન્ય જુના અને નવા લેખકો-કવિઓથી અંક સમગ્ર બન્યો છે. મુસ્લિમ વાંચકો માટે તે ખાસ ઉપયોગી છે.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

●

**સવાલ**-ફજરની નમાઝ તથા અસરની નમાઝ બાદ તિલાવતનો સજદો કરી શકાય કે કેમ ?

**જવાબ**-તિલાવતનો સજદો કરી શકાય છે, તેમજ કુર્આન શરીફ પઢી શકાય છે.

**સવાલ**-મગરિબના આખરી ટાઇમમાં કુર્આન શરીફની તિલાવત કરી શકાય કે કેમ?

**જવાબ**-તિલાવત કરવામાં કાંઇ વાંધો નથી.

**સવાલ**-ફજરની નમાઝની અઝાન પછી અને ફજરની સુન્નત પઢવા પહેલાં નફિલ પઢી શકાય કે કેમ ?

**જવાબ**-ફજરની બે રકાઅત સુન્નત સિવાય બીજી કોઇ પણ નફિલ પઢવી હન્ફી મઝહબમાં મકરૂહ છે.

**સવાલ**-રોઝાની હાલતમાં તાજું દાતણ વાપરી શકાય કે કેમ ?

**જવાબ**-દાતણ વાપરી શકાય છે પરંતુ તેનો રસ પેટમાં ન જાય.

**સવાલ**-ફરજ નમાઝમાં ઇમામની ભૂલ થતી હોય કિર્અતમા તો લુકમો આપી શકાય કે કેમ ?

**જવાબ**-તેજ ઇમામની પાછળ નમાઝ પઢનાર મુક્તદી લુકમો આપી શકે છે.

**સવાલ**-તહજ્જુદની નમાઝનો વખત ક્યાં સુધી રહે છે, તથા તેમાં શું પઢવું ? સૂરએ ફાતિહા પછી કોઇ કોઇ વખતે પઢે તો પઢી શકે કે કેમ ? તથા કેટલી રકાત છે.

**જવાબ**-તહજ્જુદનો વખત સુબ્હે સાદિક સુધી રહે છે, જે સૂરતો યાદ હોય તે પઢવી તહજ્જુદ માટે કોઇ ખાસ સૂરત મુકર્રર નથી. બે રકાતથી લઇ બાર રકાત સુધી છે.

**સવાલ** અસરની નમાઝ માટે મસ્જિદમાં ગયે. જમાત થઇ ગઇ. વઝુ કરી તહયતુલ વઝુના નફિલ તથા સુન્નત પઢીને ફર્ઝ પઢુ તો પઢી શકાય કે કેમ ? ખાલી ફર્ઝ પઢવી ?

**જવાબ**-માત્ર ફર્ઝ પઢવા.

**સવાલ**-આસમાની સુલતાની આફત જેવી કે હુલ્લડ હોય તો તે શાંતિ થાય અને અમન થય માટે શું પઢવું તથા અલ્લાહ આપણને હિફાઝતથી રખે

**જવાબ**-ઇસ્તિગફાર તથા "લાહવલા વલા કુવ્વતા ઇલ્લા બિલ્લાહ" અને 'હસ્બોનલ્લાહ' પઢવું

**સવાલ**-નમાઝમાં દરૂદ શરીફ પઢીએ છીએ તેમાં "સૈય્યદના" પઢવું કે કેમ ?

**જવાબ**-નમાઝમાં અત્તહિય્યાત પછી જે દરૂદે ઇબ્રાહીમ પઢવામાં આવે છે તેમાં આ મુજબ છે: અલ્લાહુમ્મા સલ્લે અલા મુહમ્મદ. હદીસની રિવાયતોમાં શબ્દ "સૈય્યેદેના" નથી. પરંતુ કોઇ પઢે તો એમાં વાંધોએ નથી.

**સવાલ**-મારા છોકરાની શાદીમાં રૂા. ૮૨૫)ની મહેર નક્કી કરેલી છે. અણબનાવના કારણે છોકરીને અમોએ એક વરસથી બોલાવી નથી, છોકરા તથા છોકરી એ બન્ને પક્ષના માણસોએ મળી એવો ફેંસલો કર્યો કે એક વરસ ન બોલાવવાની ખોરાકીના રૂા. ૩૦૦) તથા મહેરના રૂા. ૧૨૭ા મળી કુલ્લે રૂા ૪૨૭ા છોકરીને આપવા અને તલાક આપવી બાકી મહેર પૈકીની રકમ છોકરી માફ કરવા તૈયાર છે !

**જવાબ**-બનતાં સુધી ધણી ધણીઆણીને સમજાવી બન્નેમાં સુલ્હ કરાવવી જોઇએ છતાં દરેક પ્રકારની કોશિશ નિષ્ફળ જાય તો સવા-

લમાં પુછેલી સુરત પ્રમાણે તલાક આપવી જોએઝ છે. બાકીની ગહેર માફ કરવાથી માફ થઈ જશે. (ફતાવા અઝીઝી)

**સવાલ**-મારે પાંચ છોકરા અને બે છોકરી છે. અને અમો ધણી ધણીઆણી બન્ને છીએ, તો શરીઅત પ્રમાણે દરેકનો હિસ્સો કેટલો કેટલો આવશે

**જવાબ**-સવાલમાં જેટલા વારિસો લખ્યાં છે, તે બધાં તમારા ઇન્તેકાલ વખતે હયાત રહે તો નીચે બતાવ્યા મુજબ વહેંચણી કરે. નહિ તો ફરીથી પુછવું પડશે. કફન દફન તથા કર્ઝ હોય તો તે અદા કર્યા પછી જો વસીયત કરી હોય તો વસીયત ત્રીજા ભાગ સુધીમાંથી પુરી કરવા બાદ કુલ મિલકતના ૯૬ ભાગ કરે તેમાંથી તમારી ઔરતને બાર ભાગ, અને દરેક છોકરાને ૧૪ ભાગ અને દરેક છોકરીને સાત ભાગ મળશે. અને જો તમે હયાતીમાં બધા વારિસોને આપશો તો તે બખ્શિશ (હિબા) છે અને તેમાં બધાઓને સરખે ભાગે આપવું જોઇએ. હન્ફી મઝહબમા એથી વિરૂધ્ધ કરવું મકરૂહ તહરીમી છે. (દુરે મુખ્તાર, ફત્હુલ કદીર)

**સવાલ**-એક ગેરમુસ્લિમે પોતાના દીકરા અને ઔરતને મૂકીને ઇસ્લામ સ્વીકાર કર્યો. દીકરાએ પોતાના બાપને ફરી હિન્દુસમાજ સ્વીકારવા સમજાવ્યો બાપ કોઈ રીતે ન સમજ્યો ત્યારે દીકરાએ કહ્યું કે ભલે અમારા ભેગા રહીને ઇસ્લામી ધર્મ પાળજો. બાપે દીકરાને ઇસ્લામ ધર્મ કબૂલ કરવા કહ્યું પણ તેણે માન્યું નહિ. બાપનું દિલ ઇસ્લામથી ફરે તેમ નથી પણ તેને ઉમ્મીદ છે કે પોતાનો દીકરો અને ઔરત મુસલમાન થાય તો ઘણું સરૂં, પણ એ વાત પોતાના દીકરા અને ઔરત સાથે અમુક મુદ્દત ભેગા રહીને સમજાવ્યા સિવાય બની શકે તેમ નથી. તો તેઓ સાથે રહી ભેગું ખાવું પીવું તેમજ પોતાની ઔરત સાથે સંસારીક વહેવાર પ્રમાણે વર્તવું એ માટે શરીઅતમાં શું હુકમ?

**જવાબ**-તેઓને સમજાવી ઇસ્લામમાં દાખલ કરાવવું તમારા ઉપર ઝરૂરી છે જાએઝ તરીકાથી તેઓની સાથે ખાવા પીવામાં કંઇ વાંધો નથી પણ પોતાની ઔરત સાથે જ્યાં સુધી તેણી ઇસ્લામ ન સ્વીકારે તેમજ તેની સાથે ફરીથી નિકાહ ન કરે સભોગ કરવો જાએઝ નથી. કારણ કે ધણીના ઇસ્લામ સ્વીકારથી ધણી ધણીઆણીના આપસમા નિકાહ તૂટી ગયા છે.

**સવાલ**-દરિયા કિનારે ચોંછી જેવા જાનવર થાય છે. જેને કુળચલ કહે છે તેને દમની બીમારી અને ઘાંસણી (ટી બી.)ની બીમારીમાં લોકો જેનું કાઢો કરી અને તેનું ગોશ્ત રાંધીને ખાય છે. તો કુળચલ હલાલ છે કે હરામ? જો હરામ હોય તો દમની કે ટી. બી. ની બીમારીમાં ફાયદા માટે દવા તરીકે તેનો કાઢો પી શકાય? તેમજ તેનું ગોશ્ત રાંધીને ખવાય અમે એક પેશ ઇમામ છે તેને દમની બીમારી છે અને તે કુળચલનુ કાઢો કરીને પીએ છે તેમજ તેનું ગોશ્ત ખાય છે તો શું તે ઇમામતને લાયક ગણી શકાય? અને તેની પાછળ નમાઝ થાય કે નહિ?

**જવાબ**-કુળચલ જાનવરથી હું વાકેફ નથી. જોવા પછી હલાલ કે હરામનો હુકમ આપી શકાય પણ જો કોઈ હુશિયાર ડોક્ટર અથવા હકીમ કહે કે એના સિવાય બીજો કોઇ ઇલાજ નથી તો તેનું ખાવું જાએઝ છે. કંઇ વાંધો નથી. ખુદા તઆલા વધુ જાણનાર છે.

ફોરવાં
પુ. ૮
અંક ૪
● ડીસેમ્બર ૧૯૪૬ ●

# સલામ:—

અસ્સલામ અય ! ઇબ્ને હૈદર અસ્સલામ;
અસ્સલામ અય ! હકના દિલબર અસ્સલામ.

અસ્સલામ અય ! ફાતિમાના નૂર ઐન;
મુસ્તફાની આંખના તારા હુસૈન.

મોતથી ડર્યો નહિં નિઃશક જરી;
હકની ખાતિર જાન પણ અર્પણ કરી.

ત્યાં હતા લાખો અહીં બોતેર લઇ;
થઇ ગયા જગમાં અમર મસ્તક દઈ.

શત્રુઓ નાઠા લઈ નિજ હારને;
યાદ કરતા વીર નરની મારને.

છે શહીદો જીવતા, મરતા નથી;
જીવતાનો શોક કો' કરતા નથી.

તેમના જીવનથી ગ્રહણ બોધ કર;
પળે શું ? 'મુઝતર' છે તેની શોધ કર.

"મુઝતર" હાંસોટી.

# જૌહર બતાવે છે

ક્ષણેક્ષણ ધીરતા કરબલ તણાં સરવર બતાવે છે;
પરંતુ માલનાં ચેલા મરણનો ડર બતાવે છે.

હુસૈન મક્કમ હતા, મક્કમ રહ્યા નિજકોલ-પાલનમાં.
યઝીદો લાલચે લલચાવવાને ઝર બતાવે છે.

ગઇ છે ઝિંદગી મારી ખડગ બરછીનાં સાયામાં;
અરે તું! શું ખડગ બરછી અને ખંજર બતાવે છે?

મુસલમાનો હંમેશાં મૌતને એક ખેલ સમજે છે;
કહે છે ઇબ્ને હૈદર શિમ્રને શું ડર બતાવે છે?

બધું અલ્લાહ માટે એમણે અર્પણ કરી દીધું;
જગે એવી અલૌકિક હામતો કો' નર બતાવે છે.

ફકત બોતેર સામે લાખ પણ ફાવ્યા નહિં અંતે;
ખુદાનાં ચાહનારા આમ નિજ જૌહર બતાવે છે.

ફકત એક વારથી તો સેંકડો ફિન્નાર થૈ જાતા;
શુરાતન રણ મહીં શબ્બીરનું ખંજર બતાવે છે.

અમર છે ઝિંદગી તેની સુભાગી તેની હસ્તી છે;
કે જે શબ્બીર સમ નિજ દીન અર્થે શિર બતાવે છે.

વિના રૂધીર સિંચન આ જગે ઉત્થાન દુર્લભ છે;
ઇતિહાસેઃ જગતનાં શિક્ષાએ નાદર બતાવે છે.

સલામોને દરૂદો હો 'શમીમ' એ વીર નર ઉપર;
કે જે નિજ દીન-સતને મૌતથી પણ પર બતાવે છે.

'શમીમ' ધોરાજવી

# એવો અડગ લડનાર આવે છે.

રંગે શબ્બીર કેરી તિવ્રતર તલ્વાર આવે છે,
મિટાવા સત્યને બાતિલ તણી લશ્કર આવે છે.
પડી એ બૂમ લશ્કરમાં કે ભાગો કુફિયો સત્વર,
અલીનો શેર કરતો સામે મારામાર આવે છે.
મહા રણધીર કેરા જુલ્મનાશક શૌર્યને જોઈ;
વિજય દોડીને કરવા પ્રેમથી સત્કાર આવે છે.
હુસેની કાફલા સાથે આ શત્રુવટ અરે તોબા:
તને હે વ્યોમ! કંઇ એની દશા પર પ્યાર આવે છે.
ઉછળતી, ચાલતી, થોભી જતી દુશ્મનનાં મસ્તક પર;
પછી ગર્દન, જિગર દિલ કાપતી તલ્વાર આવે છે.
અરે જુજ માનવો સામે ઉભું છે તીડસમ લશ્કર;
કહે હે શિમ્ર! આ રીતે કોઇ લડનાર આવે છે!
હજારો ઝખ્મથી ચકચૂર પણ ના ઉફ્ કરે મુખથી,
હે દુન્યા તુજ રણે એવો અડગ લડનાર આવે છે.
હુસૈને એટલું પાણી અવેજે રક્ત પાયું કે,
હમેશાં ફાલતો ઇસ્લામનો ગુલ્ઝાર આવે છે.
હુસૈની કાફલાનાં ભોગથી ગભરા નહિં મુસ્લિમ,
કે લાખો શહુનાં રક્તે ઉદય કરનાર આવે છે.
વિપત્તિથી નથી ડરતા શહાદત ચાહનારાઓ;
કે મેંદી પત્થરાનાં ઘર્ષણે રંગદાર આવે છે.
શહાદતનાં સબકથી શીખ જીવન-માર્ગ હે મોમિન;
કે દાણો ધૂળમાં ધૈ ધૂપને ફલ્દાર આવે છે.
શહાદતની મદીરા પીઠનાં નિત દ્વાર ખુલ્લાં છે;
બની ડરપોક કો' નાસે તો કો' પીનાર આવે છે.
શહીદે કર્બલાની શૌર્ય-નૈયાથી હવે "કાદિર",
તરી લે હિમ્મતે કે જે ચઢી ભવ-પાર આવે છે.

"કાદિર" પીરાજવી

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...બેકાર...



**રાંદેરમાં ૨૬ વરસ !**

આજકાલ કરતાં રાંદેરમાં મને ૨૬ વરસ વીતી ગયાં છે. એ છવ્વીસ વરસમાં મેં પણ રાંદેરની જુવાની જોઇ છે અને રાંદેરે પણ મારી જુવાની જોઈ છે. રાંદેર એક ૧૫-૧૬ હજારની વસ્તીવાળો કસ્બો છે; પણ એની સખાવતો અને ઇલ્મ પરવરીને પ્રતાપે એનું નામ હિંદમાં તથા હિંદ બહાર જાણીતું છે. એક જમાનો હતો કે રાંદેરની સખાવતોને પ્રતાપે બહાર ગામોમાં ૩૦-૪૦ મદ્રેસા ચાલતા હતા. અનેક મસ્જિદો અને ધાર્મિક સ્થળો રાંદેરના વકફોને પ્રતાપે ગુજરાતમાં હસ્તી ધરાવે છે. રાંદેરની ત્રણ મહાન ઇલ્મી સંસ્થાઓ, જામેઅહલુસ્સુન્નિયહ, મદ્રેસએ અશ્રફીયહ, અને એમ. એમ. પી. હાઇસ્કુલ તથા હોસ્ટેલ. આ સંસ્થાઓએ દીની અને દુન્યવી તા'લીમમાં સારો ફાળો નોંધાવ્યો છે. સેંકડો આલિમો, હાફિઝો, અને કારીઓ પહેલી બે દીની સંસ્થાઓને પ્રતાપે ગુજરાતને સાંપડયા છે. અને એમ એમ. પી. હાઇસ્કુલે તો ગુજરાતની, મુસ્લિમ-ગુજરાતની કાયાજ પલટ કરી નાખી છે. એજ એમ. એમ પી. હોસ્ટેલની પીળી ખીચડીને પ્રતાપે આજે ગુજરાતમાં સેંકડો ડીગ્રીધારી મુસ્લિમ ગ્રેજ્યુ.નો અમલદાર બનીને ઘુમી રહયા છે. આજે મને મળેલી ખબર મુજબ 'કારવાં'ના તંત્રી સને ૧૯૪૬-૪૭ અને ૧૯૪૭-૪૮ માટે એ સંસ્થાના મેનેજિંગ ટ્રસ્ટી ચુંટાયા છે. તે માટે મુબારકબાદ-

ગુજરાતમાં અજોડ એવી બ્યવસ્થિત હોસ્ટેલના પ્રતાપે અનેક, ગરીબ મુસલમાનો કેળવણીનાં મિષ્ટ ફળો ચાખી ચૂકયા છે. ટુંકાણમાં રાંદેર ઇલ્મના એક નાના પણ શોભાયમાન બગીચારૂપ બની ગયું છે. રમઝાનમાં હજારો ફકીરોના ધાડા રાંદેરમાં નંખાતા ઇફતારી અને શહેરીની ધમાલ, કુરઆન ખ્વાની અને તરાવીહની રૌનક રાંદેરની શાળામાં વધારો કરતી રાંદેરની રૌનકદાર મસ્જીદો પ્રવાસીઓને માટે એક મહાન આકર્ષણ બની રહે છે. શ્રી સદ. વીઠ્ઠલભાઇ પટેલ અને અમારા મિત્ર મસ્તફકીરે એક વાર રાંદેરને 'ગુજરાતનું પેરીસ' કહયું હતું. અલબત સ્વ.રે તો રસ્તાને-બાદ કરતાં એ ગુજરાતનું પેરીસ હતુજ પણ આજે તો એનું તેજ હણાઇ ગયું છે. જાપાનના બરમા પ્રવેશ પછી રાંદેરની સૂરત બગડી ગઇ છે. કારણ કે ઘણાખરા રાંદેરનો આધાર રંગુનની આવક પરજ હતો. રાંદેરનું તે નૂર હણાઈ ગયું છે. લોકો "શું થશે ? શું કરીશું"ની ચિંતામાં જાણે હાંફળા ફાંફળા થઇ ગયા હતા; તે હવે પુનઃ બરમાનો માર્ગ ખુલતાં ઠંડા પડયા છે !

રાંદેરની મ્યુનિસિપાલીટી એટલે અપૂર્વ અંધેર ! થોડી થોડી મુદતે દીવા બત્તીનાં રિસામણાં, પાણીના નળનાં જોડાણ તેડાણ ને રિસામણાં મનામણા, તથા રસ્તાઓની તો એવી ખરાબ હાલત કે પૂછો વાત ! ગુજરાતના આ પેરિસની, એની મ્યુનિસિપાલીટીએ જે

પત્થર જમી નાખી છે! કુંભાણમાં અહીંની મ્યુનિસિપાલીટીએ રાંદેરની શાળાને બગાડવામાં સારો ફાળો આપ્યો છે! સભ્યોની તકરારોના ઢેડ ફજેતા વરસો થયાં હજી ચાલુજ છે. સડકો પર ઢેર ઢેર કચરાના ઉકરડા એ એની વિશિષ્ટતા છે! અને રાંદેરના શેઠીયા. એમની રહેણી-કરણી અને જીવન રીતની તો મને હજીય સમજ પડતી નથી! તમામ દુન્યાના શેઠીયાઓ બાગબગીચામાં બેસવા ઊઠવાનું રાખે; ત્યારે રાંદેરના શેઠીયા ઘોડાના તબેલાનેજ બગીચો સમજીને ત્યાં બેસે ઉઠે છે! અને રાંદેરના બેહાબાડ યુવાનો માટે ઘણું કહી શકાય. રંગુન; આફ્રિકા, વગેરેની કમાઇને પ્રતાપે ૯૦ ટકા યુવાનો બેહા બાડ બની ગયા છે. ૧૦ ટકાજ કામ કરતા જોવાય છે. અને વળી ,દીવા નીચે અંધારૂ જુવો કે રાંદેરની ધર્મી સંસ્થાઓનો કામ બહારવાળા ખૂબ લઇ રહ્યા છે ત્યારે રાંદેરવાળા એ તરફ જરૂં લક્ષજ આપતા નથી! હાલમાં કઇ જાગૃતિ આવી છે.

ક્રિકેટના જગતમાં રાંદેર ખૂબ વિખ્યાત હતું આજે તે-વિખ્યાતિ માંડ માંડ ટકાવી રહ્યું છે. રાંદેરનું ઇસ્લામ જીમખાનુ મુંબઇ ઇલાકાનાં વિખ્યાત જીમખાનાઓમાંનું એક છે. બોરાવાલા ચેરીટીઝથી અનેક સંસ્થાઓ નભે છે. ધર્માદા હોસ્પીટલ, યતીમખાનું, મુસાફરખાનું અને એવાં અનેક ખાતાં છે. પીપરડીવાલા ચેરિટેબલ ટ્રસ્ટ તો કેળવણી તરફજ લક્ષ દોરી રહ્યું છે. ભામ વકફ, અસ્લી નાનાભાઇ વકફ વગેરે અનેક વકફો છે. કાશ એ બધાં વકફો એક બની બયતુલમાલ રૂપે વર્તમાન જરૂરીયાતોને પહોંચી વળવા પ્રયત્ન કરે તો! તો ગુજરાતનો એક પણ યુવાન અભણ ન રહે, ગુજરાતનો એક પણ મુસલમાન બેકાર ન ફરે!



ફક્ત સખાવતોની જુદી જુદી પરબો બંધ થઇ એકજ તળાવમાં એ પાણી જમા થાય, અને ગુજરાતમાં ફકીરો ઉત્પન્ન કરવાની ફેકટરીઓ ન ઉઘાડતાં હુન્નર ઉદ્યોગને પંથે લોકોને ધસડવામાં આવે!

રાંદેરની અને અંજુમનો સારાં પુસ્તકાલયો નભાવી રહી છે અને તેની ઉપયોગિતા વધતીજ જાય છે. રાંદેરના થોડાક યુવાનોને સાહિત્યની દિશામાં પણ દોટ મૂકવાની સમજ પડી ને ૧૯૩૧-૩૨માં ગુજરાતી મુશાયરાની પ્રવૃત્તિનાં મંડાણ રાંદેરથી થયાં. મુસ્લિમ ગુજરાત સાહિત્ય મંડળની સ્થાપના રાંદેરમાંથીજ થઇ અને જોત જોતામાં રાંદેર ગુજરાતનું શિરાઝ બની ગયુ. રાંદેરે સાહિત્યમાં પણ નામના કરી. મારી સાહિત્ય સેવાઓ રાંદેરમાંજ પાંગરી અને એક સાધારણ શિક્ષકમાંથી એક સાહિત્યકાર મને રાંદેરેજ બનાવ્યો. ૨૫ વરસની મારી સાહિત્ય પ્રવૃત્તિ, એ રાંદેરનીજ શાંત ઝિંદગીનું ફળ છે. પણ હવે હુંય ઘરડો થવા આવ્યું છું ને રાંદેર પણ ઘરડું થયું છે. ઘરડા બળદ પાંજરા પોળમાં જાય તેમ હું હવે રાંદેર મૂકીને અમદાવાદની પાંજરાપોળમાં જઇ રહ્યો છું.

રાંદેરમાં એપ્રીલ માસ આવતાંજ પરીક્ષાઓને પ્રતાપે મારૂં માન વધતું 'બેદાર સાહેબ'! કહી અનેક પોરીયાં સલામો કરતાં પણ એ સલામની સીઝન પરીક્ષા પુરી થતાંજ પૂર્ણ થતી. કોણ જાણે મારા શિક્ષણમાં એ તાસીર હોય કે મારો પ્રભાવજ એવો ઉતરો પડતો હશે! કે મારા વિદ્યાર્થીઓ પૈકી ૯૯ ટકા વિદ્યાર્થીઓ ભણી રહ્યા પછી મને ભાગ્યેજ સલામ કરે છે, અને મારી પાસે ન ભણેલા હોય એવા ૯૯ ટકા વિદ્યાર્થીઓ .

ભાગ્યેજ સલામ કરવાનું ચૂકે છે। રાંદેરના બેહદુ જુવાનોમાં સાહસિકતાનો અભાવ છે. "શું ખાશું ને શું પીશું? શું પહેરશું ને શું ઓઢશું?" એવા પ્રશ્નોમાંજ એમનો કાળ વ્યતિત થાય છે. ઠીક છે પહેલાંના બુઝુર્ગોની સખાવતોના નામે અને કામે રાંદેરનુ નામ તરી રહ્યું છે. બાકી હાલના બુઝુર્ગોનો બસ ..........। "મસ્જિદ કેરા મીરસા તે નીંદા કેરૂં ધામ છે।" અફસમંદને પ્રશારોજ બસ છે ઉતરે એટલુંજ કે રાંદેરનાં એ ૨૯ વરસ અને એ ૨૯ વરસને અંતે અંતે મળેલાં પુષ્પો ને પત્થરો મને જીવનભર યાદ રહેશે, એ રાંદેરને પ્રતાપેજ આજે હું ૧૩ સંતાનોનો પિતા અને ૧૩ પુસ્તકોનો કર્તા બની શકયો છું! 'આવો ઊઠયો ને બગલમાં હાથ' જેવી હાલતમાં આવેલો એક નાનકડો શિક્ષક આજે ધરખમ સંસારી અને ભારેખમ સાક્ષર બનીને રાંદેરને છેલ્લી સલામ ભરે છે। "ગર કબુલ ઉફતદ ઝહે ઈઝઝો શરફ!"

●

જગતનું વલોણું।

પેરિસની શાંતિ પરિષદ અશાંતિમાંજ બેસી ગયા પછી હવે અમેરિકા ખાતે પાછું 'યુનો'નું વલોણું શરૂ થયું છે. દક્ષિણ આફ્રિકાના પ્રશ્ને ત્યાં ઠીક ઠીક ઉહાપોહ જગાડયો છે. વિજ્યાલક્ષ્મી પંડિતે, હિંદ તરફથી દક્ષિણ આફ્રિકાનો કેસ એવી સરસ રીતે રજૂ કર્યો છે કે જનરલ સ્મટસ જેવાના પણ હોશ ઉડાડી દીધા છે. સાઉથ આફ્રિકામાં ગોરાઓ તરફથી રંગભેદની નીતિય ચાલુ છે, તો હિંદીઓ તરફથી સત્યાગ્રહ પણ ચાલુ છે, અને 'યુનો'માં ભાષણોની ભરમાર પણ ચાલુ છે. મોલોટોવે હિંદના કેસને ટેકો આપ્યો છે. મોલોટોવ આગ્નિન યુધ્ધને ટાળવા 'એટમ' તથા અન્ય હથિયારો પર અંકુશ મુકવાની વાત કરે છે પણ બ્રિટન અમેરિકા આ કાને સાંભળી પેલા કાને કાઢે છે। તેમને ધાક છે કે "જો કદી રશિયાના કહેવાથી શસ્ત્રસંન્યાસ ધારણ કરીએ ને પછી એ કોથળામાંથી બિલાડું કાઢીને યુરોપ સમસ્તને હજમ કરી જાય તો!" કાલ સુધી હીટલરથી મનમાં ડરતા માનવીઓ આજે સ્ટેલીનથી ડરી રહ્યા છે, અને સ્ટેલીન 'એટમ'થી ડરી રહ્યો છે અને એ ગભરાટમાંજ શાંતિ પાછી ઠેલાતી જાય છે।

મીસના વડા પ્રધાન કહે છે કે "સવાસો વરસ પહેલાં પણ આવી જ સ્થિતિ હતી." જગ્યાએ અમારા નાનકડા મુલકમાં બળવો ફાટી નીકળ્યો છે. એ અત્યારની બબાલનું જ પરિણામ છે!" પણ બિચારાથી બહારથી આંગળીયાળો કરનારનું નામ લેવાતું નથી। મીસરમાં વિદ્યાર્થીઓનાં તોફાનો ફાટી નીકળ્યાં છે। પેલેસ્ટાઈનમાં યહુદીઓનાં તોફાનો શમવાને બદલે વધુ ભડકી રહ્યાં છે। ઈરાનમાંય બળવો થયો છે. 'આઝરબૈજાન' ઈરાનથી છેક અળગું થઈ ગયું છે, અને હિંદનાં તોફાનોએ તો માઝાજ મૂકી છે ગુંડાની છરીઓને ખંજરો, તેજાબની બાટલીઓને હાથ-બોંબના ધડાકા વધતાજ જાય છે. વધુ અને વધુ શહેરો તથા ગામોય કોમી આગમાં હોમાતાં જાય છે। લીડરોનાં ઉપરછલ્લાં નિવેદનોથી કંઈ અસર જામતી નથી। એક તરફથી નોઆખલીના કાળા કેરવાય છે તો બીજી બાજુ બિહારના કાળા ઉપરાછાપરી છે આમ હુલ્લડના ભોગ બનેલાઓની સમાધીઓ અને કબ્રો પર ફુલ ચડાવવાના પ્રયત્નો થાય છે। હિંદુ-મુસ્લિમ માંકડાંઓને આજે કોઈ ગુપ્ત મદારીઓ રમાડી રહ્યા છે।

વચગાળાની સરકાર અને લોકપ્રતિનિધિ સભાના દેડકો જોતાં તો, હવે છેક વિમાન ભારતને

લંડન સુધી પહોંચી ગયા છે! દીવા જેવું દેખાય છે કે કંઇ વળવાનું નથી ને "વહીં રફતાર બેઢંગી જો પહિલે થી સો અબ ભી હય!" જેવુંજ રહેવાનું છે. લીડરો તો હનુમાન કૂદકા ભરીને અને વાયુ પ્રવચનો કરીને વેગળાજ રહી ગયાં છે એ બિચારાં સાધારણ માણસો, નિર્દોષને અજાણ્યાં માણસો કૂટાઇ રહ્યાં છે! માનવના દાનવતા રૂપે પૂર બહારમાં ખીલી ઊઠી છે ને જાણે ધરતી પરથી ભેજ હળવો થઇ રહ્યો છે! નૂન અને ગઝનફર-અલીખાંથી લઇને મીરઠના મંડપમાં જવાહર-પટેલે કરેલાં ગરમાગરમ ભાષણોએ દેશના વાતાવરણને ટાઢું પાડવાને બદલે વધુ ગરમ કર્યું છે! અને બળતામાં ઘી હોમવાનું કામ જાણે અજાણે છાપાં કરી રહ્યાં છે. જે બ્રિટિશ મુત્સદ્દીગીરીએ સ્ટેલીન જેવાને શીશામાં ઉતારી જર્મનીના હીટલરને જમીનદોસ્ત કર્યો તે શાણી મુત્સદ્દીગીરી આગળ બિચારાં જવાહર, ઝીણા, પટેલ કે ગાંધી નાનક ભગતરાંજ સબિત થવાનાં છે! આપણાં લીડર બાળુડાને રમાડી ફળાવી, પટાવીને એમણે જે ધાર્યું હશે તેજ કરીને રહેશે. અને આપણને 'ઝખ્ખ મારીને આવ્યા હામ!' જેવી સ્થિતિમાં મૂકી જશે. હિંદી લશ્કરો ભલે નિવેદન બાજીમાં એક્કા હોય, પણ મુત્સદ્દીગીરીમાં બ્રિટીશરોની તોલે ન આવે! જમણે હાથે આપીને ડાબે હાથે ઝુંટવી લેવાની કળા એમને સાધ્ય છે! બિચારૂં હિંદ નાટકમાં મૂર્ખ બનાવાઇ રહયું છે! ઇન્ટેરિમ ગવરમેન્ટ ખાલી શીંગાં ખાંડવા જેવું છે! એ મહાજલ સમા આઝાદીને માટે લડી મરવું નકામું છે!

"હાલ તો જાણે સમજ્યા એ મળે ત્યારે મળે;
ના ફૂલી જાશો હજી આઝાદીનો આભાસ છે!
દેશના ભાગ્ય તણો અસ્તાક બેઠી છે. હવે;
કયાં પડી છે કોઇને ચારે તરફ કંકાસ છે!"

# પરિચય

હું એક વૃદ્ધ વૃક્ષ છું! મારી નસોનું રક્ત સૂકાઇ ગયું છે.

જડો ઢીલી પડી ગઈ છે અને પાંદડાઓ મુરઝાઇને પૃથ્વી પર પડી ચૂકયા છે!

મારી ડાળીઓ હવે ફૂળોના ભારથી નીચે નમી શકતી નથી, એમાં હવે હવાને સુગંધિત કરવાવાળાં પુષ્પો પણ નથી ખીલતાં!

મારી પલ્લવ-વિહોણી ઉજ્જડ ગોદમાં કેઈ પક્ષી આરામ લેવાની ભૂલ નથી કરતું! અને નતો કોઇ શ્રાન્ત પથિક પણ હવે મારી વિરલ છાયામાં જરા પગ વિશ્રામ લેવાને રોકાય છે.

પરંતુ હજુ પણ ને ભોળી યુવતી તેજ પ્રકારે પ્રતિદિન સંધ્યા સમયે પોતાના હાથમાં મારાજ મુરઝાયલા અને શુષ્ક પુષ્પોની માળા લઇને અહીં આવે છે. અને મારા શુષ્ક બદનને અઢેલીને પોતાના નયનોમાં ન જાણે કોની પ્રતિક્ષાનો જુવાર ભરીને બહુવાર સુધી બેસી રહે છે! હું એક વૃદ્ધ વૃક્ષ છું! મારી નસોનું રક્ત સૂકાઇ ગયું છે.

જડો ઢીલી પડી ગઇ છે અને પાંદડાઓ મુરઝાઇને પૃથ્વી પર પડી ચૂકયા છે! —'શાયર'

## આભાર દર્શન

મને સરકાર તરફથી એસી. ડે. એજ્યુ. ઇન્સ. નો હોદ્દો મળવા બદલ જે જે મિત્રો તરફથી તાર અને પત્ર દ્વારા મુબારકબાદીના સંદેશા મળ્યા છે તે સર્વેનો આ માસિક દ્વારા આભાર માનું છું. —'બેકાર'

## નોંધી લો

પત્રકાર બધુઓ, કવિઓ, લેખકો અને અન્ય મિત્રોને મારૂં નવું કામચલાઉ સરનામું નોંધી લેવા વિનંતી છે.

બેકાર
C/o સૈયદ-સાગિરઅલી,
પોષ્ટ વટવા. જી. અમદાવાદ.

ઉર્દૂ-સાહિત્યના
હિન્દુ

# મહાન શાયરો

[અંક. ૪૬થી ચાલુ]



**આરામ**:—મુન્શી મખ્ખનલાલ નામ-ઉપનામ 'આરામ'-જાતે કાયસ્થ-દિલ્હીના રહેવાસી-દિલ્હી છોડી લખનૌમાં વસવાટ કર્યો-'ઈન્શા'ના શાગિર્દ-ફારસીના વિદ્વાન હતા-શાહજાદા સુલેમાન શિકોહના દીવાનખાનામાં મુત્સદ્દી હતા. ઇ. સ. ૧૮૫૮માં મરણ પામ્યા.

"આહ અપની ઝબાન પર આઇ,
યા બલા આસ્માન પર આઇ"
"સરાપા ઇસમેં હૈ કુદરત ખુદાકી,
કહું ક્યા ચીઝ હૈ ઇન્સાને ખાકી."

●

**'આશિફ્તા'**—મુન્શી ગુલાબસીંગ નામ-જાતે ખત્રી-દિલ્હીના રહેવાસી-ઈ. સ ૧૮૬૨માં મરણ પામ્યા.

"રખા સર પાંવ પર ઇસ્કે તો બોલા,
કે તુભી બે સરોપા કિસ કદર હૈ."
"હમકા મહેમાન હૈ ઔર આશિફ્તા,
બેખબર તુઝકો કુછ ખબર ભી હૈ?"

●

**'આશિફ્તા'**:—પંડિત અમરનાથ નામ-કાશ્મીરના રહેવાસી-પાછળથી દિલ્હીમાં વસવાટ કર્યો-પંજાબ પ્રાંતમાં મુન્સફ હતા-'તનવીર'ના શાગિર્દ-તેઓ શાયરીમાં એક પ્રખ્યાત ઉસ્તાદ તરીકે ગણાય છે. તેમના ઘણા શાગિર્દ હતા-ઇ. સ. ૧૮૮૫માં મરણ પામ્યા.

"અજી અબ મૈને સાહબ હઝરને ગમકો પેહચાના,
કરમ ફરમાઇયે મન તુમ તો પુરાને આશના નિકલે."

"ઉર્યાની હિજ્રાનકા રખા ન કુછ ખ્યાલ,
મકરાઝ મૌજ દામને દર્યા કતર ગઇ."

●

**'આશોબ'**—રાયબહાદુર નામ-જાતે ખત્રી-તેઓ રાજા ટોડરમલના વંશના એક નબીરા છે. દહેલીના રહેવાસી-૮૮ વરસની ઉમરે ઈ સ. ૧૯૧૦માં મરણ પામ્યા.

"અપના તો સર ઝૂકે હૈ દોનોં તરફ કે ઇશ્કી,
તસ્વીર બુતકદેમેં ઔર હરમમેં ખાકા,"
"ઝાહિદ જો છુપે દામન રિન્દાન બાદેકશ,
તો ચાહિયે કે મે સે ધસે શસ્તો શો કરે."

●

**'આસમ'**—છોટાલાલ નામ-બહાદુરલાલ પિતાનું નામ-જાતે કાયસ્થ-લખનૌના રહેવાસી-ઉર્દૂ સાહિત્યની ઘણી ખિદમત કરી છે. ગવર્નમેન્ટ ટેલીગ્રાફમાં પણ નોકરી કરી ચૂક્યા છે. ઔધ અખબારના એડીટર પણ હતા-હુસેનાબાદ હાઈસ્કુલમાં શિક્ષક તરીકે પણ સેવા બજાવી ચૂક્યા છે બીમાર અવસ્થામાં પણ તેઓએ અંગ્રેજોને ઉર્દૂ ભણાવવાનું કાર્ય ચાલુ રાખ્યું-હાલમાં ટ્યુશનો આપી ગુજરાન ચલાવી રહ્યા છે.

"અરે એક આહકી મુંદસે
નિકલ જાના કયામત હૈ.
જરાસી બાતમેં દુન્યા બનેગી રાઝદાં મેરી."
"હમારી હસરતોંસે હી હમારે દિલકી ઝીનત હૈ,
વગર ન ઇશ્કી બસ્તીમે અભી વેરાના હો જાના."

●

**'આગાહ'**:—પંડિત અમરનાથ નામ-કાશ્મીરમાં રહેતા હતા પરંતુ થોડા વરસો રહી દહેલીમાં રહેવા લાગ્યા-આ જાન યુવાન શાયરોમાંના એક છે

"અર્સ ઘસ કદ હૈ આલમ વહશતમે દસ્તરસ.
દામનકી ધજ્જીયાં હૈં નિસારે બહારકે."

—અપૂર્ણ.

# વારે વારે !

નાખે છે નજર તે આજ હંસીને જોઉં છું મુઝ પર વારે વારે;
દિલ બાદ જિગરને લઇને હૃદય પણ લેશે બરાબર વારે વારે.

કાતિલની નિગાહો બદલી રહી છે કંઇ હાય ખરેખર વારે વારે,
છણકાઓ કરે છે કત્લ મને કરાવાને સિતમગર વારે વારે.

આંખોમાં હયા છે તો એ હયામાં ગુપ્ત અદાઓ લાખો છે,
સૌંદર્ય હરે તો કેમ હરે મુજ દિલને નકીતર વારે વારે.

આ મેઘલી રાતોમાં હે! પપિહા તું ત્યાગ તરાના દર્દ ભર્યાં;
તુજ પિયુ પિયુની હાય પુકારો તડપાવે છે અંતર વારે વારે.

બળવાની મઝા પ્રેમીને મળે છે કંઇ પ્રેમના અગ્નિમાંજ, ન કર;
પરવાના ફરે છે કેમ શમ્આ પર નિત મોતના ચક્કર વારે વારે.

આ અશ્રુઓ કોનાં ઝીલી હસે છે ખીલતી કળીઓ ગુલ્શનમાં,
દામન ને ગુલોનાં કોણ કરે છે એમ રડી તર વારે વારે.

સૌરભ તણો ભોગી એ ભ્રમર ગોંધાય રહે છે રાત બધી;
તો પણ તે જવાને કેમ કમળ પર થઈ જાય છે તત્પર વારે વારે.

ઝળકીને સિતારા ટૂટી પડે છે કાં વ્યોમ ઉપરથી ભોમ ઉપર;
કંઇ બોધ મને દેવા તે ખરે છે શું એમ નિરંતર વારે વારે.

થાકીને ચકોરી પાછી પડી ગઇ ના પહોંચી કદી પણ ચંદ્ર લગી;
તે પાછી છતાં પણ જાય છે શાને નીચેથી ખાસ ઉપર વારે વારે.

જો આજ અટારી પર તે ઉભી છે ઘૂંઘટને હટાવી મારી પ્રિયા;
ઝાંખીને જુયો છે કેમ તું નિર્લજ વાદળથી નિશાકર વારે વારે.

તુઝમાં હે! પ્રતિક્ષા કેરી વ્યથા મેં જોઈ અલૌકિક એક મઝા;
થઈ થઇને ઉભો હું દ્વાર ઉપર જોઉં છું નિશાભર વારે વારે.

'બિસ્મિલ' છે તરંગો રંગ ઉપર ને શાંત છે તબિયત આજ વળી;
ઉછળે છે ઉમંગો કેરાં હૃદયમાં જાણે કે સમંદર વારે વારે.

"બિસ્મિલ" ધોરાજવી.

# મારી દ્રષ્ટિએ

—એક ગઝલપ્રેમી

જનાબ 'બેકાર'ની શિક્ષણાધિકારી તરીકે અમદાવાદમાં નિમણુંક થઇ હોવાથી તેમના માનમાં 'કારવાં' ઓફિસ અને ધી મુસ્લિમ સ્ટુડન્ટસ યુનિયન રાંદેર તરફથી તા. ૧૪-૧૧-૪૬ના રાતના ૯॥ વાગે રાંદેરમાં યોજવામાં આવેલા શાનદાર વિદાયમાન સંમારંભ અને ભવ્ય ગુજરાતી મુશાયરા.

રાતના ૯ વાગ્યા છે. ઠંડો ઠંડો પવન વાય રહયો છે આજે ઘણા દિવસે ઘનઘોર ઘટાઓમાં જકડાએલું આકાશ સોનાનાં પુષ્પો વેરી રહ્યું છે! હીરા જડિત ઓઢણી ઓઢી નવવધુ જેમ કંઇક શરમાતી કંઇક લજવાતી કંઇક ખેંચાતી, ઘુંઘટમાંથી પ્રત્યેતપણે હીરા જેવી આંખો ઝબકાવી, પિયામિલનની અધીરી રજની રજનીકાન્તની રાહ જોઇ રહી છે! મારી દશા પણ રજની જેવીજ છે! ફેર એટલોજ કે પ્રિયતમ કે પ્રિયતમા માટે નથી! હા, મુશાઇરાને તમે મારી પ્રિયતમા કે પ્રિયતમ કહો તો મારે માન્યેજ છુટકો! સાંભળો મારો હૃદય ધબકાર! જાણે કહી રહયો છે કે ૯ વાગી ગયા છે સાડા નવે મુશાઇરો શરૂ થનાર છે. જલદી જલદી પગલાં માંડ કોઇપણ પ્રેમીના હૃદય જેવી વ્યાકૂળતા નથી મારા હૃદયની! લ્યો આપણે તો મુશાઇરાના ચોગાનમાં પણ આવી પહોંચ્યા. ઓહો! જનાબ મરત હબીબ, પ્રો. ચીમનલાલ વ્યાસ, જ. હઝી રાંદેરી, શ્રી મહેન્દ્ર વ્યાસ, અને જ. તાજ પણ આવી લાગ્યા છે. જનાબ વહશી અને જ. ખાકી બધાને આવકાર આપી રહ્યા છે. મેદાનમાં બધા સાંભળી શકે એવી રીતે વચ્ચોવચ્ચ સ્ટેજ બનાવવામાં આવ્યું છે. સ્ટેજ ઉપર બે ખુરશીએ મૂકવામાં આવી છે. ખુરશીઓ કદાચ જ. પ્રમુખ સા. તથા માનવંતા મેહમાન જ. બેકાર સાહેબ માટે હશે. સ્ટેજના સામે કવિઓ માટે ખુરસીઓ ગોઠવવામાં આવી છે. શ્રોતાજનો માટે પણ ખુરસીનો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. હિન્દુ મુસ્લિમ શ્રોતાજનોથી સભા ભરાઇ ગઇ છે. ઇલેકટ્રીક લાઇટનો પણ સારો બદોબસ્ત રાખવામાં આવ્યો છે. દિવસના જેવો પ્રકાશ બધેબધ પથરાઇ રહયો છે.

આટલો બધો શોરબકોર એકાએક કેમ થયો. લ્યો જ. બેકાર સાહેબ તથા સુરતના અન્ય કવિ બિરાદરો તથા સુરતના ખાસ મેહમાનો પણ આવી લાગ્યા. શ્રી પવાર, શ્રી અનિલ, શ્રી ઇન્દુ, જ નઝ્ત તથા જ. આરી સાહબ બધાના લક્ષ્યબિન્દુ બની રહ્યા છે. સુરતથી આવેલા મેહમાનોમાં જ. તૈયબભાઇ **રંગવાલા, શ્રી કલ્યાણસીંહ ચૌહાણ તથા શ્રી રમણ દવે વગેરે હતા.**

જ. ગની સ. તથા જ. અમીન આઝાદ દેખાતા નથી! જ. ગની સા. મોડાં મોડાં પણ આવશે એમ મારા પડોશી કહી રહ્યા છે. જ. અમીન આઝાદ ગઈ કાલના એમના રેડિયો પ્રોગ્રામ અંગે મુંબઇ ગયા હોવાથી આવી શક્યા નથી. એમની ખોટ ન પૂરી શકાય એવી છે.

જુઓ જનાબ વહશી સા. સ્ટેજ તરફ જઇ રહ્યા છે. તેઓ કાંઇક કહે છે સાંભળો: "આજનો આ જલસો જ. બેકાર સાહેબના માનમા 'કારવાં' ઓફિસ તથા ધી મુસ્લિમ સ્ટુડન્ટસ યુનિયન તરફથી યોજવામાં આવ્યો છે. જલસાના પ્રમુખ તરિકે એક વખતના 'સાદિક' માસિકના તંત્રી મૌ.' અબ્દુર્રહીમનું નામ સૂચવું છું. આશા છે દરખાસ્તને આપ

દેકો આપશો." શ્રોતાજનોએ તાળિયોથી દરખાસ્તને વધાવી લીધી. જ. પ્રમુખ તથા જ. એકાર સાહેબે સ્ટેજ પર એમના માટે ખાસ મૂકવામાં આવેલી ખુરસી પર બેઠક લીધી છે.

ધી મુસ્લિમ સ્ટુડન્ટસ યુનિયનના પ્રમુખ જ. એસ. એસ. રિફાઇ એમ. એ. સા. સ્ટેજ તરફ જઈ રહ્યા છે. સાભળો તેઓ શું કહે છે "જ. પ્રમુખ સા. માનવંતા મહેમાન જ. એકાર સા. તથા શ્રોતાજનો મારે જનાબ એકાર સાહેબની સાહિત્ય સેવા માટે કશું કહેવું નથી. આપણામાં એવો કોઇ પણ ન હશે જે એમની સાહિત્ય સેવાથી અજાણ હશે. એમણે આપણને એમની ચોપડીઓ દ્વારા, એમના પ્રવચનો દ્વારા અને એમના કાવ્યો દ્વારા દિલ ભરીને હાસ્ય રસ પાયો છે. આજે એઓ આપણાથી વિખુટા પડી રહ્યા છે. એમની વાણીથી સતત ઝરતા હાસ્યરસ આપણને પાછો ક્યારે પીવા મળશે. એ વિચારે હૃદય વલોવાય છે. એમની નિખાલસતા સહૃદયતા અને મીલનસારી આપણને જીવનભર યાદ રહેશે." જનાબ રિફાઇ સાહબ તાળીયોના ગડગડાટ વચ્ચે પોતાની બેઠક તરફ જઇ રહ્યા છે. રિફાઇ સા૦ પછી એમ. એમ. પી. હાઇસ્કૂલના મેટ્રિકના વિદ્યાર્થી જ. શેખ એ. એચ. માનપત્ર વાંચી સંભળાવ્યું તે પછી જ. મુન્શી ઇસ્માઇલ એ. પટેલ કંઇક વાંચી રહ્યા છેઃ—

"નહ્મદહોહૂ વ નોસલ્લી અલા રસુલેહિલ કરીમ.

જનાબે સદર મોહતરમ મેહમાન ઓર હાજરીને જલસા.

હઝરાત! આજકા યે જલ્સા કયુ મુનઅકીદ હુઆ હે. ઇસ સે આપ બખૂબી વાકિફ હો ચૂકે હેં. યે અલવિદાઇ જલ્સા જનાબ "એકાર" સાહબકી ઇનકે મોદરેસાના કામકી કદર કરકે ગવરમેન્ટને ઇન્હેં મોદરિસકે ઝીને સે એક ઓર ઝીને પર ચઢાએ હેં. જિસે રફ્લુંકા ડીગ્રી કહા જાતા હે. રખ્ખા ગયા હે. આપ યોંભી બહોત એકાર સા. સે વાકિફ હો ચૂકે હેં. ફિર ભી મેં યે અલવિદાઇ તઅર્રુફ કરાના અપના ફર્ઝ સમજતા હું કે પહલે અદબકા યે આફતાબ સરઝમીને રાંદેરમેં આજસે પચ્ચીસ બરસ પેહલે મુન્શીકી હેસિયતસે તુલુઅ હુઆ. જો મુસ્તનીફ બનકર ચમકા. રૌશન હુઆ. ઔર શાઇર હો કર સર પે ચઢા. ઇસસે કૌન નાવાકિફ હૈ? સિર્ફ રાંદેર હી નહિ સારે ગુજરાત ભરમેં શાયદ હી કોઇ હોગા જો આપકે નામસે તાઆરૂફના હોગા. ઐસી એક મોઅઝઝીઝ હસતીકો રાંદેરસે કૂચ કા ઓર્ડર મિલ ચૂકા હૈ. ઓર અનકરીબ યે કૂચ અપની મંઝિલકી તરફ કહાં કહાં બઢતી જાએગી. યે કૂચમેં ન તો કોઇ સાથી હોગા, ન સંગાતી. હાં! સાથમેં હોંગી તો હમારી અલવિદાઈ દુઆએં; જો મંઝીલકે નશેબો ફરાઝમેં ઇન્હે કારઆમદ સાબિત હોંગી.

હઝરાત! કહા જાતા હે કે દુન્યાકી હર એક શૈ અપને મેં એક ખાસ કશિશ રખ્ખતી હૈ. ઇસ બિના પર રાંદેરને 'એકાર'કો ઓર 'એકાર'ને રાંદેરકો આજ તક એક ઐસી ઝંઝીર બનકર જકડ રખ્ખે હૈં. કે હજાર કોશિશ કી બખ્શને, લાખ સર પટકે ઉસ સરઝમીનને, જો અંગ્રેઝૂકી કદમબોસીમેં અબ તક અપની નઝીર નહિ રખતી, કસ લિયે અગ્રેઝ જિસે ગેટ-વે-ઓફ ઇન્ડીયા કેહતે હૈં. વોહ ભી યે દોનોંકી કશિશકે સામને અપના મુંહ લેકર રેહ ગઈ. ઔર આજ યે કશિશકા સિલસિલા ઢીલા પડતા જાતા હે. ઇસ ઝબ્ઝેકે પુરઝ્મેં નુકસ માલૂમ હોતા હૈ. કયા પચ્ચીસ બરસકી અનથક કશિશકી થકાનકા વઝેહસે તો ઇસમેં ખલલ વાકેઅ

નહિ હુઆ? યા કોઇ ઐસી તાકાત હૈ જો ઇન દો દીવાનોંકો અલગ કરનેકી ઠાન ચૂકી હૈ. બહરહાલ 'બેકાર' સાહબકો હમ આજ યહાં તો કલ વહાં દેખેંગે." યાની.

"જા રહા હૈ કારવાં યે ઝિંદગીકા કારવાં.
આજ યહાં, કલ વહાં, યે ઝિંદગીકાં કારવાં'

મુખ્તસર યે કે આજ તક 'બેનર' રાંદેરકી ઔર રાંદેર બેકારકી શાન બના રહે થે.

હઝરાત! મુઝે યે કેહને કી ઇજાઝત દીજિયે કે યે જો આપકે સામને બરસરે મેહફિલ હૈ. એક ઍસા પૂરબીબૈયા! નહિ! નહિ! નહિ ગુજરાતી બૈયા હે જિસે શુક્રવારી ચને" બેચને આપને બમ્બઇમેં તો કયા ગાઉં ગાઉં દેખા હોગા. ઇસકા ગાના યે નહિ કે "ચને જોર ગરમ લાયા મેં બાબૂ મઝેદાર ચને જોર ગરમ' મગર ઇસકે ગાનેકા લબ્બુલુબ્બ હૈ તો યે હૈ કઃ—

"હમ બનાએંગે મિલકે સબ
બેહતર કોઇ ઐસા નિઝામ
એકહી સફમેં ખડે હો
જાએં આકા ઔર ગુલામ

ઔર ફિર યે આપકો દુન્યા ભરકી સેર કરાતા હૈ. નઇ નઇ માલૂમાત દેતા હૈ. ખુદ હસતા હૈ. ઔર આપકો ભી હસાતા હૈ. હઝરત! યે કભી આગકો સર્દ પાણી બુઝ ચિંગારીયાં લે કર (જીસે ગુજરાતી ઝબાનમે "ટાઢા તબુખા" કેહતે હેં) યે સિયાસી પાલિસી કો જિસમેં કેહના કુછ ઔર કરના કુછ હોતા હૈ. જલા કર ખાક કર દેતા હૈ. તો કભી બગી બગી રકીમેં જો દિખાવે ઔર લુભાને કે લિયે કાગઝ પરહી દર્સકી જાતી હૈં, રાખમેં મિલા દેતા હૈં. ઔર ઇસી તરેહ હરએકકો ઉસકે અસલી રંગમેં દુન્યા કે સામને પેશ કરતા હૈ. યે ઇતના ભારી ભરખમ પેશ કરને વાલા ખામોશ લીડર "હડમન ઓઝા" બનકર કુમ્હારકી ગંદી કોઠળીમેં ભી જાતા હૈ. ઔર કુમાર બનકર યે દુન્યાકી હરએક શૈકો અલગ અલગ સાંચેમે ઢાલકર એક ઐસી દુન્યા કાઇમ કરના ચાહતા હૈ. જિસમેં મસાવાત હો, બરાબરી હો, આકા ઔર ગુલામ કે ઝગડે ન હો, ઔર ભાઇ ભાઇકા બેરી ન હો. યે અમનપસંદ હૈ ઔર અમન ચાહતા હૈ. ખેર!

હઝરત! ગએ હફ્તેકી બાત હૈ કે એક ખુફિયા પોલિસ કે સિપાહીને મુઝે આગાહ કિયા કે કોઇ ખુફિયા મુકામસે હર મહીને એક બ્રોડકાસ્ટ હોતા હૈ. જિસકી તલાશ કરનેકે લિયે મુઝે યહા રાંદેર મે ભેજા ગયા હૈ. અગર આપ ઇસમેં મદદ દે તો આપકી બેન નવાઝિશ હોગી મેં હક્કા બક્કા રેહ ગયા કે કયા યે સચ હૈ? મગર જબ ઉસને દૂસરેહી દિન "કારવાં" પેપર લા કર મુઝે બતલાયા કે લો દેખો યે "આવાઝકી દુન્યા"કા બ્રોડકાસ્ટ કરને વાલા "બેકાર" હૈ યા નહિ? મેંને હાર માન લી સિપાહી અપની તલાશમેં કામયાબ રહા, ઔર અબ મુઝે તો શુબા હૈ કે ઇસ ડરકી વજહસે હી યે રાંદેર છોડ ભાગને હોંગે. ઔર ભગાને મેં "કારવાં" કે એડીટર જનાબ "વહશી" સાહબ કા ઝરૂર હાથ હોના ચાહિએ. ખૈર!

વક્ત કાફી ગુઝર ચૂકા હૈ આપ લોગ સુન્ને ઔર શાઇર, લોગ અપની શાઇરીકા પરચા દિખાનેકે લિયે બેતાબ હો રહે હૈં: ઐસે પુરકિઝા મૌકે પર મેં કબાબમેં હડ્ડીકી માનિંદ આપકે સામને ખડા રહૂં ઠીક નહિ. ઇસ વાસ્તે યે આખરી દુઆ દે કર મેં અપની જગા સંભાલ લૂંગા દુઆ કી શરૂઆત ઇસ તર્હ હૈ કે:—

"દે રહા હું અપને મોહસિન કો
દુઆએં બેશુમાર
યા ઇલાહી મૈસબ કાજો
બામુરાદો કામગાર

દૂર રખયો ઇસકો દુન્યાકે
ગમો અલામસે
બેહરાવર કીજો ઇસે ભી અપને
ખાસ ઇન્આમસે×
(અ. મજીદ લાહેરી)×
—:આમીન:—

હવે જ. બેકાર સહેબ માનપત્રનો જવાબ આપવા ઉભા થયા છેઃ—

મૌલાના અબ્દુર્રહીમ સાહેબ જ. વહશી સાહેબ યુવાન મિત્રો! આપે આપના માનપત્રમાં કહ્યું છે કે આપ લોકોથી હું દૂર જઇ રહયો છું તેનો આપને રંજ થઈ રહયો છે. મને પણ એટલુંજ દુઃખ થઇ રહયું છે. હું ભલે અમદાવાદ જઇ રહયો છું પણ મારું હૃદય તો આપ લોકોની સાથેજ છે હું તો મારા કુટુંબને પણ અહિંયાજ છોડી જઇ રહયો છું અને મારી તો એકજ ઇચ્છા છે કે મરીને પણ રાંદેરમાં દફન થઉં. મારી સાહિત્ય પ્રવૃતિ રૂંધાઇ જશે એવો ધ્વનિ પણ કેટલાક માનપત્રોમાંથી નિકળે છે. આપ લોક ખાતરી રાખજો 'બેકાર'ની સાહિત્ય પ્રવૃતિને જરાય ધકકો લાગશે નહિ 'બેકાર' મિત્રો સાથે વાતચીત કરતાં કરતાં લખી શકે છે. આગગાડીની રાહ જોતાં પ્લેટફોર્મ પર બેસીને લખી શકે છે. ચાલુ ઊંટ સ્વારીએ અને ગામડામાં એક ગામથી બીજે ગામ જતાં લખી શકે છે. મતલબ 'બેકાર' ચાલતાં, હરતાં ફરતાં, જાગતાં ઉંઘતાં. ગમે ત્યારે ગમે ત્યાં, ગમે તે હાલતમાં સાહિત્યનું ગાડું આગળ ચલાવી શકે છે" તાળિયોના ગડગડાટ વચ્ચે બેકાર પોતાની બેઠક તરફ જઇ રહ્યા છે.

હવે મુશાઇરાની શરૂઆત થાય છે જ. પ્રમુખ સહેબના કહેવાથી મુશાઇરાનું સંચાલન જ. હઝીં રાંદેરી સા. કરી રહયા છે, સાંભળો તેઓ શું કહે છે!

"આપ સર્વે કાવ્યરસ પીવા અધીરા થઈ રહ્યા છો એ મારા ધ્યાન બહાર નથી. આર્ટસ કોલેજના વિદ્યાર્થી ભાઇ મહેન્દ્ર વ્યાસનું નામ રજૂ કરતાં મને આનંદ થાય છે ઘણા લોકોનું માનવું છે કે આપણા હિન્દુ ભાઇઓ ગઝલ લખી શકતા નથી. એમની ગઝલ સાંભળીને આપને ખાતરી થશે કે એઓ ઘણાં કરતા વધારે સારી ગઝલ લખે છે. કુદરતે એમને કંઠ પણ એવો મીઠો અને દર્દીલો આપ્યો છે કે એમને સાંભળ્યાજ કરવાનું મન થાય છે. આપ ઘણા અધીરા થઇ ગયા છો. હું આપનો વધારે સમય લેવા માંગતો નથી. સાંભળો:

"દેવી કલાની પૂજા, ને છે ગઝલની માળા,
માળામાં કલ્પનાના મણકા ફરી રહ્યા છે.
સંસારના નીતિનું પાણી 'અચલ' છે જુદું,
પૈસાની કેડ પકડી પત્થર તરી રહ્યા છે."

પહેલા શેરમાં કેટલી સરસ ભાવના છે અને બીજામાં માર્મિક કટાક્ષ.

હવે કોનું નામ રજૂ થાય છે જોઇએ, (સંચાલક બોલ્યા) હવે આપને ભાઇ 'અનિલ' એમની ગઝલ તથા રૂબાઇઓ સંભળાવશે એઓ રૂબાઈ ઘણી સરસ લખે છે એમની ગઝલ અને રૂબાઇઓમાં તેઓ ઘણી સરસ રીતે હૃદયના ભાવો રજુ કરે છે.

"મારી ઉર્મિનું ગઝલ વાહન બન્યું.
મૌન ભાવોની બની વાચા ગઝલ.
વિશ્વપ્રેમી છું કરૂં છું વિશ્વ પ્રેમ.
હો 'અનિલ' મુજ પ્રેમની ભાષા ગઝલ."

એમની ઉપલી રૂબાઇ જોતાં સંચાલકે કહેલાં શબ્દો અક્ષરે અક્ષર ખરા શું નથી લાગતા?

સંચાલક હઝીં રાંદેરી સાહેબ પોતેજ પોતાનું કાવ્ય સંભળાવવા તૈયાર થયા છે. શ્રોતાજનો એમનો પરિચય માંગે છે. જુઓ

જનાબ બેકાર આ કથા કહેતા ઉભા થઇ રહ્યા છે: "અધીરા ન બનો. એમનો પરિચય એમનું કાવ્ય જ આપશે."

"મસ્ત હવા લ્હેરાતી ચાલે.
વળ ખાતી, શરમાતી ચાલે.
રમતી ઝોલાં ખાતી ચાલે.
અંતરના પટ ખોલ કોયલ
બોલ પ્રણયના બોલ."

જ. હમ્રી સાહેબનાં ગીતનાં આ બન્દમાં એમની કાવ્ય શક્તિ, વર્ણનશક્તિ, યોગ્ય શબ્દોની પસંદગી અને શુધ્ધ છંદ ગારેની ચીવટાઇ દેખાય છે.

સાંભળો સચાલક શું કહે છે:—

મારા પછી સુરત મહિલા વિદ્યાલયના વયોવૃદ્ધ હેડમાસ્તર પગાર કાકા પોતાની ગઝલ સંભળાવશે. એમની ગઝલમાં સુફીવાદના ઉંડા તત્વો છે. એમની ગઝલ નથી ઉતારી શકતો તેને માટે દિલગીર છુ

હવે કોનું નામ બોલાય છે તે સાંભળો.

સંચાલક:—"હવે આવે છે હાસ્યરસના છલકતા જામ લઇને ગુજરાતના હાજી 'લકલક' જનાબ 'આસી' સા."

આસી સા. તાળીયોના ગડગડાટ વચ્ચે સ્ટેજ તરફ જઇ રહ્યા છે.

"ઘસાએલી તમારી પાવલી છે એને રેહવા દો
ન એ સુરતમાં ચાલે છે ન એ રાંદેરમાં ચાલે"

"છે ત્રણેની ઘરમાં ડીઝાઇન જુદી,
દીકરી જો, દીકરા જો, બાપ જો."

એમનો હઝલ રંગ અનોખો છે એમની હઝલ સાંભળી એરંડિયા પીધેલાનાં મોઢાંમાંથી પણ ધડિક બત્રીસી ડોકિયાં કરી રહી છે!

હવે કોણ આવે છે તે જોઈએ.

સચાલક:—"હવે સુરતના લોકપ્રિય ગઝલકાર ભાઇ 'મસ્ત હબીબ' સારોદી આપને ગઝલ રસ પીરસાવશે. એમની ગઝલમાં પણ ભાઈ 'સીરતી'ના શબ્દોમાં કહું તો અતલ ઉંડાણના તત્વો છે. એઓ ઇલ્મે ઉરૂઝને વફાદાર રહીને ગઝલ લખે છે.

"કોઇકમાં કંઇક છે તો રમ્યતા મારીજ દ્રષ્ટિની,
નહીં તો કોઇ પણ વસ્તુ ન સુંદર છે ન મોહક છે."

ગમે તેમ હોય! પણ એમનો શે'ર તો આપણને સુંદર પણ લાગે છે અને મોહક પણ.

સચાલક:—"આપ સમક્ષ પ્રો. ચીમનલાલ વ્યાસનું નામ રજૂ કરતાં આનંદની એક મીઠી લહેર મારા હૃદયમા દોડી ગઈ છે. એઓશ્રી સર લો કોલેજના પ્રોફેસર છે કાયદા જેવા શુષ્ક વિષયના પ્રોફેસર હોવા છતાં ઉર્મિશીલ, ભાવનામય ગઝલો લખે છે."

"દંત કળિયો ઉઘડે ને ફુલડાં વેરાય છે,
વીજળી ચમકી જતી ને વાદળો ઘેરાય છે."

"એજ મુખડે જોતજોતાં ફેરફારો થાય છે,
છાંયડા, તડકા હૃદય પર ફેરવાતા જાય છે."

એમના શે'ર યાદ રહી જાય એવા છે. ભાષાની સરળતા અને રૂપકોની નવીનતા શેર'ના પ્રાણ છે.

સચાલક:—"હવે આજના માનવંતા મેહમાન, હાસ્યના ઇજારદાર જ 'બેકાર' સા. આપને ખુબ ભરી ભરીને હાસ્યરસ પીરસાવશે. આજે હાસ્ય રસ પીરસાવવા પ્રથમ કંઈક આનાકાની કરતા હતા પણ એમની આદત પ્રમાણે ધડિ-માંજ મનવાઇ ગયા.

૧૮. બેકારની હઝલોએ હવામાં હાસ્યની છોળો ઉડાડવા માંડી શ્રોતાજનોના આગ્રહને વશ થઇ એમને ત્રણ ચાર હઝલ વાંચવી પડી છે, લ્યો મોડાં મોડાં પણ જ. ગની સા. સમયસર આવી ગયા છે! હજી પહેલો દોર સમાપ્ત થયો નથી એટલેજ 'સમયસર' કહું

છું. સંચાલક પણ ઘણા ખુશ જણાય છે. સંપાદક—"ગનીભાઇ માટે હું તો નાસીપાસજ થઈ ગયો હતો. ખુશીની વાત છે તેઓ મોડે મોડે પણ પોતાનાં કવન અને કંઠનો લાભ આપવાને આવી ગયા છે.

"કયો સાગર છે એનું લક્ષ બિન્દુ,
વહી કયાં જાય છે સરિતા જીવનની.
ધરી આવી હૃદય પર ઊર્મિઓ જ્યાં
ગની મેં ઓથ લઈ લીધી કવનની."

જ. ગની સા.ની ભાવનામય ગઝલ સાથે મુશાઇરાનો પહેલો દોર ખત્મ થાય છે

બીજો દોર શ્રી મહેન્દ્ર વ્યસના દૂર દૂર અનંતના મિનારેવાળા ભાવગીતથી શરૂ થઈ રહ્યો છે. એમનું મધુરકંઠે ગવાએલું ભાવગીત સાંભળી શ્રોતાજનો ડોલી રહ્યા છે.

શ્રી અનિલ સ્ટેજ તરફ જતાં દેખાય છે.

"પુષ્પોને પત્થરો લઇ મિત્રોને દુશ્મનો,
ઉભા છે વિશ્વ ચોકમાં સત્કારવા મને."

એમના આ પ્રાસંગિક- શે'ર પર સભા ફિદા ફિદા થઇ રહી છે.

હવે આસી સાહેબ પોતાની ૧૦૦ પાનાની એક્ષરસાઇઝ બુક જેવી બયાઝ લઇને સ્ટેજ પર જઇ રહ્યા છે સંચાલકની વિનંતીથી એમણે પોતાની ઉર્દૂ હઝલ શરૂ કીધી છે. વાતાવરણમાં શ્રોતાજનોના અટ્ટહાસ્યના પડઘા પડવા લાગ્યા છે લોકો એમને છોડતા નથી. હવે તો એમની ચોથી ,હઝલ પણ પૂરી થવા આવી છે. જૂઓ તેઓ સભાને ડોલાવી પોતાની જગ્યાએ જઇ રહ્યા છે સભા હાસ્ય રંગમાં રંગાઈ ગઇ છે. હવે જ. બેકારના કહેવાથી હઝીં સા પોતેજ બોલવાની તૈયારી કરી રહ્યા છે. એમને પણ ઉર્દૂ ગઝલ બોલવાનું કહેવામાં આવે છે એમની ભાવનામય અર્થવંત અને સુંદર શબ્દ રચનાવાળી ઉર્દૂ ગઝલો શ્રોતાજનો પર સારી અસર કરી રહી છે જ. આસીની ઉર્દૂ હઝલો અને જ. હઝીંની ઉર્દૂ ગઝલો શ્રોતાજનોના હૃદય પર ચોરસથી અસર કરી ગઈ છે. મુશાઇરો ગંગા જમની બની ગયો છે! હવે કોણ રજૂ થાય છે અને કઇ ભાષામાં બોલે છે એમ વિચારો આવ્યા કરે છે.

શ્રી પવાર કાકા સ્ટેજ તરફ જઇ રહ્યા છે એમની 'એ પણ એડીકેટ છે' રદીફવાળી હઝલે શ્રોતાજનો પર સારી છાપ પાડી છે.

હવે સ્ટેજ તરફ જઇ રહ્યા છે જ. ગની સા. પોતાના મધુર કંઠનો શ્રોતાજનોને લાભ આપવા.

એ દિવસ હાય એ રાતો
એ ક્ષણ ક્ષણ યાદ આવે છે.

ઉપલી પંકિત શ્રોતાજનોના કાનોમાં ગૂંજી રહી છે. કવિએ પ્રિયતમાને સંબોધી ગત સુખદ પ્રસંગો અને હાલની વિરહ વેદનાનું સચોટ વર્ણન કરતો પત્ર ગીતના સ્વરૂપમાં લખ્યો છે. આ પત્રરૂપી ગીત કે ગીતરૂપી પત્ર! મુકત કંઠે પ્રશંસા માંગી લે છે.

હવે સ્ટેજ તરફ જઇ રહ્યા છે જ. સરત હબીબ મારોદી સાહેબ એમણે એક હાય, હાય, રદીફવાળી ગઝલ શરૂ કીધી છે. એમાં કુદી કુદીને કરૂણ રસ ભર્યો છે. જાણે એને

## નવું સરનામું

'કારવાં' ઓફીસ નીચેના સરનામે ખસેડવામાં આવી છે.

વહશી સાહિત્ય કાર્યાલય,
એમ. એમ. પી. લેન,
રાંદેર.

શ્રોતાજન હઝલ તરીકે સત્કાર આપી રહ્યા છે! એનો પ્રત્યેક શે'ર બતાવી આપે છે કે ગઝલમાં ગાત્ર કરુણ રસજ છે.

"એક હિચકીમાં જીવનની દોર તુટી હાય, હાય,
જાન છુટી દેહથી પણ ક્યારે છૂટી હાય હાય."

એમના પછી પ્રો. ચીમનલાલ વ્યાસ સ્ટેજ તરફ જઇ રહ્યા છે. એમણે ગઝલમાં જીવનને ઘણી જાતના રૂપકો આપ્યા છે. દા. તરીકે એક શે'રનો વિચાર છે. જીવન કાપડમાં સુખદુઃખ વાણા તાણા છે અને અનુભવ તેને વણી રહયા છે. ગઝલ શ્રોતાજનો પર ઘણી સરસ અસર પાડી રહી છે.

ત્યો પાછા આવ્યા જ. 'બેકાર' સા. આવ્યા. સંચાલક એમને "કાણો છોકરો" નામે કાવ્ય રજૂ કરવા વિનવી રહયા છે. **ખરેખર!** એ કાવ્ય ભલભલા બે આંખ વાળાને શરમાવે એવો છે!

"આંખથી કાણો છું પણ બુધ્ધિએ કંઇ
કાણો નથી."

એમના એ કાવ્યની પ્રશંસા સાંભળી ઘડીક બે આંખવાળાને પણ કાણા થવાનું મન થાય છે! તાળિયોના ગડગડાટ વચ્ચે જ. બેકાર એમની જગ્યાએ જઇ રહયા છે.

જ. મુન્શી ઇરિમાઇલ, જ. કિનખાબવાલા, શ્રી નાથુભાઇ વી. તરફથી ફૂલહાર જ 'બેકાર'ને થઇ રહ્યા છે. અંતમાં 'કારવાં' તરફના ફૂલહર 'બેકાર' અને પ્રમુખ સા૦ને થયા.

ઓહો! સાડાબાર વાગી ગયા! ચાર કલાક ક્યારે પસાર થયા! કેવી રીતે પસાર થયા તેની જરા પણ ખબર પડી નહિ! જ. વહશી સા. બધાનો આભાર માની રહ્યા છે મુશાયરો સમાપ્ત થયો જાણી શ્રોતાજનો ઘરે જવા ઉતાવળીયા થઈ રહ્યા છે. કેટલાકે તો ચાલવા પણ માંડયું. કેટલાક શિષ્ટની ખાતર પ્રમુખ મુશાયરો સમાપ્ત થયાની જાહેરાત કરે તેની રાહ જોઈ રહ્યા છે! શ્રોતાજનોની અધીરાઇને જોતાં પ્રમુખ સાહેબ મુશાયરા પર પોતાના વિચાર રજુ કરવાને બદલે મુશાયરા સમાપ્ત થયાની જાહેરાત કરી દીધી.

કવિઓ તથા સુરતથી પધારેલા મેહમાનો માટે ગરમાગરમ કોકોના કપ આવી રહ્યા છે. કોકો પીધા પછી કવિઓ અને સુરતથી પધારેલા મેહમાનો ડાકેર-સુરત બસ કંપનીના મેનેજર શ્રી કલ્યાણસીંહ ચૌહાણ ભાઇએ બોલાવેલી ખાસ બસમાં બરોબર એક વાગે સુરત જઇ રહ્યા છે. મને પણ ઉંઘ આવે છે! ફિર મિલેંગે. ખુદા હાફિઝ

## કુદરત !

રોજ એક નવલી કથા સર્જાય છે,
કોઇ આવે છે તો કોઇ જાય છે,

લાખ પુષ્પો કંટકોમાં થાય છે,
કો' રતન કાદવમાં રગદોળાય છે.

## - વાતો -

શેખજીને શરાબની વાતો !
બ્રાહ્મણને કબાબની વાતો !

ઇશ્કમાં કાંઇ એ ખરાબ નથી !
પીરજીને શબાબની વાતો !

## ગુલામી !

માનવી ભૂલી ગયો જ્યારે સલામી;
અને કરતો થયો હક પર હરામી,

જગત ના જોઇ અત્યાચારી કર્મો,
ખુદાએ પણ કરી અર્પણ ગુલામી !

# પુષ્પાવલિ

## —કવિને....

છોડી દે તું શરમને, બજાવ નિજ ધરમને,
ફૂટે છે શું કરમને ? સજાવ નિજ કલમને
રસ્તો વિકટ છે ભારી; કાલે જશે સવારી,
આવ્યો સમય છે કારી, સજાવ નિજ કલમને
ભૂલી જા પ્રેમ-ગિતો, મંજુલ સૂરા સંગિતો,
રગવાને શૂર ગિતો, સજાવ નિજ કલમને.
શાને રડે સનમને, ને નોતરે પતનને ?
આબાદ કર, વતનને, સજાવ નિજ કલમને.
દુઃખ સંકટો હટાવી, બ્રહ્માંડને ગજાવી,
આદેશ સત સૂણાવી, સજાવ નિજ કલમને.
જિવન છે એક કવિતા, નિર્મળ વહે સરિતા,
તે છે પૂરાણ, ગીતા, સજાવ નિજ કલમને.
દુન્યા 'અદીબ' ફાની, કાલે ફરી જવાની,
રેશે કલમ કહાની, સજાવ નિજ કલમને.

—અદીબ



# દીન અને શરીઅત

મૌ. યુસુફ તરાજવી સા.

ધર્મની વાતોમાં વધુ પ્રમાણે તમો બે શબ્દો સાંભળો છો. અને બોલો છો. એક દીન બીજો શરીઅત. પરંતુ તમારામાંથી ઘણાંજ ઓછા એવા માણસો છે જેને એ બાબતની જાણ હશે કે દીનનો શુ અર્થ છે, અને શરીઅતનો શું મતલબ છે. અભણ લોકો તો ખેર મજબૂર છે પણ સારા ભણેલા ગણેલા લોકો પણ એ નથી જાણતાં કે આ બન્ને શબ્દોનો ઠીક ઠીક મતલબ શું છે અને બંનેમાં તફાવત શું છે. દીનના કંઇએક અર્થ થાય છે. એક અર્થ ઇજ્જત, હુકૂમત, સલ્તનત બાદશાહી, ફર્માંરવાઇ થાય છે બીજો અર્થ એથી બિલકુલ ઉલટો થાય છે. અર્થાત ઝિલ્લત, ઇતાઅત, ગુલામી, તાબેદારી અને બંદગી, ત્રીજો અર્થ હિસાબ કરવુ, ફેંસલો કરવુ, અને કામોની જઝાસઝા આપવી કુર્આન શરીફમા દીનનો શબ્દ આ ત્રણ અર્થમાં આવ્યો છે. "ઇન્નદ્દીન ઇનદલ્લાહિલ ઇસ્લામ" અર્થાત ખુદાના નજીક દીન બસ તેજ છે, જેમાં મનુષ્ય માત્ર અલ્લાહનેજ ઇજ્જતવાળો માને એ સિવાય કોઇ સમક્ષ પોતે પોતાને ઝલીલ ન કરે. માત્ર અલ્લાહનેજ આકા અને માલિક અને સુલ્તાન સમજે. એ સિવાય કોઇનો ગુલામ, ફર્માંબર્દાર અને તાબેદાર બનીને ન રહે. માત્ર અલ્લાહનેજ હિસાબ કરવાવાળો જઝા સઝા આપનારો જાણે એ સિવાય કોઇના હિસાબથી ન ડરે કોઇની જઝાની લાલચ ન કરે. અને કોઇની સઝાનો ખોફ ન ખાય. એજ દીનનુ નામ "ઇસ્લામ" છે જો એને છોડી અન્યને અસ્લી ઇજ્જતવાળો, અસ્લી હાકિમ, અસ્લી બાદશાહ અને માલિક અસ્લી સઝા જઝા આપનાર જાણે અને તેના આગળ ઝિલ્લતથી માથું નમાવે, તેની પૂજા અને ગુલામી કરી તેનો હુકમ માન્યો તો એ જુદો દીન હશે. અલ્લાહ એવા દીનને કદાપી કબૂલ કરશે નહિ કેમકે અસલથી બિલકુલ ખિલાફ છે. ખુદા સિવાય કોઈ બીજી હસ્તી આખીયે જગતમાં અસ્લી ઇઝ્ઝતવાન નથી. ન કોઇ બીજાની સલ્તનત અને બાદશાહત છે ન અન્યની ગુલામી અને બંદગી માટે મનુષ્યને પૈદા કરવામાં આવ્યો છે. ખરા હકીકી માલિક સિવાય કોઇ ન જઝા સઝા આપનાર છે. એજ વાત બીજી આયતોમાં આવી રીતે વર્ણવામાં આવી છે, "વમય યબતગે ગયરલ ઇસ્લામે દીનન ફલય યુકબલ મિન્હો" અર્થાત જે માણુસ ખુદાની સુલ્તાની અને બાદશાહીને છોડીને કોઈ અન્યને પોતાનો માલિક અને હાકિમ માનશે, અને તેની બંદગી અને ગુલામી કરશે અને તેને જઝા સઝા આપનાર જાણશે, તેના દીનને ખુદા બિલકુલ કબૂલ કરનાર નથી. એટલા માટે કે

"વમા ઉમિરૂ ઇલ્લા લિયાઅ બુદુલ્લા મુખલિ-સીન લહુદ્દીન હુ નફા" મનુષ્યોને તો ખુદાએ પોતાનો બંદો બનાવ્યો છે. અને પોતાના સિવાય અન્ય કોઇની પૂજા કરવાનો હુકમ આપ્યોજ નથી તેની તો ફર્ઝ આ છે કે બધાં તરફથી મોંઢું ફેરવી જાય તેનીજ પૂજા કરે કિવા પોતાની ઇતાઅત અને ગુલામીને ખાસ કરે. અને એક તરફથી માત્ર તેનીજ પૂજા કરે અને માત્ર તેનાજ હિસાબથી ડરે

"અફ ગયર દીનિલ્લાહે યબગુન વલહૂ અસ-લમ મન ફિસ્સમાવાતે વલ અર્દ તવઆન વ

કરહન વ ઇલયહે યુરજઉન" શું મનુષ્ય ખુદા સિવાય કોઇ અન્યની ગુલામી અને ફર્માંબરદારી કરવા ઇચ્છે છે જ્યારે કે પૃથ્વી અને આકાશની સઘળી વસ્તુઓ માત્ર ખુદાની ગુલામ અને તાબેદાર છે. અને એ સઘળી વસ્તુઓને પોતાના હિસાબ કિતાબ માટે ખુદા સિવાય કોઈ અન્ય સમક્ષ જવાનું નથી શું ઇન્સાન પૃથ્વી અને આકાશની સ્થાયી વસ્તુઓ વિરૂધ્ધ એક અનોખો માર્ગ પોતા માટે કરવા ઇચ્છે છે?

"હુવલલઝી અરસલ રસૂલહુ બિલહુદા વ દિનલ હક્કે લિયુઝહિરહુ અલદ્દીને કુલ્લીહિ વલવ કરિહલ મુશરિકુન" અર્થાત ખુદાએ પોતાના રસૂલને સત્ય દીનો ઇસ્મ આપીને એટલા માટે મોકલ્યાં છે કે તે સઘળાં જુઠા ખુદાઓની ખુદાઇ ખતમ કરે અને મનુષ્યને એવાં સ્વતંત્ર કરે કે તે ખુદાપાકના સિવાય કોઈના બંદા બનીને ન રહે જોઇએ તો કાફિરો અને મુશરિકો એના પર પોતાની અજ્ઞાનતાથી કેટલી હાય વાય કરે અને કેટલુંક નાક મોઢું ચઢાવે

'વકાતિલુહુમ હત્તા લાકુન ફિતનતુન વયકુનદ્દીનો કુલ્લોહુ લિલ્લાહ" અર્થાત તમે જંગ કરો એટલા માટે કે દુન્યાથી ગયરુલ્લાની ફર્માંબરદારીનો ફિત્નો ટળી જાય. અને જગતમાં બસ ખુદાનોજ કાનૂન ચાલે ખુદાનીજ બાદશાહી માનવામાં આવે અને મનુષ્ય માત્ર તેનીજ પૂજા કરે. આ સવિસ્તર વર્ણનથી તમોને જાણાયું હશે કે દીનનો શો અર્થ છે.

ખુદાને આકા અને માલિક અને હાકિમ જાણવું. ખુદાનીજ ગુલામી, બંદગી અને તાબેદારી કરવું અને ખુદાના હિસાબથી ડરવું તેના સઝાનો ખોફ ખાવો. અને તેનીજ જઝાની લાલચ રાખવી

પછી જેમકે ખુદાનો હુકમ મનુષ્યોને તેની કિતાબ અને તેના રસૂલ (સલ)ના વસીલાથી પહોંચે છે એટલા માટે રસૂલને ખુદાના રસૂલ અને કિતાબને ખુદાની કિતાબ માનવું અને તેઓની તાબેદારી કરવી પણ દીનમાંજ દાખલ છે જેમકે ફરમાવ્યું

"યા બની આદમ ઇમ્મા યાઅ તિયન્નકુમ રુસોલુમ મિન્કુમ યકુસ્સુન અલયકુમ આયાતી ફમનિત્તકા વઅસલહ ફલા ખવફુન અલય હિમ વલા હુમ યહ ઝનુન" અર્થાત હે આદમની ઔલાદો જ્યારે મારો રસૂલ (અલ.) તમારી પસે મારા હુકમો લઇને આવે તો જે માણસ તમારામાંથી આ હુકમોને માની પરહિઝગારી ઇખ્તીયાર કરશે, અને તે પ્રમાણે પોતાના કૃત્યો દુરસ્ત કરશે તેમો માટે ભય અને દિલગીરીનો કોઇ સ્થાન નથી!!

આથી જણાયું કે ખુદાપાક સીધી રીતે દરેક મનુષ્ય પાસે પોતાના હુકમો નથી મોકલતો બલ્કે પોતાના રસૂલોની મારફતે મોકલે છે એથી જે માણસ અલ્લાહને હાકિમ માનતો હોય અને તેની તાબેદારી માત્ર એવી રીતે કરી શકે છે કે તેના રસૂલ (સલ)ની તાબેદારી કરે. અને રસૂલ (સલ)ની મારફતે જે હુકમો આવે તેની તાબેદારી કરે તેનુંજ નામ દીન છે. હવે હું જણાવીશ કે શરીઅત શું છે, અને શરીઅત કોને કહે છે. શરીઅતનો અર્થ તરીકાઓ અને માર્ગ થાય છે. જ્યારે તમોએ ખુદાને હાકિમ માની લીધો. અને તેની બંદગી કબુલ કરી લીધી અને એ પણ સ્વીકારી લીધું કે રસૂલ તેના તરફથી હોય છે અને કિતાબ તેના તરફથી હોય છે. તો તમો દીનમાં દાખિલ થઇ ગયા. એ પછી તમારે જે રીતે ખુદાની પૂજા કરવાની છે, અને તેની ફર્માંબરદારીનાં જે માર્ગ પર ચાલવાનું છે તેનું નામ શરીઅત છે, આ રીત અને માર્ગ પણ ખુદા પોતાના રસૂલનીજ મારફતે બતાવે છે. તેજ આ શીખાવે છે કે પોતાના માલિકની પૂજા આમ કરો. તહારત અને પવિત્રતાની આ રીત

છે. નેકી અને તકવાનો આ માર્ગ છે, હક્કો આવી રીતે અદા કરવાં જોઇએ. મામલાઓ આમ પુરા કરવા જોઇએ, અને જીવન આવી રીતે ગુજારવું જોઇએ પરંતુ તફાવત આ છે કે દીન હમેશાથી એક હતો એકજ રહયો અને હંગણા પણ એકજ છે. પરંતુ શરીઅતો ઘણીક આવી ઘણીક નાબુદ થઇ. ઘણીક બદલવામાં આવી અને કોઈ વખત એના બદલવાથી દીન નહિ બદલાયો હઝરત નૂહ (અલ.)નો દીન પણ તેજ હતો. જે હઝરત ઇબ્રાહીમ (અલ.)નો હતો. અને હઝરત મૂસા (અલ.)નો હતો હઝરત શુએબ (અલ) અને હઝરત સાલિહ (અલ) અને હઝરત હૂદ (અલૈ)નો હતો અને હઝરત મુહમ્મદ (સલ.)નો છે. પરંતુ શરીઅતો તે બધાઓની થોડી ઘણી જુદી જુદી રહી છે નમાઝ રોઝાની (તરીકાઓ) રીત ભાતો કોઇમાં કઇ હતી અને કોઇમાં કંઇ, હરામ અને હલાલના હુકમો, પવિત્રતાના કાનૂનો, લગ્ન અને તલાક અને વિરાસતના કાનૂનો દરેક શરીઅતમાં અન્ય શરીઅતથી કાંઇ ન કાંઇ જુદાજ પ્રકારના રહયા છે, એ છતાં બધાંજ મુસલમાન હતા. હઝરત નૂહ (અલૈ)ના માનનારા પણ હઝરત ઇબ્રાહીમ (અલૈ)ના અનુયાયીઓ પણ હઝરત મૂસા (અલૈ)ની પેરવી કરનારાઓ પણ અને અમો પણ એટલા માટે કે દીન બધાંનો એકજ છે એથી જણાયું શરીઅતના હુકમોમાં ફર્ક થવાથી દીનમાં કાંઇ ફર્ક થતો નથી. દીન એકજ રહે છે. જોઇએ તો તેના પર અમલ કરવાની રીતભાત જુદા પ્રકારની હોય

આ ફર્કને એમ સમજો કે એક શેઠને ઘણાક નોકરો છે. જે માણસ તેને શેઠજ ન માનતો હોય અને તેના હુકમને પોતાના માટે પુરો કરવો ઝરૂરી ન સમજતો હોય. તે તો નાફર્માન છે અને નોકરીના વર્તુળથી બહાર છે અને જે લોકો તેને શેઠ સમજે છે, અને તેના હુકમને માનવુ પોતાની ફર્ઝ લેખે છે. અને તેની નાફર્માનીથી ડરે છે, તે સઘળા નોકરોનાં વર્તુળમાં દાખલ છે. નોકરી બજાવવા અને સેવા કરવાની રીત ભાતો જુદા પ્રકારની હોય, તો એનાથી તેના નોકર હોવામાં કાંઇ ફર્ક પડતો નથી. અગર શેઠે કોઇને નોકરીની એક રીત બતાવી અને બીજાને બીજી રીત તો એક નોકરનો આમ કહેવાનો હક નથી કે હું નોકર છું અને તે નોકર નથી. એવીજ રીતે શેઠનો હુકમ સાંભળી એક નોકર તેનો ભાવાર્થ કાંઇ સમજે છે, બીજો કાંઈ બીજોજ અને બંને પોતપોતાની સમજ પ્રમાણે તે હુકમ બજાવે છે, ત્યારે નોકરીમાં બન્ને સરખા છે. આમ બની શકે છે, કે એક મતલબ સમજવામાં ભૂલ કરી હોય અને બીજાએ ખરો મતલબ સમજ્યો હોય પરંતુ જ્યારે ઇતાઅત બનેની છે, તો એકને એમ કહેવાનો હક નથી કે તું નાફર્માન છે અથવા તને શેઠની નોકરીમાંથી બાતલ કરવામાં આવ્યો.

આ ઉદાહરણથી તમો દીન અને શરીઅતના ફર્કને ઘણી સારી પેઠે સમજી શકો છો નબીએકરામ (સલ.)થી અગાઉ અલ્લાહ પાક જુદાં જુદા રસૂલો મારફતે જુદી જુદી શરીઅતો મોકલતો રહયો કોઇને નોકરીની એક રીત બતાવી અને કોઇને બીજી રીત તે સઘળી રીતો પ્રમાણે જે જે લોકોએ માલિકની ઇતાઅત કરી તે સઘળાં મુસલમાન હતા. જો કે તેઓની નોકરીની રીતો જુદી હતી. પછી જ્યારે નબીએ કરીમ (સલ) પધાર્યા તો માલિકે હુકમ આપ્યો કે હવે પાછલી રીતભાતોને અમો મનસુખ (કેન્સલ) કરાવીએ છીએ. હવેથી જેણે અમારી નોકરી કરવી હોય તે આ રીતે નોકરી કરે જે હવે અમો પોતાના છેલ્લા વાઇસરોય મારફતે બતાવીએ છીએ. આ પછી કોઇ પણ નોકરને પાછલી રીતભાત પર નોકરી કરવાનો હક નથી કેમકે હવે તે અગર નવી રીતભાતને નથી માનતો અને જુની રીતભાત પર ચાલી રહયો છે. તો તે અસલમાં માલિકનો હુકમ નથી માનતો. પણ પોતાના દિલનુ

કહ્યું માને છે. એથી તે નોકરીથી બાતલ છે, અર્થાત ધર્મની ભાષામાં કાફિર થઇ ગયો.

આ તો પાછલા નબીઓના અનુયાયીઓ માટે છે. રસુલ નબી (સલ.)ના અનુયાયીઓ, તો તેઓ પર આ ઉદાહરણનો બીજો ભાગ સાદિક આવે છે. અલ્લાહ પાકે જે શરીઅત નબીએ કરીમ (સલ.)ની મારફતે અમોને અર્પણ કરી છે, તેને ખુદાની શરીઅત માનનારાઓ અને વાજીબુતઅમીથી સમજનારાઓ સઘળા મુસલમાન છે. હવે આ શરીઅતના અહકામોને એક એક રીતે સમજે છે. અને બીજો કોઇ બીજી રીતે સમજે છે. અને બન્ને પોતપોતાની સમજ પ્રમાણે અમલ કરે છે. તો હવે તેઓના અમલમાં જોઇએ તેટલો ફર્ક કેમ ન હોય તેઓમાંથી કોઇપણ નોકરીથી બરતરફ ન થશે.

એટલા માટે કે તેમાંથી દરેક જે માર્ગ પર ચાલી રહ્યો છે, એજ સમજીને તો ચાલી રહ્યો છે કે એ માલિકનો ઓર્ડર છે પછી એક નોકરને એમ કહેવાનો શું હક છે કે હું તો નોકર છું અને ફલાણો માણસ નોકર નથી વધારેમાં વધારે એજ કહી શકે છે. કે મેં માલિકના હુકમને ખરો સમજ્યો. અને તેણે ખરો સમજ્યો નથી પરંતુ તેને નોકરીથી બરતરફ કરવાનો બિલકુલ અધિકાર નથી જે માણસ આવી હિંમત કરે છે, તે જાણે પોતે માલિકનો હોદ્દો ધરાવે છે. તે જાણે એમ કહે છે, કે તુ જેમ માલિકના હુકમને માન આપવા મંજબૂર છે તેજ મારી સમજને પણ માનવા પર મજબૂર છે અગર તું મારી સમજને ન માનશે તો હું તને માલિકની નોકરીથી બરતરફ કરીશ વિચારો, આ કેટલી મહાન વાત છે. એટલાજ માટે નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું છે "કે જે માણસ કોઇને નાહક કાફિર કહેશે, તે તેનો બોલ તેના ઉપરજ પલટશે." કેમકે મુસલમાનને તો ખુદાએ પોતાના હુકમનો ગુલામ બનાવ્યો છે અને આ માણસ કહે છે કે નહિ તમો મારી સમજ અને મારા મતની પણ ગુલામી કરો. અર્થાત માત્ર ખુદાજ તમારો ખુદા નથી બલ્કે હું પણ એક નાનો ખુદા છું. અને મારા હુકમને ન માનશો તો હું પોતાના અધિકારથી તમોને ખુદાની પૂજાથી બરતરફ કરીશ. જોઇએ અલ્લાહ બરતરફ કરે અથવા ન કરે. આવી મહાન વાત જે માણસ કહે છે, તેના કહેવાથી જોઇએ બીજો માણસ કાફિર થાય અથવા ન થાય પરંતુ તે પોતે તો પોતાને કુફ્રના ભયમાં નાખે છે.

' તમોએ દીન અને શરીઅતનો ફર્ક સારી પેઠે સમજી લીધો. અને આ પણ તમોએ જાણી લીધું. કે પૂજાની રીતભાતમાં ઇખતિલાફ થનો નથી આ શાને કે માણસ જે રીતભાત પર અમલ કરે નેક નિય્યતીના સાથે એમ સમજીને અમલ કરે કે ખુદા અને તેના રસુલ (અલ.)એ તેજ રીતભાત બતાવી છે. જેના પર તે અમલ કરે છે. હવે હું તમોને એ જણાવવા માગું કે દીન અને શરીઅતના આ ફર્કને ન સમજવાથી આપની જમાઅતમાં કેટલી ખરાબીઓ થઇ રહેલી છે.

મુસલમનોમાં નમાઝ પઢવાના જુદા જુદા પ્રકાર છે એક માણસ છાતી પર હાથ બાંધે છે. બીજો દુડીના નીચે બાંધે છે, એક માણસ ઇમામ પાછળ સૂરએ ફાતિહા પઢે છે. બીજો નથી પઢતો. એક માણસ આમીન જોરથી પુકારે છે. બીજો ધીરેથી કહે છે. એઓમાંથી દરેક માણસ જે રીત પર ચાલી રહ્યો છે, એજ સમજીને ચાલી રહેલો છે કે આ નબીએ કરીમ (સલ.)ની રીત છે. એથી નમાઝની સૂરતો જુદી જુદી હોવા છતાં બન્ને હુઝૂર (સલ.)નાજ અનુયાયીઓ છે. પરંતુ જે અત્યાચારીઓએ શરીઅતના આ મસલાઓને દીન સમજી લીધા છે. તેઓએ માત્ર આજ રીતભાતના ઇખતિલાફને દીનનો ઇતિલાફ સમજી લીધો છે. પોતાની જમાઅતો અલગ કરી લીધી. પોતાની મસ્જિદો જુદી કરી લીધી. પોતાની જમાઅતો અલગ કરી લીધી. એકે બીજાને ગાળો આપી મસ્જિદથી મારી મારીને કાઢી મૂક્યો. કેસો લડયા. પાર્ટીઓ બનાવી અને રસૂલ (સલ.)ની ઉમ્મતને છિન્નભિન્ન કરી મૂકી.

# અલ્લાહનું ફરમાન

બન જગમાં સાચો ઇન્સાન,
કર ના દુશ્મનનું અપમાન;
હો આંધી કે હો તૂફાન,
ભૂલ ના તારી ફર્ઝનું ભાન.
એ છે અલ્લાહનું ફરમાન.

દુખ આફતને પાર કરી દે,
સુખથી તુજ સંસાર ભરી દે;
અલ્લાહ પર વિશ્વાસ ધરી દે,
કરશે સારૂં જગ સન્માન.
એ છે અલ્લાહનું ફરમાન.

તારી નૌકા પાર કરી તું,
સુખથી આ સંસાર ભરી તું;
જગના દુખ અંધાર હરી તું,
ગુંજ ખુશીના ગાન.
એ છે અલ્લાહનું ફરમાન.

નિર્ધનના દુખ દર્દ હરી લે,
જીવનને અણમોલ કરી લે;
તારી ઇમારત તુજ ચણી લે,
સારા જગ પર કર અહેસાન.
એ છે અલ્લાહનું ફરમાન.

ગર્વ ના કર એવા જીવન પર,
જેની આશા હો ના પલભર;
કર ના ખાતું તારૂં સરભર,
વધાર નેકીનું મીઝાન.
એ છે અલ્લાહનું ફરમાન.

'બેદાર' જીવનમાં આશા કેવી ?
સાચી જુટી નિરાશા કેવી ?
પાપી જીવ પીપાસા કેવી ?
દૂર કરી દે સૌ તૂફાન.
એ છે અલ્લાહનું ફરમાન.

'બેદાર' કુત્યાણવી.

# ચીસ!

મહમૂદ કે. મનીયાર
બી. એ.

તેણે આકાશ તરફ જોયું.

આકાશની ધાર સંધ્યાની રતાશથી લાલ થઇ ગઈ હતી. સૂર્યના આખરી કિરણો લીમડાની ટોચ ઉપરથી પ્રસરતા આછા અંધકારમાં વિલીન થઈ રહયા હતા. લીમડાની નીચે વેદનાથી પીડાતી કૂતરી શરીરને લીમડાના થડ સાથે ઘસી રહી હતી વેદનાને ઘટાડવા તે લીમડાની કરકરી છાલ સાથે ચામડીને ઘસતી અને લોહી વહી નીકળતું. એમ વેદનાને ઘટાડતાં તેની વેદના વધુ વધી પડતી. તે ચીસ પાડી ઉઠતી. દર્દમય ચીસ. તેણે કૂતરી તરફ જોયું ભૂખથી તેના શરીરમાં ખાડા પડી ગયા હતા. તેની આખી પીઠ સડી ગઇ હતી. સડેલા ભાગમાંથી લોહી ઝરપી રહયુ હતું. તે ઉપર માંખો બણબણી રહી હતી. એ દ્રશ્ય જોતાં તેની આંખો આપ મેળેજ મીંચાઇ ગઈ.

કૂતરીની ચીસ ધીમી પડી રહી હતી. શાંતિ સર્વત્ર પ્રસરી ચૂકી હતી. પવન કૂતરીના ધીમાં પડતા શ્વાસની જેમ ચાલી રહયો હતો. ચંદ્રનો શીતળ પ્રકાશ ચારે કોર પથરાઇ ગયું હતું. એકાએક તે એક ભયંકર ચીસથી જાગી ઉઠયો. હજુય તે ચીસ જાણે તેના કાનોમાં ગૂંજી રહી હતી તે ઉઠી ઉભો થયો. અને લીમડા આગળ જઇ ઉભો. તેણે લીમડાના નીચે જોયું કૂતરીનું શરીર ઢગલો થઇ એક ખાડામાં પડયું હતુ. વેદનાથી પીડાતી તે આખરે વેદના મુક્ત થઇ હતી. કૂતરી મરી ગઇ હતી. તેની આખરી ચીસથી જ તેની આંખો ખુલી ગઇ હતી. તેણે એક દ્રષ્ટિથી કૂતરીના દેહ તરફ જોયું અને બીજી દ્રષ્ટિથી ચંદ્રના શીતળ પ્રકાશ તરફ. કૂતરીના મૃત દેહ ઉપર ચંદ્રનો પ્રકાશ જાણે કફન બનીને પથરાયું હતું.

એ વખતે તેના મગજમાં એક વિચાર આવી ગયો. શું કૂતરીને શાંતિ અર્પવાને માટે મોત સિવાય બીજો કોઇ ઉપાય ન હતો? રોટીનો એક સુકો ટુકડો અને દર્દની દવા શું કૂતરીને વેદના મુક્ત નહોતા કરી શકતા? અરે જો કૂતરીને દવા અને રોટી મળ્યા હોત તો તે હમણાં પણ આનંદથી, શાંતિથી લીમડાના નીચે સુતી હોત. સવારે નવી આશાઓ સાથ જાગવાને માટે. ને પછી લાખો ભૂખથી, દુઃખથી શાંત પડી ગએલ માનવીના મૃત દેહો તેની આંખ આગળ આવી ખડા થયા. જો એમને થોડી થોડી રોટી મળી હોત તો સૌ મૃત્યુને બદલે મીઠી નિદ્રામાં પોઢયાં હોત. સવારે નવી આશાઓ સાથ જાગવાને માટે ના પણ એમને રોટી આપનાર કોઇ ન હતું. એમની ચીસોને સાંભળનાર કોઈ ન હતું. અને લાખો માનવીઓ પીડાઈ પીડાઇ કૂતરીની જેમ મરી રહયા હતા. મૃત્યુની શાંતિથી પોતાની વેદનાને હારવા. એ વિચારે તેના આખા શરીરમાં એક કંપારી પ્રસરી ગઇ. હવે તેના કાનોમાં ચીસને બદલે પોતાના અંધભાઇના શબ્દો પાછા તાજા થઈ અથડાવા લાગ્યા.

"ભાઈ તું કંઇ ખાઇ રહયો છે!" તેણે એ શબ્દ બોલનાર અંધભાઇ તરફ જોયું. નૂરહીન નેત્રોના ઉંડાણ પોપચા પોતા પ્રતિ મંડાએલા તેની દ્રષ્ટિએ પડયા.

"હું કંઇ ખાતો નથી." તેણે જવાબ આપ્યો.

"ના તું કંઇ ખાઇ રહયો છે." અંધભાઇ પાછો બોલ્યો.

"ના ભાઈ સાચુ કહું છું હું કંઇ ખાતો નથી."

"ત્યારે મારા કાનોમાં કાંઈ ખવાતું હોય એવો અવાજ ક્યાંથી આવે છે." અંધભાઇએ આતુરતાથી પૂછયું.

"એ માત્ર ખોટી ભ્રમણા છે. બે દિવસ થયા આપણે કશું ખાધું નથી" ભાઈને સંતોષવા તેણે જવાબ આપ્યો.

"તેં બે દિવસ થયા નથી ખાધું!" અંધભાઈ પાછો બોલી ઉઠ્યો, "મેં છેલ્લા ત્રણ દિવસ થયા કશું ખાધું નથી ત્યારે તેં ત્રીજે દિવસે મને કશું પણ આપ્યા વિના જ ખાઈ લીધું હતું નહિ! મને પણ થોડું આપ્યું હોત." ને તેના નૂરહીન નેત્રોના પોપચા ભીના થઈ ગયા.

"ના ભાઈ આપણે સાથેજ કેટલાય દિવસ થયા ભૂખ્યા છીએ ભૂખ અને રખડાટથી મારી યાદશક્તિ પણ ઓછી થતી જાય છે. તું સમજ્યો આપણે બે દિવસથી ભૂખ્યા છીએ. તું કહે છે ત્રણ. મને પણ લાગે છે આપણે ત્રણ દિવસ થયા ભૂખ્યા છીએ." ને તેણે અંધભાઈ તરફ મલાન વદને જોયું. પણ અંધભાઈના નૂરહીન ઉઘાડા પોપચા તેની વેદના જાણવાને અશક્ત હતા.

"ત્યારે મારી ભૂખ આટલી બધી કેમ છે!" બંને હાથોને પેટ ઉપર મૂકતા અંધ બોલ્યો "અને તું કેમ આટલો બધો શાન્ત છે!"

"શાંત રહેવા સિવાય બીજો ઉપાય પણ શું છે!" તેણે નિશ્વાસ નાખતાં જવાબ આપ્યો.

"નહિ! નહિ! તને જરૂર કંઈ મળ્યું હશે. મનેય થોડું આપ્યું હોત"ને અસહાય રીતે તેની પોક છૂટી પડી.

"સાચું કહું છું ભાઈ મેં કશું ખાધું નથી. અલ્લાહને આસરે બેઠો છું" ભાઈને સમજાવવાને તેની પાસે કોઈ ઉપાય નહોતો. તેનું પેટ તેની આંખો અને તેનું આખું દેહ કહી રહયું હતું કે ભૂખ્યો હતો. પરંતુ એ જોવાને માટે અંધભાઈ પાસે આંખો જ નહતી.

"અલ્લાહને આસરે!" ઉપહાસભરી રીતે અંધ બોલ્યો. "ભૂખ્યાઓ અને દુઃખીઓ જ એનો આસરો શોધે છે. બીજું શું થઈ શકે. પણ કહે છે અલ્લાહ ભૂખ્યો ઉઠાડે છે પણ ભૂખ્યો સુવાડતો નથી. છેલ્લા ત્રણ દિવસ થયા ભૂખ્યા સૂતા અને ઉઠતાં એ આપણા તરફ કેમ જોતો નથી!" ને તેણે ઉપર જોયું. અલ્લાહ જુએ છે કે નહિ એ જાણવા.

"આપણા કરતાંય બીજા ઘણું ભૂખ્યાઓની તે સંભાળમાં હશે!" તેણે જવાબ આપ્યો.

"તને આવા વિચારોથી જ ભૂખની વેદના જણાતી નથી." નિશ્વાસ નાખતા અંધભાઈ બોલ્યો. તેણે પણ અંધભાઈ તરફ જોયું તેની આંખોમાં ખાડા પડી ગયા હતા. પેટ અંદર ધસી ગયું હતું. આખું દેહ સુકાઈને પાંદડા જેવું થઈ ગયું હતું તેને લાગ્યું જાણે ભાઈને જોવામાં તે કાચના અરીસામાં પોતાનું પ્રતિબિંબ પણ જોઈ રહ્યો હતો. ને તેણે દ્રષ્ટિ ફેરવી લીધી.

અંધભાઈની ભૂખ ભાંગવાને માટે તેના પાસ કોઈ ઉપાય ન હતો. તેણે રોટી શોધી પણ ક્યાંય તેને રોટી ન મળી. તેણે રોટી શોધી પણ કોઈએ તેને રોટી ન આપી. ભટકી, રખડી થાક્યો પાક્યો જ્યારે તે પાછો ફરતો ત્યારે તેને ભૂખથી પીડાતા અંધભાઈના વેદના પૂર્ણ શબ્દો સાંભળવા પડતા હતા. ભૂખના દુઃખ કરતાં ભાઈની વેદના તેને વધુ અસહ્ય જણાતી હતી. અંધ ભૂખ્યો ભાઈ, અસહાય મોહતાજ, અને એ વિચારે તેનું કાળજું વલોવાઈ જતું. પણ તે શું કરી શકે તેમ હતો! ને પોતાનુંજ પેટ નહોતો ભરી શકતો ત્યાં ભાઈને તો ક્યાંથી આપી શકે! અને તેની પોતાની ભૂખ બાજુએ તરછોડી હોત તો તેમાંથીય તેણે થોડુંક અંધભાઈને આપ્યું હોત પણ તેની પાસે કશું ન હતું. ખાલી પેટ સિવાય

કશું ન હતું. સમય વધતો જતો હતો અને વધતા જતા સમય સાથે ભાઇની વેદના પણ વધતી જતી હતી. વિચારતા વિચારતા આખરે તેને એક વિચાર જડી આવ્યો અતિશય ક્રૂર વિચાર. પણ એ સિવાય તેને બીજો કોઇ માર્ગ દેખાતો ન હતો. પોતાનું દુઃખ તો તે ગમે તેમ સહી શકતો હતો પરંતુ અંધભાઇની વેદના તેનાથી ખમાતી ન હતી. એટલેજ તેને એ વિચારની ક્રૂરતા ઓછી જણાતી હતી. આખરે કાળજુ કઠણ કરી તે એક દિવસે ભાઇ આગળ જઇ ઉભો. પગલાંનો અવાજ સાંભળતાં અંધભાઇએ ડોક ઉંચી કીધી.

"લાવ ભાઇ." અંધે હાથ ઉંચા કરી કહ્યું. પ્રશ્ન સાંભળતાંજ તે થંભી ગયો. તેણે અંધ ભાઇના ઉંચા થએલ હાથો તરફ જોયું. આશાથી ભરેલ ખાલી હાથો તેની આંખો ભીંજાઇ ગઇ.

"લાગે છે, આજે પણ કશું નથી મળ્યું ?" અને ખાલી હાથો આપ મેળેજ નમી પડયા. ને જાણે આશા હલવાઈ પડી. તેની આંખમાથી બે બિંદુ એ વખતે ખરી પડયા.

"ભાઇ" આખરે તે બોલ્યો, "આપણે અહીંથી ચાલ્યા જઇશું."

"ચાલ્યા જઇશું !" આશ્ચર્યથી અંધભાઇએ પૂછ્યુ.

"હા"

"કયાં જઇશું ?"

"બસ આ ગામ છોડી જઇશું." તેણે જવાબ આપ્યો.

"આ ગામ છોડી જઇશું તો રોટી મળશે શું ?" અંધભાઇએ પૂછ્યું.

"હા મને આશા છે. બીજે ગામ જરૂર કંઇ મળી જશે." તેણે જવાબ આપ્યો.

"ચાલ ત્યારે." તે ઘટી ગએલ શક્તિ જાણે પાછી ભેગી થઇ ગઇ. મરેલી આશામાં જાણે પ્રાણ પુરાયો. તેણે અંધભાઇનો હાથ પકડી લીધો અને દોરતો લથડતે પગલે આગળ ચાલ્યો.

"તને ખાતરી છે કે બીજે ગામ આપણને કશુંક ખાવાનુ મળશે ?" ચાલતાં ચાલતાં અંધભાઇ બોલ્યો.

"હા," વિચારોમાં ગુંચવાએલા મને તેણે જવાબ આપ્યો.

તડકો વધતો જતો હતો. મોટર ગાડી અને બીજા વાહનો સડક ઉપર દોડી રહ્યાં હતાં. લોકોનો શોર વાતાવરણમાં સંભળાઈ રહ્યો હતો.

"આ બધા ભૂખ્યા નથી લાગતા." લથડતે પગલે ચાલતાં અંધભાઇ બોલ્યો, તેણે કોઇ જવાબ ન આપ્યો. તે ભાઇને દોરતો ભીડથી બચતો આગળ આગળ ચાલી રહયો હતે. આખરે તેઓ સ્ટેશન ઉપર પહોંચી ગયા. થોડી વાર પછી ધસમસતી ગાડી આવી. બધા ભૂખ્યા પેટોની વરાળ અને આહને હાલવતી. અને બન્ને એક ડબામાં જઇ ગોઠવાયા.

"ભાઈ આપણે કયારે પહોંચીશું ?" અંધ ભાઇએ ગાડીમાં બેઠા પછી પૂછયું. ગાડી પહોંચે તે પહેલાં તો તેના વિચારો ભોજન મળે એવા ગામમાં પહોંચી ગયા હતા.

"બસ થોડા કલાકમાંજ !" ધીરજ આપતાં તેણે જવાબ આપ્યો.

એટલામાં ગાર્ડની સીસોટી વાગી ને તેનું હૈયું ધ્રુજી ઉઠયું. ધ્રુજતે હાથે તેણે ભાઇના હાથોમાં થોડાક પૈસા મૂકયા. આજના રખડાટની એ કમાણી હતી.

"પૈસા છે ?" અંધ બોલ્યો.

"હા, રહેવા દે ગાડી ઉપડે છે." ને તે ધીમેથી દરવાજામાં થઇ નીચે ઉતરી ગયો.

"તું બરાબર બેઠો છેને ભાઇ!" ઉતરતાં ઉતરતાં તેના કાનોમાં શબ્દો અથડાયા ગાડીને એક આંચકો લાગ્યો અને તે સાથેજ તેના હૈયાએ પણ એક આંચકો અનુભવ્યો. ને ગાડી ચીસ પાડતી દોડી ગઈ અંધકારને લઇને.

એકાએક તે ઝબકીને વિચાર તંદ્રામાંથી જાગી ઉઠયો. જાગીને જોયું તો તેની આગળ કુતરીનું મૃતદેહ પડયું હતું વેદના મુકત 'કુતરીનું' દેહ.

હા, પણ તેની વેદના તો હજી મટી ન હતી. ભાઇથી મુકિત મેળવવા જતા તેની વેદના વધુ વધી પડી હતી તેનું અંતર જાણે વેદનાથી ખવાઇ ગયું હતું. ખવાઈ ગએલ કુતરીની પીઠની જેમ ને તેણે પાછા કુતરી તરફ જોયું. કુતરીનું દેહ ઢગલો થઇને એક ખાડામાં પડયું હતું. સવારે ભંગી દોરડીથી બાંધીને એ દેહને ખેંચી જશે ને પછી કોઇ એક ખાડામાં પૂરી દેશે.

પછી તેણે પોતાના દેહ તરફ જોયુ. કુતરીના દેહની જેમ એમાં પણ ખડા પડી ગયા હતા. હાડકા નીકળી આવ્યા હતા. તેનું દેહ પણ કુતરીના જેવુજ હતું. એક દિવસે તેને પણ કુતરીના દેહ જેવીજ શાંતિ મળશે. કફનમાં વિંટાળીને તેના મૃત શરીરને કોઇ એક ખાડામાં પુરી દેવામાં આવશે.

એ ભયંકર વિચારે એકાએક તેનાથી ચીસ પડાઇ ગઇ. ભયંકર ચીસ ને એ વખતે એકી સાથે કુતરાઓ રડી ઉઠયા. તીણી ચીસો તેના કાનમાં થઈ હૈયાના ઉંડાણમાં ઉતરી જવા લાગી. —સંપૂર્ણ.

---

**ભૂલ સુધાર:**—ગત અંક પૃષ્ઠ ૩૦ ઉપર મર્હૂમા બાઇ રસુલબીબી ઇબરાહીમ મોહમ્મદ બપોરીયાની વિધવા તરફથી મળેલી મદદમાં જનાબ મી. અહમદ ઇબરાહીમ બપોરીઆનું નામ ભૂલથી પ્રગટ થવાનું રહી ગયું છે તે માટે અમે તેમની માફી ચાહીએ છીએ. —તંત્રી

# એમ. એમ. પી. રાંદેર

મુંબઈ અને અહમદાબાદના મુસ્લિમ વિદ્યાર્થીઓની કેળવણીનો પ્રશ્ન હાલના અશાંત વાતાવરણના કારણે તેમના વાલીઓને મુંઝવી રહ્યો છે. એમ. એમ. પી. હોસ્ટેલમાં બિલ્કુલ જગ્યા નહોતી. સંસ્થાના ટ્રસ્ટીઓએ જાણીના સખીરજુદ શેઠ હાજી મી. અહમદ યુસુફ બેટાવાલા સા. સમક્ષ આ કોયડો રજૂ કરતાં હોસ્ટેલની બાજુમાંજ આવેલો તેમની બહેન હવાબીબીની માલિકીનો બંગલો [મર્હૂમ શેઠ મુસાના બંગલા નામે ઓળખાતો] સંસ્થાને વાપરવા આપવા ઉદારતા દર્શાવી છે. ફકત મુંબઇ અને અહમદાબાદનાજ વિદ્યાર્થીઓ માટે જગ્યાઓ રિઝર્વ રાખવામાં આવી છે. વાલીઓને સત્વર પત્રવ્યવહાર કરવા વિનંતી છે.

× × +

**ખોરાક:** એમ. એમ. પી. હોસ્ટેલ, રાંદેરમાં રોજની ફકત એકજ ટંક માટે સબ્ઝી-તરકારી રતલ ૩૫થી ૪૦ જોઇએ બજારમાં એકસામટી જથ્થામાં જુદી જુદી તરકારીઓ મેળવવી દુર્લભ થઇ પડી હતી સંસ્થાના સંચાલકોએ આ મુસ્કેલી ટાળવા માટે હોસ્ટેલની આજુ-બાજુમાં આવેલી જમીનના પ્લોટમાંથી એક નાનો સરખો ચમન અને રમત ગમત માટેની જગ્યા બાદ કરતાં જે જગ્યા બચે તેની એક એક ઇંચ જમીનનો ઉપયોગ [ ૧૦ વીંઘા ] શાક-ભાજીના ઉત્પન્ન માટે છેલ્લા ચોમાસાથી કરવા માંડયો છે. ખુદાપાકના લાખ લાખ શુક્ર કે હમણાં સુધીમાં ભીંડા, દૂધી, ચોલાઇ-મેથીની ભાજી, તૂરિયાં, પાપડી, ચોળી, ચીભડાં, કોળાં, ટામેટાં, ગરચાં તો વપરાસમાં આવી પણ ગયાં છે. કોબી, ફુલ-કોબી, નોલકોલ વી.ના તરુઓ રોપાઇ ચૂકયા છે. ખુદાપાક તે ખાનારા વિદ્યાર્થીઓના નસીબે સારો પાક ઉત્પન્ન કરશેજ. પરદેશના શુભેચ્છકો તેમના તરફ ઉત્પન્ન થતાં શાક-ભાજીનો બીયાંઓની ભેટ મોકલાવી સંસ્થાના સંચાલકોને ઉપકૃત કરશે તો હજી વધુ વેરાયટી ખનડ.વી શકય.

# મેહફિલ

## જીવન તણી

થઇ ગઇ એવી દશા જીવન તણી;
કોઈ ન સુણે છે કથા જીવન તણી.
નાશ પામી છે કલા જીવન તણી;
આશ લાગી છે નવા જીવન તણી
સત્ય સાચુ કોઈ ના રહ્યું જરી;
સૌ હણાઇ છે ગતા જીવન તણી.
પ્રેમમાં પણ થઇ ગઈ સોદાગરી;
વાત ક્યાં રહી છે ખરા જીવન તણી.
જો જુઓ બસ સ્વાર્થમાં મશ્ગૂલ છે,
કૈં ન બીજી સાધના જીવન તણી.
બસ ગણે નીજના નફા નુકસાન સૌ,
કૈં પડી ના પારકા જીવન તણી.
માનવી તું કેટલો ઊંચે ગયો,
કંઇ પડી ના અન્યના જીવન તણી!
અન્ય કાજે હો "મુસાફિર" ઝિંદગી,
એ છે ઉત્તમ ભાવના જીવન તણી.

જૂનાગઢ ] —મુસાફિર

## ચાહના માટે

ઉચ્ચ સૌ વિચારના માટે મરૂં,
શત્રુથી સદ્‌ભાવના માટે મરૂં.
હું જીવું તો ભાવના માટે જીવું,
ને મરૂં તો ભાવના માટે મરૂં.
પ્રભુને હરદમ કરૂં છું પ્રાર્થના,
'જીંદગીભર પ્રાર્થના માટે મરૂં.'
હાર મારી હારે જો દિલ કોઈનું,
તો અજીત એ હારના માટે મરૂં.
આપ છો કે ભાગતા મુજથી ફરો,
ને હું છું કે આપના માટે મરૂં.
જે ન રાખે ચાહનાથી ચાહના,
હાય! એની ચાહના માટે મરૂં.
મુજ ગઝલ પર છે ફીદા ખુદ નામના,
હું કદી ના નામના માટે મરૂં.
અલ્પ-જીવી છું, છતાં એ ચીરજીવ,
સત્યની ઉપાસના માટે મરૂં.
તોજ જીવન સાચું જીવન થઇ શકે,
પ્રેમની જો સાધના માટે મરૂં.

—અ. સત્તાર એમ. ડરબાન.

## વતન કરૂં છું.

કપટો ખીઝાંની કાજે આજે સદન કરૂં છું,
નિરખી દશા ચમનની અશ્રુ વહન કરૂં છું.
ના પુષ્પમાં પરિમલ,—ના લુત્ફ છે ચમનમાં,
એ કાજ મારૂં નૂતન આજે સદન કરૂં છું.
જેથીજ સ્વર્ગ લાજે એવું હતું એ ઉપવન,
ઉપવનની દુર્દશાએ મારૂં પતન કરૂં છું.
રાત્રી અરણ્ય માંહે કેંમે ગુઝારી દઇને—
પરો ફાટતાં શરૂ પૂનઃ ઉડ્ડયન ગગન કરૂં છું.
નિષ્ઠુર એ ખીઝાં જ્યાં મારા ચમનમાં આવી,
આકાશ પર્વતોમાં મારૂં ચમન કરૂં છું.
મઝલૂમના દર્દ સુણી, ઓ 'નૂર' તુ કદી દે!
"લાચાર થઈ વતનમાં નોખુ વતન કરૂં છું."

પોરબંદર ] —નૂર




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલ**–એક વાઇઝીન વાએઝમાં કહે છે કે કુર્આન શરીફના સાત જાતના અર્થ થાય છે તો શું એ ખરૂં છે?

**જવાબ**–એ વાત ખોટી છે. બેશક કુર્આન શરીફ સાત કિરાઅતથી પઢાય છે.

**સવાલ**–એક બાઇ કુફ્ર હાલતમાં હતી. અને તેનો મર્દ સફરમાં હતો. હાલ ઇસ્લામમાં આવી છે. અને તેના મર્દે ચાર વર્ષથી ખર્ચ બંધ કર્યો છે. અને તેની કાફિરોના રસમ-રીવાજ પ્રમાણે તલાક થઇ નથી. અને તેનો મર્દ પણ હાલ સફરમાં છે. તે બાઇ એક મુસલમાન મર્દ સાથે નિકાહ કરવા ચાહે છે. તો એ હાલતમાં મુસલમાન મર્દ આ બાઈ સાથે નિકાહ કરી શકે કે નહિ? જો નિકાહ કરી શકે તો પહેલા મર્દની તલાકની ઇજાઝત લેવી પડે કે કેમ?

**જવાબ**–તેણીના ઇસ્લામ સ્વીકારવા પછી ઇદ્દત ગુજારવા બાદ એટલે ત્રણ હૈઝ આવ્યા પછી બીજાની સાથે નિકાહ પઢી શકે છે. તેના ધણીએ તલાક આપી હોય કે ન આપી હોય માત્ર ઇસ્લામ સ્વીકારવાથી ધણી ધણીઆણીના નિકાહ તુટી ગયા છે.

**સવાલ**–જુમ્માનો દીવસ છે. અને મૈયતનો જનાઝો આવેલ. મસ્જિદે જુમાની નમાઝે આસરે ૩૦૦ માણસો હતા. જમાતની સાથે બે રકાત પઢયા પછી ૧૫૦ માણસો એ જનાઝાની નમાઝ પડી લીધી. પછી બાકીના ૧૫૦એ પડી. પછી ૩૦૦ માણસો ફરી વખત જનાઝાની નમાઝ પડી શકે કે કેમ?

**જવાબ**–જનાઝાની નમાઝ મુસ્લિમ બાદશાહે કે કાઝી, નાઇબે કાઝી, અથવા મહોલ્લાની મસ્જિદના ઇમામે અથવા મૈયતના વલીની ઇજાઝતથી કોઇએ પઢાવી હોય તો બીજી વાર પઢવી ન જોઇએ. જનાઝાની નમાઝ નફિલ પેઠે નથી કે બે ચાર વાર પઢવામાં આવે.

**સવાલ**–એક મકાન મસ્જિદ અને પીરની દરગાહની વચમાં છે. તો મકાનને બે માળનું બનાવવાનો છે. મસ્જિદ અને દરગાહથી ઉંચા બનાવી શકાય કે કેમ? ખુલાસો આપશો.

**જવાબ**–મસ્જિદથી અથવા દરગાહથી મકાન ઉંચુ બનાવવામાં કાંઇ વાંધો નથી.

**સવાલ**–એક મૌલવી સાહબ કહે છે કે મૈયતની રૂહ મર્યા પછી ઘરમાં આવે છે. અને ચાલીસ દિવસ ઘરના આસપાસ ફરે છે. અને રૂહને મર્યા પછી છુટી મુકવામાં આવે છે. આ બાબત શું ખરી છે?

**જવાબ**–કેટલાક લોકો કહે છે કે માણસના મરી જવા બાદ તેની રૂહ ચાલીસ દિવસ સુધી તેના ઘેર આવે છે. ત્યાર પછી દર જુમ્માની રાતે આવે છે, અને તેના ઘરવાળા ખૈર ખેરાત ન કરે તો તે રૂહ બદદુઆ કરે છે. એ તદન ખોટું છે. સહીહ હદીસોથી સાબિત નથી ફક્ત મુલ્લાઓએ પોતાનું પેટ ભરવા સારૂં એવા મસલા કાઢેલાં છે. એનાથી બચવું જોઇએ. રૂહ દુન્યામાં આવે છે કે નહિ તેમાં ઓલમાઓનો મતફેર છે. જે લોકો માને છે કે રૂહ દુન્યામાં આવે છે. તેમના નઝદીક પણ કોઇ ખાસ દિવસ અથવા વખત મુકરર નથી. મુસલમાનોએ એવા બારીક મસલામાં મતફેર કરી ઝગડા ઉત્પન્ન ન કરવા જોઇએ. બલ્કે જેટલી ઇસ્લામમાં તાલીમ ઝરુરી છે, તે વિષે કોશિશ કરવી જોઇએ.

**સવાલ**–કુર્આન મજીદ મૈયતને બખશવા માટે ઉજરત મુકર્રર કરી કુર્આન પઢાવવાથી મૈયતને સવાબ પહોંચશે અથવા નહિ? અને પઢનારને સવાબ મળશે અથવા નહિ?

**જવાબ**–કુર્આન મજીદ પૈસા ઠેરવીને પઢવુ જાઇઝ નથી અને તેનો સવાબ પણ મૈયતને પહોંચતો નથી કારણ કે ઉજરત લેવાથી તેને પોતાને પણ સવાબ મળતો નથી

તો મૈયતને શું બખશી આપશે હાં લિલ્લાહ પઢવાથી સવાબ પહોંચશે.

**સવાલ**–માસુમ બચ્ચાઓની કબ્રમાં હિસાબ કિતાબ થશે કે નહિ?

**જવાબ**–મુસલમાનોના માસુમ બચ્ચાઓનો હિસાબ કિતાબ નથી કારણ કે તેઓ પર શરીઅતના અહકામ લાગુ પડતાં નથી.

**સવાલ**–(અ) એક બાઇ ગુજરી ગઈ તેને એક ધણી છે એક છોકરી છે બે સગા ભાઇ છે દરેકનો શુ હક છે તે લખશે. (બ) એક માણસ ગુજરી ગયો તેને એક દીકરી છે અને એક દીકરો છે તેઓને કેટલુ મળશે?

**જવાબ**–(અ) શરઇ હકો અદા કર્યા બાદ મર્હુમ બાઇની કુલ મીલકતના આઠ ભાગ કરે તેમાંથી તેની છોકરીને ચાર ભાગ અને તેણીના ધણીને બે ભાગ અને તેણીના દરેક ભાઇને એક એક ભાગ મળશે. એક રૂપીઆમાંથી આઠ આના છોકરીને અને ચાર આના તેણીના ધણીને અને બબ્બે આના દરેક ભાઇને મળશે.

(બ)-શરઇ હકો અદા કર્યા બાદ મર્હુમની કુલ મીલકત તેના છોકરા છોકરી વચ્ચે વહેંચી આપે છોકરાને છોકરી કરતાં બમણું મળશે એક રૂપીઆમાંથી છોકરાને રૂા ૦-૧૦-૮ પાઇ અને છોકરીને રૂા ૦ ૫-૪ મળશે.

**સવાલ**–એક હિંદુ ઔરત મુસલમાન થવા રાજી છે. અને એક મુસલમાન સાથે નિકાહ કરવા ખુશ છે. જો કે તેનો હિંદુ ધણી હયાત છે. તો સવાલ એ છે કે એ ઔરત મુસલમાન થયા પછી એનો નિકાહ મુસલમાન મર્દ સાથે થશે કે કેમ?

**જવાબ**–હિંદુ ઔરત મુસલમાન થયા બાદ ઇદ્દત (ત્રણ હૈઝ) ગુજરે ઇદ્દત ગુજર્યા બાદ તેની સાથે નિકાહ દુરસ્ત છે કંઇ વાંધો નથી. તેણીનો ધણી ફારગતી આપે કે ન આપે, બીના ઇસ્લામ સ્વીકારવાથી ધણી ધણીઆણીમાં જુદાઇ થઇ જાય છે.

**સવાલ**–અમારે ત્યાં છોકરી જો ગરીબ ઘરની હોય તો તેના માબાપ શાદી વેળા છોકરાવાળા પાસે શાદી બદલ અમુક રકમ લે છે તેને ખાવાના પૈસા કહે છે તો અમારા ગામની જમાતે પૈસા લેનાર શખસને રૂા. ૧૦૧ દંડ કર્યો છે તો આ દંડના પૈસાનો ઉપયોગ ક્યાં કરવો? મસ્જિદમાં વાપરી શકાય યા જમાતના વાસણ બનાવી શકાય કે કેમ?

**જવાબ**–ગામ તરફથી મઝહબી અને કોમી સુધારણા માટે જમાઅત કાયમ કરવી ઉમદા કામ છે. પણ તેમાં કાયદા કાનૂનો શરીઅત મુજબ હોવા જોઇએ. શરીઅત વિરૂધ્ધ નિયમો કાયમ કરવા દુરસ્ત નથી સવાલમાં દર્શાવેલી હકીકત પણ શરીઅત વિરૂધ્ધ છે શરીઅતે મોહમદીમાં દંડ લેવો જાએઝ નથી ખરેખર ઝુલ્મ છે એ પૈસાનો ઉપયોગ કોઇ નેક કામમાં કરવો જાએઝ નથી બલ્કે તે પૈસા લેના માલિકને પાછા આપી દે.

**સવાલ**–એક મસ્જિદમાં ફજરની અઝાન ૫-૧૫ વાગે થાય છે અને તેજ ગામની બીજી મસ્જિદમાં ૫ ૨૫ વાગે થાય છે અને અઝાન મારા ઘરમાં સંભળાય છે તો મારા ઘરમા ૫-૨૦ વાગે હું નફિલ નમાઝ પઢી શકુ કે કેમ?

**જવાબ**–"લા સલાત બઅદલ ફજરે ઇલ્લા રકઅતલ ફજ્ર" (અર્થ: સુબ્હ સાદિક પછી કોઇ નફિલ નમાઝ, સીવાય ફજરની સુન્નતનાં ...) અર્થ સુબ્હ સાદિક પછી કોઇ નફિલ નમાઝ, સીવાય ફજરની સુન્નતનાં આયઝ નથી. તો સુબ્હ સાદિકનો એઅતેબાર છે. સુબ્હ સાદિક જોવી જોઇએ અઝાન તો કાંઇ એઅતેબાર નથી (શર્હે વકાયા પૃષ્ઠ ૧૫૦)

**સવાલ**–ઉપરના સવાલના લખાણ મુજબ બન્ને અઝાન સાંભળી લીધા પછી ફજરની નમાઝની ફર્ઝ ૫-૩૦ વાગે પઢી શકાય કે કેમ તથા તકબીર આપવી જોઇએ કે કેમ?

**જવાબ** સુબ્હ સાદિક પછી તરતજ ફજરની નમાઝ પઢી શકે છે પણ અમારા હનફી મઝહબમાં ઉજાળામાં ફજરની નમાઝ પઢવી મુસ્તહબ છે એવી રીતે કે તરતીલના સાથે થોડામાં થોડી ચાલીસ આયતો પઢી શકે અને જો કદાચ નમાઝ ફાસિદ થાય તો લોટાવી શકે એવી રીતે પઢવી જોઇએ.

# —: મુસ્લિમ નરવિરોની અંતિમ પળો :—

મૂળ લેખક:-મૌ. અબ્દુલ કલામ આઝાદ સા.

અનુવાદક:-જ. ઈબ્રાહીમ ગુ. હુસૈન શૈખ સા. બી એ.

એક યુરોપીયન .શાયરનું મંતવ્ય છે કે 'જો તમે કોઈ પણ વ્યક્તિને તેના દિલ અને દિમાગની તમામ ખૂબીઓ અને સદગુણો સહિત તેના સત્ય સ્વરૂપમાં જોવા માગતા હો તો તેને તેની મૃત્યુની અંતિમ પળોમાં જુઓ. તે પ્રસંગે જીવનની તમામ કૃત્રિમતાઓ અને ખોટા આભૂષણો પોતાની મેળેજ નષ્ટ પામે છે. તેનો આત્મા મૌતનો સંદેશ સાંભળતાંજ તમામ બનાવટી પરદાઓ ચીરી દુન્યા સમક્ષ પોતાના સત્ય સ્વરૂપે રજૂ થાય છે" આ હકીકત તદ્દન સત્ય છે. માનવીની સાચી મહત્તા તેના વાસ્તવિક રંગોમાં અવલોકવી હોય તો તે તેની અંતિમ પળોમાંજ થઈ શકે

આ પ્રસંગે તારીખે ઈસ્લામના તે મહાન જાંબાઝો, મુજાહિદો, વિદ્વાનો અને તત્વચિંતકો યાદ આવે છે. જેમની મૃત્યો પળો એમના જીવન જેવીજ પ્રભાવશાળી અને એમના વ્યક્તિત્વ જેવીજ યશવંત હતી. એ જ્યોતિર્ધરોની જીવન જ્યોત વિધુતના ચમકારા પેઠે અદ્રશ્ય થાય તે પહેલાં પોતાના દેદીપ્યમાન પ્રકાશથી તેણે અગણિત માનવ ઉરોને અજવાળ્યાં છે. એ મહાન નરવિરોના જીવનની થોડી અંતિમ પળો પણ કેટલી શાનદાર. અને બોધદાયક, છે! ઈન્સાની ફિતરત અને અખ્લાકના અનેક ઉચ્ચ અને આદર્શ ગુણો જે આવી પળોમાં એક યા બીજા સ્વરૂપે ઝાહિર થાય છે તે ખરેખર આપણને તેમની મહત્તાનું ભાન કરાવે છે. ઈતિહાસના છુટાછવાયા આવા અનેક પ્રસંગોને અહિં એકત્રિત કરવાનો આ પ્રયાસ વાંચકો માટે જરૂર દિલચસ્પીનું કારણ બનશે.

## (૧) હઝરત અલી (રદી.)

જંગે જમલ પછી ખિલાફતના પક્ષકારોમાં ફક્ત બે વ્યક્તિઓ મુખ્ય હતી. એક હઝરત ઈમામ અલી અને બીજા મુઆવીઆ બિન અબી સુફયાન. એમની દરમ્યાન એક ત્રીજી વ્યક્તિ ઉમ્ર બીન આસ હતી જે પોતાની અસાધારણ રાજકીય કાર્યદક્ષતાના કારણે ઘણીજ અગત્યતા ધરાવતી.

જંગે સફફીનથી મુસલમાનોમાં ખારીજ નામનો એક નવો પક્ષ પૈદા થયો. જો કે એનો હેતુ અને ધ્યેય તદ્દન રાજકીય હતો છતાં મુસલમાનોના અન્ય રાજકીય પક્ષોની માફક એ પક્ષની પણ માન્યતાઓ મઝહબી રંગે રંગાએલી હતી એણે પોતાના ધ્યેય તરીકે હુકુમતના કુરઆની આદર્શને અપનાવ્યો— 'ઈન્નલ હુકમો ઈલ્લા લિલ્લાહ' અર્થાત હુકુમત કોઈપણ વ્યક્તિની નહિ પરંતુ ફકત અલ્લાહની હોવી જોઈએ એ નીતિને દ્રષ્ટિ સમક્ષ રાખી તેમણે પોતાની પ્રવૃત્તિઓ ગતિમાન કરી. સત્યસ્વરૂપે ઈસ્લામના એ ખારીજીઓ વર્તમાન સમયના એનારકીસ્ટો—અરાજકો—સાથે બરાબર સરખાવી શકાય તેઓ પોતાના ધ્યેય મુજબ કુફા અને દમીશ્કની બન્ને હુકુમતોના દુશ્મન હતા

મક્કામાં ખારજીઓએ એક કાવત્રુ કર્યું. ત્રણ માણસોએ ઈસ્લામી ઈતિહાસ બદલી નાખવાનો દ્રઢ નિર્ણય કર્યો. અને એમાં તેઓ સફળ પણ થયા

ઉમર બીન બકીર તમીમીએ કહ્યું કે "હું મીસરના હાકિમ ઉમર બીન આસને કતલ કરીશ કારણ કે એ ફંફાસ અને ફિસાદનું મૂળ છે."

બર્ક બીન અબ્દુલ્લાહ તમીમીએ નિર્ણય કર્યો કે "હું મુઆવીઆ બીન અબી સુફ્યાનને કત્લ કરીશ કારણ કે તેણે મિસરમાં બાદશાહત કાયમ કરી છે."

આ બે નિર્ણયો પછી થોડીક પળો માટે કાવત્રાંખોરોમાં શાંતિ છવાઇ ગઇ. અલી ઇબ્ને અબી તાલિબના નામથી તેઓ કાંપતા હતા એ વિકરાળ સિંહને છછેડવાની કોઇમાં હિમ્મત ન હતી. અંતમાં અબ્દુર્રહમાન બિન મલજમ મોરદીએ શાંતિમાં વિક્ષેપ પાડી કહ્યું "હું અલીને કત્લ કરીશ."

આ ભયાનક અને પ્રાણઘાતક નિર્ણયોને અમલમાં મૂકવા રમઝાન મહિનાની સત્તરમી તારીખ નક્કી થઇ. પહેલી બે વ્યક્તિઓ પોતાના કાર્યમાં નિષ્ફળ નિવડી. પરંતુ અબ્દુર્રહમાન બિન મુલજીમ સફળ થયો જેનુ સવિસ્તર વર્ણન નીચે મુજબ છે.

પોતાના ઘાતકી નિર્ણયને અમલમાં મૂકવા અબ્દુર્રહમાન મક્કાથી કુફા ગયો. અહિં ખારજીઓની એક મોટી સંખ્યા મોજુદ હતી. અબ્દુર્રહમાનને તેમની સાથે ગાઢ સંપર્ક હતો. એક દીવસ તીમુર રબાબ નામના એક કબીલાના કેટલાક ખારજીઓ સાથે એની મુલાકાત થઇ. એમાં એક કતામ બિન્તે શજના-બિન અદીબિન આમિર નામની એક સૌંદર્યવાન સ્ત્રી પણ હતી. અબ્દુલ્લાહ એની ઉપર મોહિત થયો. પાષાણ હૃદયની એ સુંદરીએ કહ્યું "મારા પ્રણયની શરત એ છે કે હું જે મેહર માંગુ તે મને મળવી જોઇએ." સૌંદર્યમુગ્ધ ઇબ્ને મલજીમ માંગેલી કોઇપણ મેહર આપવા તત્પર થયો. કતામે પોતાની મેહર અંગે ત્રણ હજાર દિરહમ, એક ગુલામ, એક લોંડી અને અલી (રદી.)ના ખૂનની માંગણી કરી. અબ્દુર્રહમાને એ બધું કબૂલ કર્યું. પરંતુ શી રીતે અલી (રદી.)ને કત્લ કરવા તેની ચિંતામાં પડયો.

લોહી તરસી નિર્દય લલનાએ તેને વધુ હિમ્મત આપી કે જો તુ ગુપ્ત રીતે તારા હેતુમાં સફળ થશે તો દુન્યાને ફિસાદ અને બુરાઇઓથી મુક્તિ મળશે અને મારી સાથે આનંદિત જીવન વ્યતિત કરશે; અને જો નિષ્ફળ થઇ મૃત્યુને ભેટશે તો પણ સ્વર્ગમાં તું અમર અને અમુલ્ય નેઅમતોનો હકદાર હશે.

રિવાયતોથી સાબિત છે કે આવનાર દુર્ઘટનાનો એહસાસ તેમના દિલ ઉપર પ્રથમથીજ થઇ ગયો હતો. અબ્દુર્રહમાન ઇબ્ને મલજમની તરફ જ્યારે તેઓ જોતા તો એમને લાગતું કે તેના હાથ ખૂનથી રંગાશે ઇબ્ને સઅદની એક રિવાયત છે કે આપ ઘણી વખત કહેતા કે, "ખુદાની કસમ. મને આં હઝરતે કહ્યું છે કે મારી મૌત કત્લથી થશે."

અબ્દુર્રહમાન ઇબ્ને મલજમ બે વખત આપની બૈઅત માટે આવ્યો પરંતુ આપે એને પાછો કાઢયો. જ્યારે એ ત્રીજી વખત આવ્યો ત્યારે આપે કહ્યું 'આ કમનસીબ અને અધમ માણસને કઇ વસ્તુ રોકી રહી છે. ખરેખર મારી આ દાઢી કોઇ દિવસ જરૂર ખૂનથી રંગાશે." કોઈ કોઇ પ્રસંગે જ્યારે તેઓ પોતાના સાથીદારોથી ગુસ્સે થતા ત્યારે કહેતા: "તમારા સૌથી બદબખ્ત માણસને મારી પાસે આવી મને કત્લ કરવામાં કઇ વસ્તુ આડે આવી રહી છે. યા ખુદા! હવે હું તેનાથી કંટાળી ગયો છું અને તે મારાથી કંટાળી રહ્યો છે. તું મને તેનાથી રાહત આપ અને તેને મારાથી રાહત આપ"

એક દિવસ ખુત્બામાં આપે કહ્યું "જે પરવરદિગારની કસમ છે, જેણે મને ઝિંદગી આપી. આ માથું અને દાઢી એક દિવસ જરૂર

રંગાશે. 'હે અભાગી હવે તુ કેમ ઇન્તિઝાર કરી રહયો છે ?"

આથી લોકોએ વિનયપૂર્વક પૂછ્યું "હે અમીરૂલ મોઅમેનીન ! અમને એ માણસનું નામ આપો અમે હમણાજ એનો ફૈસલો કરી નાખીએ "

જવાબમાં આપે ધીરજથી સવાલ કર્યો, "શું તમે એવા માણસને કત્લ કરશો જેણે હજી સુધી મને કત્લ કર્યો નથી ?"

લોકોએ પ્રસંગની ગંભીરતા જોઇ આપના પછી કોઇ ખલીફા નક્કી કરી આપવા આપને વિનંતી કરી. જવાબમાં આપે કહ્યું "નહિ. જે સ્થિતિમાં રસૂલે કરીમ (સલ) આપને છોડી ગયા એવીજ સ્થિતિમાં હું આપને છોડીશ."

લોકોએ સવાલ કર્યો કે "આવી સ્થિતિમાં આપ ખુદાને શું જવાબ આપશો ?"

આપે કહયું "હું કહીશ કે હે ખુદા હું તને તેમની સાથે છોડી આવ્યો છું. તારી ઇચ્છા હોય તો એમને સદ્‌બુધ્ધિ આપી તું એમની ઇસ્લાહ કર અથવા એમને અધોગતિના માર્ગ ઉપર કાઇમ રાખ."

\+ × ×

આપની કનીઝ ઉમ્મે જાઅફરથી રિવાયત છે કે કત્લની દુર્ઘટનાથી થોડાક દિવસ પહેલાં હું જયારે એમના હાથ ધોવાડતી હતી ત્યારે આપે માથું ઉચું કર્યું અને ઉદાસ ભાવે હાથમાં દાઢી લઇ કહયું "અફસોસ ! કે તું એક દિવસ ખૂનથી રંગાઇ જશે."

આપના થોડાક સાથીદારોને પણ આ કાવત્રાંની ખબર થઇ ગઇ હતી બની મુરાદ-નાજ માણસોમાંથી એકે આપને બાતમી આપી કે "અમીરૂલ મોઅમેનીન સાવચેત રહેશો. અહિં કેટલાંક લોકો આપને કત્લ કરવાનો સંકલ્પ કરી રહ્યા છે."

એ વાત પણ સ્પષ્ટ થઇ ગઈ હતી કે કયા કબીલામાં એ કાવત્રુ થઇ રહયું છે. એક દિવસ આપ જ્યારે નમાઝથી ફારિગ થયા ત્યારે એક માણસ આપની પસે આવ્યો અને કહયું કે "આપ સાવચેત રહેશો કારણ કે કબીલએ મુરાદના કેટલાક લોકો આપને કત્લ કરવાની ચિંતામાં છે."

એ વાતની પણ જાણ થઈ ગઇ હતી કે કયો માણસ એ નીચ કાર્ય માટે તત્પર છે. અશઅસે એક દિવસ ઇબ્ને મલજમને તલવાર સહિત જોયો, અને તેને તલવાર દેખાડવા માંગણી કરી તેણે પોતાની એ ચમકદાર નવી તલવાર દેખાડી. શાંતિના સમયમાં આવી તલવાર રાખવાનું કારણ પૂછતાં તેણે જવાબ આપ્યો કે હું ગામડાના ઉંટ ઝુબેહ કરવા માંગુ છું અશઅસ એનો હેતુ બરાબર સમજી ગયો. પોતાના ખચ્ચર ઉપર સવાર થઇ એ તરતજ હઝરત અલી (રદી.) પાસે આવ્યો અને પૂછ્યું કે "શું આપ ઇબ્ને મલજમની નિડરતા અને દુષ્ટ હેતુથી વાકિફ નથી ?"

જવાબમાં આપે કહયું "પણ તેણે હજી સુધી મને કત્લ કર્યો નથી. હું શા રીતે અપરાધ પહેલાં અપરાધની શિક્ષા આપું ?"

એક દિવસ આપ મસ્જિદમાં ખુત્બો આપી રહયા હતા. ઇબ્ને મલજમ મિમ્બર પાસેજ બેઠો હતો. કેટલાક લોકોએ સાંભળ્યું કે તે દાંત કચકચાવીને કહેતો હતો "વલ્લાહ હું લોકોને તારા ફિત્નાઓથી મૂક્ત કરીશ."

અમીરૂલ મોઅમેનીન જ્યારે મસ્જિદથી ઘેર જઇ રહ્યા હતા ત્યારે લોકોએ ઇબ્ને મલજમને પકડી આપની સમક્ષ રજૂ કર્યો અને તમામ હકીકત કહી સમજાવી. પરંતુ ફરી આપે એને છોડી મૂકયો.

(અપૂર્ણ)

# શકુન્તલા

અનુ. "મામેશ"

(અક્ટોબર '૪૬થી ચાલુ)

"હમણાં આવું છું બહેનજી !" નો અવાજ આવ્યો. અવાજમાં મધુરતા છુપાએલી હતી. થોડી વારમાં ખટખટના અવાજ સાથે એક હાથમાં ફૂલોની થાળી તથા બીજા હાથમાં 'વિમ્ટો'નું ઉભરાતું ગ્લાસ લઇને મધ્યમ બાંધાની એક નવયુવાન તથા ખુબસુરત કન્યા દાખલ થઈ. તેના શરીરની રચના ઘણી હૃદય સ્પર્શી હતી. વેણીઓનો રંગ હતો !... ચાંદના જેવી ચાંદની... ..... મનુષ્યના જેવી વકત; પુષ્પોની મહેક; પાંખડીઓની મૃદુતા; તથા ડાળીઓના મરોડની રંગતને એકત્ર કરી જાણે પ્રકૃતિએ પોતાની બધી સુદરતા એનામાં સંપૂર્ણ ભરી દીધી છે. મે એક વાર તેની તરફ જોયું મારા આશ્ચર્યની સીમા ન રહી ! થાળી અને ગ્લાસ તેણે મારી સામે ટેબલની ઉપર મૂકી દીધા. મેં કહ્યું,

"એની શી જરૂરત હતી ?"

"કાંઈ વાંધો નહિ; અમે શું કરી શકીએ છીએ .... લ્યો" તેની મોટી બહેને કહ્યું અને પછી તે પોતાની નાની બહેન તરફ જોઇને હસવા લાગી જવાબમાં તેણે પણ હસી દીધું. હું પણ હસી પડયો ...વાત નક્કી થઇ ગઇ. બીજાજ દિવસથી મે તેને ભણાવવું શરૂ કરી દીધું.

હું પ્રથમ કહી ચૂકયો છું કે, લગભગ એક ડઝન બાળાઓને શિક્ષણ આપતો હતો. તે બધી ઘણી શરમાળ તથા શરીફ હતી. પરંતુ પુષ્પા તે બધાથી ઉલટા સ્વભાવની માલિક હતી. ઘણી શરમાળ તથા નરમ સ્વભાવની. ઘણું ઓછું બોલતી અને થોડા શબ્દોમાંજ પોતાની મતલબ સમજાવી દેતી. એક વેળા શિખેલો પાઠ તે કદિ પણ ભૂલી શકતી નહિ

બે મહિનામાંજ તે કયાંથી કયાં પહોંચી ગઇ અને તેની સાથે મારા દિલમાં પણ તે કાંઇ એવો વાસ કરી ગઇ કે, દરેક વેળા હું તેની યાદમાં નિમગ્ન રહેવા લાગ્યો. ભણવાના સમયે તે પોતાનો પાઠ સંભળાવતી અને હું તાકી નજરે તેની તરફ જોતો રહેતો.

એવી રીતે દિવસો વિતવા લાગ્યા અને ધીમે ધીમે અમારી બચ્ચેની રાગાળ વૃત્તિઓ જતી રહી. તે મારી સાથે કદિ કદિ ફરવા માટે પણ આવવા લાગી. કલાકો સુધી અમારી વાતો થતી પ્રાચિન તથા અર્વાચિન કાળની રૂઢિ-પ્રથાઓ ઉપર વાદવિવાદ થતો. સમાજના આગેવાનોના પ્રત્યે રૂદન કરાતું. દીપ અને પતંગિયાની પ્રેમ-કથાઓ છેડીને, પતંગિયાની પ્રીતિ-મદતા અને દીપની વ્યથા પ્રત્યે ખૂબ ગરમાગરમ ચર્ચાઓ થતી. મતલબ કે, જગતના અધરામાં અધરા પ્રશ્નો ઉપર વિચાર તથા વિવાદ કરવામાં આવતો અને તેઓને ઉકેલવાના પ્રયાસો પણ કરવામા આવતાં. એક દિવસે અમે વિધવાઓના લગ્ન સંબંધી પોત પોતાના વિચારો દર્શાવી રહ્યા હતા. એટલામાં આ પ્રશ્ન છુટા છેડાના સવાલ જોડે આવી ટકરાયો અને મારા મુખથી સ્વયં નિકળી ગયુ કે, "હું તો સ્ત્રીઓને છુટાછેડા આપવાની તરફેણમાં છું. જો આ મારો પાસ થઇ જાય, તો હિન્દુસ્તાનીઓમાં એનું પાલન કરનાર હું પહેલો પુરૂષ હોઇશ અને તે મારાના આશય તરફે પોતાના દિલની વિસર્જિત મહિનુ પુનઃ સર્જન કરીશ"

"તો શું આપ વિવાહિત છો !" પુષ્પએ વિસ્મય પામી પૂછયું.

"વપોષ્ટદની દ્રષ્ટિના ખંજરોની ધારો વચ્ચે ફસાઇને એવું બની જાય, તો એને લગ્ન નથી કહેવામાં આવતાં. હું ખરૂં કહું છું કે, મેં તે બીચારીનો ઘૂંઘટ ઉંચકીને મોઢું સુધ્ધાં નથી જોયું."

"તેનાથી એવો કયો અપરાધ થઇ ગયો હતો ?"

"નહિં; અમસ્તો !"

"જો આપ જેવા બુધ્ધિશાળી લોકો પણ આમજ કરે તો એ ઘણી આશ્ચર્યની વાત છે."

"પરંતુ તે અજ્ઞાન તથા મૂર્ખ પણ તો હતી."

"આપ તો કેળવાએલા હતા! પૂરા એમ. એ.! આપ જાતે ભણાવી લીધી હોત."

"વાહ! એવું હું શાને કરત !"

"અને હવે શાને કરો છો આપ ? એકને ભણાવી નહિં અને પચ્ચીસને ભણાવતા ફરો છો"

હુ શો ઉત્તર આપત ? ચૂપ થઇ ગયો. તે પણ ચૂપ થઇ ગઇ. જ્યારે ઘેરે પહોંચ્યો ત્યારે આજે ફરી લીલાનો પત્ર આવેલો હતો. તેણે પોતાની વિટંબણાઓનુ રૂદન આદરીને તેમાં વિનંતિ કરી હતી કે, હું તેને પોતાની દાસી બનાવીને પોતાની પાસે રાખી લઉં અને જેમ કૂતરાને રોટી નાખું છું, તેમ એક કટકો રોટીનો તેને આપતો રહું.

મેં તરતજ તેને જવાબ લખ્યો કે, શું તું મરણ પામીને પણ મારો પાલવ છોડવા નથી ઇચ્છતી. હું તારી જોડે લગ્ન કરવાનો ગુનેહગાર છું. એટલા માટે તેં મારૂં જીવન દુસ્વાર કરી મૂક્યું છે. બીજાનો સહકાર છોડીને પોતાના પગે ઉભતા તથા પોતાના પગે ચાલવાનું શીખો. કમજોરના માટે જગતમાં ક્યાં પણ સ્થાન નથી તારા જેવી સ્ત્રીઓ હિન્દુસ્તાન અને સમાજના ખભે નિરર્થક ભાર બની રહેલી છે."

પત્રને પોસ્ટ કરી હું પુષ્પાના ઘર તરફ જવા લાગ્યો. ઘેર પુષ્પા એકલી હતી. તેના કહેવાથી ખબર પડી કે, તેની બહેન એક જરૂરી ટેલિગ્રામના કામ અર્થે રામપુર ચાલી ગઇ છે. એથી હવે તે બિલકુલ અટુલી છે. મેં દિલમાં ખુશ થઇને કહ્યું.

"જો મારા લાયક કશું કામ હોય તો હું દરેક પ્રકારે તૈયાર છું."

"આપના સિવાય મારૂં અહીં છે પણ કોણ ?"

મેં તેની દ્રષ્ટિમાં કોઇ અનોખી ચમક તથા આકર્ષણ જોયાં. હું કુરસીને બદલે તેની પાસેજ બેસી ગયો.

"અને અમે પણ તો તમોને અટુલા નથી છોડી શકતા."

"મને આપથી એવીજ આશા છે. આપ ઘણા સારા છો માસ્તરજી!" પુષ્પાએ એમ કહેતાં જરા શરમથી નજરો હેઠે ઢાળી લીધી.

"હુ તો શું સારો છું. જો કે આપ પોતાનું પ્રતિબિંબ મારામાં જોઇ રહ્યા છો."

"તે પણ તો દર્પણમાંજ નજરે પડે છે."

"એક વાત કહું પુષ્પા ?"

"એક શું હજાર કરો."

"ખરાબ તો નહિં લગાડો ?"

"હું ઉતાવળી ઇન્તજાર કરી જાણું છું"

"તમે પ્રેમને જાણો છો ?"

"હાં હાં તેજ દૂધ વેચનારો છોકરો. હું જાણું છું તેને. શું કર્યું તેણે ?"

"એ નહિં; હું કહું છું કે, આપ જાણો છો પ્યાર કોને કહે છે ?"

"પરમાત્મા જાણે કોને કહે છે. આપ બતાવો" પુષ્પાએ નિર્દોષ સ્વરે અજ્ઞાનતાનું પ્રદર્શન કર્યું.

મેં તેને કેડમાંથી પકડીને પોતાના તરફ ખસડી લીધી અને કહ્યું "આને કહે છે પ્યાર: જાણી લીધુંને હવે ?"

તે શરમથી પીળી પડી ગઇ. મેં તેને પોતાના બાહુમાં જકડી લીધી

"મારી જીવન–નૌકાના હવે તમેજ સુકાની છો. ક્યાંક એને મજધારમાં ન છોડી દેજો !"

પ્રેમનું આ નાટક કેટલી વેળા ભજવવામાં આવ્યું. એવી રીતે એક અઠવાડિયું વિતી ગયું. આઠમા દિવસે હું અને પુષ્પા સાંજના વખતે એકજ સોફા ઉપર હાસ્ય–વિનોદ કરી રહ્યા હતા. મારો એક હાથ તેના ગળામાં વિંટાળેલો હતો. એજ વેળા તેની બહેન રૂમમાં દાખલ થઇ અને અમને આવી દશામાં જોઇને બળીને ભસ્મ થઇ ગઇ. મને બીજા ખંડમાં તેડી જઇને બોલી "માસ્તર સાહેબ ! મને તમારાથી એવી આશા ન હતી. હું તમને હમણાં પોલીસને સોંપી દેત, જો મને પોતાની પ્રતિષ્ઠાનો વિચાર ન હોત તો. હું તેને સારી પેઠે સમજાવી ગઇ હતી. પરંતુ જ્યારે આપણો રૂપિયોજ ખોટો હોય ત્યારે વાણીઆ ઉપર શા માટે દોષ મૂકવો ?"

હું શરમમાં ડુબી રહ્યો હતો.

"વારુ, સર્પ તો નિકળી ગયો હવે તેના લીસોટાને પીટવાથી શું વળશે ? તમે એક કામ કરો."

"કહો" મેં પોતાના મંદ સ્વરે કહ્યું.

"સાંભળો ! પુષ્પા વિધવા છે. તમે બેઉ જણાથી જે ભૂલ થઇ ગઇ છે, તેનો એકજ ઉપાય છે તે આ કે, તમે એનાથી શાદી કરી લો."

"વિધવાની જોડે લગ્ન ...?" મને એક ગુપ્ત અવાજ સંભળાવા લાગ્યો અને એક શ્વેત દાંતવાળો ભયાનક ચેહરો રાતા ચક્ષુઓ કાઢતો જોવામાં આવ્યો. હું કંપી ઉઠ્યો.

"હું કાલે જવાબ આપીશ" મેં કહ્યું.

"ઠીક વારૂ; પરંતુ હું 'સ્વીકાર' સાંભળવા ઇચ્છું છું. ખૂબ વિચારી લેજો, નહિં તો અમે ડુબેલા છીએ. તમને પણ સાથે લઇને ડુબીશું હવે તમે જઇ શકો છો."

હું આખા માર્ગમાં તે સંબંધી વિચારતો રહ્યો. એક પ્રેરણા સ્ફુરી '...શો વાંધો છે પુષ્પાની જોડે લગ્ન કરવામાં ?' બીજો વિચાર આવ્યો "વાહ, એક વિધવા જોડે ? ઘાંચીની સાથે સંપર્ક પણ સાધવું અને જમવું પણ શુષ્ક !" ફરી એક બીજો વિચાર આવ્યો '...તો પછી પોતાના ભણી તેને આકર્ષી શા માટે ?" ઘણા વિચારો મારા દિમાગમાં આવતા રહ્યા. વળી હું વિચારતો કે "આગમાં કુદીને કોઇ બચી પણ શકે છે ? પુષ્પાએ આગની સાથે કેમ રમવું પસંદ કર્યું ? તેજ એની શિક્ષા કેમ ન ભોગવે ?" આવા પ્રકારના ઘણા વિચારો દિમાગની અંદર જળ-પ્રવાહની પેઠે વહેતા રહ્યા.

કાલનો દિવસ આવ્યો અને ચાલી ગયો. પરંતુ મેં તેના ઘરની તરફ ભૂલથી પણ જોયું નહિં અને એવી રીતે એક અઠવાડિયું વિતી ગયું. હું સમજ્યો તે ક્યાંક ચાલી ગઈ હશે; પરંતુ મારા આશ્ચર્યની કોઇ સીમા ન રહી જ્યારે મેં જોયું કે, પુષ્પાની મોટી બહેન નાક તથા ભવાં ચઢાવીને મારા કમરામાં દાખલ થઇ. હું અસ્વસ્થ બેસી ગયો અને તેને પણ બેસવાનો ઇશારો કર્યો. પરંતુ તે બેઠી નહિં. તેણે ઉભા ઉભા કહ્યું:—

"આપ આવ્યા નહિ માસ્તરજી ! અમે આપની ઘણી પ્રતિક્ષા કરતાં રહ્યા છેવટે પોતાનો હિસાબ તો ચુકતે કરી ગયા હોત."

"ચાલો માંડી વાળ્યો મેં પોતાનો હિસાબ" બેદરકારીથી મેં કહ્યું.